# હિંદનું રાજ્યતંત્ર

## ( તેનો વિકાસ. )

---

અનુવાદક,

મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી,
બી. એ. એલ એલ. બી.
મુંબઇ.

---

પ્રકાશક,
ધી બોમ્બે હોમરૂલ લીગ
તરફથી રા. રા. કનૈયાલાલ એમ. મુનસી,
એડવોકેટ, હાઇકોર્ટ, ૨૫૧ હોર્નબીરોડ, ફોર્ટ
મુંબાઇ.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

---

૧૯૧૯.

---

કીંમત રૂ. ૧-૧૨-૦

# પ્રસ્તાવના.

---

આ ગ્રન્થ નામદાર એમ. રામચંદ્રરાવના The Development of Indian Polity નામના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. પુસ્તક ઘણું વહેલું બહાર પડવું જોઇતું હતું. પણ પ્રતિકૂળ સંજોગોને લઇને તેમ બનવા પામ્યું નથી. છતાં, તેની જરૂરીઆતમાં તથા ઉપયોગીપણામાં કાંઇ પણ ઘટાડો થતો નથી. રાજ્યદ્વારી વિષયના અભ્યાસીને તો હિંદનું રાજ્યતંત્ર હાલ કેવું છે?—કેવું હતું?—તેમાં કાળપ્રવાહ સાથે શા શા ફેરફારો થતા ગયા છે?—અને ભવિષ્યમાં કેવા થવાની વકી છે?—ને કેવા થવા જોઇએ?—આ સર્વ સવાલોની વિચારણા અત્યન્ત સહાયક તેમજ ઉપયોગી નીવડશેજ.

આ અનુવાદ અંગ્રેજી ભાષાના સારા જાણકાર માટે નથી. તેમજ આવા વિષયમાં રસ નહીં લેનાર ગુજરાતી જાણકાર માટે પણ નથી, રસ લેનારને પણ તેનાં પાનાં ઉથલાવતાં પરિભાષિક શબ્દોની તેમજ અર્થ-બોધની કોક કોક ઠેકાણે મુશ્કેલી નડશે. છતાં એક વખત તેવા શબ્દોને જાણી લીધા પછી વાંચન સુગમ્ય થશે, એવી આશા છે. આવો વાંચનાર વિષયના અપરિચયથી કંટાળી તો નહીજ જાય. કાંઇ નહીં તો તે પેપરીઆ જ્ઞાનથી સંતોષ માનનાર નહીં હોય: ને વધારે જાણવાની જીજ્ઞાસા ધરાવતો હશે જ.

વિષયનો પરિચય કરવાનું મૈત્રી કાર્ય રા. રા. મી. કનૈયાલાલ એમ. મુનશીએ આ ગ્રન્થના ઉપોદ્ઘાતમાં કરેલું છે. એટલે તે સંબંધમાં અહીં કશું વધારે લખવાની જરૂર નથી.

મારે અહીં મૂળ ગ્રન્થકર્તાનો ખરા દિલથી આભાર માનવો જોઇએ. અનુવાદ કરવાની રજા તેમણે વિના વિલંબે અને વગર શરતે આપેલી. તેમ કરવામાં તેમની લોકસેવાવૃત્તિજ કારણભૂત હતી. મુંબઇની હોમરૂલ લીગનો ઉપકાર પણ એટલોજ ઘટે છે. તેઓએ રાજ્યદ્વારી સાહિત્યનો જનસમાજમાં પ્રચાર કરવાના ઉદ્દેશથીજ આ પુસ્તકપ્રકાશનનો બોજો માથે લીધો છે. અને તેમ કરી રાજ્યદ્વારી સાહિત્ય પ્રત્યે લોકની અભિરૂચી ખીલવવાના યત્નમાં અનુવાદકને ત્વરિત ઉત્તેજન આપ્યું છે. આ સ્થળે રા. રા.

સાક્ષરશ્રી તથા મારા ગુરૂ કેશવલાલ હર્ષદરાય ધ્રુવે, તથા રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ તથા રા. રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે મને જે કીમતી સહાય આપેલી છે, તેનું સ્મરણ પણ કરવું જોઇએ. જ્યારે જ્યારે મને રાજ્યદ્વારી ભાવો માટે નવા શબ્દો યોજવાની મુશ્કેલી પડતી, ત્યારે ત્યારે હું સદરહુ ગૃહસ્થોની સલાહ ઉમંગથી મેળવી શકતો. પણ મારે નોંધવું જોઇએ કે અનુવાદની કુલ જોખમદારી મારે શિર છે.

સુધરેલા તમામ દેશોમાં તો રાજ્યદ્વારી સાહિત્યની ભાષા પણ પૂર્ણપણે ખીલી વિકાસ પામેલી હોય છે. આપણે અહીં હજુ ખીલવવાની છે. આપણે જ્યારે માતૃભાષામાં વિચારતા ને લખતા થઈશું ત્યારે તે સુલભ બનશે. તે વખતે આપણે અત્યારે વપરાતા ઘણા અધુરા શબ્દો ત્યજી દઈશું. કોઇ બન્ધુઓ આ પુસ્તકના સંબંધમાં ઉપયોગી સુચનાઓ કરશે, તો તે ઉપકાર સાથે વધાવી લેવામાં આવશે.

મૂળ ગ્રન્થમાં ગ્રન્થના છેડે ધી ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆ એકટ તથા સુધારાની બીજી યોજનાઓ પરિશિષ્ટરૂપે આપવામાં આવી છે. તે મેં આ અનુવાદમાં મૂકી દીધી છે. જીજ્ઞાસુએ મૂળમાંથી જોઇ લેવી.

છપાવવાની ઉતાવળને લીધે તેમજ કેટલીક દુર્લક્ષતાને લીધે જોડણીની કેટલીક અસલ ભૂલો રહી ગઇ છે. મહત્વની ભૂલો માટે તો શુદ્ધિપત્ર સાથે જોડ્યું છે. આશા છે કે વાચક આવી ખામીઓ દરગુઝર કરશે.

મુંબઈ

તા. ૧૦–૮–૧૯.

અનુવાદક.

# ઉપોદ્ઘાત.

હિન્દી રાજ્યતંત્રની પુનઃ રચના થાય છે તેથી આ વખતે આ પુસ્તકનો અભ્યાસ અણમૂલો ગણાયા વિના રહેશે નહિ. હિન્દુ, લોકશાસનને અને જવાબદારી રાજ્યતંત્રને પંથે મી. મોંટેગ્યુની હિમત અને મુત્સદ્દીપણાની મદદથી પહેલું ડગલું ધરનાર છે. એ નવું પ્રકરણ માત્ર જૂના—આ પુસ્તકમાં વર્ણવેલાજ, પ્રકરણનું અનુસંધાન છે. ને તેથી આ પ્રકરણના ગુણ દોષો પર નવા પ્રકરણનો ઘણો આધાર રહેશે. આ નવા રાજ્યતંત્રથી લોકોના હક્કો વિસ્તાર પામશે, અને લોકોને રાજ્યવહિવટમાં વધારે ભાગ લેવો પડશે. એ હક ભોગવવા, ને એ ભાગ લેવા લોકો તૈયાર થાય એવા હેતુથી આ તરજુમો પ્રગટ કરવાનું કામ આદરવામાં આવ્યું છે.

હાલનું આપણું રાજ્યતંત્ર માત્ર અમલદાર વર્ગની સત્તાપર રચાયેલું છે, લોકશાસનનો અંશ તેમાં છે નહિ, અને ઘણું અસંતોષકારક નીવડયું છે, એ વાત જગ જાહેર છે; પણ જ્યારે એ તંત્રપર આપણે ટીકા કરીયે છીયે ત્યારે ક્યા અને કેવા દષ્ટિબિન્દુથી આપણે કરીયે છીયે એ વિસરવું જોઇએ નહિ.

આપણું રાજ્યતંત્ર ઇસ્ટ ઇંડીયા કંપનીએ વેપાર અને પૈસો મેળવવા કરેલા ભગીરથ પ્રયત્નને પરિણામે ઉદ્ભવેલું તંત્ર છે. એટલે પુરાણું કે લાકડા કે લોખંડ જેવું હોય એમાં નવાઇ જ્હેવું નથી. માત્ર હિન્દી લોક તરફ લાગણી લાવી અંગ્રેજી પાર્લામેંટે કરેલા સુધારાને લીધેજ ત્હેનાથી કેટલાક લાભો થવા પામ્યા છે. અનેક વખત સ્વાતંત્ર્યપ્રેમી અંગ્રેજોએ ત્હેની પુનઃ રચના કરવાની હિમાયતી કરેલી પણ ઘણાખરા પ્રયાસો તો વાતમાં ને વાતમાં જ વિરામ પામી ગયા હતા. પરિણામે આ રાજ્યતંત્ર એક મહાન. નિર્જીવ યંત્ર સમાન સીવીલ સર્વીસના અમલદાર વર્ગનું શાસન થઇ પડયું છે.

આ શાસન અને જે શાસન આપણને જોઇએ છીયે તે વચ્ચે ઘણો વિરોધ છે. હિન્દમાં જ્ઞાનનો પ્રચાર થતાં, રાજકીય હક્કોની પ્રાપ્તિ માટે આકાંક્ષા વધતાં લોકશાસન તરફ આપણા લોકોનું વલણ વધતું ગયું છે. એ શાસન દુનીયાના આગળ પડતા દેશોએ સ્વીકાર્યું છે, અને તે શાસન બધે પ્રસારવું તે તેમ્હની કારકીર્દીનું અંતિમ ધ્યેય છે એમ અવારનવાર કહેવાય છે. અને આપખુદી સત્તાના કેન્દ્રસ્થાન સરખા જર્મની સ્હામું

થવાનો મૂળ ઉદ્દેશ એ શાસનનો વિજય છે, એમ બ્રિટિશ સામ્રાજ્યે અને ત્હેનાં મિત્રરાજ્યોએ સ્વીકાર્યું છે.

આ દૃષ્ટિબિન્દુ હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસે અનેકવાર રજુ કર્યું હતું. અનેકવાર એ દૃષ્ટિબિન્દુથી આપણું રાજ્યતંત્ર સુધારવું જોઇએ એમ અંગ્રેજી મુત્સદ્દીઓ કહેતા હતા; કોંગ્રેસ-લીગની યોજનાએ ઘણે અંશે આ દૃષ્ટિબિન્દુથી સુધારાઓ માંગ્યા; અને આપણે સદ્‌ભાગ્યે એ દૃષ્ટિબિન્દુ ૨૦ મી ઓગસ્ટ ૧૯૧૭ મીએ હિન્દી પ્રધાને પાર્લામેન્ટમાં આપેલા જાહેર વચનમાં નીચે પ્રમાણે સ્વીકારવામાં આવ્યું છેઃ—

શાહી સરકારની રાજનીતિ જે હિન્દની સરકારને પૂરેપૂરી સંમત છે તે આ પ્રમાણે રાજ્યવહીવટના દરેક ખાતામાં હિન્દીઓનો સંબંધ વધારવો; અને પ્રગતિમાન ક્રમમાં હિન્દમાં જવાબદાર રાજ્ય હયાતીમાં આવે એવા હેતુથી પ્રજાકીય સંસ્થાઓનો ધીરે ધીરે વિકાસ કરી, હિન્દને બ્રિટિશ સામ્રાજ્યના એક અખંડ ભાગરૂપ બનાવવું. આ હેતુ સફળ કરવા એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે બનતી ત્વરાએ આ દિશામાં સંગીન પગલાં ભરવાં. કયાં પગલાં ભરવાં તેના પ્રાથમિક વિચાર માટે મહત્ત્વની વાત તો એ છે કે ઇંગ્લાંડની તેમજ હિન્દની સરકારો વચ્ચે સ્વતંત્ર ને બિનઅધિકારી અભિપ્રાયોની આપલે કરવી. આથી શાહી સરકારે શ્રીમાન્ સામ્રાટની સંમતિથી એવો ઠરાવ કર્યો છે કે વાઇસરોયે આપેલા નિમન્ત્રણને મારે સ્વીકારવું, ને વાઇસરોય તેમજ હિન્દી સરકાર સાથે આ બાબતો ઉપર વિવેચન કરવા માટે હિન્દમાં જવું—ને ત્યાં જઇ, વાઇસરાયની સાથે રહી પ્રાન્તિક સરકારોના અભિપ્રાયો વિચારવા તથા પ્રજાકીય સંસ્થાઓ તેમજ અન્યોની સુચનાઓને ધ્યાનમાં લેવી. હું એટલું ઉમેરીશ કે આ રાજનીતિ અનુસાર પ્રગતિ પગથીએ પગથીએ જ થઇ શકશે. હિંદના ભલા માટેની તેમ જ તેની પ્રગતિ માટેની જવાબદારીઓ બ્રિટિશ સરકાર તેમ જ હિંન્દી સરકારને માથે છે. તેથી ક્યારે ને કેટલો સુધારો કરવો તેનો છેવટનો નિર્ણય તેમને હસ્તક રહેશે. હવે પ્રજાસેવા કરવાની આ નવીન તકોનો લાભ જેમને મળશે તેઓ કેટલી સહાય્ય કરે છે, તથા જવાબદારીના આત્મભાનમાં કેટલો વિશ્વાસ મૂકી ચાલે છે, તેટલા પ્રમાણમાં તેઓ ( સરકારો ) પોતાના કાર્યમાં દોરાશે. પાર્લામેન્ટ સમક્ષ જે ઠરાવો રજુ કરવામાં આવશે, તે ઉપર જાહેર ચર્ચા કરવાની પૂરતી તક આપવામાં આવશે. ”

એ ઉપરાંત પણ મી. મોન્ટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડની યોજનામાં તે દૃષ્ટિબિન્દુ કેટલેક અંશે આપણા રાજ્યતંત્રમાં ઉતરાવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને આશા રખાય છે કે તે યોજના અમલમાં લાવવાનું બીલ થોડા વધતા ફેરફાર સાથે પાર્લામેંટમાં પસાર થશે.

હાલ છે તે બીન જવાબદારી રાજ્યંત્ર, અને જે જવાબદારી રાજ્યતંત્ર ( Responsible Government ) આપણે જોઇએ છે, અને ૨૦ મી ઓગસ્ટના જાહેરનામા પ્રમાણે આપણને આપવાને પાર્લામેંટ બંધાયેલી છે એમાં આસ્માન જમીનનો ફેર છે; અને આ દૃષ્ટિબિન્દુ કેટલે અંશે નવા સુધારામાં સચવાયું છે, કેટલે અંશે તે જૂના રાજ્યતંત્રમાં ન્હોતું, આ સ્પષ્ટ થવા માટે જવાબદારી રાજ્યતંત્ર, અને બીન જવાબદારી વચ્ચે રહેલો ફેર જોવો જોઇએ.

એ વિષય પર મ્હારા એક લેખમાંથી ઉતારો કરવાની રજા લઇશ.[1]

"આની ( લોકશાસનની ) સર્વમાન્ય વ્યાખ્યા આ પ્રમાણે છે "લોકોના ઉપર રાજ્ય, તે લોકોવડેજ અને લોકોના ભલાને માટેજ." ઇંગ્લાંડ, ફ્રાન્સ, અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ, સ્વીટઝરલાંડ વગેરે દેશોમાં આ સંપૂર્ણ છે; હિન્દુસ્થાન વિના દુનિયાના ઘણા ખરા સુધરેલા દેશોમાં તે ઘણે કે થોડે અંશે છે. આ શાસન "લોકોના વધારેમાં વધારે ભાગના વધારેમાં વધારે ભલાને માટે ચલાવવામાં આવે છે." એમાં લોકો પોતાના ચુંટેલા પ્રતિનિધિઓથી કાયદા ઘડે છે; પોતાના નીમેલા અમલદારોથી તે કાયદા અમલમાં મૂકે છે; અને પોતે જ તે પ્રતિનિધિ કે અમલદારને બદલવાનો કે ત્હેનો જવાબ લેવાનો હક્ક રાખે છે."

જવાબદારીની દૃષ્ટિએ જોતાં આ શાસનોના જુદી રીતે વિભાગ થઇ શકે છેઃ—જવાબદારી વિનાનું શાસન અને જવાબદારીવાલું ( responsible ) શાસન. પહેલામાં, એકશાસન તેમજ વર્ગશાસન બન્નેનો સમાવેશ થાય છે. ત્હેમાં રાજ્યકર્તા, પછી એક હોય કે અનેક, પણ પોતાની જાતને લોકોથી નીરાળા, ઉંચા, વધારે લાયક, સત્તાના અધિકારી ગણે છે; ફરમાનો કરવાં એ ત્હેમનો ઇશ્વરદત્ત, લાયકાતથી બક્ષેલો કે પછી ભોગવટાથી દૃઢ થયેલો અધિકાર તેઓ લેખે છે. તે ફરમાનોને તાબે થવું એ લોકોનું કર્તવ્ય છે એમ તેઓ ગણાવા માંગે છે; આ શાસનમાં લોકોને

૧ લોકશાસન—સ્વરાજ્ય લેખમાળા નં. ૨૦

રાજ્યકર્તાઓનું ફરમાન અયોગ્ય કે અરૂચીકર લાગે તો પણ હેમનાથી નજરમાં આવે તેમ ચર્ચા થતી નથી; પણ ઘુંટણીયે પડી, કરગરી, ભીખ માંગી, મહેરબાનીની રાહે રાજ્યકર્તા પાસે માંગણી કરવી પડે છે; રાજ્યકર્તા દેવ ગણાવા મથે છે, આડંબર અને ભપકાથી પોતાની ભવ્યતા વધારે છે—પોતે ભૂલ કરે નહિ, પોતાથી ભૂલ થઇ શકે નહિ એવો દાવો કરે છે—અને તે અમાનુષિ સિદ્ધાન્ત સિદ્ધ કરવા લોકો જોડે ગમે તે પ્રમાણે વર્તે છે."

"લોકશાસનમાં લોક માલીક હોય છે. રાજ્યકર્તા માત્ર હેના કાર્યવાહકો, વાણોતરો હોય છે. લોક રાજ્યકર્તાને નીંદવાનો, ઠપકો દેવાનો, હેમની મરજી વિરૂદ્ધ ચાલે તો પદભ્રષ્ટ કરવાનો સ્વાભાવિક હક્ક ધરાવે છે. અધિકારી અધિકાર પુરતોજ આડંબર ધારે છે; અને જવાબદારીનું ભાન હોવાથી નીયમીત રીતે વર્તે છે. લોક તેમ જ રાજ્યકર્તા બધાપર કાયદાનું લોકે નક્કી કરેલા, લોકમતના પ્રતિબિમ્બરૂપ નિયમોનું—એકે ચકે રાજ્ય ચાલે છે. લોકશાસન અને બીજા શાસન વચ્ચે રહેલાં ભેદનાં દૃષ્ટાંત ઇંગ્લાંડ અને હિન્દમાં જોઇએ તેટલાં જડી આવે છે. વિલાયતનો પોલીસનો સીપાઇ વિનયશીલ છે,—પોતાના માલીકો—લોક—જાય આવે હેની સંભાળ રાખે છે; આપણી પોલીસ સ્વાધિકારમાં પ્રમત્ત છે, પોતાને લોકોના ઉપરી, એક જાતના બન્દીખાનાના રખેવાલો માને છે. બન્ને પોતાના અધિકારીને જવાબદાર છે; પણ ત્યાં અધિકારીને લોકોએ સત્તા આપેલી છે અહિંયાં અધિકારીની સત્તા સ્વયંભૂ છે! લડાઇને લીધે મુખ્ય પ્રધાન મી. લોઇડ જ્યોર્જને અનહદ સત્તા આપવામાં આવી છે. છતાં ચાહે તે તે કરી શકતા નથી. હેની સત્તા લોકદત્ત છે. ચુંટણી થતાં હેને પોતાની હકુમતનો જવાબ લોકને આપવો પડશે. અને અહિંયાં થોડાજ વખતપર તે પ્રધાનથી ઘણી ઉતરતી પંક્તિના એક અંગ્રેજી અમલદારે—અહિંઆં એના વર્ગનું શાસન ચાલે છે તેથી—કહેવાની હિંમત કરી હતી કે પોતે બધી સત્તા ધરાવે છે, મહેસુલ વિષે તપાસ કરવી, મહેસુલની છુટ આપવી એ એમ્હની પોતાની સ્વેચ્છાની વાત છે, લોકોનો હેમાં કાંઇ હક્ક નથી!

અનેક સદીઓના અનુભવથી એટલું તો સિદ્ધ થયું છે કે લોકશાસન શીવાય સંતોષકારક તેમજ સુખદાયક બીજું એકે શાસન નથી. "મુશ્કેલી વગર એટલું તો બતાવાશે કે ભાવનાની દૃષ્ટિએ જોતાં રાજ્યતંત્રનું સારામાં સારૂં સ્વરૂપ એ છે કે જહેમાં રાજ્યસત્તા અથવા અંતિમ અધિકાર ચલાવવાની સર્વશ્રેષ્ઠ સત્તા તે સમગ્ર જનસમૂહમાંજ રહે; અંતિમ રાજ્યસત્તા

ચલાવવામાં દરેક નાગરિકનો મત લેવાવો જોઇએ એટલું જ નહિ પણ અવારનવાર સ્થાનિક કે સામાન્ય કોઇ જાહેર ફરજ તે બજાવે એવી રીતે રાજ્યતંત્રમાં ત્હેને ભાગ મળવો જોઇએ."૧

કયું શાસન સારૂં એ પ્રશ્ન પર નિ:સ્વાર્થી લોકોનો મત દહાડે દહાડે એકજ થતો જાય છે. અંગ્રેજી તત્ત્વજ્ઞાની જોન મીલ કહે છે "કેટલીક જરૂરી બાબતોમાં અમલદારી વર્ગશાસન સરખામણીમાં વધારે સારૂં દેખાય છે. તે અનુભવ ભેગા કરે છે, અનુભવ સિદ્ધ અને પુખ્ત વિચારના પરિણામ રૂપ, સમયના પ્રભાવે માન્ય થઇ પડેલાં સિદ્ધાન્તો ઉપજાવે છે, અને અધિકારીઓને યોગ્ય વ્યવહારૂ જ્ઞાન પુરૂં પાડે છે. પણ વ્યક્તિના બુદ્ધિ પ્રભાવને તે સાનૂકૂલ થતું નથી. નિશ્ચેતન નિયમિતતા રૂપી રોગ અમલદારી વર્ગશાસનને લાગુ પડે છે, અને ત્હેનાથી તે આખરે મરે છે. ત્હેમના સિદ્ધાન્તોની નિશ્ચલતાથીજ તે ( વર્ગશાસનો ) મરણ પામે છે; અને વ્હેલું મરે છે તે એ વિશ્વનિયમને લીધે કે, જે નિશ્ચેતન નિયમ બને છે ત્હેમાંથી જીવન જતું રહે છે, અને બુદ્ધિનો પ્રભાવ તેમાં ન રહેવાથી પોતાનું કાર્ય ન થાય તો પણ તે સાંચાની માફક ફર્યા કરે છે. અમલદારી વર્ગશાસન હમેશાં ડહાપણીયાઓનું વર્ગશાસન થઈ જાય છે."૨

એવા નિશ્ચેતન નિયમમાં ઉછરેલો અધિકારી વર્ગ સ્વાતંત્ર્ય તરફ તિરસ્કારની નજરે જુવે એ સ્વાભાવિક છે. તે માને છે "કે દેશ ઉપર રાજ્ય કરવું એ તો અમલદાર વર્ગનુંજ કામ છે; ત્હેના પવિત્ર ગુરૂમંત્રોનો તેમણેજ પાઠ કરેલો છે; રાજ્ય તંત્રોના ગૂઢ ચલણની સ્હમજણ પણ ત્હેમનેજ હોય છે; બહુતો ત્હેમના વિચાર વિષે પ્રજા નમ્રતાથી અને માનપૂર્વક સૂચનાઓજ કરી શકે. પણ તેથી વધારે કાંઇજ નહિ. આ મહાન અમલદારો મનુષ્યના સ્વાતંત્ર્યને રાજદ્રોહ ગણે છે. તેઓ દેશીઓને કાંતો બંડખોર અથવા નરમ ઘેટાં તરીકેજ ગણે છે."૩

"આવાં અનેક કારણોથી એ સિદ્ધાન્ત તો નક્કી ઠરી ચૂક્યો છે કે ગમે તેવું સારામાં સારૂં રાજ્યતંત્ર હોય તો પણ સ્વરાજ્ય કરતાં વધારે સારૂં હોયજ નહિ." લોક શાસન "સામાન્ય સુખનો પાયો સમગ્ર લોકની

1 Mill's Representative Government.

2 Quoted in Mrs. Besant's Presidental Address at the Congress 1917.

3 Hobbes on Liberalism.

ઇચ્છા પર રચે છે, અને દરેક યોગ્ય ઉમરના, બુદ્ધિશાલી મનુષ્યને તે ઇચ્છાને પ્રગટાવવા ફરમાવે છે. લોકોમા સહકારી પ્રયત્ન વિના પણ ઘણી સારી વસ્તુઓ થઇ શકે એ નિઃસંશય છે. સારી પોલીસ રાખી શકાય, કાયદાઓની ન્યાયી વ્યવસ્થા રાખી શકાય, કેળવણી, વ્યક્તિસ્વાતંત્ર્ય, અને સુવ્યવસ્થિત ધંધો રોજગાર આપી શકાય. પરદેશી રાજા, કેળવાયલો અધિકારી વર્ગ કે શુભેચ્છક રાજા આવા વરો બક્ષી શકે. ગમે તેમ મળે, તોપણ આ વસ્તુ સારી છે. પણ લોક શાસનના સિદ્ધાન્ત પ્રમાણે આમ મેળવેલી ચિજોમાં ચેતન નથી......સારૂં રાજ્યતંત્ર ઘણી સારી વસ્તુ છે પણ સમગ્ર લોકની ઇચ્છા તેથી પણ વધારે સારી વસ્તુ છે; અને આ ઇચ્છાના અપૂર્ણ, લથડતા, ક્ષુભિત આવિર્ભાવમાં—સરસમાં સરસ સાંચામાં હોય ત્હેના કરતાં પણ—ઉચ્ચ વસ્તુઓ પ્રાપ્ત કરવાનો પ્રભાવ વધારે છે."[1]

આ જવાબદારીની ભાવના આપણી નજર આગળ રાખી, રાજ્યતંત્રને વિશાળ કરવાનાં પ્રયત્ન કરવા એ ભવિષ્યના જાહેર જીવનનો હેતુ થઇ પડયો છે. આ ભાવનાના દૃષ્ટિબિન્દુથી આપણું હાલનું રાજ્યતંત્ર તદન નકામું છે. અને એક બે અંગો બાદ કરીયે તો મી. મોન્ટેગ્યુની યોજના પણ ઘણી ન્હડીયાતી નથી. છતાં પ્રાન્તિક સરકારમાં લોકને સોંપેલા (Transfered) વિષયોપર અપાયેલી લોકની સત્તા અને ચુંટણી માટે વિશાળ અને ખરોખર મત આપતાં મનક્ષેત્રો—આ બે અંગો તે યોજનામાં જવાબદારી રાજ્યતંત્રનો અંશ દાખલ કરે છે. એ અંશનો લાભ લઇ આપણા રાજ્યતંત્રને વધારે જવાબદાર બનાવવું ત્હેનાપર જ આપણા ભવિષ્યના રાજકીય જીવનની આશા રચાઈ છે.

એ આશા સિદ્ધ કરવા જોઇતું જ્ઞાન ને ઉત્સાહ પ્રસારવા માટે પ્રગટ થયેલા પુસ્તકોમાં રા. રામચંદ્રરાવનું આ પુસ્તક ઉત્તમ સ્થાન ભોગવે છે; અને મી. મોહનલાલ વીઠ્ઠલદાસ ગાંધીએ શ્રમ લઇ કરેલો ત્હેનો તરજુમો ગુજરાતીઓને ઉપયોગી થઇ પડશે એમ હું આશા રાખું છું.

બાબુલનાથ રોડ—મુંબઇ | કનૈયાલાલ મા. મુનશી.
તા. ૫–૮–૧૯૧૯

---

1 Mill's Representative Government.

# અનુક્રમણિકા.

---



---

# શુદ્ધિપત્ર.

---

## ( ફક્ત મહત્વની ભૂલોનું. )

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૯ | નવેંબર | ૧૯૧૭ |
| ૬ | ૨૭ | માટે સંસ્થાઓ | માટે રાજદ્વારી સંસ્થાઓ |
| ૧૯ | ૯ | શકાર્તા | શકર્તા |
| ૧૯ | ૧૪ | અમૂક | અચૂક |
| ૨૬ | ૧૦ | સ્થિતિનો | સ્થિતિની |
| ૨૯ | ૪ | જેવું | જેવી |
| ૪૧ | ૩ | મોટો પબટો યઇ | મોટો પલટો થઇ |
| ૪૨ | ૯ | એવા | એમ |
| ૪૪ | ૧૨ | બોલવાની | બોલવાના |
| ૪૫ | ૨૩ | આ દેશ ફ્રાન્સ | આ દેશથી ફ્રાન્સ |
| ૪૬ | ૮ | તેને | તેણે |
| ૪૬ | ૯ | ઘણા ખરા હાથ | ઘણા ખરાના હાથ |
| ૪૬ | ૨૮ | લક્ષકરો | લશ્કરો |
| ૪૭ | ૧૦ | બંલાગી | બંગાલી |
| ૪૮ | ૩ | લક્ષ્કરી | લશ્કરી |
| ૫૨ | ૪ | ધરાવતું | ધરાવતો |
| ૫૩ | ૧૧ | સંયુક | સંયુક્ત |
| ૫૭ | ૫ | બનાવી | બતાવી |
| ૫૭ | ૧૫ | દિવસમાં | દિશામાં |
| ૫૮ | ૧ | સીસીલીશન | સીસીલીયન |
| ૫૮ | ૬ | સામ્રાજ્ય હિત | સામ્રાજ્યના હિત |
| ૬૧ | ૩ | અપ્રાણિક | અપ્રામાણિક |
| ૬૪ | ૨ | પ્રકૃતિ | પદ્ધતિ |
| ૬૪ | ૩ | સંયુક | સંયુક્ત |
| ૬૭ | ૩ | મોર્લીંગ | મોર્લી |
| ૬૭ | ૧૯ | તેને | તેણે |
| ૭૧ | ૨ | ભાવનાની | ભાવનાના |
| ૭૧ | ૧૧ | છે કેમ | છે કે કેમ |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૩ | ૨૦ | પ્રકારના | પ્રકારનો |
| ૭૫ | ૧૦ | પ્રસાણભૂત | પ્રમાણભૂત |
| ૭૬ | ૧૩ | કારીબારી | કારોબારી |
| ૭૭ | ૧૫ | ૧૮૭૪ | ૧૭૭૪ |
| ૯૭ | ૧૫ | આવ્યો | આવ્યું |
| ૧૧૨ | ૧૯ | હેવાલ | નાંધો |
| ૧૧૨ | ૨૩ | વાંધા | વાંધો |
| ૧૧૫ | ૯ | રાન્યોની | રાજ્યોની |
| ૧૨૦ | ૨૦ | આવાં | એવાં |
| ૧૨૦ | ૨૭ | ૧૮૯૦ | ૧૮૯૦ માં |
| ૧૨૬ | ૨–૩ | કામકામ | કામકાજ |
| ૧૩૮ | ૨ | હથિર | હથિયાર |
| ૧૩૮ | ૧૮ | આપેલા | આવેલા |
| ૧૩૯ | ૨૯ | કેવા છે. | કેવા છે તે તપાસવા. |
| ૧૪૩ | ૨૦ | આપવા | આવવા |
| ૧૪૪ | ૧૬ | હજુ; હીંદની | રજુ, હીંદના |
| ૧૫૦ | ૧૦ | રેલ્વો | રેલ્વેઓ |
| ૧૫૦ | ૧૯ | મવત્વ | મહત્વ |
| ૧૫૧ | ૧૦ | ગણુ | પણ |
| ૧૫૨ | ૭ | ગોખલે | ગોખલેએ |
| ૧૫૨ | ૯ | હીંદ | હીંદને |
| ૧૫૨ | ૨૮ | વેળાએ તો | વેળાએ તો તે વિરૂદ્ધ |
| ૧૫૨ | ૨૯ | દાખવેલી તે વિરૂદ્ધ. | દાખવેલી. |
| ૧૫૪ | ૯–૧૩ | તેને | તેણે |
| ૧૫૪ | ૧૪ | વધી | બધી |
| ૧૫૮ | ૧૦ | હીંદના | હિંદનો |
| ૧૬૦ | ૧ | સંભાવ | સમભાવ |
| ૧૬૧ | ૨ | જાજાતની | જાતની |
| ૧૭૩ | ૧૫ | નહીં | નહીંપણ |
| ૧૭૩ | ૧૬ | તેમનો | તેનો |
| ૧૭૪ | ૪ | સાથેસાથે | સાથે |
| ૧૭૫ | ૨૦ | પ્રાંતો | પ્રાંતોને |

| પૃષ્ઠ. | પંક્તિ, | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૨ | ૧૬ | રેલ્વો | રેલ્વેઓ |
| ૧૮૪ | ૧૦ | બજાવવામાં | બજાવવાનાં |
| ૧૮૬ | ૯ | રેલ્વોં | રેલ્વેઓ |
| ૧૯૩ | ૩ | ના બીજી કોઇ શાખામાં | ની બીજી કોઈ શાખામાં |
| ૧૯૫ | ૧૨ | વડીસરકારે | વડી સરકારને |
| ૧૯૯ | ૧૬ | કહેલામાં આવે છે | કહેવામાં આવે છે |
| ૨૦૫ | ૧૪ | કાર્યક્રમ | કાર્યક્રમને |
| ૨૦૬ | ૨૩ | બોર્ડોનો | બોર્ડોને |
| ૨૧૫ | ૩ | વડીસરકારના | વડી સરકારની |
| ૨૧૫ | ૩ | લાગતુંવળતું | લાગતુંવળગતું |
| ૨૧૬ | ૧૫ | કાયદા | કાયદો |
| ૨૩૫ | ૧૨ | શકતો | શકાતો |
| ૨૪૧ | ૧૦ | ઓંછામાં ઓછાં | ઓછામાં ઓછો |
| ૨૪૨ | ૧૨ | રાજનીતિતના | રાજનીતિના |
| ૨૪૩ | ૧૬ | અનિષ્છા | અનિચ્છા |
| ૨.૪૪ | ૨૫ | પદવીએ | પદવી |
| ૨૪૫ | ૭ | રકવાનો, રાટ્રીયતાની | કરવાનો રાષ્ટ્રીયતાની |
| ૨૪૫ | ૨૭ | કુમ્બકોનોનમ | કુમ્બકોનમ |
| ૨૪૫ | ૨૮ | ગનજમ | ગંજામ |
| ૨૪૭ | ૨૮ | નીવડયો | નીવડયાં |
| ૨૪૮ | ૧૪ | માન્યા | માન્યતા |
| ૨૪૮ | ૨૧ | પ્રતિનિધિત્વને | પ્રતિનિધિત્વનો |
| ૨૬૨ | ૮ | તેનો | તેના |
| ૨૬૨ | ૧૦ | જીલ્લાનો | જીલ્લાના |
| ૨૬૪ | ૧૪ | અમલદારોના | અમલદારો |
| ૨૬૮ | ૫ | લધારે | વધારે |
| ૨૭૧ | ૧૪ | સંગીનપણે | સંગીનપણું |
| ૨૭૨ | ૧૦ | બદાએલી | બદલાએલી |
| ૨૭૫ | ૧૧ | આવ્યાં | આવ્યા |
| ૨૭૯ | ૯ | ૮૦૪ | ૮૦ |
| ૨૮૬ | ૧૮ | સાફસાફ | સાફસૂફ |

| પૃષ્ઠ | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૨૮૬ | ૨૫ | સુપ્રતને | સુપ્રત |
| ૩૦૧ | ૨૩ | ત્યાં | ત્યાં લગી |
| ૩૦૭ | ૧૬ | થયો | થઇ |
| ૩૦૮ | ૨૫ | આવી | આવા |
| ૩૦૮ | ૨૫ | સેનાનું | સેનાની |
| ૩૦૯ | ૮ | શિયારૂં | શિયાળુ |
| ૩૦૯ | ૧૧ | તેને | તેણે |
| ૩૦૯ | ૨૩ | આવેલો | આવેલા |
| ૩૦૯ | ૨૭ | ફ્રાન્સજ | ફ્રાન્સના |
| ૩૧૨ | ૫ | માંડો | મોડો |
| ૩૧૨ | ૮ | મંડી ગયો છે. | માંડી છે. |
| ૩૧૩ | ૧૯ | ડુગ્રાઓ | ડાગ્રાઓ, |
| ૩૧૩ | ૨૦ | ઘરવલીઓ | ગઢવાલીઓ |
| ૩૧૪ | ૧૪ | પૂરેપૂરી | પૂરેપૂરા |
| ૩૧૮ | ૯ | એમ | એચ |
| ૩૨૦ | ૧૧ | વિલિયમ વાર્નર | વિલિયમ લી વાર્નર |
| ૩૨૦ | ૧૨ | હિંદ," | હિંદ," કહે છે |
| ૩૨૦ | ૧૬ | શકતું | શકાતું |
| ૩૨૬ | ૧૦ | સર | શરત |
| ૩૨૭ | ૧૮ | જેવી | જેવા |
| ૩૨૭ | ૧૮ | મરેની | જાડેજા |
| ૩૨૭ | ૧૮ | કોમાપુરની | કોલાપુરની |
| ૩૨૭ | ૨૨ | રેલ્વે | રેલ્વેઓ |
| ૩૩૨ | ૧૨ | લેવી | લેવા |
| ૩૩૪ | ૧ | લગતાં | લગતું |
| ૩૪૦ | ૧ | ને | તો |
| ,, | ૨૯ | પડયો | પડયાં |
| ૩૪૨ | ૪ | સદ્‌ગૃહસ્થાઓ | સદ્‌ગૃહસ્થોએ |
| ,, | ૨૭ | જેવી | જેવો |
| ૩૪૩ | ૨૮ | સંતાવિતતામાં | સંભવિતતામાં |

# હિંદનું રાજ્યતંત્ર.



## પ્રકરણ ૧ લું.

### સામ્રાજ્યના બંધારણમાં રાજકીય ફેરફારો.

"કોઈ કોઈ પ્રસંગે ઇતિહાસમાં દુનિયા પોતાના માર્ગ ઉપર એવી તો ધીમી ગતિ કરે છે, કે જાણે તે સૈકાંના સૈકાં સુધી સ્તબ્ધ થઇ ગઇ હોય, એમ લાગે. વળી એવા સમયો પણ આવે છે, જ્યારે સૈકાઓ લગી ન કાપી શકાય એવા લાંબા રસ્તાને તે એક વર્ષ જેટલા ટુંકા વખતમાં અંજાવી નાંખે એવી ઝડપથી કાપી નાંખે છે. અત્યારનો સમય એવો છે."

મી. લૉઇડ જોર્જ ( એપ્રિલ, ૧૪, નવેમ્બર )



યુદ્ધ થયું તે અગાઉ ત્રીસ વરસથી ઘણા લેખકોને તેમજ વિચારકોને એવું લાગ્યું છે કે રાજ્ય-બંધારણમાં સુધારા થવાની જરૂર છે, જેથી સામ્રાજ્યના જુદા જુદા ભાગોનું એક સમગ્ર જીવન્ત રૂપ ઘડી શકાય. છેક ૧૮૭૨ માં લોર્ડ બીકન્સફિલ્ડને એવું લાગેલું કે જો સંસ્થાનોમાં સ્વરાજ્યની સ્થાપના થાય તો સામ્રાજ્યની એકરૂપતા સધાય. સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં સામ્રાજ્યને લગતા સવાલો ઉપર વિચાર ચલાવવા માટેની ચળવળ કરવાની શરૂઆત ૧૮૮૪માં થઈ અને સામ્રાજ્ય ફેડેરેશન લીગનો પાયો નંખાયો. ચાલતા યુદ્ધ પૂર્વે બ્રિટિશ સામ્રાજ્ય ૧૧,૨૭૩,૦૦૦ ચોરસ માઇલનું તથા ૪૧૭,૨૫૮,૦૦૦ માણસોની વસ્તીનું બનેલું હતું; અને આ દુનિયાના કુલ ક્ષેત્રફળનો

૧/૫ ભાગ તથા તેની કુલ વસ્તીનો ભાગ થાય છે. સામ્રાજ્યમાં ગ્રેટ બ્રિટન સર્વોપરી રાજ્ય છે, અને બ્રિટિશ પાર્લામેન્ટ એ સંસ્થાનોની તેમજ પરાધીન રાજ્યોની છેવટની સર્વોપરી સત્તા છે. આમ સંયુક્ત રાજ્યનો અંદરનો વહીવટ તેમજ સામ્રાજ્યનો સાધારણ વહીવટ એકજ રાજ્ય અને એકજ પાર્લામેન્ટના હાથમાં છે. તેટલા માટે આખા સામ્રાજ્યનું રાજ્યતંત્ર એક જીવન્ત સ્વરૂપમાં ચાલે એ માટે ઘણા વખતથી સંયુક્ત રાજ્યના અને સંસ્થાનોના રાજ્યસુધારકોએ મથન કર્યું છે. સામ્રાજ્યના સઘળા ભાગોમાં વસતા આગેવાન રાજદ્વારી પુરૂષોએ એવો મત પણ દર્શાવ્યો છે કે હાલના રાજકીય બંધારણ મુજબ સંસ્થાનોને અને પરાધીનરાજ્યોને લડાઇ જાહેર કરવાનો અગર સલાહ કરવાનો કશોજ અખત્યાર નથી. કેવળ સંયુક્ત રાજ્યના લોકોએ નિર્માણ કરેલા અને તેમને જ જવાબદાર એવા રાજ્યને આવા સવાલોનો નર્ણય કરવાનો અધિકાર છે. હાલમાં સામ્રાજ્ય સરકાર આખા બ્રિટિશ સામ્રાજ્યની સહીસલામતિ માટે જવાબદાર છે. બ્રિટિશ સામ્રાજ્યની પરદેશી રાજ્યો જોડેની રાજનીતિમાં સલાહ કરવાની તેમજ યુદ્ધ જાહેર કરવાની જવાબદારીઓનો સમાવેશ થાય છે. આ સત્તા હાલ બ્રિટિશ પ્રધાન મંડળ તથા પાર્લામેન્ટ તથા સંયુક્ત રાજ્યને અધીન છે. આ સવાલોનો નિર્ણય કરવાનું સંસ્થાનો, હિંદ અને બીજાં પરાધીન રાજ્યોના હાથમાં નથી. તેટલા માટે સામ્રાજ્યના બંધારણને રાષ્ટ્રમંડળની (ફેડરેશન) ભાવના લગાડવામાં આવે તો સામ્રાજ્યનું પ્રત્યેક અંગ સામ્રાજ્યને લગતી દરેક રાજકીય બાબતોમાં વાજબી હક સંપાદન કરી શકે, અને સામ્રાજ્યની જવાબદારીઓમાં પણ હિસ્સેદાર થઈ શકે તો સારૂં, એવા મતનું ઘણા જોરથી પ્રતિપાદન કરવામાં આવે છે. સંયુક્ત રાજ્યના અંદરના વહીવટના બોજામાંથી પાર્લામેન્ટને કેવી રીતે મુક્ત કરવી; સામ્રાજ્યને લગતું એક એવું કારોબારી ખાતું કેવી રીતે ઉભું કરવું કે જે સામ્રાજ્યને લગતા વહીવટને જવાબદાર રહે; તથા સામ્રાજ્યને લગતું નવીન

ખજાનચી ખાતું તથા કરખાતું કેવી રીતે સ્થાપવાં, આ સર્વ સવાલો ઉત્કંઠા અને હોંશથી ચર્ચવામાં આવે છે.

## સામ્રાજ્યસભાની બેઠકો.

સાધારણ રીતે રાજકીય સુધારાના આ આદર્શોનો હવે સ્વીકાર કરવામાં આવે છે, અને સંયુક્ત રાજ્યમાં, સંસ્થાનોમાં તેમજ અલ્પાંશે પરાધીનરાજ્યોમાં તે દૃઢ થતા જાય છે. સામ્રાજ્યની સભાની બેઠકોપ્રસંગે સામ્રાજ્યને લગતા વિષયોની ચર્ચા વખતો વખત થાય છે, તેમાં આ આદર્શોનાં સ્વરૂપ સ્પષ્ટ ઘડાયાં છે અને નક્કી થયાં છે. આ સભાઓના હેવાલો ઉપરથી આદર્શો કેવી રીતે વૃદ્ધિ તથા વિકાસ પામ્યા છે, તે ચોખ્ખું જોઇ શકાય છે. આ બેઠકોનાં પ્રથમનાં વર્ષોમાં હિંદની સ્થિતિનો કદીએ વિચાર કરવામાં આવ્યો નથી. ૧૮૮૭ માં સંસ્થાનિક સભા ઉઘાડી મૂકવાની ક્રિયા થઈ તે વખતે હિંદનો પ્રધાન હાજર હતો. પરંતુ, ત્યાર પછીની બેઠકો વેળાએ નતો હિંદી પ્રધાન કે ઈતર હિંદી પ્રતિનિધિ હાજર રહ્યો હતો. ૧૮૯૭ની તેમજ ૧૯૦૨ની બેઠકોમાં હિંદી પ્રધાન ગએલો નહીં, તેમજ પ્રતિનિધિ તરીકે તેનું નિમન્ત્રણ પણ કરવામાં આવેલું નહીં. ૧૯૦૭ માં લોર્ડ મોર્લિએ સર જેમ્સ મેસ્ટ્ર (હાલમાં લોર્ડ ઈન્ચકેપ)ને સભાના સભાસદ તરીકે નહીં, પણ હિંદના પ્રતિનિધિ તરીકે બેઠકમાં હાજરી આપવા નિમ્યો હતો. આ બેઠકમાં લોર્ડ ઈન્ચકેપે હિંદને લગતી આર્થિક નીતિને એવી તદન નવીન રીતે રજુ કરેલી કે તેનો આ દેશમાં તરતજ અસ્વીકાર કરવામાં આવેલો. ૧૯૧૧માં હિંદનો પ્રધાન સામ્રાજ્યની બેઠકમાં હાજર હતો, પરંતુ હિંદને પ્રતિષ્ઠિત સ્થાન આપવામાં આવ્યું નહોતું. અર્થાત ૧૯૧૫ સુધી સામ્રાજ્યની સભાઓમાં કેવળ સંયુકતરાજ્યનું તથા સ્વતંત્ર સંસ્થાનોનુંજ પ્રતિનિધિત્વ હતું અને તેમાં પ્રધાન સિવાય બીજું કોઇ હાજરી આપી શકતું નહીં. ૧૯૧૫ના સપ્ટેમ્બર મહિનામાં હિંદની વડી ધારાસભાની એક

બેઠકમાં એક એવો ઠરાવ લાવવામાં આવ્યો હતો કે સામ્રાજ્યની સભામાં હવે પછી હિંદનો પ્રતિનિધિ બેસવો જોઇએ. હિંદના પ્રજાનિયુક્ત પ્રતિનિધિઓએ સભા આગળ આ હકને ઘણીજ લાગણીથી અને વકતૃત્વ સાથે રજુ કર્યો હતો. લોર્ડ હાર્ડિંજની સરકારે આ ઠરાવને મંજુર રાખ્યો હતો. તે ઉપરથી છેલ્લી સામ્રાજ્યની સભામાં હિંદના પ્રતિનિધિઓને તેડવામાં આવ્યા હતા.

સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને પોતાનો વિકાસ કરવાનો તેમજ સામ્રાજ્યની રાજનીતિમાં ભાગીદાર થવાનો વાજબી હક છે, એ વિશે ૧૯૧૧ની સામ્રાજ્ય સભામાં ન્યુઝીલાંડના વડા પ્રધાન, સર જોસેફ વોર્ડે વિવેચન કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે જો કે સામ્રાજ્યની સરકારને કેટલે અંશે મદદ કરવી એ સંસ્થાનોની મરજીની વાત છે, છતાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની મરજી વિના બીજી પ્રજાઓ જોડે યુદ્ધ જાહેર કરવાનો હક સામ્રાજ્યની સરકારના હાથમાં છે. આ ઉપરથી તેમણે એવી સુચના કરી હતી કે પરદેશી રાજ્યો જોડેની રાજનીતિ તેમજ અરસ્પરસના સંબંધોની બાબતમાં એક રક્ષણપાર્લામેન્ટ સ્થપાવી જોઇએ. આ પાર્લામેન્ટમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના તેમજ સંયુક્ત રાજ્યના ૩૦૦ પ્રતિનિધિઓ સભાસદ તરીકે બેસે. વળી તેણે એવી પણ ભલામણ કરી હતી કે સામ્રાજ્યના વહીવટ માટે ૧૫ સભાસદોની એક રક્ષણસભા સ્થાપવી, જે કારોબારી સભા તરીકે કામ કરે અને વહીવટની જવાબદારી તેને શિર રહે. સામ્રાજ્યને લગતા કર કેમ નાંખવા તથા મહેસુલ કેમ ઉઘરાવવી, એ બાબતો પણ તેણે ચર્ચી હતી. પણ આ સાથે સર જોસફ વોર્ડે એક સત્યનો સ્વીકાર કર્યો હતો—કે જો આવા રાજકીય ફેરફારો થવાના હોય તો તેથી સંયુકત રાજ્યની વર્તમાન રાજ્યવ્યવસ્થા બદલવી પડશે અને તેને સ્થાને રાષ્ટ્રમંડળની સંસ્થા ઉભી થવા પામશે, આ ખાસ નોંધવા જેવું છે. આ યોજનામાં હિંદને કોઇ પણ જાતનું સ્થાન આપવામાં આવ્યું નથી. પણ મી. એસ્કવીથે સર જોસેફ વોર્ડની યોજનાના સંબંધમાં

કહ્યું હતું કે "તે (યોજના) સંયુક્ત રાજ્યની પ્રચલિત જવાબદાર રાજ્યવ્યવસ્થાની વિનાશક છે. તેનાથી સામ્રાજ્યની સત્તા તદ્દન ભાગી જાય એટલુંજ નહીં પણ હાલ સંસ્થાનો સ્વરાજ્યની જે સત્તાઓ ભોગવે છે તેમાં પણ દખલ પહોંચે."

## ૧૯૧૭ની સભા.

થોડાજ મહીના ઉપર સામ્રાજ્યની યુદ્ધપરિષદ ભરવામાં આવી હતી. તેમાં સંસ્થાનોની સાથે હિંદના પ્રતિધિઓને સમાન હકથી દાખલ કરવામાં આવ્યા હતા. અને પરિષદના સભાસદોએ એકમતે એવી ભલામણ કરી હતી કે ભવિષ્યની સામ્રાજ્ય પરિષદોમાં હિંદને પ્રતિનિધિત્વનો પૂર્ણ હક આપવો. રજુ કરવામાં આવેલો આ ઠરાવ સામ્રાજ્યના ઈતિહાસમાં ઘણોજ મહત્વનો છે. તે નીચેના શબ્દોમાં છે:—

"સામ્રાજ્ય યુદ્ધ પરિષદનું એવું માનવું છે કે સામ્રાજ્યના જુદા જુદા અંગોના રાજકીય સંબંધોની પુનર્ઘટનાનો વિષય ઘણોજ ઉપયોગી અને ગુંચવણભરેલો છે, અને તેથી યુદ્ધ પ્રસંગે તેનો વિચાર થઇ શકતો નથી. પણ લડાઇ બંધ થયા પછી તરતજ સામ્રાજ્યની પરિષદ બોલાવવામાં આવશે, તે વખતે તેનો વિચાર કરવામાં આવશે. છતાં એક નોંધ અહીં કરવી જોઇએ. પુનર્ઘટના કરતી વખતે સ્વરાજ્યને લગતી સઘળી સત્તાઓને તથા પ્રત્યેક રાજ્યના અંદર અંદરના કારોબાર ઉપરના તેમના સંપૂર્ણ કાબુને સંપૂર્ણ રીતે માન આપવામાં આવશે; અને સંસ્થાનો સામ્રાજ્યની સ્વતંત્ર પ્રજાઓ છે તથા હિંદ તેનો એક અગત્યનો ભાગ છે એમ ગણી તેમના સંપૂર્ણ હક ઉપર તેનું ચણતર ચણવામાં આવશે; પરદેશી રાજ્યો જોડેની રાજનીતિ તથા તેમની જોડેના રાજકીય સંબંધોમાં સંસ્થાનો તેમજ હિંદીઓનો હક મંજુર રાખવામાં આવશે; અને સામ્રાજ્યને લગતી સર્વ સાધારણ અગત્યની બાબતોનું સતત નિમન્ત્રણ થઇ શકે, તથા આવી જાતના નિમન્ત્રણ ઉપરથી

એમ જણાય કે સંયુક્ત કાર્યની જરૂર છે, તો જુદાં જુદાં રાજ્યો નક્કી કરે તે મુજબ થઈ શકે, એવી જાતની અસરકારક પદ્ધતિઓ દાખલ કરવામાં આવશે.” આ ઠરાવમાં નક્કી કરાયલા આવી જાતના નિર્ણયની સામ્રાજ્યના જુદા જુદા ભાગો વચ્ચે રાજકીય સંબંધો ઉપર ઘણી ભારે અસર થશે. હાલતો પરિષદે એવો ઠરાવ કર્યો છે કે આમ સુધરેલી રીતે નિમન્ત્રણ કરવાની તથા અન્યોન્ય સહાય કરવાની પદ્ધતિ ઉપર સામ્રાજ્યના બંધારણનો વિકાસ થવો જોઇએ; એટલે કે યુદ્ધ પછી કરવામાં આવનાર પુનર્ઘટના રાષ્ટ્રમંડળની રાજ્યભાવના ઉપર એકદમ કરવી નહીં. હાલ સામ્રાજ્યમાં સર્વસામાન્ય વિષયો ઉપર વિચાર ચલાવવાનું સાધન સામ્રાજ્યપરિષદ છે. માટે જ્યાં સુધી રાજકીય પ્રતિનિધિયોનું મંડળ જન્મ પામે નહીં, ત્યાં સુધી સામ્રાજ્યને લગતા સામાન્ય વિષયો ઉપર કામચલાઉ કાર્યો કરવા અર્થે આ એકજ સાધન હોવાનું. જો કે આ યુદ્ધના બનાવોને લીધે સામ્રાજ્યની પ્રજાઓનું પદ, તેમની સત્તાઓ અને ફરજો ઠીક ઠીક નક્કી થયાં છે, છતાં તે આ ઉપરથી ચોક્કસ અને સ્પષ્ટપણે મૂર્તિમન્ત થઇ શકતાં નથી. સમૃદ્ધિકાળમાં સામ્રાજ્ય ઘડાયું ને તૈયાર થયું છે, જ્યારે હાલ તે દુઃખની તિક્ષ્ણ કસોટીને વશ બન્યું છે, અને અન્યોન્યના જે આકર્ષણ અને એકતાના ગુણો ઉપર તેના ભાગોનો સંબંધ ટકી રહ્યા છે, તે હવે અપૂર્વ રીતે વધારે મજબુત અને વધારે સંગીન બન્યા છે.

### હિંદના બે મુદ્દાઓ.

હિંદના રાજ્યબંધારણના સુધારકોએ હાલ બે મુદ્દાઓ વિચારવાના છેઃ (૧) યુદ્ધ પછી સામ્રાજ્યની કોઈ પણ પ્રકારની પુનર્ઘટનાની યોજના બહાર પડશે, તેમાં હિંદને કયું સ્થાન આપવામાં આવશે તે; અને (૨) સામ્રાજ્યના એક અગત્યના ભાગ તરીકે હિંદ સ્વરાજ્યનો સ્વાનુભવ લઈ શકે તે માટે સંસ્થાઓનો બને તેટલો ત્વરિત વિકાસ શી રીતે થાય તે. પહેલા સવાલનો ખુલાસો આપણને એટલી બધી ઉતાવળથી જોઈ તો

નથી. યુદ્ધ પુરૂં થયા પછીજ તેનો ગંભીર વિચાર કરવો પડશે. પણ બીજા સવાલની ચર્ચા તો સંયુક્ત રાજ્યના તેમજ હિંદી રાજ્યના અધિકારીઓ અવિશ્રાન્ત કરે છે. આ ગ્રન્થનો હેતુ બીજા સવાલની ચર્ચા કરવા પુરતો છે. છતાં બન્ને સવાલોનો અન્યોન્ય સંબન્ધ એટલો બધો દેખીતો છે કે સ્વરાજ્યની ભાવના માટે ચર્ચા કરતાં પહેલાં, સામ્રાજ્યની થનાર પુનર્ઘટનામાં હિંદને શી સ્થિતિ પ્રાપ્ત થશે તેનું અલ્પ અવલોકન આપવું જરૂરનું છે. સારા નશીબે આ સ્થિતિ હવે શંકામાં નથી. હિંદે એવો હક પ્રતિપાદન કર્યો છે કે સામ્રાજ્યને લગતી રાજનીતિના મુખ્ય સવાલોના નિર્ણયમાં હિંદનો અવાજ સંભળાશે અને સામ્રાજ્યની સભાઓમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો સાથે હિંદને સંપૂર્ણ સમાન હકથી પૂરેપૂરી દાખલ કરવામાં આ સ્થિતિનો હવે સ્વીકાર થઇ ગયો છે. સામ્રાજ્યના એક સમોવડીઆ ભાગીદાર તરીકે હિંદને કબુલવામાં આવ્યું છે. હવે પછી તે કેવળ પરાધીનરાજ્ય રહી શકશે નહીં. આથી પણ વધારે. દરિયા પાર વસતાં સંસ્થાનો તથા હિંદ માટે બ્રિટિશ પ્રધાનમંડળના અંદરના દરવાજા ખુલ્લા મુકવામાં આવ્યા છે. લોર્ડ જોર્જે કહ્યું હતું કે "જ્યારે પ્રધાનમંડળની બેઠકો ભરાતી ત્યારે સરકાર પાસે જે કાંઈ માહિતી હતી તે સર્વ દરિયાપારના સભાસદો જાણી શકતા, અને બ્રિટિશ રાજ્યના સભાસદો સાથે સંપૂર્ણ સમાન હકથી વર્તતા. સરકારનો અભિપ્રાય પુછો તો કહી શકાય કે આ અખતરો પૂરેપૂરો ફતેહમંદ નીવડયો હતો." એવું પણ નક્કી થયું હતું કે દર વરસે અગર જરૂર જણાયે વધારે વખત પરિષદ ભરવી.

સામ્રાજ્યસભાના હાલના સ્થિતિસ્થાપક બંધારણને લીધે સામ્રાજ્યમાં હિંદનું આ પદ સ્વીકારવામાં આવ્યું છે. પણ આ ઉપરથી ઘણા અગત્યના સવાલો ઉભા થાય છે. પરદેશી રાજ્યો જોડેના રાજનીતિમાં તેમજ તેમની જોડેના રાજકીય સંબંધમાં હિંદનો અવાજ ન્યાયપુરઃસર શી રીતે રજુ થઇ શકે? સામ્રાજ્ય

પરિષદમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો, તેમના વડા પ્રધાનોને, પ્રજાનિયુક્ત સભાસદોને, અગર પ્રજાના માનવન્ત પક્ષકારોને પ્રતિનિધિઓ તરીકે મોકલે છે. હિંદમાં પણ એવી માગણી કરવામાં આવી છે કે તેનો પ્રતિનિધિ લોકનિયુક્ત હોવો જોઇએ. ૧૯૧૫ ના ડીસેમ્બર માસમાં હિંદની રાષ્ટ્રીય સભામાં એક ઠરાવ રજુ થયો હતો. તેમાં હિંદના પ્રજાકીય મંડળે એવી માગણી કરી હતી કે સામ્રાજ્યની પરિષદમાં ભાગ લેવા માટે જે માણસને મોકલવામાં આવે તે વડી ધારાસભાના પ્રજાકીય સભાસદોમાંથી ચૂંટાયલો હોવો જોઇએ. પરંતુ ગઇ વખતે વાઇસરાયે બિકાનેરના મહારાજા, સર સત્યેન્દ્રસિંહ અને સર જેમ્સ મેસ્ટનને પસંદ કર્યા હતા. આમાંના દરેકે જુદી જુદી દૃષ્ટિનું નિરૂપણ કર્યું હતું, અને જે વહીવટી તેમજ રાજકીય અનુભવ અગત્યનો છે તેનો સુંદર સંયોગ પોતાના સૂક્ષ્મ ધર્મકાર્યરૂપ રજુ કર્યો હતો. જો કે આ વખતે પસંદગી સારી હતી, છતાં હિંદના પ્રતિનિધિ માટે કોઇ એવી અનુકૂળ યોજના હોવી જોઇએ કે જેથી ભવિષ્યની સામ્રાજ્ય પરિષદો માટે, તેમજ જો રાષ્ટમંડળની ભાવના અમલમાં આવે તો તે માટે પણ લાયક પ્રતિનિધિ મોકલી શકાય.

### પ્રતિનિધિઓ માટે યોજનાઓ.

યુદ્ધ પછી સામ્રાજ્યની પુનર્ઘટના કેવી રીતે થશે તે માટે રાઉન્ડ ટેબલવાળા લાયનેલ કર્ટિસે તેમજ બેસિલ વર્સફોર્ડે ઘણા સામર્થ્યથી તથા કૌશલ્યથી વિવેચન કર્યું છે. તેઓએ રાષ્ટ્રમંડળ યોજનાનું, સામ્રાજ્યની ધારાસભાનું તથા સામ્રાજ્યની કારોબારી સભાનું બંધારણ, તથા સામ્રાજ્ય માટે કર નાંખવાની તથા ઉઘરાવવાની રીતો માટે ઘણા વિસ્તારથી ચર્ચા કરી છે. આવી પુનર્ઘટનામાં પરાધીનરાજ્યોની પણ સ્થિતિ કેવી હોવી જોઇએ, એ તેમણે તપાસી છે. "Problem of the Commonwealth" એ નામના પુસ્તકમાં હિંદના સંબન્ધમાં તેણે જે વિચારો દર્શાવ્યા હતા તેનાથી ઘણી ગેરસમજ થઇ હતી. પણ ત્યારપછી તેણે હિંદને ઉદ્દેશીને એક જાહેરપત્ર લખ્યો છે ને તેમાં પોતાના વિચા-

રોને સમજાવ્યા છે. હિંદમાં આવ્યા પછી મી. કર્ટિસે આ વિષય ઉપરના તેના ઘણા વિચારોને ફેરવી નાંખ્યા છે. તેને હવે એવી ખાતરી થઇ ચૂકી છે કે, સામ્રાજ્યની ધારાસભા ગમે તેવા પ્રકારની નક્કી કરવામાં આવે, છતાં તેમાં એટલે અમીરવર્ગ તેમજ પ્રજાજન એમ બન્ને ધારાસભાઓમાં હિંદના પ્રતિનિધિઓ હોવા જ જોઈએ. આ વિચારોને તેણે નીચે પ્રમાણે પ્રગટ કર્યા છે;–

"ધારો કે સામ્રાજ્ય પાર્લામેન્ટની બે સભાઓ થવાની છે. હું અમીરવર્ગ સભા માટે પ્રથમ લખું છું. મારા માનવા પ્રમાણે અમીરવર્ગ સભાની જરૂર છે. કેટલાક એવા સવાલો ઊભા થવાના જેનો નિકાલ ફક્ત ચુંટણીથી આવેલા સભાસદોની સભામાં લાવી શકાય નહીં. આવા અમીરવર્ગના સભાસદોને સામ્રાજ્યની સરકાર બદલવાની સત્તા હશે નહીં. હું ફક્ત બે સવાલોની નોંધ લઈશ. મારા ધારવા પ્રમાણે દેશી રાજ્યો હિંદની કુલ વસ્તીના $\frac{1}{4}$ ભાગનાં બનેલાં છે. યુદ્ધ તથા સલાહની બાબતોમાં સંસ્થાનોની પેઠે તે સામ્રાજ્યની સરકારને અધીન છે. મારા નમ્ર મત પ્રમાણે આવા સવાલોની બાબતમાં તેમના રાજકુંવરોનો સભામાં અવાજ હોવો જોઇએ. સ્કોટલેન્ડના તથા આયરલેન્ડના ઉમરાવોને ઉમરાવોની સભામાં પ્રતિનિધિ તરીકે દાખલ કરવામાં જેમ મુશ્કેલી નડતી નથી, તેમ ખરી સામ્રાજ્ય-પાર્લામેન્ટની અમીરવર્ગ સભામાં તેમને પ્રતિનિધિઓ તરીકે દાખલ કરવામાં મુશ્કેલી નથી. વળી એકલા હિંદમાં જ નહીં પણ તેની બહાર પણ મુસલમાની ધર્મના અનુયાયીઓ છે, તુર્કસ્થાનમાં ૨૦,૦૦૦,૦૦ મુસલમાનો કરતાં ઓછી સંખ્યા છે, જ્યારે હિંદ એકલામાં ૬૬,૦૦૦,૦૦ની સંખ્યા છે; અને ઈજીપ્ત અને મધ્ય આફ્રિકાના ૩૪, ૦૦૦,૦૦૦ ઉમેરતાં કુલ મુસલમાની ધર્મના ૧૦૦,૦૦૦,૦૦૦ અનુયાયીઓ થાય છે. જો કે તેમનાં ધર્મનાં મુખ્ય સ્થળો બ્રિટિશ રાજ્યની બહાર છે, છતાં આમ સામ્રાજ્યમાં મુસલમાનોની વસ્તી ઘણી વધારે છે. લડાઇએ બતાવી આપ્યું છે કે

બહારના રાજકીય સંબન્ધોથી મુસલમાન કોમની ધાર્મિક લાગણી ઉપર જુદે જુદે પ્રકારે અસર થાય છે. આવી અસર બ્રિટિશ પ્રજાની બીજી કોઇ પણ કોમ ઉપર થતી નથી. પરદેશી રાજ્યો જોડે રાજકીય બાબતો ચર્ચાતી હોય તે વખતે જો તેમના ધર્મના આગેવાનોના વિચારો સાંભળવામાં આવે તો આ જબરી કોમને લાગ્યા વિના રહે નહીં કે તેમનો અવાજ પણ સંભળાય છે; અને ખરે, તેમની આવી જાતની લાગણીથી આખા સામ્રાજ્યનું બળ વૃદ્ધિ પામી શકે. આમ દેશી રાજ્યો અને મુસલમાની કોમ આ બે તત્વો છેઃ તેમના આગેવાનોનું સ્થાન અમીરવર્ગની સભામાં નક્કી કરી શકાય તેમ છે. કારણ કે પ્રજાજનસભા તો ચુંટાયલા સભાસદોની જ બનેલી હોવી જોઈએ. ”

કુર્ટિસ એવા મત ઉપર આવ્યો છે કે અમીરવર્ગ સભામાં હિંદના પ્રજાનિયુક્ત સભાસદોને પણ સ્થાન હોવું જોઈએ. સામ્રાજ્યની જુદી જુદી પ્રજાઓમાંથી અમીરવર્ગ સભાના સભાસદો કેવા ધોરણ ઉપર ચુંટાવા જોઇએ, તેના નિર્ણય ઉપર તે આવ્યો નથી. વળી, પ્રજાજનસભામાં હિંદના પ્રજાકીય સભાસદો કેટલા હોવા જોઈએ, એ બાબતમાં પણ તે માર્ગ બતાવી શકતો નથી. આ બાબતો માટે તે હવે પછી વિચાર કરનાર છે. સામ્રાજ્ય પાર્લામેન્ટમાં હિંદના જે સભાસદો હોય, તે સામ્રાજ્યના પ્રધાન મંડળમાં હોવાને હકદાર છે, એવા મતનો પણ તે છે.

રાષ્ટ્રમંડળની યોજનામાં હિંદના પ્રતિનિધિઓ હોવા જોઇએ કે નહીં, એ બાબતમાં બેઝીલ વર્સ્ફોર્ડના “ ધી એમ્પાયર ઓન એન્વીલ ” નામના પુસ્તકમાં પણ વિચાર કરવામાં આવ્યો છે. આ પુસ્તક તરફ આ દેશમાં કાંઈક લક્ષ પણ ખેંચાયું છે. તેની યોજના મુજબ સામ્રાજ્યની ધારાસભા બે સભાઓની બનેલી હોવી જોઈએ. પ્રજાજનસભા સામ્રાજ્યના કુલ ૪૦૦ પ્રતિનિધિઓની હોવી જોઇએ. તેમાં વસ્તીના પ્રમાણમાં યુરોપીય રાજ્યોને ૩૦૦ જગાઓ સોંપવી. બાકીની ૧૦૦ જગાઓ યુરોપીયથી ઇતર રાજ્યો

માટે રાખવી. છેલ્લાની બાબતમાં તે નીચે પ્રમાણે પોતાના વિચારો જાહેર કરે છે:—

“ બ્રિટિશ સામ્રાજ્યમાં જુદી જુદી જાતો અને જુદી જુદી સંસ્કૃતિવાળી પ્રજાઓની વિશેષતા છે. માટે સામ્રાજ્યની ધારાસભાની પ્રજાજનસભામાં હિંદ, ઇજીપ્ત, દક્ષિણ અને મધ્ય આફ્રિકા અને પશ્ચિમના હિંદી ટાપુઓની દેશી વસ્તીમાંથી પ્રજાનિયુક્ત સભાસદો ખાસ કરીને તો હાલ માટે તથા હવે પછી ઘણા વખત સુધી મોકલી શકાય એમ નથી. પરંતુ અમીરવર્ગ સભાની બાબતમાં સ્થિતિ જુદા પ્રકારની છે. આ સભાના સભાસદો રાજ્યોના પ્રતિનિધિઓ હશે, અને જુદા જુદા રાજ્યો માટે નક્કી કરવામાં આવેલી જગાઓ માટે તેમને કેવી રીતે પ્રતિનિધિઓ મોકલવા તે તેમની મુનસફીની વાત છે. જો હિંદની સરકાર તથા સામ્રાજ્યનાં બીજાં દેશી રાજ્યો આ સભા માટે પોત પોતાના પ્રતિનિધિઓની પસંદગી નિમણુકથી કરે, તો તેમાં કાંઈ વાંધાભરેલું નથી. આ રાજ્યો ફક્ત લાયક માણસોની જ નિમણુક કરશે એ સર્વ રીતે બનવા જોગ છે. પણ જે દેશી રાજ્યોએ યુરોપીય સુધારાનાં ધોરણ પોતાના રાજ્યમાં ધારણ કર્યાં હોય, તેઓ જ પોતા તરફથી સામ્રાજ્યની ધારાસભાની અમીરવર્ગ સભામાં દેશીઓ મોકલવાનો હક મેળવી શકે. ખરે, જેમ જેમ સામ્રાજ્યની ધારાસભામાં પ્રતિનિધિત્વનું તત્વ વૃદ્ધિ પામતું જશે, અને લાંબા વખતથી બ્રિટિશ રાજનીતિજ્ઞ પુરૂષોની રાજનીતિ દેશી પ્રજાઓ “ ધીરે ધીરે સ્વરાજ્ય પ્રત્યે ગતિ કરે ” એવી હોવાથી, જ્યારે જ્યારે શકય હશે, ત્યારે આવા માણસોની નિમણુક સરકાર કરી શકશે. ”

“ પણ, પ્રજાજનસભામાં યુરોપીય બીજનાજ અમુક સભાસદો હોવા જોઈએ, એ સિદ્ધાન્તનો સ્વીકાર થાય અગર ન થાય, છતાં પ્રજાનિયુક્ત સભાસદોની બનેલી એ સભામાં ન–યુરોપીય પ્રતિનિધિઓ હોવા જોઈએ, એ સવાલ નવો નથી. આ બાબત એવી છે કે સામ્રાજ્ય અનુભવથી દોરાશે.

"હિંદ ૩૦ કરોડ માણસોની વસ્તીવાળું છે, એ એક મુશ્કેલી છે. જો હિંદને તેની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિઓ મોકલવાનો હક મળે, તો પ્રજાજનસભામાં ⅘ સભાસદો એકલા હિંદનાજ થઈ જાય. એટલે જો હિંદના સભાસદો સાથે મળી કાર્ય કરે તો હમેશાં તેમનીજ વધુમતિ હોય. આમ એવું કોઇ પણ પ્રધાનમંડળ અસ્તિત્વમાં આવી શકે નહીં કે જેમાં હિંદનો સભાસદ ન હોય. બીજા શબ્દોમાં હિંદ સામ્રાજ્ય ઉપર રાજ્ય ચલવે. એટલા માટે દેખીતી રીતે વસ્તીના પ્રમાણમાં જેમ ઈંગ્લાંડ તેમજ ન્યુઝીલાંડને જગાઓ આપવામાં આવે, તેમ હિંદને આપી શકાય નહીં. વળી વધારામાં હિંદની ઘણી ખરી વસ્તી અભણ છે અને રાજદ્વારી બાબતમાં બીનકેળવાએલી છે. આ જોતાં હિંદને પ્રતિનિધિઓ ચુંટવાનો હક આપવા યત્ન કરવો એ સાચું જોતાં નકામું છે. હિંદની સાધારણ વસ્તીને સામ્રાજ્યસભામાં પ્રતિનિધિઓ ચુંટવાનો હક ન મળવાનો હોય, અગર તો નહીં જેવો મળવાનો હોય, તો હિંદનું પ્રતિનિધિત્વ એ એક જાતનો ઢોંગ છે. તેથી પ્રમાણિકપણે તેમનો તેમજ ન-યુરોપીય લોકોનો સામ્રાજ્યની સરકારમાંથી બહિષ્કાર કરવો એ બહેતર છે. તેમ ન થાય તો તે એક જાતની રાજકીય વંચના માત્ર છે.

"એટલે ચુંટણી કરવાની એવી જાતની યોજના શોધી કાઢવી કે જેથી સામ્રાજ્યની પ્રજાજનસભામાં હિંદના લાયક પ્રતિનિધિઓજ આવી શકે, અને સામ્રાજ્ય ઉપરનો યુરોપીય રાજ્યોનો કાબુ ભયમાં આવી પડે નહીં; અગર સામ્રાજ્યના રાજ્ય વહીવટમાં ચાલક અંગ તરીકેનો તેમનો ભાગ હલકો પડે નહીં, એ અંતિમ હેતુ છે."

ઉપરના વિચારો પ્રત્યે ધ્યાન ખેંચવામાં મારો હેતુ તેના ગુણાવગુણની ચર્ચા કરવાનો નથી; અગર તો ભવિષ્યની સામ્રાજ્ય પરિષદોમાં, યાને એવી જાતની રાષ્ટ્રમંડળની યોજના કે જેમાં

સામ્રાજ્યના બધા ભાગોમાંથી પ્રતિનિધિઓ આવી બેસવાના હોય તેમાં, હિંદ તરફથી પ્રતિનિધિઓ કેવી રીતે મોકલવા, એ માટે સુચના કરવાનો નથી. સામ્રાજ્ય યુદ્ધપરિષદમાં હિંદને સમોવડા હકથી દાખલ કરવામાં આવ્યું તે અગાઉ, કર્ટિસે અને વર્સ્ફોર્ડે તેમના અભિપ્રાયો જણાવ્યા હતા. પ્રતિનિધિત્વની બાબતમાં સામ્રાજ્યના યુરોપીય અને ન–યુરોપીય રાજ્યો વચ્ચે ભેદ હોવો જોઇએ, એવી દલીલ ઉપર આ લેખકો હજુ પણ ભાર મૂકે એ શંકા ભરેલું છે. હિંદને પ્રતિનિધિત્વનો વાજબી હક મળવો જોઇએ. હમણાં લૉઇડ જૉર્જે હિંદને સમોવડા ભાગીદાર તરીકે વર્ણવ્યું છે—દીર્ઘ વિચારો ઉપર રચાયેલી કોઈ સારી યોજનાનો આ દેશમાં અમલ થવો જોઇએ, તે પ્રત્યે હું તો માત્ર લક્ષ ખેંચું છું. આ બાબતમાં આ દેશની શી શી જરૂરીઆતો છે, તે હિંદના આગેવાનોએ હજુ વિચારવાની છે.

## હિંદની સ્થિતિ.

કર્ટિસના મત પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યના બંધારણમાં વહેલો મોડો ફેરફાર થશેજ. આ ફેરફારથી સામ્રાજ્યની પાર્લામેન્ટનું કામ બે સભાઓમાં વહેંચાઈ જશે. સ્થાનિક વહીવટ તથા અંદરના વહીવટ માટે બ્રિટિશ ટાપુઓ ઉપર એવું એક રાજ્યતંત્ર હોવું જોઇએ, જે અંગ્રેજી પ્રજાએ ચુંટી કાઢેલું હોય. વળી એવું એક બીજું રાજ્યતંત્ર હોવું જોઇએ કે જેની જોડે બ્રિટિશ રાજ્યના અંદરના વહીવટને લગતા સવાલોને લેવા દેવા હોય નહીં. :તેનું સમગ્ર કાર્ય સામ્રાજ્યની સહીસલામતિ કેમ રહે એ હોય, અને તેમાં સામ્રાજ્યના તેમજ બ્રિટિશ પ્રજાના પ્રતિનિધિઓ બેસે.

જો રાજ્યતંત્રની પુનર્ઘટના આવી રીતે કરવામાં આવે, તો "હિંદને શું સ્થાન આપવું ?" તેવો સવાલ તે ઉઠાવે છે. હિંદ પરાધીનરાજ્ય છે અને હિંદના કારોબાર માટે બ્રિટિશ પાર્લામેન્ટ છેવટની જવાબદાર સત્તા છે. જો ઉપર પ્રમાણે

રાજ્યબંધારણમાં રૂપાન્તર થવા પામે અને બે ધારાસભાઓ અસ્તિત્વમાં આવે, તો ૧૮૫૮ ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિઆના કાયદા મુજબ હિંદના અંદરના તેમજ બહારના રાજ્યવહીવટ ઉપર પાર્લામેન્ટની સત્તા સ્થાપિત થઈ છે, તેનું શું ? તેનાજ શબ્દોમાં " યુદ્ધ પછી થનાર પુનર્ઘટનામાં હિંદને કયાં મૂકવું ? " સામ્રાજ્યની પાર્લામેન્ટ જેવી હાલ છે તેવી રહી શકશે નહીં. હિંદને લગતા બે સવાલો છેઃ–(૧) દેશની અંદરના કારોબારનો વહીવટ, અને (૨) સામ્રાજ્યના બાકીના ભાગો જોડે તેનો રાજકીય સંબંધ. જો હિંદને જવાબદાર રાજ્યતંત્ર તરતજ સોંપવામાં આવે તો દેશની અંદરનો વહીવટ પ્રજાના હાથમાં જાય. પણ ધીમે ધીમે અને ક્રમે ક્રમે વિકાસ પામી સ્વરાજ્ય સિદ્ધ થવાનું હોય, તો દેશના અંદરના રાજ્યવહીવટની સર્વોપરી સત્તા જેમ હાલ પાર્લામેન્ટના હાથમાં છે તેમ કયાં સુધી રહેવી જોઇએ ? કર્ટિસ સવાલ ઉપસ્થિત કરે છે કે હિંદનો પ્રધાન સંયુકત રાજ્યની પાર્લામેન્ટને આધીન રહે તે, અગર સામ્રાજ્ય–પાર્લામેન્ટ કે જેમાં સંસ્થાનવાસીઓ તેમજ હિંદવાસીઓ બેસે તેને અધીન રહે તે, એ બેમાંથી તે કયું પસંદ કરશે–આ સવાલ ઉપર હિંદની દૃષ્ટિથી વિચાર થવો જોઈએ; અને પસંદગી તે મુજબ થવી જોઇએ. પુનર્ઘટનાની તેની યોજના પ્રમાણે સંયુકત રાજ્યની પાર્લામેન્ટમાં સંયુકત રાજ્યનાજ પ્રતિનિધિઓ હશે અને તેમનું મુખ્ય કાર્ય તે દેશને લગતા સવાલોનો નિર્ણય કરવાનું થશે આવા મંડળમાં હિંદના પ્રધાનને સ્થાન નથી. કર્ટિસ પોતે માને છે કે સામ્રાજ્યની નવી પાર્લામેન્ટમાં હિંદનું પ્રતિનિધિત્વ હોવું જ જોઇએ. આ ઉપરથી તે એવો મત ધરાવે છે કે જ્યાં સુધી હિંદમાં પુરેપુરૂં સ્વરાજ્ય સ્થપાય નહીં, ત્યાં સુધી હિંદની સર્વોપરી સત્તા સામ્રાજ્યની નવી પાર્લામેન્ટના હાથમાં હોવી જોઇએ, કે જેમાં બારોબાર ચુંટાએલા હિંદના પ્રતિનિધિઓ બેસે. તે સત્તા એવી સભામાં ન હોવી જોઇએ કે જ્યાં હિંદના સવાલોનો વિચાર સરખો પણ કરવામાં આવતો ન હોય.

## કર્ટિસને જવાબ.

સામ્રાજ્યની યુદ્ધપરિષદ બેઠી તે પૂર્વે સામ્રાજ્યની આ પુનર્ઘટનાની યોજના પ્રત્યે ઘણું લક્ષ ખેંચાયું હતું. નિષ્ણાત કીથ આ વિષય માટે એવા ઠરાવ ઉપર આવ્યો હતો કે જો સામ્રાજ્ય માટે રાષ્ટ્રમંડળની ભાવનાને આધારે પાર્લામેન્ટનું તથા કારોબારી સભાનું બંધારણ ઘડવામાં આવશે, તો સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોનાં બંધારણ જે રૂપમાં હાલ છે, તે ઢીલાં થયા વગર રહી શકશે નહીં. અને એવી જાતના ફેરફારો સંયુક્તરાજ્યના તેમજ સંસ્થાનોના રાજદ્વારી પુરૂષો સ્વીકારશે નહીં. "બ્રિટીન સેંચ્યુરી એન્ડ આફટર" નામના માસિકમાં પ્રસિદ્ધ થએલા એક લેખમાં સર ચાર્લ્સ લ્યુકાસ આવાજ નિર્ણય ઉપર આવેલો છે. તેના મત પ્રમાણે આ સવાલનો ખુલાસો સર્વસામાન્ય વિચારો અને મત અનુભવો ઉપર આધાર રાખે છે. બ્રિટિશ પ્રજાનાં મુખ્ય લક્ષણો શાં છે? કોઇ પણ જાતનું નવું બંધારણ રચવાને તેઓ શું પુષ્ટી આપશે ખરા? અમેરીકાનું સ્વાતંત્ર્યયુદ્ધ જે સામ્રાજ્યના ઇતિહાસમાં મોટામાં મોટો પલટો છે તેના ઉપરથી આપણને શો પાઠ મળે છે? આ ચાલુ યુદ્ધ પણ આપણને શો બોધ આપી રહ્યું છે? મનુષ્યો અને પ્રજાઓના જીવનમાં આપણે સૌથી પ્રધાન ગુણ કયો જોઈએ છીએ? આ બધાનો વિચાર કરતાં સર ચાર્લ્સ લ્યુકાસને લાગ્યું છે કે બ્રિટિશનું સ્વરાજ્ય પ્રત્યેનું મજબુત અને દૃઢ વલણ, તથા જુનું જુનું ટકાવી રાખવાની તીવ્રવૃત્તિ આ બ્રિટિશ પ્રજાનાં લક્ષણો છે અને એ બધું નવીન રાજ્ય બંધારણ માટે વિરોધી છે. અંગ્રેજો એવા છે કે ચાલતી ક્ષણની જરૂરીઆત પુરી પડી જાય તો તેઓ સંતોષ પામે; તેઓ વિશાળ મુદ્દાસર યોજનાની ગરજ ધરાવતા નથી. નજીકની પરિસ્થિતિ જોતાં સામ્રાજ્યને રાષ્ટ્રમંડળની જરૂર નથી. જો સામ્રાજ્યસભાના સભાસદો વધારવામાં આવે અને તેમની સત્તાઓમાં ઊમેરો કરવામાં આવે તો કામ સરે તેમ છે.

સામ્રાજ્ય યુદ્ધ પરિષદ વખતે જે કામ ચાલ્યું હતું તે સાબિત કરી આપે છે કે આ ટીકા ખરી છે. સામ્રાજયના બંધારણ માટે સંસ્થાનોના પ્રધાનોએ કાંઇએ ઉત્સાહ બતાવ્યો નથી. એટલે પરિષદના કાર્યક્રમ ઉપરથીજ કર્ટિસને પુરતો જવાબ મળી જાય છે. સર રોબર્ટ બોર્ડને કહ્યું હતું કે "સંસ્થાનો અને સંયુક્ત રાજ્ય વચ્ચેનો સંબન્ધ ધીરે ધીરે વિકાસ પામી સરખી પાયરીનો થતો જશે, એવું જોઇ શકાય છે." તેના માનવા પ્રમાણે સમ્રાટના એક છત્ર નીચે સામ્રાજયનાં રાજયોમાંથી મહાસામ્રાજયનું આદર્શ શી રીતે વિકાસ પામી શકે તેનો સંસ્થાનોને પુરેપુરો ખયાલ છે. પણ હાલના સંજોગોમાં પરિષદ આ વિષયને હાથ ધરવાનો યત્ન કરે એ ડહાપણ ભરેલું નથી. સેનાધિપતિ સ્મટ્સના વિચાર પ્રમાણે રાજકીય બંધારણના વિષયમાં બ્રિટિશ સામ્રાજય એક અપૂર્વ, સૌથી અગત્ય અને મોહક સવાલ છે. રાજયબંધારણના સવાલ ઉપર આવતાં સૌથી ગંભીર મુદ્દા ઉપર આવી જવાય છે." તેણે જણાવ્યું હતું કે "ખરૂં જોતાં સમાનતાના સિદ્ધાન્ત ઉપર કોઇ પણ પ્રજાઓનો પાયો ફતેહમંદ રીતે સ્થિર રહ્યો હોય તો તે આપણો છે. આપણે આશા રાખી શકીએ કે આખી દુનિયાના કલ્યાણ માટે આપણે સાધનરૂપ બનીએ. છતાં હજુ નવા અને વધતા રાજયતંત્રમાં જુના વિચારોનું વળગણ રહ્યું છે. જો કે આચારમાં ઘણી સ્વતંત્રતા છે, છતાં વિચારમાં સંસ્થાનો બ્રિટનનાં પરાધીનરાજયો છે. જયારે જયારે કોઈ અચળ બંધારણનો વિચાર કરવામાં આવશે ત્યારે આ સવાલ સૌથી વધારે અગત્યનો થશે." સેનાધિપતિ સ્મટ્સ એવો મક્કમ મત ધરાવે છે કે સામ્રાજયના સંજોગો એવા છે કે તેમાં રાષ્ટમંડળનો સવાલ તદ્દન જતો રહે છે. જુદી જુદી પ્રજાઓ, ભાષાઓ, આર્થિક સ્થિતિઓ અને સામાન્ય વ્યવહારોને ઉપર પ્રમાણે ચલાવવાં, તે એક આપદરૂપ છે. જુદાં જુદાં રાજયોને એકઠાં કરવા કોઇ એવી યોજના ઘડી શકાય કે જેથી સતત નિમન્ત્રણ થઈ શકેઃ આ મનુષ્યની

બુદ્ધિ બહારનો વિષય નથી. દરેક રાજ્યના સૈનિક બળનો સામ્રાજ્ય પાર્લામેન્ટને અધીન કરવું, એવી જાતના યત્નોનો તે સખ્ત વિરોધી હતો; પણ તેની સાથે આવી એક પાર્લામેન્ટની જરૂર છે, એવા પૂર્વે જણાવેલા વિચારોનું તેણે પુનઃ સમર્થન કર્યું હતું. લૉઈડ જોર્જ સેનાધિપતિ સ્મટ્સના ઘણા વિચારોને મળતો હતો. તેના કહેવા પ્રમાણે "યુદ્ધની સભા દોરી શકે એવો ખરી રીતે રાજકીય બંધારણનો વિકાસ નક્કી કરવાનો યત્ન થએલો નથી. યુદ્ધ પછી તરતજ ખાસ પરિષદ બોલાવવામાં આવશે તે વખતને માટે સામ્રાજ્યના બંધારણના સંબન્ધોને ફરીથી બાંધવા બાબતના આખા સવાલને મુલતવી રાખ્યો છે. છતાં, સામ્રાજ્યનું પ્રધાનમંડળ એવું બનાવવામાં આવ્યું છે કે તેમાં હિંદના પ્રતિનિધિઓ પણ ભાગ લઈ શકયા છે. વધારે સારી સમજુતી માટે તથા કાર્યકારણની એકરૂપતા સિદ્ધ થવા માટે આ અખતરો ફળદાયી નીવડયો છે, અને એમ લાગવા માંડયું છે કે તેને કાયમનો બનાવવો. એવું પણ માનવામાં આવે છે કે સામ્રાજ્યની સર્વ પ્રજાઓને આ યોજના સંમત થશે." પુનર્ઘટના માટે રાષ્ટ્રમંડળનું આદર્શ ગમે તેટલું માનનીય હોય "છતાં તે સંકટો અને જોખમોથી ભરપુર છે. સૌથી વધારે વિપરીત વાત તો એ છે કે સંસ્થાનોના આગેવાનોને આ ગમતી વાત નથી." એવું ડેલી ટેલીગ્રાફ નામના દૈનિક પત્રે એવું કહ્યું હતું. તેજ પત્રે એવું પણ ઉમેર્યું હતું કે, "એટલા માટે આતો નક્કી છે કે અંતે જે ખાસ પરિષદ ભરાશે અને જે સામ્રાજ્યની પુનર્ઘટનાનો સવાલ વિચારશે, તે સામ્રાજ્યપાર્લામેન્ટના આદર્શને પસંદ કરશે નહીં. પુનર્ઘટના એવી નહીં થાય, જે લોકોની લાગણી ઉશ્કેરનાર થઈ પડે. પણ અંગ્રેજોની શ્રદ્ધાને અનુરૂપ ક્રમિક વિકાસ કરનારી યોજના થશે. છેલ્લા અઠવાડીયામાં જ્યારથી સામ્રાજ્યના પ્રધાન મંડળમાં સંસ્થાનોના અને હિંદના પ્રધાનને દાખલ કરવામાં આવ્યા, ત્યારથી પુર્નઘટનાની શરૂઆત થઈ ચૂકી છે."

સામ્રાજ્ય યુદ્ધ પરિષદ અને સામ્રાજ્ય યુદ્ધ પ્રધાન મંડળ, જે યુદ્ધના ખાસ કારણને લીધે જન્મ પામેલાં છે, તેમનાથી એક જાતની પ્રજાકીય તંગી પુરી પડી છે અને હજુ કેટલા કાળ સુધી તે પુરી પાડશે. સામ્રાજ્ય પાર્લામેન્ટ, સામ્રાજ્ય તિજોરી અને સામ્રાજ્ય ફેરખાતું દૂરના ભવિષ્યમાં અસ્તિત્વમાં આવશે. આ સંસ્થાઓ વખતના વહન સાથે હયાતીમાં આવશે; પણ એવું થયા અગાઉ સામ્રાજ્યના અંદરના રાજ્યબંધારણમાં ઘણા જ મહત્વના ફેરફારો થયા હશે. આયર્લાંડના સ્વરાજ્યનો સવાલ જે દશકાથી ચર્ચાય છે તેનો હવે ચૂકાદો થવા આવ્યો છે અને હવે પછી આર્યલાંડના અંદરનો કારભાર ડબ્લીનની પાર્લામેન્ટ કરશે. ક્રમે ક્રમે ઈંગ્લાંડમાં, સ્કોટલાંડમાં અને વેલ્સમાં પણ પોતપોતાની સ્વતંત્ર ધારાસભાઓ સ્થપાશે. જ્યારે સંયુક્ત રાજ્યના અને આયર્લાંડના જુદા જુદા ભાગોમાં તેમના પ્રત્યેક રાજ્યની પાર્લામેન્ટો સ્થપાશે, ત્યારે હિંદના અંદરના રાજ્યવહીવટ માટે હિંદમાં એક સંપૂર્ણ સ્વતંત્ર સ્વરાજ્ય વિકાસ થઇ ચૂકયો હશે અને તે વખતે હિંદી પ્રધાનની સ્થિતિ પણ સંસ્થાનના પ્રધાન સમાન થઈ હશે. ત્યાં સુધી તો બ્રિટિશ પાર્લામેન્ટ છે તેમની તેમ રહેશે; અને સામ્રાજ્ય પરિષદ અથવા તો સામ્રાજ્ય પરિષદની એક કાયમની કમીટીથી, સર ચાર્લ્સ લુકાસે સુચવ્યું છે તેમ સામ્રાજ્ય–સંરક્ષણ–કમીટીથી, પરદેશી રાજ્યો જોડેના રાજકીય સંબન્ધો માટેની કમીટીથી, યા તો વર્સફોર્ડે વગલા રસ્તા તરીકે સંસ્થાનોના પ્રતિનિધિઓની કમીટીની જે ભલામણ કરી છે તેવી કમીટીથી, તે કામ લેશે.

## રાજ્યબંધારણમાં ફેરફારો.

કર્ટીસે જે સવાલ ઉઠાવ્યો છે તે માટે આટલું બસ છે. સંસ્થાનોનો રાષ્ટ્રમંડળની ભાવનામાં વિકાસ થાય તે અગાઉ સામ્રાજ્ય યુદ્ધ પરિષદે જે ફેરફારો કર્યા છે, તે ઘણા જ મહત્વના છે. જે પ્રધાને પરિષદની ચર્ચાઓમાં ઘણો આગળ પડતો

ભાગ લીધો હતો તેની ભાષામાં તેનું વર્ણન કરવું ઠીક પડશે. સર રોબર્ટ બોર્ડને એવું કહ્યું હતું કે, "સામ્રાજ્ય યુદ્ધ પરિષદનું નિમન્ત્રણ કરવાથી રાજ્યબંધારણમાં નવો વિકાસ થયો છે અને રાજકીય સ્થિતિમાં કેટલુંક પરિવર્તન થયું છે. પણ આપણે હાલ યુદ્ધના વાતાવરણ વચ્ચે હોવાથી તેનો આપણને બરાબર ખયાલ આવી શકતો નથી." બ્રિટિશ રાજ્યબંધારણ એવું તો સ્થિતિસ્થાપક છે કે તેને જેમ વાળવું હોય તેમ તે વળી શકે છે. જો કે તે કાયદાના કેટલાંક બંધનોથી જકડાઇ ગયું છે, છતાં તે બંધનો એવાં છે કે વિકાસને તે રોકી શકાતાં નથી. જો કે રાજ્યબંધારણના ક્રમિક વિકાસની ભાવનાઓને લીધે વડા પ્રધાનનું નવું પદ મંજુર રાખવામાં આવ્યું છે, છતાં તેને પ્રવર્તમાન કાયદાઓ જોડે લેવા દેવા નથી. અને તેનામાં એવી સત્તા અને અધિકારનું પરિવેશન થવા પામ્યું છે, કે વિકાસની અપેક્ષા રાખતી નવી પરિસ્થિતિઓને તેથી અમુક ફાયદો છે.

"હાલના વર્તનથી તે ગંભીર અધિકારની ઉત્ક્રાન્તિ થઇ છે, અને તેમાં નજીકના ભવિષ્યમાં રાજ્યબંધારણનો જે વિકાસ થશે, તેનાં બીજ અને મર્યાદા રહેલાં છે. આ ઉત્ક્રાન્તિનું પરિમાણ પાછલા થોડા જ દિવસમાં પરિપકવ થયું.

"સામ્રાજ્યના ઇતિહાસમાં પહેલીજ વાર લંડનમાં બે પ્રધાનમંડળો બેસે છે; આ બન્ને કાયદેસર રીતે ઘડાયાં છે ને નિર્ણીત અધિકાર પ્રમાણે રાજ્ય કરે છે. આ બન્ને ઉપર સંયુક્ત રાજ્યના વડા પ્રધાનની સર્વોપરી સત્તા ચાલે છે. આમાંથી એક "યુદ્ધ મંડળ" ના નામથી ઓળખાય છે; તે સંયુક્ત રાજ્ય જોડે મુખ્યત્વે કરીને યુદ્ધ સંબંધી જે સવાલો લાગતા વળગતા હોય તેને લગતું કામ કરે છે. બીજું "સામ્રાજ્ય યુદ્ધ મંડળ" ના નામથી ઓળખાય છે; તેનો કાર્યપ્રદેશ, હેતુ અને બંધારણ વિશાળ છે. આજ મંડળની બેઠકોમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના પ્રતિનિધિઓને બોલાવવામાં આવ્યા હતા. આપણે ત્યાં સંયુક્ત રાજ્યના વડા પ્રધાનના ઉપરીપણા નીચે સરખી પાયરી ઉપર

એકઠા થઇએ છીએ, અને સરખી રીતે વર્તીએ છીએ. છ પ્રજાઓના પ્રધાનો તે સભામાં બેઠક લે છે. પ્રત્યેક પ્રધાન પોતાના દેશના લોકો કે જેના પ્રતિનિધિઓ તરીકે તેઓ આવે છે તેમને તથા તેમની પાર્લામેન્ટને જોખમદાર છે. સવાલો સામાન્ય હિતના હોય અને ઉપયોગી હોય તો તેના વિવેચનમાં દરેક પ્રજાને બોલવાનો હક છે. દરેક પોતાની પૂર્ણ સ્વતંત્રતાનું તથા સ્વરાજકતાનું અખંડિત રક્ષણ કરી શકે છે, અને દરેક પ્રધાન પોતાને ચુંટનારાઓને જવાબદાર છે. ભવિષ્યમાં રાજ્યબંધારણ કેવું થશે એ સવાલ પ્રત્યે ઘણા વરસોથી સામ્રાજ્યના દરેક ભાગનાં રાજદ્વારી પુરૂષો અને અભ્યાસકોના વિચારો ખેંચાયા છે. ભૂતકાળમાં આવી પડેલી જરૂરીઆતોના દબાણથી મહાન બનાવોના ખુલાસા થઇ ગયા છે; સંભવિત છે કે આમાં પણ એમ બને. જાહેર કરવામાં આવ્યું છે તેમ સામ્રાજ્ય યુદ્ધ મંડળ નિશ્ચિત અને ખાસ કારણોને અંગે બોલાવવામાં આવેલું; પણ એમાં આખા સામ્રાજ્યને લગતા ઘણા મહત્વના સવાલો સમાએલા છે. આ મંડળના બંધારણથી એક નવો યુગ જન્મ પામ્યો છે, અને આથી ઇતિહાસનું એક નવું પાનું લખાયું છે. આ ગર્ભિત બનાવોમાંથી ભવિષ્યમાં શું જન્મ પામશે, તે માટે ભવિષ્યવાણી ભાખવાનું કામ મારૂં નથી; પણ જેઓને આથી હિંમત અને વિચાર પ્રાપ્ત થયાં છે, તે એવું માને કે આમાં નવા અને મહાન મહાસામ્રાજ્યનું જન્મબીજ રહેલું છે, તો તે ક્ષન્તવ્ય છે."

### વડો પ્રધાન.

આ નવીન રચનાઓ માટે આમની સભામાં વડા પ્રધાને આ પ્રમાણે વર્ણન કર્યું હતું:—

"આ નવીન કાર્યક્રમ એકલા સર્વે સભાસદોને જ નહીં પણ આખા સામ્રાજ્યને એવો ઉપયોગી થયો છે કે તેને બંધ પાડવો નહીં, એવું સામ્રાજ્ય યુદ્ધ મંડળનું એકમતે માનવું છે. આટલા માટે છેલ્લી વખતે મેં વિવેકની ખાતર બ્રિટિશ રાજ્યવતી એવો ઠરાવ મૂક્યો હતો કે સામ્રાજ્યના

પ્રધાનમંડળની બેઠક દર વરસે, અગર તો જ્યારે જ્યારે સામ્રાજ્યને લગતી મહત્વની બાબતો નક્કી કરવાની હોય, ત્યારે ત્યારે નિયમસર ભરવી; અને સામ્રાજ્યનું આ પ્રધાનમંડળ, સંયુક્ત રાજ્યનો વડો પ્રધાન તથા સામ્રાજ્યને લગતી બાબતોમાં કામ કરતા ખાસ સભાસદોનું, દરેક સંસ્થાનના પ્રધાન તથા સરખા દરજ્જાના ખાસ પ્રખ્યાત પ્રતિનિધિનું, અને હિંદી સરકારથી નિમવામાં આવેલા હિંદીઓના પ્રતિનિધિઓનું બનેલું હોવું જોઇએ. દરિયાપારના પ્રતિનિધિઓએ આ ઠરાવને વધાવી લીધો હતો. આપણે આશા રાખી શકીએ કે પરદેશી રાજ્યો જોડેના કારોબાર તથા સામ્રાજ્યની રાજનીતિને લગતાં બીજાં અંગો માટે દર વરસે સામ્રાજ્ય પ્રધાનમંડળની બેઠક ભરવી, એ હવે બ્રિટિશ રાજ્યબંધારણની મંજુર કરેલી રાજપદ્ધતિ તરીકે સ્વીકારાશે. મારે કહેવું જોઇએ કે આ સંસ્થા હાલમાં તો ઘણા નરમ સ્વરૂપમાં છે તે કોઇ પણ જાતની યોજનાનું પરિણામ નથી, પણ યુદ્ધની જરૂરીઆતોને અંગે ઉભી થએલી છે. આનું મૂળ તત્વ આવું છેઃ—પરદેશી રાજ્યો જોડે સંબન્ધ ધરાવતી રાજનીતિના સંબન્ધમાં તથા તેની સાથે સંબન્ધ ધરાવતી બીજી બાબતો ઉપર વિચાર કરવા સામ્રાજ્યના રાજ્યોના સર્વોપરી જવાબદાર અધિકારીઓએ તથા સામ્રાજ્ય રાજનીતિ માટે કામ કરતા તેમની જોડેના અન્ય મંત્રીઓએ સાથે મળવું અને તે ઉપર ચોક્કસ નિર્ણય ઉપર આવવું;—તેમને સર્વે પોત પોતાની પાર્લામેન્ટને અધીન વર્તન કરવું;—અને પછી કરેલા નિર્ણયોને અમલમાં લાવવા. આવી રીતે સામ્રાજ્યની સઘળી બાબતો ઉપર પૂરેપૂરી હકીકત પ્રાપ્ત કરી શકાશે. જે જે ભાગો હાલમાં જે જાતનું સ્વરાજ્ય ભોગવે છે, તેમાં કોઈ પણ અંશે હરકત કર્યા વગર આવું થવાથી, અને સામ્રાજ્યની રાજનીતિ ઉપર આવી જાતનું નિમન્ત્રણ થયા પછી, સામ્રાજ્યના ઘણા સૂક્ષ્મ અંગોનું નિરૂપણ કરી શકાશે. આથી સામ્રાજ્યના રાજ્યબંધારણના વિકાસો કેવા પ્રકારે થશે તેનો અમે કાંઇ નિશ્ચય કર્યો નથી. “ મહાસામ્રાજ્યની

સ્વતંત્ર પ્રજાઓ" વચ્ચે સામ્રાજ્યને લગતા તેમજ પરદેશી રાજ્યોને લગતા સવાલો ઉપર સતત નિમન્ત્રણ કેવી રીતે થઇ શકે, તેની સંપૂર્ણ યોજના તૈયાર કરવાનો આખો પ્રશ્ન ખાસ પારષદ માટે મુલતવી રાખવામાં આવશે; સામ્રાજ્યના રાજકીય સંબન્ધો સુવ્યવસ્થિત કરવા માટે યુદ્ધ પુરૂં થયા પછી તરત જ આ પરિષદ બોલાવવામાં આવનાર છે. છતાં, અમને એટલું તો લાગ્યું હતું કે હિંદના પ્રતિનિધિઓવાળું સામ્રાજ્ય પ્રધાન-મંડળ ઉભું થવાથી સારો પ્રકાશ પડયો છે, અને કાર્યકારણની એકતા સિદ્ધ કરવા અર્થે તે ફળદ્રુપ નીવડયો છે, અને તેટલા માટે તે કાયમની થવી જોઈએ. મને ખાતરી છે કે સામ્રાજ્યની બધી પ્રજાઓ આ ઠરાવને ટેકો આપશે."

સામ્રાજ્યના રાજદ્વારી પુરૂષોનાં વલણ જોતાં અને ઈંગ્લાંડમાં બનતા બનાવોનો વેગ જોતાં, સામ્રાજ્યમાં થનાર નવીન બંધારણમાં હિંદને કયું સ્થાન મળશે, એવી જાતના લાયેલ કર્ટીસના સવાલ માટે જવાબની હાલ તો જરૂર નથી. આવા સંજોગોમાં સામ્રાજ્ય પાર્લામેન્ટ એકી વખતે સ્થાપવામાં આવે એ સંભવિત નથી. સામ્રાજ્ય યુદ્ધ પરિષદની બેઠક સમાપ્ત થયેથી રાઉન્ડ ટેબલે પણ એવો જ મત સ્વીકાર્યો છે. તે કહે છે કે "સ્વતંત્ર રાજ્યોની ખરી પાર્લામેન્ટ નજીકના ભવિષ્યમાં ઉભી થવા પામે એ વ્યવહારૂ રાજનીતિ મનાતી નથી. ટુંકાં ટુંકાં પગલાં ભરવાં એ નિરૂપયોગી, બુદ્ધિવિરૂદ્ધ અને જોખમકારક છે. જે ખાસ સામ્રાજ્ય પરિષદ સામ્રાજ્યના નવીન બંધારણને વધારે સંગીન તથા નિયમિત બનાવનાર છે, તે શ્રેષ્ઠ રીતે કાર્યસિદ્ધ કેવી રીતે થાય એ વિચારવાનું હાલ તો આપણું કામ છે. પરંતુ નવા ફેર-ફારોને વધાવી લેતા પહેલાં આપણે એવું ધારવાનું નથી કે આથી સામ્રાજ્ય-રાજનીતિનો છેવટનો નિર્ણય થઇ જાય છે. વધારે તો, સામ્રાજ્યનું રાષ્ટ્રમંડળ જ્યારે અસ્તિત્વમાં આવશે, ત્યારે કર્ટીસના સવાલના જવાબની જરૂર પણ રહેશે નહીં. હિંદ એવી

આશા રાખે છે કે તે કાળે તો તે સ્વરાજ્યને સ્વાનુભવ લેતું હશે, અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાને જેવી સ્થિતિમાં પોતાની અંદરનો રાજ્યવહીવટ ચલાવે છે તેવી સ્થિતિ ઉપર મૂકાયું હશે. હિંદની અંદરની રાજવ્યવસ્થામાં બ્રિટિશ પાર્લામેન્ટ હાલ જે ભાગ ભજવી રહી છે, તે ભાગ ભજવવાનું ચાલુ રાખશે ત્યાં સુધી તો આ સવાલ ઊભો થવાનો નથી. પણ જે દિવસે આ સ્થિતિ બંધ થશે તે દિવસ તો હિંદના ઇતિહાસમાં સોનેરી દિવસ લેખાશે; તે દિવસથી તો તે સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકેની સ્થિતિ ભોગવવા માંડશે, કે જેવી હાલ સામ્રાજ્યનાં બીજાં રાજ્યો ભોગવી રહ્યાં છે. ત્યાં સુધી તો હિંદ પોતાને નશીબે આવી પડેલ બે હક્કો માટે માગણી કરે છે: (૧) સામ્રાજ્ય પરિષદમાં, સામ્રાજ્ય પ્રધાનમંડળમાં તથા અન્ય અનુરૂપ સંસ્થાઓમાં હિંદના લોકનિયુક્ત સભાસદો હોવા જોઇએ તે, અને (૨) સામ્રાજ્યની વ્યવસ્થામાં હિંદની સ્થિતિને અનુરૂપ પ્રતિનિધિઓની સંખ્યા હોવી જોઇએ તે.



# પ્રકરણ ૨ જું.

## સામ્રાજ્યમાં હિંદનું સ્થાન.

"પોતાનું નશીબ પોતાને હાથે ઘડવાની દરેક પ્રજાને સ્વતંત્રતા હોવી જોઈએ; મોટી સત્તાઓની ખાતર પ્રજાઓ છિન્નભિન્ન અગર ખંડિત થવી જોઇએ નહીં."

સેનાધિપતિ સ્મટ્સ. ( તા. ૧૪ મે-૧૯૧૭ )



સંયુક્ત રાજ્ય સાથેનો તેમજ બહારની બીજી પ્રજાઓ સાથેનો રાજકીય અને આર્થિક સંબન્ધ નક્કી કરવા, તથા સ્વતંત્રતા પ્રાપ્ત કરવા, અડધા સૈકા ઉપરાન્તથી સંસ્થાનો જે લડત ચલાવી રહ્યાં છે, તે ઉપરથી તેમની ઈચ્છા શું છે, તે જણાઈ આવે છે. સંયુક્ત રાજ્ય સાથેના સંબન્ધમાં સામ્રાજ્યના જુદા જુદા ભાગો તેમજ તેની બહારની દુનિયા વચ્ચેના ઉતારૂઓને લગતી તથા ઔદ્યોગિક કરોને લગતી બાબતોનો સમાવેશ થાય છે. સંયુક્ત રાજ્યથી બહારની બીજી પ્રજાઓ સાથેના સંબન્ધમાં એટલે સામ્રાજ્યના કારોબારમાં સંયુક્ત રાજ્ય જોડે સરખી પાયરીનું પદ કેમ મેળવવું, તે પણ આવી જાય. ભૂતકાળમાં આ સઘળા સવાલોનો ફડચો તથા નિર્ણય સામ્રાજ્યની તેમજ સંયુક્ત રાજ્યની ગોરી પ્રજાની હિતદૃષ્ટિથી થતો. આથી હિંદના લાભોને ઘણુંજ નુકશાન થતું. અત્યાર લગી હિંદ એક પરાધીનરાજ્ય હોવાથી તેની બાબતમાં જે જે ઠરાવો કરવામાં આવતા તેથી તેને સંતોષ માનવો પડતો. કારણ કે આ ઠરાવો કરવામાં તેનો જરી પણ હિસ્સો સ્વીકારવામાં આવતો નહીં.

### પરરાજ્યમાં વસવાટ (Immigration)

પહેલો સવાલ વસવાટનો છે. આ વિષયમાં હિંદ એવું માને છે કે હિંદ સામ્રાજ્યની પ્રજા હોવાથી બ્રિટિશ શહેનશાહતના

એક શહેરી તરીકે સામ્રાજ્યના કોઇ પણ ભાગમાં વસવાટ કરવાનો તેને પૂરો હક છે. આમાં કોઇ પણ જાતનો સ્થાનિક કાયદો બંધનકારક હોઈ શકે નહીં; અથવા તો તેના પ્રવેશને રોકી શકાયજ નહીં. સામ્રાજ્યના સઘળા ભાગોમાં વસવાટની છૂટ હોવી જોઇએ, એ સિદ્ધાન્ત માટે હિંદની સરકાર લાંબા સમયથી લડત ચલાવતી આવી છે. પણ આનું કાંઇ પણ સંગીન પરિણામ આવ્યું નથી. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને કાયદા ઘડવાની સત્તા છે. તે ઉપરથી તેમના રાજ્યબંધારણ મુજબ અંદરનાં કાર્યોને નિયમમાં લાવવાનો તેમને હક છે. સંસ્થાનોની દલીલ એવી છે કે ઉતારૂઓ ઉપર અંકુશ મૂકવો, એ દેશની અંદરના વહીવટનું કાર્ય છે. કારણ કે શહેરીઓ કેવા હોવા જોઇએ તેનો નિર્ણય કરવાનો હક દરેક સ્વતંત્ર સમાજને છે. ઉતારૂઓ ઉપર અંકુશ રાખવા સ્થાનિક કાયદાઓ ઘડવાની સંસ્થાનોને અમૂક સત્તા છે, તેનો આધાર સામ્રાજ્યના કોઈ પણ ભાગમાં આવવા જવાની કેવી છૂટ હોવી જોઇએ, તેની સ્વતંત્રતા ઉપર છે. જેમ જેમ પ્રતિબંધો દૂર કરવા માટે હિંદીઓની ચળવળનું જોર વધતું ગયું, તેમ તેમ વસવાટ સંબન્ધી કાયદા વધારે ને વધારે સખ્ત થતા ગયા.

## લોર્ડ હાર્ડિંજ.

આ સ્થિતિનું અવલોકન કરતાં ૧૯૧૫ માં લોર્ડ હાર્ડિંજે એવું કહ્યું હતું કે હિંદ માટે કાયદો ઘડતાં જેમ આપણે હિંદના ભલાને સૌથી આગળ મૂકીએ, તેવી રીતે સંસ્થાનો સ્વાભાવિક રીતે તેમની સમજણ પ્રમાણે તેમના દેશના હિતોને સૌથી આગળ મૂકે છે. બહિષ્કારના કાયદાઓ ઘડવામાં સંસ્થાનોની સરકારોના મનમાં હિંદ પ્રત્યે દ્વેષભાવ છે, એ વિચારને હું કબુલ કરતો નથી. તેમને એવી સુચના કરી હતી કે તેમના કૃત્યથી આ દેશના લોક તથા રાજ્ય ઉપર કેવી અસર થાય છે તે તરફ તેમનું દુર્લક્ષ નથી. જો એક વેળા એમને ખાતરી થાય કે

તેમના પોતાના લાભોનું બરાબર રીતે સંરક્ષણ કરવામાં આવશે તો તેઓ હિંદની જરૂરીઆતોનો ખુશીથી વિચાર કરશે.

હિંદુસ્થાનની હકીકત સંસ્થાનોના પ્રતિનિધિઓ વધારે સારી રીતે સમજી શકે, તે માટે સામ્રાજ્ય યુદ્ધ પરિષદમાં તક આપવામાં આવી છે. સર રોબર્ટ બોર્ડને કેનેડાની પાર્લામેન્ટમાં જે કથન કર્યું હતું તે નોંધવા જોગ છે. તેણે કહેલું કેઃ—"હિંદ અને આપણી વચ્ચેની સર્વસામાન્ય બાબતો ઉપર વિવેચન કરવાથી મને ઘણો જ લાભ થયો. હિંદના જે પ્રતિનિધિઓને પરિષદમાં બોલાવવામાં આવ્યા હતા તેમને મેં સહેજ મેળાપ માટે ઉતારે નોતર્યા હતા. અમે આખી સ્થિતિનો છૂટથી, સંપૂર્ણપણે અને નિખાલસ દિલથી ચર્ચા કરી હતી. સંસ્થાનોની બાબતમાં હિંદને મતભેદ હતો; અને દક્ષિણ આફ્રિકા જોડે, કેટલીક બાબતોમાં ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડ જોડે, અને કોઇ કોઇ બાબતમાં કેનેડા જોડે પણ તેને તકરારો હતી. સર સત્યેન્દ્રસિંહે ઘણી જ કાબેલીયતથી, ન્યાયપણે, ચોખ્ખી મધ્યસ્થ વૃત્તિથી અને ઉંડી લાગણીથી હિંદની દ્દષ્ટિબિંદુએ હિંદનો કેસ રજુ કર્યો હતો. જો કે તેનું ભાષણ સત્યપ્રિય અને સમધારણ હતું છતાં તે કોઈ પણ રીતે ઓછું અસરકારક નહોતું. અમે પણ તેટલી જ સ્વતંત્રતાથી, તેટલી જ સત્યપ્રિયતાથી, અને મારા ધારવા પ્રમાણે તેટલી જ મધ્યસ્થવૃત્તિથી બોલ્યા હતા. આનું દેખીતું પરિણામ એ આવ્યું કે એક ઠરાવ પસાર કરવાનો નિશ્ચય કરવાને અમે સશક્ત થયા. આ ઠરાવ મેં તમને વાંચી બતાવ્યો છે. આપણે કેનેડામાં હિંદીઓના આગમન માટે અગર વસવાટ માટે જે જે કાયદાઓ અમલમાં લાવીએ તેવી જાતના કાયદાઓ હિંદે હિંદમાં જતા કેનેડાના વતનીઓ વિરૂદ્ધ કરવા. : એવી જાતની ગોઠવણ કરવી કે જેથી હિંદનું આત્મગૌરવ સચવાય એવા ધોરણ ઉપર આ ઠરાવનો આધાર રહેલો છે. મને નથી લાગતું કે આ ઠરાવના વાજબીપણા માટે સભામાં કોઇને તકરાર હોય. અમે કેટલીક બીજી બાબતો ઉપર પણ ચર્ચા કરી હતી. પણ

તે બાબતો ઉપર આજે બોલવાની જરૂર નથી. પરિષદમાં હિંદની હાજરી હોય તેમાં કાંઇ જ ખોટું નથી. મને તો લાગે છે કે ભવિષ્યની બેઠકોમાં સામ્રાજ્યનું આ મહાન પરાધીનરાજ્ય તેના પ્રતિનિધિઓને મોકલે, તે સામે આ સભામાં અગર કોઇ પણ દેશમાં કોઇને કશો જ વાંધો હોવો જોઇએ નહીં. હિંદ આ યુદ્ધમાં ઘણું જ વફાદાર નીવડયું છે અને યુદ્ધમાં ફતેહ મળે એ માટે હિંદે માણસોનો તેમજ ખજાનાનો જબરો ભોગ આપેલો છે. આપણે આ બધું ધ્યાનમાં લેવાનું છે. તેમની સંસ્કૃતિ આપણાથી જુદા પ્રકારની છે. કેટલીક બાબતમાં તે વધારે સનાતન છે, ને એમ પણ કહી શકાય કે વધારે ઊંચી ભૂમિકા ઉપર છે. તેમની સંસ્કૃતિમાં આદર્શપ્રિયતા વધારે રહેલી છે; કદાચ આપણામાં આર્થિક દૃષ્ટિ વિશેષ પ્રમાણમાં છે. એમાંથી કઇ વધારે ઉંચી છે, એ માટે ચર્ચા કરવાની મારી ઇચ્છા નથી. પણ હું એટલું તો કહીશ જ કે હિંદની સંસ્કૃતિ માનપાત્ર છે, અને આપણે એવી રીતે વર્તવું જોઇએ કે સામ્રારાજ્યના તે મહાન પરાધીનરાજ્યના વતનીઓ પ્રત્યે આપણે ઉદ્ધતાઇ તથા અન્યાય વૃત્તિ બતાવીએ છીએ, એવું એમને લાગે નહીં. હું માનું છું કે આ હેતુ પાર પડશે. મને લાગે છે કે હિંદના પ્રતિનિધિઓ સાથે જે સંમેલન થયું હતું તેથી આને મદદ મળશે.

## હિંદના સુધારાની નોંધ.

હિંદના પ્રતિનિધિઓએ હિંદમાંથી સંસ્થાનોમાં વસવાટ થાય છે તે સંબન્ધમાં સામ્રાજ્ય પરિષદ સમક્ષ એક નોંધ રજુ કરી હતી, તેમાં સંસ્થાનોએ કેવા પ્રતિબંધો મૂકયા છે એ વિશે ઉલ્લેખ કર્યો હતો અને નીચે પ્રમાણે હિંદનું દૃષ્ટિબિન્દુ જણાવ્યું હતું:—

“સામ્રાજ્ય તરફ નજર ફેંકતાં બે વિચારોએ હિંદીઓ ઉપર જબરી અસર કરી છે. તેઓ બ્રિટિશ સરકારની પ્રજા છે. અને તેમનો દેશ સામ્રાજ્યનું એક અંગ છે. આ વાસ્તે તેઓ

મગરૂર છે. આમ છે માટે જ તેઓ સામ્રાજ્યના હકોની માગણી કરે છે. તેઓ હિંદની રાષ્ટ્રીયતા માટે, તેમની સનાતન સંસ્કૃતિ માટે, અને વારસામાં મળેલી બુદ્ધિની મહાન સંપત્તિ માટે એટલા જ મગરૂર છે. તેઓએ સામ્રાજ્ય માટે આત્મભોગો આપેલા છે. એ રીતે તેઓએ તેમની રાજભક્તિ, હિંમત અને ધૈર્ય પુરવાર કર્યાં છે; અને તેઓ એવું ઇચ્છે છે કે આ બધાની કદર થવી ઘટે. આ પ્રમાણે લાગણી અને કલ્પના બન્ને આ વિવાદી સવાલમાં ઘણે ભાગે દાખલ થયાં છે. જો સંસ્થાનો આ લાગણીઓની કદર કરશે તો તેઓ જોઇ શકશે કે હિંદ મહત્વની બાબતમાં આડે નહીં આવે." જેવું વર્તન સંસ્થાનો રાખે તેનો બદલો હિંદે તેવું જ વર્તન રાખી વાળવો ( Reciprocity of treatment ) એવો સિદ્ધાન્ત હવે તો પરિષદમાં કબુલ થયો છે, અને સંસ્થાનોની સરકારોને તે પ્રમાણે ભલામણ કરવામાં આવી છે. વળી એવી પણ ભલામણ કરવામાં આવી છે કે ઇતર એસીઆવાસી પ્રજાને વસવાટ માટે જેવી સગવડો આપવામાં આવે, તેથી ઓછી લાભદાયક સગવડો હિંદીઓને આપવી નહીં. વસવાટના હેતુ સિવાય જે કેળવાયલા હિંદીઓ સંસ્થાનોમાં અભ્યાસ અને મુસાફરી અર્થે જાય તેમને સગવડો કરી આપવી; અને સ્વતંત્ર સંસ્થાનોમાં જે હિંદીઓને વસવા માટે રજા આપવામાં આવી હોય, તેમની પ્રત્યે વધારે માયાળુ વર્તણુક દાખવવી, આવી પણ માગણીઓ કરવામાં આવી હતી. હાલની સ્થિતિ જોતાં આ ભલામણોમાં ઘણો સુધારો રહેલો છે. પણ આથી સંસ્થાનોની સરકાર જોડે આપણી સરખી પાયરી સિદ્ધ થતી નથી. "વિનિમય" આ ઘણો બહોળા અર્થવાળો શબ્દ છે. વ્યવહારમાં તેનો અમલ કેવો થાય છે એ હવે જોવાનું છે. સંસ્થાનો સંબંધી સવાલોમાં સર એસ. એમ. પોલાકે પ્રમાણભૂતતા સંપાદન કરી છે. તેમને હિંદના ઉતારૂઓની બાબતમાં જે પ્રયાસો કર્યા છે તે માટે આપણે તેમના ઘણા જ આભારી છીએ. એમણે ઇન્ડીઅન રિવ્યુમાં હમણાં એક લેખ લખ્યો છે અને આ બાબતમાં ઘણી

મુશ્કેલીઓનું દર્શન કરાવ્યું છે. પહેલા સવાલની બાબતમાં હજુ પણ જાતિભેદ સ્પષ્ટ રીતે કાયમ રાખવામાં આવ્યો છે, અને નોંધ એવી ભલામણ કરે છે કે બીજું કાંઈ નહીં તો ઈતર એસીઆવાસીઓ પ્રત્યે જેવું વર્તણુક રાખવામાં આવે, તેથી ઓછી માયાળુ વર્તણુક બ્રિટિશ સરકારના એસીઆવાસીઓ પ્રત્યે રાખવી નહીં. આ ઉપરથી મી. પોલોક એક મુદ્દાનો સવાલ ઉઠાવે છે ને પુછે છે કે દક્ષિણ આફ્રિકાના બંદરો ઉપર જાપાનનના વેપારીઓ ઉતરે છે ને તેમને જેવી સગવડો આપવામાં આવે છે, તેવી સગવડો હિંદના વેપારીઓને આપવી, એવી માગણી શું હિંદની સરકાર કરશે કે? નીચે પ્રમાણે તે વધારે સ્પષ્ટીકરણ કરે છેઃ—“અને ધારો કે સરકારે એવી માગણી કરી તો શું યુનીઅન સરકાર તે મંજુર રાખે એવો સંભવ છે ખરો? યુદ્ધ થયા પછી દક્ષિણ આફ્રિકામાં જાપાનીઓનો વેપાર ઘણો જ ફેલાવો પામ્યો છે, અને જાપાનીઓની વેપારપદ્ધતિઓનો જેને અનુભવ છે તેઓ એક ક્ષણ પણ ધારશે નહીં કે આ ફેલાવો યુરોપીય મારફતીઆઓને આભારી છે. થોડા અઠવાડીઆ ઉપરજ કેમ્બ્રીજના બે “ગ્રેજ્યુએટો” ને કેપ ટાઉનની અંદર ઉતરવાની રજા આપવામાં આવી નહોતી; જ્યારે યુરોપ તેમજ જાપાનના ઉતારૂઓને છુટથી રજા આપવામાં આવી હતી; ધારવા પ્રમાણે આ ઉતારૂઓ પોતાની તંદુરસ્તી માટે ત્યાં ઉતરવા માગતા નહોતા. બહારના એસીઆવાસીઓને જે સરતોથી ઉતારવામાં આવે છે એથી વધારે સારી સરતોથી બ્રિટિશ રાજ્યના એસીઆવાસીઓને સામ્રાજ્યમાં ઉતારવામાં આવે, એવી માગણી હિંદની સરકાર અગર સામ્રાજ્યની સરકાર કરે, એ આશા નકામી છે. ઝાંઝીબાર અને પૂર્વ આફ્રિકા સીધી રીતે અંગ્રેજ સરકારની સત્તા હેઠળ છે. તેમાં પોર્ટુગાલના એસીઆવાસીઓને ઉતારવામાં આવે છે, જ્યારે બ્રિટિશ રાજ્યના એસીઆવાસીઓ ઉતારવા દેવામાં આવતા નથી. બેશક, યુદ્ધના પ્રસંગમાં સર્વ પ્રકારના પ્રતિબંધો અગત્યના ગણાય, પરંતુ જો પોર્ટુગાલ

તાબાના એસીઆવાસીને બ્રિટિશ રાજ્યમાં ઉતારવામાં આવે તો શા માટે બ્રિટિશ રાજ્યમાં વસતા એસીઆવાસીઓને રજા આપવામાં આવતી નથી, એ સમજાતું નથી. ખરે, આ બાબતની અપીલ સાંભળવા કોઈ વકીલ નથી.

કોઈ પણ જાતના પ્રતિબન્ધો વિનાનો વસવાટનો સવાલ કોઈ ઉઠાવતું જ નથી. પણ બ્રિટિશ રાજ્યના એસીઆવાસી જોડેની વર્તણુક વધારે સારી કેમ થાય, એ સવાલ છે.

## અરસ્પરસ વિનિમયની રાજનીતિ. (Reciprocity)

દેશની સ્થિતિ આવીજ છે, એમાં આ દેશના માણસો એકમત થશે. વિનિમયનો સિદ્ધાન્ત લાગુ કરવામાં આવે તો શાં શાં પરિણામો આવે તેનું મી. પોલોકે પૂરેપુરૂં વર્ણન કર્યું છે. તેણે દક્ષિણ આફ્રિકાની યુનીઅન સરકારના જુદા જુદા પ્રાન્તોમાં હિંદીઓનાં લાંબા સમયથી ચાલી આવતાં સંકટો શાં છે, તે તરફ લક્ષ ખેંચ્યું છે. આ સંકટો મહત્વનાં છે ને કાયદાના ધોરણ ઊપર આધાર રાખે છે. અમુક સંજોગોમાં હિંદીઓએ અમુક ઠેકાણે વાસ કરવો તે સંબન્ધના પેટાકાયદાઓ, દક્ષિણ આફ્રિકાની મ્યુનિસિપાલિટીઓએ હિંદીઓને વેપાર અર્થે નવા પટા ન આપવા એ સંબન્ધમાં મનાઈઓ, ટ્રાન્સવાલમાં કાયમ માટે મીલકત ધારણ કરવાના હકનો અસ્વીકાર, મ્યુનિસિપાલિટીના સંબન્ધમાં મત આપવાનો અને મ્યુનિસિપાલિટીની સભામાં હિંદી સમાજના પ્રતિનિધિઓ ચૂંટવાનો અનધિકાર, આ સર્વનો તેમાં અદ્યપિ સમાવેશ થાય છે. સંસ્થાનોમાં યોગ્ય ધારાસભા દાખલ કરવામાં આવે તોજ સંસ્થાનિક સરકારોના આ અને આવી જાતના બીજા કાયદાઓ રદ કરી શકાય. આવા પ્રતિબંધો દૂર કરવામાં આવશે નહીં ત્યાં લગી વિનિમયની રાજનીતિથી સંસ્થાનોમાં કેટલાક એસીઆવાસીઓ દાખલ થવા પામશે, પણ તે સાથે હિંદમાં તેમના એટલા જ આવનારાઓને દાખલ કરવા પડશે. એક બાજુએથી તેમને સંસ્થા-

નોમાં જાતિભેદ અને વેપારનાં બંધનોને વશ વર્તવું પડશે અને શહેરી તરીકેના હકો વિરૂદ્ધનાં પ્રતિબન્ધોને પણ સહન કરવા પડશે; જ્યારે બીજી બાજુએ સંસ્થાનોમાંથી આવનારાઓને આ દેશમાં એવી જાતનું કડક વર્તન ખમવું નહીં પડે. જ્યાં સુધી બન્ને પક્ષોને સમાન સ્થિતિમાં મૂકવામાં આવે નહીં, ત્યાં સુધી અદલાબદલાથી કાંઇ ફાયદો થવાનો નથી, ને સાટુ કેવળ એક તરફી જ થવાનું. જ્યાં સુધી સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં બંધનો કાયમ રહેશે, ત્યાં સુધી હિંદમાંથી જનારાઓ તેમાં વસવા જવાનું કદીએ આવકારદાયક ગણશે નહીં.

## શાહી સ્વસ્થાનો.

સામ્રાજ્ય યુદ્ધ પરિષદ વિનિમયની રાજનીતિની ભલામણ ફક્ત હિંદ અને સ્વતંત્ર સંસ્થાનો વચ્ચે જ કરે છે. શાહી સ્વસ્થાનોમાં હિંદની સ્થિતિ કેવી હોવી જોઇએ એવો વિષય પરિષદ સમક્ષ નહોતો. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં જેવા પ્રતિબન્ધો પ્રવર્તે છે તેવી જ જાતના પ્રતિબન્ધો હિંદીઓને સ્વસ્થાનોમાં પણ સહન કરવા પડે છે; હિંદી ઉતારૂઓના સંબન્ધમાં લંડનમાં પરિષદ ભરાઈ હતી, તે માત્ર કુળ અધિકારીઓનું જ મંડળ હતું, અને આવા કોઇ પણ સવાલનો વિચાર કરવામાં આવ્યો હોય એમ જણાતું નથી. તેમાં હિંદના કોઇ પ્રતિનિધિઓ નહોતા; હિંદ તથા સંસ્થાનો તરફથી કોઇ સાક્ષીઓને બોલાવવામાં આવ્યા નહોતા; જાહેર મત શો છે એ માટે પુછવામાં આવ્યું નહોતું અને કયા કયા વિષયોની ત્યાં ચર્ચા થનાર છે તેની ટીપ જાહેર ચર્ચા માટે પ્રસિદ્ધ કરવામાં આવી નહોતી. આવું છતાં ઘણા જ સંતોષની વાત છે કે આ પરિષદે ગીરમીટીઆ બહિર્ગમનને તદ્દન બંધ કર્યું. બેશક, શાહી સ્વસ્થાનોમાં હિંદીઓ આવી વસવાટ કરે, તે માટે યોગ્ય સગવડો મળે, એવા ઘણા જરૂરના ઠરાવો પરિષદે કર્યા છે. પણ આ સિવાય ગૌરવને લગતા ઘણા સવાલો હજુ બાકી છે. આમાંનો એક

સવાલ લગ્ન અને વારસા માટે છે. સ્વસ્થાનના લગ્ન સંબન્ધી કાયદાઓનું બીલ ફીઝીની સરકારે તૈયાર કર્યું હતું, જે ૧૯૧૩ માં હિંદની સરકારે અભિપ્રાય માટે ફેરવ્યું હતું. આ બીલ દરેક વસવાટ કરનારને લાગુ કરવામાં આવવાનું હતું, છતાં હિંદુ અગર મુસલમાન પોતાના ધર્મના કાયદા મુજબ લગ્ન કરે, એવી જાતના હકોને બહાલ રાખવામાં આવનાર છે, એ સંબન્ધે તેમાં કશું જ નહોતું. ઉલટું હિંદુ અગર મુસલમાન આવનારને એવા વ્યવહારો કરવાનું બીલમાં ઠરાવેલું હતું કે જાણે ખ્રિસ્તી ધર્મ પ્રમાણેનાં લગ્નો થતાં હોય એમ લાગે. બીલની એક કલમ તો એવી હતી કે જો ધણી પોતાની પત્નીને ત્યજી દે, અગર ધણી તેનો આશ્રય છોડવાની ફરજ પાડે, તો તે સ્ત્રી સામે છીંનાળાનો આરોપ લાવી શકાય નહીં. આ ઠરાવ હિંદના હિંદુ મુસલમાનની ધાર્મિક લાગણીથી છેક વિરૂદ્ધ છે. આ દેશમાં કદીએ નહીં અનુભવેલા એવા બીજા વિચિત્ર ઠરાવો પણ તે બીલમાં હતા. દક્ષિણ આફ્રિકામાં એક વાત ઘણી જ ચર્ચાઈ હતી. તેનું વર્ણન અહીં કરવું જોઇએ. તે બાબત એવી હતી કે દરેક વસવાટ કરનારને પોતાના કાયદા મુજબ લગ્ન કરવાની છુટ છે એવી જાતનો હક સ્વસ્થાનોમાં સ્વીકારાવો જોઇએ. સ્વસ્થાનોમાં હિંદી વસનારની સ્થિતિ કેવી હોવી જોઇએ એ સંબન્ધીના સવાલો તો હજુ ચાલતી તકરારના મુદ્દા છે.

## વેપારમાં વિનમયનો સિદ્ધાન્ત.

સામ્રાજ્યના જુદા જુદા રાજ્યોમાં નાણાંની અને આર્થિક પદ્ધતિઓ કેવી હોવી જોઇએ તે સંબન્ધી સવાલોના સવાલો હાલ વિચારમાં છે. આ સમય વિશ્વની પુનર્ઘટનાનો છે અને છતાં આ મહત્વના સવાલોનો ગંભીર અભ્યાસ કરવા તરફ હિંદનો જાહેરમત હજુ સુધી વળ્યો નથી. અત્યાર સુધી સામ્રાજ્યની રચનામાં હિંદનું પદ કાંઇક ગૌણ હતું, આજ કારણ તેના આત્મવિકાસને વિઘ્નરૂપ થયું છે. ઉતારૂઓ સંબન્ધી સવાલનો નિર્ણય ઘણે ભાગે સામ્રાજ્યમાં વસતી ગોરી પ્રજાઓની

હિતદૃષ્ટિથી કરવામાં આવતો: તો માલ ઉપર જકાત સંબંધી બાબતોનો વિચાર મોટે ભાગે સંયુક્ત રાજ્યના લાભોની દૃષ્ટિથી કરવામાં આવતો. આથીજ હિંદની તેમજ સ્વસ્થાનોની વેપારી તથા આર્થિક ઉન્નતિ વિરૂદ્ધ પ્રતિબન્ધો નાંખવામાં આવ્યા છે. સંયુક્તરાજ્ય અને સંસ્થાનો વચ્ચેની વેપારી હરિફાઈ હમણાંની નથી. છેક ૧૮૭૨ માં એવું ધારવામાં આવતું હતું કે સંસ્થાનો ને સ્વસ્થાનોની હયાતી સામ્રાજ્યને બોજારૂપ અને વિઘ્ન રૂપ છે. તે વખતે સંસ્થાનોની સ્વરાજ્યની માગણીઓ મંજુર રાખતા પહેલાં, સામ્રાજ્ય સુદૃઢ થાય એ માટે તેમની પાસેથી અમુક બંધનગીરીઓ લેવા લોર્ડ બીકનસ્ફીલ્ડે આગ્રહ કર્યો હતો. તેમાં "સામ્રાજ્ય વિષયક જકાત" એ એક હતી. ગ્રેટ બ્રિટન અને સંસ્થાનો વચ્ચે વેપારની બાબતમાં વિનિમયની રાજનીતિને લગતા કોઇ પણ જાતના કોલકરાર થાય નહીં, એવી જાતનાં સલાહપત્રો તેમની વચ્ચે થયેલાં હતાં; છતાં ૧૮૮૭ માં અને ૧૮૯૭ માં સાંસ્થાનિક પરિષદો મળી તે વખતે પક્ષપાતી જકાતની અને પક્ષપાતી વેપારનીતિની ભાવનાઓ માટે આગ્રહ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી ૧૯૦૨ માં પરિષદ ભરાઇ. તેને પક્ષપાતી વેપારનીતિનું ફરીથી સમર્થન કર્યું અને કેનેડામાં આવતા અનાજની તરફેણમાં તે વખતના પ્રધાનમંડળે કબુલાત આપેલી હોવાથી, અને સામ્રાજ્ય બહારથી જે અનાજ આયાત થાય તે ઉપરની જકાત કાઢી નાંખવી એવી જાતનો સવાલ ઉભો થવાથી, જોસફ ચેમ્બરલેઇને સંયુક્તરાજ્યની સરકારમાંથી રાજીનામું સુદ્ધાં આપ્યું હતું.

સામ્રાજ્યની એકતા સિદ્ધ થવાની હોય તો સામ્રાજ્યમાં વિનિમયની રાજનીતિ વ્યવહારૂ બનવી જોઇએ એવા મતનો ચેમ્બરલેઇન પોતે અનુયાયી થયો. ૧૯૧૭ ની પરિષદમાં વિનિમયના સિદ્ધાન્ત પર કંઈક વિસ્તારથી ચર્ચા થયેલી. પણ સામ્રાજ્યની સરકારે સ્પષ્ટ જણાવેલું કે સરકાર પક્ષપાતી વેપારી રાજનીતિની વિરૂદ્ધ છે, તેથી આ સવાલ વિશેષ ચર્ચાયો નહોતો.

૧૯૧૧માં સામ્રાજ્ય પરિષદમાં એક એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે સંયુક્તરાજ્ય, કેનેડા, આસ્ટ્રેલીઆ, ન્યુઝિલાંડ, દક્ષિણ આફ્રિકા અને ન્યુ ફાઉન્ડલાંડના પ્રતિનિધિઓનું એક શાહી કમીશન નીમવું; અને તેમાં સામ્રાજ્યની પરિષદમાં જે જે દેશના પ્રતિનિધિઓ આવે છે તે તે દેશની કુદરતી ઉત્પન્ન શું થાય છે; માલની પેદાશ, બનાવટ અને પ્રસાર માટે શી શી સગવડો થઈ શકે અગર તેનો વિકાસ કેટલી હદ સુધી થઇ શકે એમ છે; અન્યોન્ય જોડે તથા બહારની દુનિયા જોડે કેટલો વેપાર ચાલે છે; દરેક દેશમાં અનાજ તેમજ કાચા માલની કેટલી તંગી છે તથા તે દેશ પોતામાંથી તેને કેટલે અંશે પુરી પાડી શકે એમ છે; જુદા જુદા ભાગો વચ્ચે વેપાર સંબન્ધી જે કાયદાઓ ચાલે છે તેની દરેક રાજ્ય ઉપર કેવી અસર થાય છે અને તે લાભકારક છે કે કેમ; અને દરેક રાજ્યમાં હાલ જે વેપારી રાજનીતિ ચાલે છે તે જોતાં દરેક ભાગનો વેપાર બીજા ભાગો જોડે સુધારી વધારી શકાય તેમ છે કે કેમ; આ સર્વની તપાસ કરી રિપોર્ટ કરવો એવું ઠરાવવામાં આવ્યું હતું." અત્યાર સુધી સંસ્થાનો, સંયુકતરાજ્ય અને બહારની દુનિયા વચ્ચે વેપાર ધંધો કેમ ચાલે છે તે બાબતની આવી સર્વગ્રાહી તપાસ શાહી કમીશન કરી રહ્યું હતું. હમણાં થોડા મહિના ઉપર જ તેનો હેવાલ બહાર પડયો છે. આ તપાસમાં પણ હિંદના પ્રતિનિધિઓ નહોતા. છતાં, તેમની ભલામણમાં એવી વિવિધ બાબતો આવી જાય છે કે તેમને આ દેશની સ્થિતિનો પણ વિચાર કરવો પડેલો. સાચી વાત એ છે કે સામ્રાજ્યમાં સંયુક્તરાજ્ય સિવાય હિંદ જેટલું અગત્યનું બીજું રાજ્ય નથી. અને તેથી હિંદને કોરે મૂકી આખા સામ્રાજ્યને લાગુ પડે એવી કોઇ પણ જાતની આર્થિક, ઔદ્યોગિક યાતો નાણાં સંબન્ધી ભલામણો તૈયાર કરવી અશકય છે. અત્યાર લગી સંયુકતરાજ્યના લાભો સાચવવા જે જે જકાત અને વેપારી કરો અનુકૂળ હતા તેને વશ હિંદને વર્તવું પડતું. પોતાના હિતને બાજુએ મૂકી લૅંકેશાયરના

ભલા માટે હિંદે રૂ ઉપર જકાત આપી છે, આ તેનો દાખલો છે. હિંદ મુખ્યકરીને ખેતીવાળો દેશ છે એમ ગણી, સંયુક્ત-રાજ્યના સર્વ જુદા જુદા ઉદ્યમોની સાથે હિંદની આર્થિક સ્થિતિને શેળભેળ કરી દેવામાં આવી છે; અને તેના બાળ ઉદ્યમો માટે અલાયદો કર નાંખવાનો તેને હક છે, એવી જાતનો હક અદ્યપિ પર્યંત ધ્યાનમાં લેવામાં આવ્યો નથી.

## વર્તમાન નાણાં પધ્ધતિ.

જે વેપારનીતિ "ફ્રી ટ્રેડ ટેરિફ" (અબાધિત વેપારી જકાત) ને નામે ઓળખાય છે, તે વેપારનીતિ હાલ હિંદમાં ચાલે છે. આ દેશમાં "ફ્રી ટ્રેડ" ( અબાધિત વેપારનીતિ ) નીચે નાણાં સંબન્ધી જે પદ્ધતિ હયાતીમાં આવી છે, તેને ઘણાં વરસોથી વખોડી કાઢવામાં આવી છે. માલ બનાવનાર અંગ્રેજોના હિતની ખાતર હિંદમાં રૂના માલ ઉપર ૪૦ વરસોથી કર નાંખવામાં આવેલો, તે હમણાં જ દૂર કરવામાં આવ્યો છે., સર વેલેન્ટાઇન શિરોલે કેટલાક સમય ઉપર કહેલું કે "હિંદમાં રૂના માલ માલિકો ઉપર જે કર નાંખવામાં આવ્યો છે તેથી હિંદની અબાધિત વેપારીનીતિને એટલો બધો ધોકો પહોંચ્યો છે, યાને બ્રિટિશ રાજ્યને કાયમ માટે શરમ ઉપજાવનારૂં આ એવું કૃત થયું છે, કે એવું બીજું એકે કાર્ય થયું નહીં હોય; બ્રિટિશ રાજ્ય ન્યાયવૃત્તિને લીધે પોતાને રાજ્ય ચલાવવાનો હક છે એવું વાજબી રીતે ધારણ કહી શકતી: તેવી જાતના ન્યાયીપણામાંથી હવે હિંદની શ્રદ્ધા ડગવા લાગી છે." દેશી ઉદ્યોગોને રાજ્ય તરફથી રક્ષણ મળવું જોઇએ, એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરનાર રોમેશ ચંદ્ર દત્ત એક દૃઢ બાધિત વેપારવાદી હતા. તે અબાધિત વેપારનીતિ વિરૂદ્ધ હતા, એટલું જ નહીં, પણ સામ્રાજ્ય માં પક્ષપાતી વેપારીનીતિની પણ વિરૂદ્ધ હતા. અંગ્રેજી માલ તેમજ પરદેશી માલ સામે હિંદના માલનું પૂરેપૂરૂં રક્ષણ થવું જોઇએ, એવી તેમની માગણી હતી. અને દુનિયામાં પણ કદીયે

નહીં જોએલી એવી રૂ ઉપરની જકાતને તેમણે વખોડી કાઢી હતી. અબાધિત વેપારની નાણું સંબન્ધી નીતિનો વિચાર કરવા માટે આથી વધારે વિસ્તારની હિંદમાં જરૂર નથી. હાલ ચાલુ અર્થ-શાસ્ત્ર પ્રમાણે વેપારી નીતિના ટીકા કરનારાઓના બે વર્ગ છે. (૧) અંગ્રેજી તેમજ પરદેશી બન્ને જાતના માલ સામે હિંદના માલનું સંપૂર્ણ રક્ષણ થવું જોઇએ, એવું પ્રતિપાદન કરનારાઓ; અને (૨) સામ્રાજ્ય માટે હિંદે પક્ષપાતી નીતિનો અંગિકાર કરવો અને સાથે સાથે સામ્રાજ્યની બહારના રક્ષિત દેશો સામે હિંદે નરમ રૂપમાં રક્ષણ કરવું, એવું પ્રતિપાદન કરનારાઓ. હિંદનો જાણીતો દરેક રાજદ્વારી, અર્થશાસ્ત્રી અને લેખક બાધિત વેપારવાદના પક્ષનો છે. સર હેન્રી કોટન, દાદાભાઈ નવરોજી, સર વિલીઅમ વેડર્નબર્ન, જેઓ હિંદના સવાલો ઉપર અંગ્રેજી ઉદારવાદી રાજદ્વારી પુરૂષો તરીકે ઘણા વજનદાર હતા તેઓએ, તથા સર હેન્રી કોટને સ્થાપન કરેલી "પાર્લામેન્ટની કમીટી" ના તમામ સભાસદોની મોટી સંખ્યાએ, હિંદના ઉદ્યમો માટે બાધિત વેપારી નીતિ હોવી જોઇએ, એમ ગ્રહણ કર્યું હતું. ૧૯૧૩ ની વડી ધારાસભામાં નામદાર સર બાલ ગંગાધર ચિતન્વીસે એવો ઠરાવ મૂક્યો હતો કે સંયુકતરાજ્ય અને સંસ્થાનો સાથે પક્ષ-પાતી વેપારીનીતિ રાખવી એ ઇચ્છવા જોગ છે. સર ગંગાધર ચિતન્વીસે એવું જાહેર કર્યું હતું કે જો આપણે "સંસ્થાનોની જકાત મંડળીમાં" જોડાઈશું તો હાલ જેવી સ્થિતિ ભોગવીએ છીએ તે કરતાં હિંદ માટે ઘણી સારી અને મોભાવાળી સ્થિતિ પ્રાપ્ત કરવામાં આપણે ધીરે ધીરે ફાવીશું."

અબાધિત વેપાર, બાધિત વેપાર અને પક્ષપાતી વેપાર, આ બધાના ગુણો ઉપર સભામાં વિવેચન થયા પછી આખરે ઠરાવ પાછો ખેંચી લેવામાં આવ્યો હતો, અર્થાત સામ્રાજ્યના લાભ માટે પક્ષપાતી નીતિનો હિંદે અંગીકાર કર્યો નથી. ઉલટું ૧૯૧૫ ની હિંદની રાષ્ટ્રીય સભાએ એવો ઠરાવ પસાર કર્યો છે કે, હિંદી પ્રજાના લાભો જળવાય એ માટે હિંદની સરકારને

નાણાં સંબન્ધી પૂરેપૂરી સ્વતંત્રતા મળવી જોઈએ. સર રોબર્ટ લેથબ્રિજ તથા બીજા પક્ષપાતી નીતિના પ્રચારકો એવી આશા રાખે છે, કે સામ્રાજ્યની પક્ષપાતી નીતિની યોજનામાં હિંદ દાખલ થશે, તો જ દુનિયાના જે જે દેશો બાધિત વેપારનીતિ અનુસાર રક્ષણકરોની દિવાલો પ્રત્યેક વરસે વધારતા જાય છે, તેમની કનેથી વધારે લાભદાયી શરતો મેળવવાનું બની શકે. હાલ તો આ લાભ સંભાવ્ય છે. જે ઐદ્યોગિક દેશોને તૈયાર કરેલા માલ કરતાં અનાજ અને કાચી વસ્તુઓની વધારે તંગી છે, તેવી જ વસ્તુઓનો હાલ હિંદ નિકાસ કરે છે.

## થોડા વખત ઉપર કરવામાં આવેલી આર્થિક તપાસ.

સામ્રાજ્ય યુદ્ધ પરિષદે ઉદ્યોગ અને વેપારના સંબંધમાં જે ઠરાવ કરેલો છે, તે સર્વગ્રાહી છે. ઐદ્યોગિક કરોમાં પક્ષપાતીપણાની ભાવના; સામ્રાજ્યમાં ઉત્પન્ન થતા માલોની ખીલવણી; ખનીજ પદાર્થો માટે એક બરો (ગામ) ની સ્થાપના; વેપારી એજન્ટોની નિમણુક; આ અને આવા વિષયોની ચર્ચાઓ થઇ છે. હિંદ માટે આ સવાલો ઘણા જ મહત્વના છે. અને પરિષદમાં ચાલેલા કામકાજનો હેવાલ બહાર પડે ત્યારે જ તે માટે આ દેશમાં પુરતું ધ્યાન આપી શકાય. ઉદ્યોગ અને વેપારને લગતા સવાલો ઉપર ચર્ચા કરવા, અને મિત્રરાજ્યો તથા તટસ્થ રાજ્યો જોડે ભવિષ્યની વેપારી શરતો નક્કી કરવા, ગ્રેટ બ્રિટન અને મિત્રરાજ્યોએ પારીસમાં એક આર્થિક પરિષદ ભરી હતી. યુદ્ધ પછી વેપાર અને ઉદ્યોગના સંબંધમાં સામ્રાજ્યે કેવી વેપારનીતિ ગ્રહણ કરવી જોઈએ, એ માટે વિચાર કરવા સારૂં બર્લીનના લોર્ડ બાલ્ફરના પ્રમુખપણા હેઠળ વેપારીઓ અને રાજદ્વારી પુરૂષોની એક બીજી અગત્યની સભા યોજવામાં આવી હતી. આ સભામાં એવા વિચારો કરવામાં આવેલા, જે હિંદના ઘણા જ અગત્યના સવાલો જોડે સંબન્ધ ધરાવતા હતા. આવું છતાં હિંદના પ્રતિનિધિને તેમાં સ્થાન નહોતું. આ

સભાએ શાહી સરકારને એવી ભલામણ કરી છે કે "સરકારે પક્ષપાતી નીતિનો જાહેર સ્વીકાર કરવો અને તે હેતુને સિદ્ધ કરવા સામ્રાજ્યની ઉપજ અને બનાવટ ઉપર લાંબા હાથે કરો નાબુદ કરવા અગર કાઢી નાંખવા." વળી સભાએ એવી પણ ભલામણ કરી છે કે પારિસમાં ભરાયલી આર્થિક પરિષદની ભલામણો મુજબ મિત્રરાજ્યો અને તટસ્થ રાજ્યો વચ્ચે જે વેપારી કોલકરારો થાય, તે એમને સુચવેલ પક્ષપાતી વેપારી નીતિ અનુસાર થવા જોઇએ. સામ્રાજ્યમાં પક્ષપ્રિય નીતિનું ધોરણ દાખલ કરવું, એ બ્રિટિશ ઉદ્યોગોનાજ રક્ષણ માટે નથી, પણ સામ્રાજ્યની એકતા સાધવા માટે પણ છે. તેટલા માટે તેઓ માને છે કે "સંસ્થાનો અને સ્વસ્થાનોએ સંયુક્ત રાજ્ય જોડે તેમના આર્થિક સંબન્ધોને સુધારવા માટે જે ઇચ્છાઓ બહાર પાડી છે, તે પુરી કરવા માટે હવે ગંભીર યત્ન થવો જરૂરનો છે." તેઓએ પક્ષપાતી કરો નાંખવામાં આવે તેના બદલામાં રાજ-બક્ષિસો આપવાની જરૂર પણ વિચારી છે. સભાએ હિંદના સંબન્ધમાં કોઇ પણ જાતની ભલામણ કરી નથી, પરંતુ "હિંદ, ઇજીપ્ત અને સુદનની સ્થિતિ બધાથી કાંઈ જુદા પ્રકારની હોવાથી તેમને માટે વિચાર કરવો પડશે," એવી ટીકા સાથે હિંદ માટેની તપાસ મુલતવી રાખી છે. વેપારીનીતિની બાબતમાં સંયુક્તરાજ્ય અને આ દેશ વચ્ચે અન્યોન્યના લાભો માટે ઘણી મારામારી છે. હિંદના કાચા માલથી ગ્રેટ બ્રિટનના કેટલા ઉદ્યોગો ખીલવવા અને તે વાસ્તે આ દેશમાં થતી ઉદ્યોગ વૃદ્ધિને અટકાવવી, એવી નેમથી જો સભાએ ભલામણ કરી હોય-અને આવીજ નેમ હોય એવું સ્પષ્ટ જણાઇ આવે છે, તો કહેવા દો કે અહીં એવી જાતની વેપારીનીતિ સામે સખત પોકાર ઉઠશે.

## હિંદનું સ્થાન.

પણ આયર્લાંડની સભાએ આયર્લાંડની બાબતમાં જે કહ્યું હતું તે હિંદને પણ બરાબર લાગુ પડે છે. તે આ પ્રમાણે

છે. " સભાએ હમણાં જે ઠરાવ મોકલ્યો છે, તેવો કોઇ પણ જાતનો ઠરાવ જેમાં આયર્લાંડનો અલાયદો વિચાર કરવામાં આવેલ નથી, તેવાને અમે કબુલ કરી શકતા નથી. આયર્લાંડનો જુનો અનુભવ એવો છે કે તેના પોતાના હિત વિરૂદ્ધ ગ્રેટ બ્રિટનની ગરજે માટેજ જે આર્થિક વેપારીનીતિ બ્રિટનને હિતકર હતી, તેવી નીતિ આયર્લાંડને સ્વીકારવી પડી છે; નવી રચનાઓ વિશે વિચાર કરવાનો વખત આવે ત્યારે આયર્લાંડે પોતે પોતાની માગણીઓનો વિચાર કરવાનો છે. આવી સ્થિતિ પ્રાપ્ત કરવી જરૂરની છે. આયર્લાંડ મૂખ્યત્વે કરીને ખેતીવાળો દેશ છે અને ગ્રેટ બ્રિટન વિવિધ ઔદ્યોગિક પ્રવૃત્તિઓવાળો દેશ છે. આવી જાતની સમજણ વડે આર્થિક સ્થિતિઓમાં ગુંચવણી ઉભી કરવાથી, આયર્લાંડના ઉદ્યોગો અને ખેતી નાશ પામ્યાં અને વસ્તી ઘટી ગઈ. અમારો સ્વાનુભવ આવો હોવાથી અમે એવા મતના છીએ કે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો નાણાં સંબન્ધી જે સ્વતંત્રતા ભોગવે છે, તેવી જાતની સ્વતંત્રતા આયર્લાંડને મળવી જોઇએ. અમે ધારીએ છીએ કે આમ બનશે તો જ આયર્લાંડનાં આર્થિક સાધનો ખીલી શકશે." સામ્રાજ્ય યુદ્ધ પરિષદમાં હિંદના પ્રિતિનિધિઓએ આવી જ જાતના વિચારો દર્શાવ્યા હતા. લંડનની વેપારી ચેમ્બરના ઇસ્ટ ઇન્ડીઆ વિભાગે ખાનું આપ્યું હતું, તે પ્રસંગે સર એસ. પી. સિંહાએ હિંદનાં ઉદ્યોગ અને વેપાર કેમ વૃદ્ધિ પામી શકે, એ માટે ઉલ્લેખ કર્યો હતો, અને કહ્યું હતું કે " સામ્રાજયના જુદા જુદા ભાગોએ હિંદનાં સાધનોને પોતાના લાભાર્થે લુટી લેવાનાં નથી. પહેલી દૃષ્ટિ તો હિંદને ફાયદો કેમ થાય એ તરફ હોવી જોઈએ. આથી સામ્રાજ્યને પણ ઘણો જ ફાયદો થશે." મી. એસ્ટન ચેમ્બર્લેને હિંદની સ્થિતિ વર્ણવી હતી અને કહ્યું હતું કે " બહારની દુનિયા ઉપર સામ્રાજયને આધાર રાખવો પડે નહીં, એવી જાતની યોજનામાં હિંદ ઘણો મોટો ભાગ લઇ શકે. તે સામ્રાજયનું મહાન ભંડાર સ્થાન થઇ શકે; પણ તે હવે જલધરીઆ અને કઠીઆરાની

સ્થિતિમાં રહી શકશે નહીં. જે જે ઔદ્યોગિક ખીલવણી હાલ શરૂ થવા લાગી છે, તેની પ્રગતિ થવી જ જોઇએ, કે જેથી તે મોટા પ્રમાણમાં માલ બનાવવા સશક્ત થાય. કોઈ પણ જાતની ઈર્ષા કે સંશયવૃત્તિ વિના હિંદનો વિકાસ કેમ થાય તે માટે આપણે ચેતતા રહેવું તથા મદદ કરવી જોઇએ. હું આ બાબત ઉપર ખાસ ભાર મૂકી કહું છું." હિંદી પ્રધાને સ્પષ્ટ અને ચોખ્ખી ભાષામાં જે લાગણીઓ પ્રગટ કરી છે તે સંતોષ ન પામે, ત્યાં સુધી પુનર્ઘટનાની યોજનાઓ હિંદને અને તેના વધતા જતા અભિલાષાને ગ્રાહ્ય થઇ શકશે નહીં, તે ચોખ્ખે ચોખું કહી દેવું જોઇએ.

સામ્રાજ્ય-સાધન-વિકાસ-કમીટી (Empire Resources Development Committee) ની પ્રવૃત્તિઓ તરફ લક્ષ ખેંચવું જરૂરનું છે. આ કમીટીએ સામ્રાજ્યનાં સાધનોનો વિકાસ કેવી રીતે થાય તે માટે એક યોજના તૈયાર કરી છે, તેમાં હિંદનું બરાબર સ્થાન કયાં હોવું જોઈએ, એ વાસ્તે સવાલ ઉઠાવવામાં આવ્યો છે. હાલની પાર્લામેન્ટના સભાસદ, હિંદના ઉપ-પ્રધાન લોર્ડ ઈસ્લીંન્ગટને એવું કહ્યું હતું કે સામ્રાજ્યના ઉદ્યોગોનો વિકાસ કેવી રીતે થાય, તેનો વિચાર કરવા હિંદ, સંયુક્ત રાજ્ય, સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો અને સ્વસ્થાનોના પ્રતિનિધિયોની એક બોર્ડ સ્થાપવાનું મનમાં છે. આ સભાનું એક કાર્ય તો એ છે કે આખા સામ્રાજ્યને લાભ થાય એવી રીતે હિંદના ઉદ્યોગો કેવી રીતે ખીલી શકે, તે બાબતના માર્ગો ખોળી કાઢવા. એવું કહેવામાં આવે છે કે આ નવીન રાજનીતિ અનુસાર સર થોમસ હોલાન્ડના પ્રમુખપણા નીચે ઔદ્યોગિક કમીશન નીમવામાં આવ્યું છે. લોર્ડ ઈસ્લીંગટને એવું જાહેર રીતે કહ્યું હતું કે "સામ્રાજ્ય સાધાન વિકાલ કમીટીએ નક્કી કરેલી વેપારીનીતિને અનુસરીને આ કમીશનની તપાસનો આખો ઝોક રહેલોછે." આવા મહત્વના આર્થિક ફેરફારો ડોકીયાં કરી રહ્યા છે. તેનાથી હિંદની સ્થિતિ ઉપર શી અસર થશે, તે વિશે અત્યારે તો આપણે કાંઈ જાણતા

નથી. આ નવીન આર્થિક નીતિનો વિચાર કરવા હિંદના પ્રતિનિધિઓને પુછવામાં પણ આવ્યું નથી. યુદ્ધને લીધે અર્થશાસ્ત્રના આદર્શોમાં મોટો પલટો થઈ ગયો છે. સામ્રાજ્યના અંશભૂત ભાગોમાં પક્ષપાતી નીતિનો વિકાસ શી રીતે થાય, તેનો એક બાજુથી યત્ન કરવામાં આવે છે, તો બીજી બાજુએ સામ્રાજ્ય અને મિત્રરાજ્યો વચ્ચે કોઇ પણ જાતની કસ્ટમ્સ યુનીઅનની સ્થાપના શી રીતે થાય તેની ચળવળ ચાલે છે. પક્ષપાતી નીતિના પ્રતિપાદકો એવું માનતા જણાય છે કે આવી વેપારી નીતિથી એક બાજુએથી સામ્રાજ્ય આર્થિક સાધનોમાં સ્વાશ્રયી થશે, તો બીજી બાજુએથી તે એક સુસંગત રાજકીય સંસ્થારૂપ થશે. સંયુક્ત રાજ્યમાં પણ આ વિચારો સાધારણ રીતે માન પામ્યા નથી. માન્ચેસ્ટર ગાર્ડીઅનનો એક લેખક મી. હોબસન આવા સ્વયંસ્વીકૃત વિચારોના ખરાપણા માટે સવાલ ઉઠાવે છે. યુદ્ધ થયું તે અગાઉના આયાત નિકાસના આંકડાઓ તપાસી તે એવા ઠરાવ ઉપર આવ્યો છે કે એકલું ગ્રેટ બ્રિટનજ નહીં પણ આખું સામ્રાજ્ય વેપારમાં પોતાના ભાગોના કરતાં પરદેશો સાથે વધારે પરતંત્ર છે, અને તેટલા માટે કોઈ પણ જાતનાં એવાં આર્થિક પગલાં ભરવાં કે જેથી ગ્રેટ બ્રિટનનો વેપારીસંબન્ધ સામ્રાજ્ય બહારના દેશો જોડે તુટી જાય, એ ડહાપણ ભરેલું નથી, “ હમણાં જેવો વેપારી કર વિચારમાં છે, તેવો કર નાંખવામાં આવે તો હાલના યુદ્ધમાં આપણા મિત્રરાજ્યો તથા આપણી વચ્ચેનો વેપારી સંબન્ધ ખંડિત થાય. સામ્રાજ્યને સ્વાશ્રયી બનાવવા માટે યત્ન કરવો, એ ઘણી મોટી મુશ્કેલીઓથી ભરેલું છે. સામ્રાજ્યપ્રિય વેપારનીતિની કોઇ પણ યોજનાને સામ્રાજ્યમાં દાખલ કરવામાં આવે, તો તેથી કેટલાંક સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને જકાત નાંખવાની તથા નાબુદ કરવાની જે ચાલુ સ્વતંત્રતા છે તેને પણ ધોકો પહોંચે.” પક્ષપાતી કરોની બાબતમાં મુખ્ય મુશ્કેલી આ છે. અન્યોન્ય પક્ષપ્રિય વેપારીનીતિને સફળ કરવી હોય, તો એક એવી યોજના તૈયાર કરવી જોઇએ કે સામ્રાજ્યને લગતો નાણાંનો વહીવટ એકસ્થળેથી કરી શકાય, અને તેમાં જકાત બાબતની ચોક્કસ ગોઠવણો પણ નક્કી

કરેલી હોય. વળી એ પણ સંભવિત છે કે જો ગ્રેટ બ્રિટનમાં કોઇ પણ જાતનું પક્ષપ્રિય ધોરણ અંગીકાર કરમાં આવે, તો તે કેટલાંક સંસ્થાનોને તેમજ હિંદને સરખી રીતે લાભદાયક ન પણ નીવડે.

## રાજકીય પદ.

સામ્રાજ્યના બીજા ભાગોમાં તેમજ હિંદમાં પણ થનાર મહાન ફેરફારો કેવી જબરી અસર કરશે, તે અત્યારે નજર આગળ તરવરી રહ્યું છે. આ અને આવા બીજા સવાલોનો વિચાર કરતાં હિંદને હવે કોરે મૂકી શકાય એવા નથી. સામ્રાજ્ય યુદ્ધ પરિષદોની બેઠકો ભરાઇ, એ સામ્રાજ્યના બંધારણમાં એક એવુંજ મોટું પગલું ભરાયું છે. આથી એવું સ્વીકારવામાં આવ્યું છે કે આખા સામ્રાજ્યને લગતી જેવા પ્રકારની રાજનીતિ ઘડવાની હોય, તેમાં સંસ્થાનો અને હિંદને પૂરેપૂરો હક છે. સામ્રાજ્યના એક અગત્યના અંગ તરીકે હિંદને સામ્રાજ્યની સભાઓના ખાસ અંદરના ઓરડાઓમાં પહેલીજવાર દાખલ કરવામાં આવ્યું છે, અને ભવિષ્યમાં સંયુક્તરાજ્ય અને સંસ્થાનો જોડે સામ્રાજ્યને લગતા નફાનુકશાનમાં હિંદને પણ ભાગ લેવો પડશે. છેલ્લી સામ્રાજ્ય યુદ્ધ પરિષદમાં હિંદના પ્રતિનિધિઓએ પરિષદમાં તથા પ્રધાનમંડળની બેઠકોમાં બધી જાતનાં વિવેચનો કરવામાં ભાગ લીધો હતો. આથી સ્પષ્ટ થાય છે કે આ પ્રતિનિધિત્વ કાયમનું છે. સ્વસ્થાનોના પ્રધાન મી. લિટલટને તો છેક ૧૯૦૫ માં એવી ભલામણ કરી હતી કે હિંદને સામ્રાજ્ય પરિષદમાં દાખલ કરવું. છતાં ફ્લેન્ડર્સ તથા ફ્રાન્સનાં, મેસોપોટેમિઆ તથા ઈજીપ્તનાં, ગેલીપોલી તથા યુરોપનાં, પૂર્વ તથા પશ્ચિમ આફ્રિકાનાં મેદાનો ઉપર, કેનેડાના તથા આનઝાકના વીરપુત્રો સાથે હિંદનું લોહી રેડાયું, ત્યારથીજ સામ્રાજ્યમાં તેની કીમત અંકાઈ; અને આ સત્ય સામ્રાજ્ય યુદ્ધ પરિષદ તથા યુદ્ધ પ્રધાનમંડળમાં તેને નિમન્ત્રણ મોકલવામાં આવ્યું, તે ઉપરથી

સિદ્ધ થાય છે. હિંદની સેનાની પ્રશંસા કરતાં બિકાનેરના મહારાજાએ યોગ્ય સ્વાભિમાનપૂર્વક નીચેના શબ્દો કહ્યા હતા—
" પરંતુ અમારી સૌથી મોટી મગરૂરી તો એ છે કે યુદ્ધના આરંભમાં જ અમારી સેનાને ફ્રાન્સમાં જવાનો હક મળ્યો, ને તે એવી અણીના પ્રસંગે કે જ્યારે જર્મનો પારિસ અને ડોવરની ખાડી તરફ ફતેહમંદ ધસારો લઇ જવાની ખાએશ ધરાવતા હતા. આવા કટોકટીના પ્રસંગે સીધા રેલ્વેમાંથી ઉતરી, દુશ્મનોના ધસારા રોકવામાં તેઓ મદદગાર થયા. હું પોતે મીરતની ટુકડી સાથે હોવાથી મારા જાત અનુભવપરથી આ બોલું છું. આ વેળાએ પ્રજાઓનું તેમ જ દુનિઆની આખી સંસ્કૃતિ સુદ્ધાંનું નશીબ ત્રાજવામાં ટીંગાઇ રહ્યું હતું. વધારાનું એક એક માણસ પણ ઘણું કીમતી હતું. ખાઇઓની હાર ઘણી પાતળી હતી ને અમારી રાજ્યભક્તિ, સ્વદેશપ્રીતિ અને ધર્મભાવના સિવાય ફતેહમંદીથી આગળ ધસવા અમારી પાસે બીજું કાંઈ નહોતું."
હિંદ સામ્રાજ્યની સેવા માટે બદલો માગતું નથી કારણકે બિકાનેરના મહારાજાના શબ્દોમાં તેની રાજ્યભક્તિની કીમત આંકી શકાય તેમ નથી. સામ્રાજ્ય ચલાવવાની જોખમદારી જેને શિર છે તેમને ઉદારતાથી આ સેવાઓની ઉપકારકવૃત્તિથી કદર કરી છે, અને આ હકથી જ તેને સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની સાથે સરખા ભાગીદાર તરીકેની પદવી પ્રાપ્ત થઈ છે.

## વડો પ્રધાન.

હિંદે સામ્રાજ્યની સેવા બજાવી તે માટે સામ્રાજ્યના રાજદ્વારી પુરૂષોએ જે કદર કરી છે, તેને વાસ્તે હિંદ આભારી છે. આ સેવાઓ માટે વડો પ્રધાન અને હિંદનો પ્રધાન કેવા ઉદાર શબ્દોમાં બોલ્યા છે, તેનો ઉલ્લેખ પુરતો થશે. ૧૯૧૭ ની એપ્રિલની ૨૭મીએ લંડનની સ્વતંત્રતા પ્રાપ્ત કરી તે વખતે મી. લોઇડ જોર્જે હિંદ માટે બોલતાં અને સામ્રાજ્ય પ્રત્યે હિંદે કરેલી સેવાનું ઋણ કબુલતાં, કહ્યું હતું કે, "મને લાગે છે અને મને કહેવાને હક છે કે હવે આ રાજભક્ત પ્રજાને

એમ લાગવું ન જોઇએ કે તે સામ્રાજ્યમાં એક પરાધિન પ્રજા છે; તેને એવું લાગવું જોઇએ કે તે આપણી સરખી પાયરીની છે. યુદ્ધના પ્રસંગમાં તેમજ સલાહ વખતે ભયથી ભરેલી નબળાઇ એ એક ધિક્કારવા જોગ ગુણ છે અને યુદ્ધ કાળે તો તે વિનાશક છે. આશ્ચર્ય પમાડે એવા ધૈર્યથી બ્રિટને યુદ્ધનો સવાલ હાથ કર્યો છે. તો તેવી જ બહાદુરી અને આત્મબળથી તેને સલાહનો સવાલ હાથ કરવો જોઇએ." આ દેશના કાર્યો માટે આવી ઉદારતાથી કદર કરનાર કેવળ વડો પ્રધાન જ નથી.

## યુદ્ધમાં હિંદે કરેલી મદદ.

યુદ્ધના ખર્ચ પેટે હિંદે રૂ. ૧૫,૦૦,૦૦૦,૦૦૦ ની બક્ષીસ કરી છે, તેનો સત્કાર કરવાનો ઠરાવ લાવતાં આમની સભામાં હિંદી વઝીરે કહ્યું હતું કે, "આજે આપણે જે બક્ષીસ માટે બોલવાની છીએ તે ઉપર બોલતા પહેલાં, હિંદે બીજી જાતનો ફાળો કેટલો આપ્યો છે, તેનું જરા અવલોકન કરીશું. હું જે આંકડાઓનો કંઇક અંશે જરૂરીઆતને લઇને અને કંઇક અંશે મારી મરજીથી ઉપયોગ કરીશ, તે આજની તારીખ સુધીના નથી. છેવટના આંકડા અને છેવટનાં પરિણામો દુનિયા આગળ પ્રગટ કરવાં, તે ઇચ્છવા જોગ પણ નથી. છતાં, જેવી તરહેનો હેવાલ હું રજુ કરી શકીશ, તેનાથી હિંદને ન્યાય મળશે. એટલું જ નહીં પણ તે આ સભાને સંતોષ કારક લાગશે જ. મને આશા છે કે આમ કરવાથી હિંદમાં કોઇની ગેરસમજ નહીં થાય.

## હિંદી સેનાનાં કાર્યો.

"લડાઇ અગાઉ હિંદનું લશ્કર ૭૮૦૦૦ અંગ્રેજો અને ૧૫૮૦૦૦ દેશીઓનું એટલે કુલ ૨૩૬૦૦૦ માણસોનું હતું. આની સાથે સામ્રાજ્યક (*Imperial*) નોકરીને અંગે ૧૮૦૦૦ માણસો વધારાનાં હતા. આ લશ્કર એમને એમ ઉભું થયું નહોતું, પણ સામ્રાજ્યની સરકારની સલાહ પછી હિંદની સરકારે તૈયાર કર્યું હતું, તે એવા હેતુથી કે ભવિષ્યમાં હિંદી લશ્કરની જરૂર પડે તો તે કામમાં આવે. લડાઇની અગાઉના વર્ષમાં હિંદના બજેટમાં (અંદાજ પત્રમાં) લશ્કરી ખાતા માટે રૂ. ૩૦૦,૦૦૦,૦૦૦ કરોડની રકમ મંજુર કરવામાં આવી હતી. બીજે ઠેકાણે જે હિંદી લશ્કરને કામે લગાડવામાં આવ્યાં છે, તે અંગે સભાના ઠરાવોથી, આ દેશે ફાલતુ ખર્ચો વેઠયાં છે.

આ વર્ષે રૂ. ૩૦૦,૦૦૦,૦૦૦ ને બદલે રૂ. ૫૨૦,૦૦૦,૦૦૦ નું બજેટ હિંદી લશ્કર માટે કરવામાં આવ્યું છે. મને કહેવા દો કે રૂ. ૯૦,૦૦૦,૦૦૦ નો વધારો હાલની મહાન લડાઇના સંજોગોને લીધે જ છે. મેં ઉપર જણાવ્યાં એવાં હિંદી લશ્કરોનું આ યુદ્ધમાં શું થયું ? હું ધારૂં છું કે હિંદનાં લશ્કરો યુદ્ધની લગભગ બધી રંગભૂમિ ઉપર એટલે-ફ્રાન્સમાં, ઇજીપ્તમાં, એડનમાં, સુએઝનીનહેરમાં, ગેલીપોલીમાં, પૂર્વ આફ્રિકામાં અને પશ્ચિમ આફ્રિકામાં, લડયાં છે.

ઓ. સભાસદો: મેસોપોટેમીઆ !

મી. ચેમ્બરલેઇન; હું, સભા અગર સેના કોઇ પણ ભૂલી શકે એમ નથી કે તેઓ મેસોપોટામીઆમાં પણ લડયાં છે ! ૧૯૧૪ના શિયાળામાં આપણને લશ્કર માટે ફ્રાન્સમાં જે ચિન્તા થતી હતી, તેનો સભાને વિચાર કરવા દો. લગભગ ⅓ જેટલું લશ્કર હિંદમાંથી લાવવામાં આવ્યું હતું. દરિયાઇ માર્ગે આવનાર લશ્કરોમાં તે પહેલું જ હતું. બ્રિટિશ પૂર્વ આફ્રિકાનો બચાવ હિંદના લશ્કરે જ પહેલવહેલો કર્યો હતો અને તેનેજ પહેલવહેલો સુએઝનીનહેર આગળ તુર્કોનો પહેલો હુમલો પાછો હાંકી કાઢયો હતો. મેસોપોટમિઆનું લશ્કર ! જેને અગાઉના કમનશીબ બનાવો અને અટકાવને ઉંધાંવાળી થોડા જ દિવસમાં ગુમાવેલી કીર્તિ પાછી મેળવી છે, અને એવો ફટકો માર્યો છે કે તેનો પડઘો પૂર્વની દુનિયામાં—અરે, ફક્ત પૂર્વની દુનિયામાં જ એકલે નહીં—પણ બધે જ પડયો છે, જે લશ્કરે પહેલેથી તે છેલ્લે સુધી દુ:ખો, મુશ્કેલીઓ અને નિરાશાઓ વેઠી—જીતો મેળવી—તે મુખ્યત્વેકરીને હિંદી લશ્કરો, છે. આ યુદ્ધમાં હિંદી લશ્કરોએ જે કાર્યો કર્યાં છે તેનું અવલોકન કરતાં કયા બનાવની પસંદગી કરવી એ મુશ્કેલ છે, પણ સભા તેમજ આ દેશ ફ્રાન્સમાંના બનાવો, જેવા કે ૧૯૧૪ ના અકટોબરમાં ૪૭ મી સીખ અને ૨૦ મી સેપર્સની અને ૩૧ મી માઇનર્સની ટુકડીઓએ નૉ શાપેલનો પાછો કબજો મેળવ્યો તે બનાવો ભૂલી શકાશે નહીં. ૪૭ મી સીખ ટુકડીમાંથી યુદ્ધે ચડેલા ૨૮૯ માંથી ૧૭૮ ખપી ગયા હતા; અને સાયર તથા માઇનરમાંના ૩૦૦ માંથી ૧૧૯ ખતમ્ થયા હતા. ૧૦મી માર્ચે નૉ શાપેલ આગળ ગારવાલ બ્રિગેડનો જે હુમલો કરવામાં આવેલો તે ભૂલી જવાય તેવો નથી; અને આવા ખાસ પ્રસંગે ગેલિપોલીમાં હિંદી ટુકડીઓએ જે કીર્તિવન્ત કાર્કીદી બજાવી છે તેનું સ્મરણ કરાવું, તો સભા મને ક્ષમા કરશે, એવી મારી ખાતરી છે.

કેપ હેલાસ આગળ ૧૪ મી સીખ ટુકડીએ જે બહાદુરી કરી હતી, તેનું વર્ણન ધડકતા હૈયા વિના કોણ વાંચી શકશે ? કારણ કે બીજી બાજુએ મદદ કરનાર લશ્કરો તેમની પાસે આવી શકે તેમ નહોતું, અને તેમને આખે રસ્તે લડવું પડતું હતું, અને આવું છતાં દરેક અંગ્રેજ તેમજ હિંદી અમલદાર ખપી ગયા ત્યાં સુધી લડયા, તે એટલે સુધી કે ૫૫૦ માંથી ૪૩૦ મરણ પામ્યા હતા ! બીજે દિવસે આપણાં લશ્કરો તેજ ભૂમિ ઉપર થઇને જીતમાં આગળ વધતાં હતાં ત્યારે તે વખતે જે સેનાધિપતિ હતો તેને જ મને કહ્યું હતું, કે દરેક સીખ બચ્ચો દુશ્મનની સાથે લડતાં લડતાં મરી ગયો હતો, અને તેમાંના ઘણા ખરા હાથ નીચે ઓછામાં ઓછો એક દુશ્મન તો હતો જ. સભાને હું યાદ દેવડાવીશ કે લેન્કેશાયરના ફુસિલીઅર્સ તેમની કુમકે હતા. તે દિવસે જાતિભેદનો અગર જાતિદ્વેષનો સંકુચિત આત્મા તેમના હૃદયમાં વાસ કરતો નહોતો, પણ તેમના હૃદયમાં કીર્તિ કેમ મેળવવી એવી એક જ ચળકતી અભિલાષા હતી.

## લશ્કરની સંખ્યા.

હિંદી લશ્કરે શો ફાળો આપ્યો છે, તેનો ટુંકો હેવાલ સાંભળવા, હું સભાને વિનન્તિ કરૂં છું. જ્યારે યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે હિંદના ૫૩૦ લશ્કરી અમલદારો આ દેશમાં રજા ઉપર હતા. નવું લશ્કર તયાર કરવામાં મદદ કરવા યુદ્ધ ખાતાને તેઓને સોંપી દેવામાં આવ્યા હતા. છેલા વર્ષના અંત પહેલાં હિંદમાંથી ૨૬૦૦ બ્રિટિશ અમલદારો પાછા ખેંચી લેવામાં આવેલા છે; લશ્કરી સંખ્યા જોડે આવેલા તે જુદાઃ અને લડાઇ ફાટી નીકળતા અવલ હિંદમાં બ્રિટિશ અમલદારોની સંખ્યા ૫૦૦૦ કરતાં વધારે નહોતી. યુદ્ધ પૂર્વે હિંદી અમલદારોનું લશ્કર ૪૦ અનામત મેમ્બરોનું બનેલું હતું. હાલ તે ૨૨૦૦ નું છે, જેમાંના ૮૦૦ તો ખુદ યુદ્ધક્ષેત્રમાં છે. હિંદી લશ્કરી અમલદારોની અનામત સંખ્યા વિના હિંદી લશ્કરોમાં કુવેટા અને વેલીંગટનના ૨૭૧ લશ્કરી કારકુનોને કમીશન આપવામાં આવ્યું છે, જ્યાં લડાઇ શરૂ થઇ ત્યારથી સેન્ડહર્સ્ટની લશ્કરી શાળાઓ જેવી શાળાઓ સ્થાપવામાં આવી છે. ફરીથી હું કહું છું કે તેમના દરજાની તથા વર્ગની વગેરે હકીકત હું મેળવી શકયો નથી, મેં મેળવવાનો યત્ન સુદ્ધાં કર્યો નથી; જે અંગ્રેજી અને દેશી લશ્કરો હાલ કામ ઉપર છે તેની સંખ્યા આસરે ૩૫૦૦૦૦ ની છે, અને મેં સભાને યાદ દેવડાવ્યું છે, તેમ યુદ્ધ અગાઉ લશ્કર ૨૩૬૦૦૦ માણસોનું હતું. હિંદી લશ્કરની સર્વ

ટુકડીઓની જગાઓ ભરતીથી પુરી દેવામાં આવે છે, અને આ હેતુ સિદ્ધ કરવાને હિંદમાં ઘોડેસ્વાર માટે ૨૦ ટકાનો અને પાયદલ માટે ૪૦ ટકાનો વધારો કરવામાં આવ્યો છે. લડાઇ અગાઉ જે વર્ગો અગર જાતોમાંથી લક્ષ્કરી માણસોને લેવામાં આવતા હતા તેમાંથી જ નવા માણસો લેવામાં આવેલ નથી. અને આ પ્રસંગે હું ખાસ ભાર મૂકી કહું છું-કારણ કે હમણાં થોડા માહના ઉપર મેં એક ભૂલ કરી હતી તે સુધારવા હું આતુર છું-કે આ મહાન યુદ્ધમાં ભાગ લેવાની લોકોની ઇચ્છાને લીધે બર્મા પાઓનીર્સ નામની એક ટુકડી તૈયાર કરવામાં આવી હતી. વળી એક બીજો અખતરો પણ કરવામાં આવ્યો છે અને હું ઘણા જ રસથી તેમજ ફતેહની આશાથી તે પ્રત્યે નજર નાંખી રહ્યો છું-બંગાળી ડબલ ટુકડી ઉભી કરવામાં આવી છે, અને મને આશા છે કે તે સફળ નીવડશે.

"નવાં લક્ષ્કરોનો કેટલો જથ્થો પુરો પાડવામાં આવ્યો છે તે બાબત હું મૂકી દઉં છું, અને જો થોડી પળો દવાખાતા માટે ખર્ચવામાં આવશે તો સભા મને ઠપકો નહીં દે.

"હિંદી અમલદારોએ અહીં તેમજ બીજે ઠેકાણે દવાના સંબન્ધમાં જે વ્યવસ્થાઓ કરી હતી તે ઉપર સખત ટીકા થએલી છે, અને તેનો બચાવ કરવાનો કે તેનો ખુલાસો આપવાનો આ યોગ્ય પ્રસંગ નથી; પણ આ સભાને હું ટુંકા જ શબ્દોમાં કહીશ કે હિંદની સરકારે તે બાબતની વ્યવસ્થાઓ ઘણા જ ટુંકાં સાધનો-કેમ કે આખરે તો તે સંકુચિત સાધનોજ કહેવાય-એવાં ઉપર કીધેલી. ૪૦ રણક્ષેત્રને લાયકની એમ્બ્યુલન્સો, ૬ સાફ કરવાની ઇસ્પીતાલો, ૩૫ કાયમ ઇસ્પીતાલો, ૧૮ સાધારણ ઇસ્પીતાલો, નવ એકસ-કિરણનાં ખાતાં, આઠ સુધરાઇ ખાતાં, સાત ભંડારખાતાં અને એક સાધારણ દવાનો ભંડાર-આટલું દરિયા પાર મોકલવામાં આવ્યું છે. આ માણસો અને બીજી નોકરી બદલ રોયલ આર્મી મેડીકલ કોર્પ્સના ૨૫૮ અમલદારો, ઇન્ડીઅન મેડિકલ સર્વિસના ૭૦૪ અમલદારો, ૪૦ આયાઓ, ૪૭૫ આસિસ્ટંટ સર્જનો, ૮૫૪ આસિસ્ટંટ સર્જનોના હાથ નીચેના સર્જનો, ૭૨૦ સારવાર ખાતાના બ્રિટિશ આર્ડલિઓ, ૨૮૦૦ હિંદી સિપાઇઓ અને લગભગ ૨૦,૦૦૦ હિંદી નોકરો મોકલવામાં આવ્યા છે. ઇન્ડીઅન મેડીકલ સર્વિસ પુરી પાડવા અર્થે ૩૦૦ અમલદારોને મૂલકી ખાતામાંથી લેવામાં આવ્યા છે અને ૨૦૦ ખાનગી દાક્તરો અને સિવિલ આસિસ્ટંટ સર્જનોને કામચલાઉ કમિશન આપી રોકવામાં આવ્યા

છે. બીજાં પરચુરણ ખાતાઓમાં ૨૦૫ આસિસ્ટંટ સર્જનો અને ૫૦૦ સબ–આસિસ્ટંટ સર્જનોને જુદાં જુદાં મૂલકી ખાતામાંથી છૂટા કરી લશ્કરી કામમાં રોકવામાં આવ્યા છે. લશ્કરી યોજનાઓ સંબન્ધી હિંદના પ્રધાનનો તેમજ હિંદની સરકારનો કોઇ પણ જાતનો બચાવ કર્યા વિના હું એકદમ કહીશ કે લશ્કર જોડે મોકલવામાં આવેલ મેડિકલ સર્વિસના અમલદારો સેવા આપવામાં તથા સ્વાર્પણ કરવામાં અન્ય કોઇથી ઉતરતા નથી, એવું સ્વાનુભવવાળો હરકોઇ કહી શકશે.

આવી જાતનો પુરાવો મને આ બાબતના જાણકાર પાસેથી મળ્યો છે. સભા જાણે છે કે આ બાબતમાં હિંદી સરકારનો આ છેલ્લો શબ્દ નથી. હિંદમાં વસતા યુરોપિઅનો તથા એંગ્લો–ઈન્ડીઅનો માટે લશ્કરી નોકરી ફરજીઆત કરવામાં આવી છે અને સ્વદેશના રક્ષણ અર્થે દેશીઓ વૉલંટીઅર તરીકે જોડાય એ માટે રજીસ્ટર ઉઘાડવામાં આવ્યું છે.

## હિંદનાં આર્થિક સાધનો

ઇમ્પિરિઅલ સર્વિસની લશ્કરી ટુકડીઓ, ( સામ્રાજ્ય સેવા સેના ), દારૂગોળો, હિંદમાં જર્મનીના કાવાદાવા તેમજ સરદારો ઉપરનાં તોફાનો વિશે કહી રહ્યા પછી મી. ચેમ્બરલેને વધારામાં કહ્યું કે, " આપણને અતિશય ઉપયોગની બનાવટો, કાચોપાક અથવા લુગડાંનો માલ તૈયાર કરવામાં અને આપણને પુરાં પાડવામાં હિંદે જે મદદ કરી છે, તેનું કંઇક વર્ણન કર્યા વિના, હિંદે યુદ્ધને જે ફાળો આપ્યો છે, તે સંબંધનું મારૂં અવલોકન પુરૂ કહેવાય નહીં. તેના ખનીજ પદાર્થો આપણને લડાઇમાં સૌથી વધારે ઉપયોગી નીવડયાં છે. બ્રહ્મદેશની વેલફ્રામની ખાણોનો ફક્ત એકજ દાખલો લો. લડાઇ પહેલાં કુલ નિકાસ ફક્ત ૧૭૦૦ ટનનો હતો, અને તે પણ જર્મનીમાં જતો હતો. લડાઇની અગાઉ આખી દુનિયામાં જેટલો માલ ઉત્પન્ન થતો, તેથી અડધો અડધ માલ તો અત્યારે તૈયાર થાય છે, અને તે જર્મનીમાં જતો નથી, અને જેવી રીતે જાય છે તેવી રીતે જાય, તે તો આપણ બધાને ગમે છે. હવે મૅન્ગેનીઝ, સુરોખાર અબરખ, લાખ, શણના કોથળા, કાચો જુટ, ચામડાં સાફ કરવાના પદાર્થો, ઉન, લશ્કર માટે ધાબળીઓ, તલ, ઘઉં, ચોખા અને ગાસ બાકી રહ્યાં. આ બધી વસ્તુઓ આપણે હિંદમાંથી લાવીએ છીએ, અને હિંદે સામ્રાજ્યને આ ચીજો આપી યુદ્ધમાં ઘણી મદદ કરી છે. ચીજોનું લિસ્ટ લાંબુ છે, અને હમણાં જ એવી ગણત્રી કરવામાં આવી છે કે સીધી રીતે

આપણા દેશને ઉપયોગી હોય તેવા રૂ. ૪૫,૦૦૦,૦૦૦ ના માલનો દર મહીને હિંદમાંથી નિકાસ થાયે છે. અને ધરુંની રૂતુમાં જ્યારે વહાણોની તડામારી ચાલે છે ત્યારે આ આંકડો વધી રૂ. ૭૫,૦૦૦,૦૦૦ સુધી અગર તેથી પણ વધી જાય છે. બધે થઇને હિંદની દર માસની કુલ નિકાસ સરેરાસ આસરે રૂ. ૧૮૦,૦૦૦,૦૦૦ ની થાય છે; તેમાં આ દેશમાં રૂ. ૬૦,૦૦૦,૦૦૦ ની થાય છે; આ હકીકત જોવામાં આવશે ત્યારેજ આ આંકડાઓની કીમત બુઝી શકાશે. "

યુદ્ધમાં હિંદે જે સેવા બજાવી છે તેની આવી રીતે ઉદારતાથી અને સંપૂર્ણરીતે, અને તે પણ બ્રિટિશ પ્રજા તેની કદર બુઝી શકે એવી રીતે કરવા માટે માજી હિંદી પ્રધાનનો હિંદ ખરે! ઉપકાર માને છે.

---

# પ્રકરણ ૩ જું.

## હિંદમાં સ્વરાજ્ય.



“બ્રિટિશ સામ્રાજ્ય એ એક મહા સામ્રાજ્ય છે; સામ્રાજ્યની કોઇ અગાઉથી નક્કી કરેલી યોજનામાંથી, અગર તો સીલી કહે છે એમ, તેનો અજાણપણામાં કે આકસ્માતિક જન્મ થયો નથી; પણ સામ્રાજ્યમાં વસતી પ્રજાઓની તંગીઓ પુરી પાડવામાંથી તે ઉદ્દભવ્યું છે. આથી પૂર્વ ને પશ્ચિમની દુનિયાઓ વચ્ચે, કાળી અને ગોરી પ્રજાઓ વચ્ચે, અને જાતિ જાતિ વચ્ચે, ભેદનો જે અખાત હતો, તેની ઉપર જાણે એક પૂલ પડી ગયો છે. અને તેથી પણ વધારે, રાજ્યભક્તિની એક ગાંઠથી જાણે એક મહાન મનુષ્યકુટુમ્બ ગંઠાવા માંડયું છે. તેની સિદ્ધિના પરિણામે કેવળ સારૂં રાજ્ય નીપજવા પામે, એટલું જ નથી, પણ તેમાં સ્વરાજ્યનું ધ્યેય સમાયેલું છે. દરેક શહેરી પોતાનું જીવન પૂર્ણ સ્વતંત્રપણે જીવે અને બાકીના ચાર કરોડ બન્ધુઓ પ્રત્યેની પોતાની ફરજ અદા કરે, એવો એકનો એક હેતુ તેમાં રહેલો છે. જે હાલત યુદ્ધ પૂર્વે હતી, તે યુદ્ધ પછી રહેવાની નથી. શું થવું જોઇએ અને શું થઇ શકે એમ છે, એ વિશે ભવિષ્યવાણી ભાખવાનું જોખમ વહોરવાની જરૂર નથી. પણ અમે એમ તો કહી શકીએ છીએ કે ગમે તેવાં પગલાં ભરવામાં આવે, છતાં તે એવાં તો હશે જ કે તેથી પરાધિનરાજ્યો પોતાની મેળે રાજ્ય કરવાને બનતી ત્વરાએ તૈયાર થાય, એટલી સહાય તો લોકો મેળવી શકશે જ.”

**એમ. પી. કેર, રાઉન્ડ ટેબલના પ્રકાશક, ૧૯૧૬.**

રાજ્યબંધારણને લગતા સુધારાની નવી યોજનાઓ સામ્રાજ્ય યુદ્ધ પરિષદમાંથી સીધી શી રીતે જન્મ પામી છે, તે તરફ અગાઉના પ્રકરણમાં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. ખરૂં છે કે સામ્રાજ્યનો પાયો દૃઢ થયો છે; પણ હજી નવીન રાજ્યતંત્ર જન્મ પામ્યું નથી. સામ્રાજ્યમાંથી રાષ્ટ્રમંડળની રાજવ્યવસ્થા શી

રીત ઉભી થાય, એ માટે ઘણુંય બોલાયું તેમજ લખાયું છે, પણ એ સર્વ વ્યવહારૂં રાજનીતિ હોય એમ દેખાતું નથી. સામ્રાજયમાં ભાગ પડાવવા ચળવળ કરવાની વૃત્તિ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાંથી કંઈક અંશે આવેલી છે. માટે આજ કેટલાં વરસો થયાં ગ્રેટ બ્રિટનમાં દીર્ઘ પરિણામો સાધનારી, રાજ્ય બંધારણમાં સુધારો કરવા માટેની ચળવળ, વધતા જતા જોરથી ચાલી રહી છે, જે આ ચળવળથી અલગ છે ને સંયુક્ત સંસ્થાઓની સ્થાપના ચાહે છે.

બધે ઠેકાણે હોમરૂલની સ્થાપના થવી જોઈએ, તથા ઈંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડમાં તાબાની ધારાસભાઓ સ્થપાવી જોઇએ, એવો ગરમાગરમ વાદવિવાદ ગ્રેટ બ્રિટનની પાર્લામેન્ટ તથા સુધારકો ચલાવી રહ્યા છે, તથા વિચારો કરી રહ્યા છે. હાલ ગ્રેટ બ્રિટન જે રાજ્યકારભાર ચલાવે છે, તે પ્રત્યેક પ્રાંતિક સભાઓ ચલાવે તો વધારે સારૂં, એવી ઇચ્છામાં આનું મૂળ રહેલું છે. જુદી જુદી નવી સ્થિતિઓ ઉભી થવાથી સુધારાની જરૂર દિવસે દિવસે વધતી ગઈ છે. એક સામ્રાટના છત્ર નીચે હિંદી રાજ્યનું જવું, ૧૮૩૩ માં સામ્રાજયની મહાન વૃદ્ધિ થવી; છેલાં ૫૦ વરસોમાં વિશ્વ-રાજનીતિમાં ગ્રેટ બ્રિટનનું અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કરવું; સામાજીક સવાલો ઉભા થવાથી કાયદા કાનૂનોની ત્વરિત વૃદ્ધિ થવી; આ સઘળાથી પાર્લામેન્ટનું કામકાજ એટલું બધું વધી ગયું છે, કે સામ્રાજ્ય પોતાને લગતાં અંદરનાં તેમજ સામ્રાજયને સંબન્ધ ધરાવતાં બહારનાં કામો બરાબર રીતે અને ઝડપથી પાર પાડી શકે, એ પાર્લામેન્ટની પણ શક્તિની બહારનું થઇ પડયું છે. જાહેર કામો અતિશય વધી ગયાં છે, એવી ફરિયાદ છેક ૧૮૪૬ માં સર રોબર્ટ પીલે કરી હતી. અને ૧૮૭૯ માં મી. ગ્લેડસ્ટને એવો મક્કમ અભિપ્રાય જણાવ્યો હતો, કે પાર્લામેન્ટ કામના બોજા નીચે દબાઇ ગઈ છે અને બધી જાતનાં કામો ઉભરાઇ ગયાં છે. જો આયર્લાંડ અગર દેશનો

ગમે તે ભાગ, પાર્લામેન્ટના હાથમાંથી પોતાના દેશને લગતાં સર્વે કામો અગર થોડાં કામો લઇ, તેનો વહીવટ જાતે ચલાવવા આતુર હોય, અને તેની સાથે તેવો વહીવટ ચલાવવાની શક્તિ ધરાવતું હોય, તો તેવા હેતુથી તૈયાર કરેલી કોઇ પણ યોજનાને ટેકો આપીશ, એવું તેમને વચન સુદ્ધાં આપેલું. આ જાહેર વચન આપ્યા પછી ૧૮૮૬ માં આયર્લાંડનું હોમરૂલનું બીલ લાવવામાં આવ્યું. તેનો ચિત્રવિચિત્ર હેવાલ એટલો બધો જાણીતો છે કે તેનું પુનઃસ્મરણ કરવું જરૂરનું નથી. ૧૮૯૦ માં મી. ગ્લેડસ્ટને પોતે પાર્લામેન્ટના બંધારણમાં સુધારો કરવા અર્થે સત્તાવિભાગ થવો જોઇએ એવી રાજનીતિનો ખુલ્લો સ્વીકાર કર્યો. ”

સ્કોટલાંડમાં ૧૮૯૪થી સ્થાનિક વહીવટ માટે સત્તા વિભાગની ભાવના તરફ જાહેર મત વળ્યો. તે વરસે સર હેન્રી ડાલઝીલ આમની સભામાં એવો ઠરાવ લાવ્યા, કે ભલે સામ્રાજ્ય પાર્લામેન્ટ પોતાની સર્વોપરી સત્તા કાયમ રાખે, પણ ચોખ્ખાં સ્કોટલાંડને લગતાં કામો માટે સ્કોટલાંડની ધારાસભા સ્થાપવામાં આવે, એ ઇચ્છવા જોગ છે. બીજેજ વર્ષે તેજ સભાસદના આથી પણ વધારે વિશાળ શબ્દોમાં તૈયાર કરેલા ઠરાવનો આમની સભાએ સ્વીકાર કર્યો. આ ઠરાવમાં આયર્લાંડ, સ્કોટલાંડ, વેલ્સ અને ઈંગ્લાંડ દરેકમાં પોત પોતાના અંદરના વહીવટ માટે જુદી ધારાસભાઓ હોવી જોઇએ, એ ભાવનાનો સ્વીકાર હતો. જ્યારે ૧૯૧૨માં આયર્લાંડના સવાલે ઘણુંજ તીવ્ર અને ગંભીર સ્વરૂપ પકડયું, ત્યારે આમની સભામાં એવીજ જાતનો એક બીજો ઠરાવ પાસ કરવામાં આવેલો, કે જો આયર્લાંડને પાર્લામેન્ટની સત્તાઓ આપવી એવો કાયદો કરવામાં આવે, તો આ સભાએ સ્કોટલાંડને પણ સત્તાવિભાગની આખી યોજનાના એક ભાગ તરીકે સ્વરાજ્યની તેવીજ સત્તાઓ આપવી. આ ઠરાવો ઉપરાન્ત, ૧૯૦૮ માં સ્કોટલાંડના સ્વરાજ્યને લગતું ખાસ એક બીલ પાર્લામેન્ટમાં લાવવામાં આવેલું, અને તેનું પહેલીવારનું

વાંચન ઘણીજ વધુમતિથી પાસ થએલું. સ્કોટલાંડને સ્થાનિક સ્વરાજ્ય મળે, એવી મતલબનું બીજું બીલ ૧૯૧૨ માં લાવવામાં આવેલું. વડા પ્રધાન આગળ સ્કોટલાંડના લીબરલ (ઉદારમતવાદી) સભાસદોનું એક પ્રતિનિધિમંડળ ગયેલું. તેના જબાબમાં તેણે કહ્યું હતું કે "આયર્લાંડને સ્વરાજ્ય મળતાં રાજબંધારણ અપંગ, ઢીલું અને કુદરતી રીતે અસંબદ્ધ થઈ જશે." ૧૯૧૩ માં ફરીથી એક બીજું બીલ આવ્યું, તે બે વારના વાંચન પછી આમની સભામાં પાસ થયું. વેલ્સે પણ સ્વરાજ્યની ભાવનાને ટેકો આપેલો. ૧૯૧૩માં સ્કોલાંડના બીલની ચર્ચા ચાલતી હતી તે વખતે પાર્લામેન્ટમાં વેલ્સના સભાસદોએ એવો મત દર્શાવ્યો હતો, કે જો સંયુકરાજ્યની ચાર પ્રજાઓને અંદર અંદરનો વહીવટ ચલાવવાની અગર ધારાસભાઓ સ્થાપવાની સત્તા આપવામાં આવે, તો તેથી આખા બ્રિટિશ સામ્રાજ્યને સામો અત્યન્ત લાભ થાય, એવી તેમની માન્યતા છે. સામ્રાજ્ય પાર્લામેન્ટ સામ્રાજ્યનાં કામો અને ફરજો બરાબર રીતે અદા કરી શકે, એ માટે પ્રથમ આવી અવસ્થાની જરૂર છે." પોતાની મજાકવાળી અને મીઠી ભાષામાં મી. ટી. પી. ઓકોનેટે દરેક દેશને લગતા વહીવટની બાબતમાં પાર્લામેન્ટની હાલની સ્થિતિ શું છે, તેની પ્રશસ્ત રૂપરેખા આપતાં, કહ્યું હતું કે: "સ્કોટલાંડની લગતી બાબતોની ચર્ચા અને તેના ચૂકાદા સ્કોટલાંડનું જેને જ્ઞાન છે, એવા સ્કોટવાસીઓથી થતા નથી, પણ તે બાબતોના અજ્ઞાન અંગ્રજો, આઇરીશો અને વેલ્સવાસીઓ કરે છે. આમ સર્વના સંબન્ધમાં બને છે. આયર્લાંડને લગતી બાબતો અંગ્રજો, આઈરીશો અને વેલ્સવાસીઓ કરે છે. આયર્લાંડને લગતી બાબતો અંગ્રજો, આઈરીશ અને વેલ્સવાસીઓના અજ્ઞાનથી નક્કી થાય છે. અંગ્રેજો અને સ્કૉટવાસીઓના અજ્ઞાન ઉપર વેલ્સને લગતી બાબતોની ચર્ચા અને નિર્ણય થાય છે અને અંગ્રજો સિવાયની બહારની પ્રજાઓ જોડે સંબન્ધ ધરાવતી આન્તર રાષ્ટ્રીય બાબતોની

ચર્ચા કેવળ અંગ્રેજ નહીં, પણ તે બાબતોના અજ્ઞાન આયરિશો, સ્કોટિશો અને વેલ્સો કરે છે. સામ્રાજ્ય પાર્લામેન્ટમાં સ્થાનિક બાબતો નક્કી થાય છે તે તે દેશના જ્ઞાનથી નહીં, પણ સરાસરીમાં પાર્લામેન્ટમાં બેસતી સર્વ પ્રજાઓના અજ્ઞાનના સરવાળાથી થાય છે. સામ્રાજ્ય પાર્લામેન્ટમાં ઉતાવળીઆ માણસોથી જેમ તેમ કામ થાય છે, બીલ ચુકવાય છે અને મોટા સવાલો ઉપર પણ ચર્ચા થતી નથી; આમ છતાં આયર્લાંડનું એક છીંડું, સ્કોટલાંડની એક ટ્રામ, અગર લીવરપુલમાં ગેસની બત્તીઓ ૨૬ અગર ૩૨ પાવરની જોઇએ, એવા નજીવા સવાલો માટે ફક્ત કેટલાં અઠવાડીયાં માટે ભરાતી પાર્લામેન્ટની બેઠકમાં બબ્બે ત્રણ ત્રણ કલાકો ગુમાવી દેવામાં આવે છે. તેના મત પ્રમાણે દુનિયામાં વહીવટ સૌથી વધારે સારી રીતે કેમ ચાલે, એ માટે ફક્ત એકજ સહીસલામત રસ્તો છે, અને તે એ કે વહીવટદારો સ્થાનિક પ્રજામતને જવાબદાર રહેવા જોઇએ.

સામ્રાજ્યના બંધારણ ઉપર રાષ્ટ્રીય મંડળની નવી સંસ્થાઓ રચવાના ઠરાવો સફળ થાય, તે કરતાં સત્તાવિભાગના ધોરણ ઉપર તાબેદાર ધારાસભાઓ સ્થાપવાની ચળવળ સફળ થાય, એવો સંભવ વધારે છે.

## હિંદમાં રાષ્ટ્રીય ચળવળ.

૧૮૮૫ થાં હિંદની રાષ્ટ્રીય સભાની સ્થાપના સાથે જ સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવવાની રાષ્ટ્રીય ચળવળ શરૂ થઇ. પ્રમુખ મી. ડબલ્યુ. સી. બોનર્જીએ એવું જાહેર કર્યું હતું કે "જેવા વિચારોથી યુરોપનું રાજ્ય ચાલે છે, તેવાજ વિચારોથી હિંદનું રાજ્ય ચાલે તેવી હિંદની મરજી છે. અને આ માટે પોતાના દેશની રાજ્યવ્યવસ્થામાં હિંદીઓને વાજબી હક હોવો જોઇએ." કોન્ગ્રેસની પહેલીજ બેઠકમાં જે મુદ્દાઓ અને હેતુઓ પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા, તેમાં એક એવો હતો કે દેશમાં રાષ્ટ્રીય એકતાની જે લાગણીઓ ઘર કરવા લાગી છે, તેનો

વિકાસ થવો જોઇએ, અને તેમને એકત્ર કરવી જોઇએ. ચોથી કોન્ગ્રેસના પ્રમુખ મી. જોર્જ યુલે એવું પ્રતિપાદન કર્યું હતું, કે હિંદનાં રાજકીય બંધારણો વધારે વિશાળ પાયા ઉપર રચાવાં જોઇએ, તેની રાજ્યનીતિમાં પરિવર્ત થવો જોઇએ અને પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ દાખલ થવી જોઇએ. ૧૮૯૩ની બેઠકમાં દાદાભાઈ નવરોજીએ રાષ્ટ્રીય સભાના શા અભિલાષો છે, તે ઉપર વિવેચન કરતાં, હિંદની અસંખ્ય વસ્તીને ન્યાય અને શહેરીપણાના સાચા હકો મળવા જોઇએ, એ માટે રજુઆત કરી હતી. ૧૯૦૨માં ૧૧મી કોન્ગ્રેસના પ્રમુખ મી. સુરેન્દ્રનાથ બેનરજીએ એવી માગણી કરી હતી કે બ્રિટિશ રાજ્યે અને બ્રિટિશ સંસ્કૃતિએ જ્યાં જ્યાં પ્રવેશ કર્યો છે ત્યાં ત્યાં ધીમે ધીમે સ્વરાજ્યવ્યવસ્થા દાખલ થઇ છે. જે જે દેશમાં સ્વરાજ્યની સ્થાપના થઇ છે, તે તે દેશ સામ્રાજ્યના મજબુત સ્તંભરૂપ થયો છે. નવા શહેનશાહ આથીજ પ્રજાના હૃદયમાં સ્થાન પામી શકશેઃ" કોઇ પણ સનદી નોકરથી સર હેન્રી કોટનનો હિંદનો અનુભવ ઉતરતો નહોતો. ૧૯૦૪ માં કોન્ગ્રેસના પ્રમુખ તરીકે તેમણે હિંદને સ્વરાજ્ય મળે એ માટે ઘણીજ ગરમ દલીલો કરી હતી. એમને કહ્યું હતું કે હિંદને સ્વરાજ્ય મળે તોજ હિંદ સંયુક્તરાજ્યના ચળકતા જવાહીર તરીકે કાયમ રહેશે. ૧૯૦૬ની કોન્ગ્રેસના ત્રીજીવારના પ્રમુખ તરીકે દાદાભાઇ નવરોજીએ એવું પ્રતિપાદન કર્યું હતું કે "હિંદની રાજ્યવ્યવસ્થામાં એવી પદ્ધતિ દાખલ થવી જોઇએ કે થોડાજ વખતમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓની પેઠે સ્વરાજ્ય-સંસ્થાઓનો વિકાસ થાય." તે હિંદના રાજકીય પૈતૃકે એમ પણ કહ્યું હતું કે "સ્વરાજ્ય એજ એકનો એક અને મુખ્ય ઉપાય છે." "સ્વરાજ્યમાંજ આપણી આશા આપણું બળ અને આપણી મોટાઈ રહેલાં છે." હિંદના રાષ્ટ્રીય પુરૂષોની ભાવના સંસ્થાનોમાં જેવું સ્વરાજ્ય છે, એવી જાતનું સ્વરાજ્ય હિંદને પણ પ્રાપ્ત થવું જોઇએ, એવી હતી. ૧૯૦૬માં તે પહેલીજવાર ઠરાવરૂપે

પ્રસિદ્ધ થઇ. ૧૯૦૮ માં હિંદની કોન્ગ્રેસે તેમના રાજકીય અભિલાષો શા છે, તેનું આદર્શ સ્પષ્ટપણે નક્કી કર્યું. તે વરસે પ્રમુખ સર રાસ વિહારી ઘોસે એવી આશા દેખાડી હતી કે ભવિષ્યમાં એવો વખત આવશે;–જ્યારે આ સભાનો કોઇ ભાગ્યશાળી પ્રમુખ એકઠા થએલા લોકોને હર્ષનાદના ધ્વનિ વચ્ચે એવું જાહેર કરવાને ભાગ્યશાળી થશે કે હિંદમાં સ્વસ્થાનોના જેવી રાજ્ય પદ્ધતિ દાખલ કરવામાં આવી છે! હિંદની કોન્ગ્રેસે તથા મુસ્લીમ લીગે ૧૯૧૬માં સુધારાની જે યોજના તૈયાર કરી છે, તેને સામ્રાજ્યમાં પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ થાય, એ માટેનું એક ચોક્કસ પગલા તરીકે ગણવામાં આવે છે.

સામ્રાજ્યને લગતી બાબતોનાં વિચાર કરતી વખતે સંસ્થાનોની સાથે હિંદને દાખલ કરી બન્ને તરફ સરખી વર્તણુક દાખવવામાં આવે છે, તેથી આપણા કાર્યની સફળતા ઘણી રીતે તો સિદ્ધ થઇ છે. ઘણા લાંબા વખતથી હિંદનું મગજ સ્વરાજ્યની ચળવળમાં રોકાયલું છે; તે સામ્રાજ્ય સરકારની અને સામ્રાજ્યના રાજનીતિજ્ઞ પુરૂષોની દિલસોજી સંપાદન કરી શક્યું છે. સામ્રાજ્યની પરિષદમાં આપણા જે પ્રતિનિધિઓ ગયા હતા તેમને તે તકનો સારો ઉપયોગ કર્યો છે, અને બને તેટલી ત્વરાથી હિંદની હાલની રાજકીય પદ્ધતિમાં સંસ્થાનોના સરખું પરિવર્તન થાય, એવી જાતના રાજકીય બંધારણ માટેના હકો આગ્રહપૂર્વક રજુ કર્યા છે. બિકાનેરના મહારાજે એવું જાહેર કર્યું હતું કે હિંદને સામ્રાજ્ય પરિષદમાં તથા સામ્રાજ્ય પ્રધાન મંડળમાં યુદ્ધકાળે તેમજ શાન્તિના વખતમાં પણ સંસ્થાનોની પેઠે નિયમિત રીતે નિર્ણયો કરવા માટે બોલાવવામાં આવશે. એજ બતાવે છે કે હિંદની આન્તરિક તેમજ રાજકીય ઉન્નતિ માટે હવે આગળ પગલાં ભરવામાં આવશે. આ ઇષ્ટ છે તેટલુંજ નહીં, પણ આવશ્યક છે. ” મહારાજે કહ્યું હતું કે અંગ્રેજોનું રાજનીતિકૌશલ્ય એવું છે કે તે વખતની કદર કરવામાં પાછી પ્હાણિ ભરશે નહીં, અને જરૂર સહાનુભુતિ, તર્ક, ને

વિશાળ ને ઉદાર દીર્ઘદૃષ્ટિથી હિંદના સવાલોને હાથ ધરશે. તેમણે મજબુતીથી એવો પણ આગ્રહ કરેલો કે દુનિયાના બીજા ભાગોમાં અંગ્રેજોની રાજનીતિ જેવી વિશાળ અને ઉદાર નીવડી છે, તેવીજ વિશાળ અને ઉદાર નીતિ ભાવિના સુધારામાં દૃશ્ય થશે. અંગ્રેજોનાં સંસ્થાનિક રાજ્યોના ઇતિહાસે બનાવી આપ્યું છે કે તેમની આવી રાજનીતિથી તેમને કદીયે પસ્તાવાનો વારો આવ્યો નથી.” સર એસ. પી. સિંહા પણ એવાજ વજનદાર શબ્દોમાં બોલ્યા હતા. તેમણે કહ્યું હતું કે “અમને ખોડખાંપણ વિનાનું રાજ્ય મળે નહીં, તો હરકત નહીં, પણ અમારે અમારી જાતે રાજ્ય ચલાવવું જોઇએ; અમારી દૃષ્ટિથી આ વધારે અગત્યનું છે.” સામ્રાજ્યની સરકારે હવે કબુલ કર્યું છે કે હિંદમાં બ્રિટિશ રાજ્યનું લક્ષ્ય સ્વરાજ્યની સ્થાપના કરવી એ છે; તે એવી રીતે કે સામ્રાજ્યના અખંડ અંગ તરીકે હિંદની સરકાર ક્રમિક પ્રગતિથી સ્વરાજનો સ્વાનુભવ કરી શકે, એટલા માટે જેમ બને તેમ ઝડપથી એ દિવસમાં સંગીન પગલાં ભરવાં. આ જબરા મહત્વના ઠરાવથી બ્રિટિશ રાજદ્વારી પુરૂષોએ હિંદીઓના અભિલાષો પ્રત્યે પોતાની સંમતિનો સિક્કો માર્યો છે. આવીજ પદ્ધતિએ બ્રિટિશ રાજ્યબંધારણનો વિકાસ થયો હતો. બ્રિટિશ સામ્રાજ્ય જુદી જુદી પ્રજાઓનું સંઘ કહેવાય છે. એક રાજાના છત્ર નીચે પ્રજાકીય વિકાસ શી રીતે થઇ શકે, અને સામ્રાજ્યની જુદી જુદી વિભક્ત પ્રજાઓનું ઐક્ય કેવી રીતે સધાય, તેનો અપૂર્વ દાખલો આપણે અહીં દૃશ્ય કરી શકીએ છીએ. રાજનીતિનો અભ્યાસક આ અપૂર્વ સંસ્થાને અંગે કેટલી ભિન્ન ભિન્ન પ્રકારની રાજવ્યવસ્થાઓ અને કાયદાકાનુનો હયાતીમાં આવ્યાં છે, એ સહેજ જોઇ શકે છે. જે ઐક્યથી એનું રાજ્યતંત્ર ચાલે છે તે જોતાં, પ્રાચીન અગર અર્વાચીન ઇતિહાસમાં એવો બીજો દાખલો ભાગ્યેજ મળી શકે એમ છે. સામ્રાજ્યમાં ૫૦ સ્વસ્થાનો છે. તેમાં કિવબેકમાં રોમન ડચ કાયદો, મોરીશીઅસમાં ફ્રાન્સનો કાયદો, ટ્રીનીદાદમાં સ્પેનનો કાયદો, અને માલ્ટામાં

પ્રાચીન સીસીલીશન કાયદો ચાલે છે. જુદાં જુદાં સંસ્થાનો, શાહી સ્વસ્થાનો, પરાધિનરાજ્યો, આશ્રિતરાજ્યો, અને લાગવગ વાળાં તથા સંબન્ધવાળાં રાજ્યો—આ સર્વે સાર્વભૌમપણાનાં વિવિધ ચિન્હો છે; અને તેમાં આપખુદ સત્તાથી માંડી સ્વરાજ્ય સુધીનાં રાજ્યોનો સમાવેશ થાય છે. સામ્રાજ્યનું એક મજબુત તત્વ તો એ છે કે રાજસંયોગમાં જોડાયલા બધાને સામ્રાજ્ય હિતની ખાતર સ્થાનિક સ્વરાજ્યને પોષે છે. શહેનશાહતમાં લશ્કરી સામ્રાજ્યવાદનો ગંધ નથી. તેની વ્યવસ્થા એવી સુઘટિત છે કે નવા બંધન વિના તેનો વિકાસ થઇ શકે છે અને વ્યવસ્થા અખંડિત રહે છે.” અંત ને સંભાળથી સામ્રાજ્યે રાષ્ટ્રીય ભાવનાને પોષેલી હોવાથી તે બળ અને મદદ મેળવી શકે છે. આમ હિંદ રાષ્ટ્રીય જીવનના નવા યુગમાં દાખલ થયું છે ને અત્યારે તેની આશાઓ બહુ ઉંચે ઉડે છે.

## એક તફાવત.

સામ્રાજ્યમાં હિંદનો સ્વીકાર સરખા ભાગીદાર તરીકે થએલો હોવાથી, હિંદ પોતાની અંદરનો વહીવટ કરવા સ્વરાજ્ય માટે જે પ્રકારનું કથન કરી રહ્યું છે, તેમાં સંસ્થાનો જોડે સરખામણી કરતાં એક તફાવત જણાય છે. સંસ્થાનોએ સ્વરાજ્યનું ફળ ઘણા વરસ સુધી ચાખ્યા પછી સામ્રાજ્યમાં સરખા પદ માટે યુદ્ધ કર્યું છે. સંસ્થાનોમાં આવી વસનારાઓ તેમની સાથે વારસામાં સ્વરાજ્યને જન્મહક તરીકે લઈ આવેલા, ને તેઓ હવે સામ્રાજ્યના વહીવટમાં ભાગીદાર થવા યત્ન કરે છે; જ્યારે હિંદને સામ્રાજ્યની અંદરની સભાઓમાં સંસ્થાનો જોડે દાખલ થવાનો હક હમણાંજ આપવામાં આવ્યો છે, ને તેની સ્વરાજ્યની માગણી ઘણા વરસો સુધીની આગ્રહી હોવા છતાં, તે સંયુક્તરાજ્યના રાજ્યાધિકારીઓની સહાનુભૂતિ હમણાંજ મેળવી શક્યું છે. હિંદમાં સ્વરાજ્યની માગણી કરતાં અવલ રાષ્ટ્રીય એકતા સિદ્ધ થઇ છે, જ્યારે સંસ્થાનવાસીએ “ યુનાઈટેડ સ્ટેટ-

સની પેઠે એક પ્રજા તરીકે વિચાર ચલાવવા અને કામ કરવાની તૈયારીમાં પોતાના રાષ્ટ્રીય જીવનની ચેતનતા પ્રાપ્ત કરી છે. ” વળી બીજો તફાવત પણ છે: દરેક સંસ્થાનિક પ્રાંતોમાં સ્વરાજ્ય થીજ આરંભ થએલો, અને તેથી તેમનું સમગ્ર બળ સુવ્યવસ્થિત અને પ્રગતિમાન કરવા એક સર્વોપરી રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની જરૂર પડેલી; તો બીજી બાજુએ હિંદ ઉપર અમલદારોનું બળવાન રાજ્ય ૫૦ વરસ ઉપરાન્તથી ચાલતું આવે છે, અને પ્રાંતો પોતાના રાજ્યવહીવટ માટે સ્વતંત્ર થાય, એવો સત્તાવિભાગ તો હજુ હવે કરવાનો છે. અદ્યપિ રાજ્યવહીવટ ઉપર હિંદમાં પ્રજાનો કાબુ નથી.

## નોકરશાહી વર્ગ ( બુરૉક્રસી )

શહેનશાહની સરકારે હવે જાહેર કર્યું છે કે હિંદની રાજ્યનીતિ સ્વરાજ્યસંસ્થાઓ સ્થાપવાની છે. આવી રાજ્યનીતિ મુજબ આ દેશની હાલની ચાલતી રાજ્યપદ્ધતિ આવશ્યક બદલાવી જોઇશે. હાલના કેળવણી ખાતાના પ્રધાને હિંદની ચાલતી રાજ્યપદ્ધતિ અને સ્વરાજ્યની ભાવના વચ્ચે શો ફેર છે, એ નીચે પ્રમાણે જણાવ્યો છે: “ મુખ્ય કરીને રાજ્યોના બે ભાગ પડે છે;—પાર્લામેન્ટને સીધાં જવાબદાર હોય તેવાં, અગર જવાબદાર ન હોય તેવાં. જો કે ભાષા જોઇએ તેવી સ્પષ્ટ નથી. છતાં સ્પષ્ટતાની ખાતર આપણે જવાબદાર અને બીનજવાબદાર એવાં નામ આપીશું. કેનેડા અને ઓસ્ટ્રેલીઆમાં સનદી નોકરી જવાબદાર છે, કારણ તે પ્રજાકીય પાર્લામેન્ટની સીધી દેખરેખ નીચે હોય છે: હિંદની નોકરી બીનજવાબદાર છે કારણ કે—જો કે અંતે તે ગ્રેટ બ્રિટનની પાર્લામેન્ટને તાબે છે છતાં હિંદની કોઇ પ્રજાકીય સંસ્થા દ્વારા તેની વચ્ચે દરમ્યાનગીરી કરી શકાતી નથી, અને આથી સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં અધિકારીઓ જે સત્તા ભોગવે છે તેના કરતાં હિંદમાં તેઓ ઘણીજ વધારે સ્વતંત્રતા ભોગવે છે. ” હિંદની સનદી નોકરી રાજકીય ધોરણ ઉપર રચાયેલી છે, તે દેશની રાજ્ય કરનારી સત્તા છે. હિંદની

સનદી નોકરી એજ રાજ્ય. બેશક, હિંદનું રાજ્ય શબ્દોમાં પાર્લામેન્ટને તાબે છે, પરંતુ હિંદનો રાજ્ય વહીવટ ખરી રીતે હિંદની સરકાર ને પ્રાન્તિક સરકારોના હાથમાં છે. મી. ફીશરે હિંદની સનદી નોકરીની સર્વમૂખી સત્તાઓનું બરાબર વર્ણન આપ્યું છે; તેણે કહેલું કે, "તે ભલે સુધારાવધારા મંજુર કરે, પોતે ટીકા ખરી છે એમ માનતી હોય છતાં તેની સામે કાયદા પાછા ખેંચી લે, પણ તે પોતે પોતાની માલેક છે. પ્રધાન મંડળો, સરકારી બહુમતિ, દેશી રાજ્યોમાં રાજકીય મસલત માટેની એજન્સીઓ, વહીવટને લગતી એજન્સીઓ, આ સર્વની ભરતી હિંદની સનદી નોકરીમાંથી થાય છે; લંડનમાં લેવાતી હરિફોની પરીક્ષામાંથી આ ચમત્કારી વર્ગને ચુંટી કાઢવામાં આવે છે, અને એવી આશા રાખવામાં આવે છે કે ન્યાયાધિશો, મહેસુલી અમલદારો, કારોબારી ખાતાના અમલદારો, મંત્રીઓ, ધારાસભાના સભાસદો, રાજકીય ખાતાના અધિકારીઓ, એલચીઓ અને હાલની પદ્ધતિ પ્રમાણે પાર્લામેન્ટના સભાસદો—આ બધા તેમાંથી નીકળવા જોઇએ! હિંદની સનદી નોકરીની શક્તિ અને હુંશીઆરીને હદ નથી! હિસાબી ખાતાનો સૌથી વધારે કુશળ અધિકારી તેજ, તેજ ખેતીનો નિમાયક, તેજ ગુહ્યાશોધક ખાતાનો નિયમાક, તેજ ઉદ્યોગોનો નિયામક, તેજ આપણીખાતાનો નિયામક; રેલ્વે બોર્ડનો પણ લાયક સભાસદ તેજ; એવું એક પણ વિશેષ ખાતુ નહીં હોય, જે માટે સનદી નોકર લાયક અને પાત્ર ગણાતો ન હોય!

આમ એકસો પચાસ વરસથી અમલદારો આ દેશમાં રાજ્ય કરે છે. છેક ૧૭૮૭ માં સર જોન શોરે અમલદારી રાજપદ્ધતિનો તિરસ્કાર કર્યો હતો કે "દૂર વસતા પરદેશી રાજ્ય માટેજ આવી રાજપદ્ધતિ અનિવાર્ય હોઇ શકે." ૧૮૨૩ માં સર થોમસ મન્રોએ બતાવી આપ્યું હતું કે જો આપણે અંગ્રેજો કોઇ પરદેશી સત્તા નીચે હોઇએ અને દેશી રાજ્યવહીવટમાંથી આપણો જ બહિષ્કાર કરવામાં આવે, તો આપણે ગમે તેટલું જ્ઞાન

ધરાવનારા હોઈએ તથા આપણી કને ગમે તેવું સાહિત્ય પવિત્ર યા અપવિત્ર હોય છતાં આપણે એક બે જમાનામાં હલકા મનના, પ્રપંચી, અપ્રાણિક બની જઇશું. ૧૮૪૪ માં લોર્ડ મેકોલેએ હિંદના અમલદાર વર્ગ માટે બોલતાં કહ્યું હતું કે, "એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે એ ૧૮૫૮ માં એક જુલમોનો જુલમ છે."

જ્યારે હિંદના રાજ્યવહીવટને શહેનશાહના છત્ર નીચે મૂકવામાં આવ્યો, ત્યારે તે સંબંધમાં જે ઠરાવ લાવવામાં આવ્યો હતો, તે ઉપર પાર્લામેન્ટનો મત શો છે એ એકઠો કરવા, કેવી જાતનું અમલદારી રાજ્ય હોવું જોઇએ, એ વિષય બ્રિટિશ પ્રજા સમક્ષ ઘણોજ આગળ પડતો ચર્ચાયો હતો. તે વખતે ઇંગ્લંડમાં મી. જોન ડીકન્સન, M. R. A. S. F. R. G. S. જેઓ હિંદના મિત્ર હતા તેમણે "હિંદમાં અમલદારીવર્ગનું રાજ્યતંત્ર" એ નામના મથાળા નીચે એક પત્રિકા પ્રસિદ્ધ કરી હતી, અને તેમાં રાજકીય સ્થિતિને લગતાં હિંદને તે વખતે શાં શાં દુઃખો હતાં, તે માટે વિસ્તારથી લખ્યું હતું, અને નીચેના શબ્દોમાં સહૃદયતાથી પોતાના જાત ભાઇઓને વિજ્ઞપ્તિ કરી હતી. "મારા જાત ભાઇઓ! પ્રભુ તમારાં હૃદય કોમળ બનાવે, જેથી આ સુંદર લોકો માટે તમારા હૈયામાં દયા ઉત્પન્ન થાય! એક બીનજવાબદાર અમલદારી વર્ગ આગળ તમે હિંદ જેવા હીરાને ફેંકી દો નહીં, પણ આ દુર્લભ પળનો સદુપયોગ કરો, એવી સુમતિ તે તમને આપો." હિંદમાં સુપ્રસિદ્ધ થયેલા મી. જોન બ્રુક નોર્ટને તેજ સમયે એવું કહ્યું હતું કે હિંદનો વહીવટ કરનાર સનદી નોકરો વારસામાં ઉતરેલા નોકરીના સંસ્કારોવાળા, પોતામાં મશ્ગુલ, જથ્થાના જુસ્સાવાળા, ચાલતા આવતા હોદ્દાના નામોની ભભકવાળા હોવાથી, હિંદનો 'ઉમરાવ વર્ગ' લેખાય છે, અને આમ લેખાય તેમાં તેઓ નિઃશંક મગરૂરી માને છે. રાજ્યવહીવટની બાબતોમાં તેમના શા ધર્મો છે, એ સંબંધમાંજ કોઇ સ્વતંત્ર અંગ્રેજ એમને બોધ આપે, તે તેમને ગમતું નથી. "તેમના ખાસ હકો તથા મર્તબા ઉપર કોઈ પણ જાતનું

આક્રમણ થાય તો તેઓ ખીજવાઇ જાય છે; અને જો કે કલેક્ટરો કામનો સખત બોજો છે, એવી એક તરફથી બુમ પાડે છે કે તેમને જુદી જુદી જાતનાં સંખ્યાબંધ કામો કરવાનાં હોય છે, છતાં બીજી બાજુએથી ફોજદારી અને મહેસુલી ખાતાં જુદાં પડે તે સામે તેઓજ પોકાર ઉઠાવે છે. કારણ કે તેઓ સારી પેઠે જાણે છે કે આવી જાતની વ્યવસ્થા લોકોનું ભલું કરવામાં અનિવાર્ય છે, છતાં એમ થવાથી હિંદીઓને મોટા પ્રમાણમાં ફોજદારી નોકરી ઉપર રોકવા પડે. જો કે ઈંગ્લાંડના "મધ્યમ વર્ગમાંથી" સનદી નોકરોને લેવામાં આવે છે, છતાં ભૂલી જવાનું નથી કે તેઓ મધ્યમ વર્ગના રહ્યા હોતા નથીઃ તેઓ એવી સ્થિતિ ભોગવે છે કે તેમના મતે—અને હોય પણ તેમજ—તેઓ રાજકર્તા તરીકે સૌથી ઉંચામાં ઉંચા વર્ગના હોય. તેઓ એક અધિકારી વર્ગ છે; અને મારા માનવા મુજબ "મધ્યમ વર્ગમાંથી" બનેલો અધિકારી વર્ગ, એ દુનિયામાં સૌથી અધમ પ્રકારનું રાજ્ય છે; કારણ કે તેઓમાં લાગણીનું ઔદાર્ય, દીર્ઘદૃષ્ટિ અને સભ્યતાનો અભાવ હોય છે. આથી તેમનો વર્ગ કે જેને તે એક અખંડિત નીલમણિ જેવો ગણે છે, અને તેમનાં કામો કે જેમને તેઓ પોતાનાં અંગનાં કામો તરીકે ગણે છે, તે ઉપર જરા પણ આક્રમણ સહી શકતા નથી, અને તેઓ આક્રમણ કરનાર ઉપર હલકા પ્રકારનો દ્વેષભાવ રાખે છે! ૧૮૫૮ માં હિંદી રાજ્યતંત્ર માટે જાહેર મત શો હતો, તે માટે સુશિક્ષિત તેમજ નિઃપક્ષપાતી અંગ્રેજોના અભિપ્રાયો આવા છે. રાજ્યતંત્ર ઉપર જાહેરમતનાં કેવાં વલણો હોય છે અને તેની કેટલી અસર થાય છે તે આ ઉપરથી જણાઈ આવે છે. અને નોકરીઆત વર્ગ કે જેનો અમલદાર વર્ગ બનેલો છે તે કેટલો બળવાન હતો અને છે, અને અમલદારી મત વિરૂદ્ધ કોઇ પણ જાતની ટીકા કરનારા સ્વતંત્ર વિચારના અંગ્રેજો પણ કેવા નિરાધાર છે, તે પણ આ ઉપરથી જણાય છે. વસ્તુતઃ આજે પણ સ્થિતિ તેવીજ છે. તેથી કદાચ હાલની પદ્ધતિ માટે તાજા અભિપ્રાયો કેવા છે, તેનો ઉલ્લેખ કરવો ઠીક પડશે. ૧૮૮૭ માં

સર જોન શોરે જે વર્ણન કર્યું હતું, તેનેજ મળતું વર્ણન ૧૮૮૬ માં એટલે સો વરસ પછી હિંદના પ્રધાને કર્યું હતું કે, " મહેસુલની ઉત્પત્તિનાં સાધનો તથા કરો માટેની હિંદની સ્થિતિ કાંઇ વિચિત્ર છે. સ્થિતિ વિચિત્ર હોવાનું કારણ નવી જાતના કરો દાખલ કરવામાં આવ્યા હોય તે પ્રત્યે ભારે અણગમો તથા લોકોની ટેવોજ છે એમ નથી, પણ રાજ્યનું બંધારણજ એવા પ્રકારનું છે, કે વહીવટી ખાતાની મુખ્ય મુખ્ય જગાઓ તથા લશ્કરનો મોટો ભાગ પરદેશીઓના હાથમાં છે. "

૧૮૯૦ માં પાર્લામેન્ટના સભાસદ મી. સેમ્યુઅલ સ્મિથે સભામાં બતાવી આપ્યું હતું કે હિંદુસ્થાન જેવા મોટા દેશનું આખું રાજ્યતંત્ર અમલદારોના હાથમાં હોય એવો દાખલો આખી દુનિયામાં હિંદ એકલાનોજ છે. આપણે કલ્પના કરો કે સંયુક્તરાજ્યની સરકાર એવા સ્વતંત્ર અને કાયમના અમલદારોના હાથમાં છે કે તેની ઉપર પાર્લામેન્ટ હુકમો ચલાવી શકતી નથી. હિંદ ઉપર રાજ્યનો કાબુ જ ન હોય તો પરિણામ શું આવે ? જેને આનો ખયાલ હશે, તેજ કાયમના અમલદારોના હાથ નીચે રાજ્ય કેવું ચાલી શકે, તેનો કાંઇ વિચાર કરી શકશે. મી. સ્મીથે એવું પણ કહ્યું હતું કે "અમલદારીપણાની પદ્ધતિજ એવી છે કે તેને અંગે જબરાં અનિષ્ટો થયા વિના રહે નહીં. " અમલદારી વર્ગ પોતાને હકદાર માને છે. જુથ્થના જોમને લીધે તેઓ બધા એક બીજા તરફ ખેંચાયલા હોય છે. આથી ભાઇબન્ધ અમલદારોનો બચાવ કેમ કરવો, તે તરફજ સર્વ અમલદારોનું વલણ હોય છે, એથી કાળા ઘેટાની માફત કોઈ કલંકિત નીકળે તો તેનો તરતજ ઢાંકપિછોડો થાય છે; અને આખા વર્ગમાં આવાં કાળાં ઘેટાંની કેટલીક સંખ્ય તો હોવાની જ. "

## ગુણાવગુણો

મનુષ્યકૃત સર્વ સંસ્થાઓની પેઠે અમલદારી વર્ગે પણ હિંદમાં પોતાનું કાર્ય કર્યું છે. હવે તેને વર્તમાન સ્થિતિને અનુ-

કૂળ રાજ્યપદ્ધતિ માટે રસ્તો મોકળો મૂકવો જોઇએ. દુનિયાની હરકોઇ અમલદારી પ્રકૃતિના ગુણો અને અવગુણો સાહજીક છે. હવે સંયુક્તરાજ્યમાં ફરિયાદો થવા લાગી છે કે એક જમાના જેટલા ટુંકા વખતમાં રાજ્યબંધારણના સંચામાં અમલદારીપણું સજ્જડ જામી ગયું છે. અને આખા પ્રજાજીવન ઉપર અમલદારીનાં વલણો છૂપાં છૂપાં પથરાતાં જાય છે. તેની પાછળ પાછળ એકહથ્થુ સત્તા પણ આવી છે, એમ પણ કહેવાય છે. સંયુક્ત રાજ્ય જેવા પ્રજાસત્તાક રાજ્યમાં આવાં અનિષ્ટો વૃદ્ધિ પામ્યાં છે. એડીન્બર્ગ રિવ્યુનો તંત્રી મી. હેરોલ્ડ કોક્સ બ્રિટિશ રાજકીય જીવનમાં આવી પગારદાર નોકરશાહી વૃદ્ધિ પામી છે, એ માટે શોચ કરે છે. તેણે કહ્યું હતું કે, " અમલદારો, જેમનાં નામ પણ જણાવવામાં આવતાં નથી, અને જેઓ જાહેર ટીકાની ધાસ્તી વિના જાડા પડદા પાછળ કામ કરે છે, તેઓ પ્રજાનિયુક્ત પ્રતિનિધિઓને ગણકારતા નથી." તોપણ તેઓ પાર્લામેન્ટની આંખ તળે કામ કરે છે અને તેમને યોગ્ય નિયમમાં લાવી શકાય છે. પણ હિંદમાં એવી બીક નથી; રાજ્ય કરનાર અમલદાર–વર્ગ મુખ્ય કરીને પરદેશીઓનો બનેલો છે અને દેશમાં તેમને કાયમનો સ્વાર્થ નથી. મહેસુલની ઉઘરાણી, કાયદા અને સલાહ શાંતિનું રક્ષણ, રસ્તાઓની બાંધણી, પાણીના બંધ અને રેલ્વે, આવાં રાજ્યનાં કામોથી જ્યાં લગી સરકાર સંતોષ માને છે, ત્યાં સુધી હિંદમાં અમલદારી વર્ગે પોતાને કરવાનું કર્યું છે, એમ ગણાવું જોઇએ. જો કે જાતિ અને ભાષા વચ્ચેના ભેદને લીધે તથા પરદેશી પદ્ધતિઓ દેશમાં દાખલ થવાને લીધે તથા દેશી ઉદ્યોગો પ્રત્યેની દુર્લક્ષતાને લીધે, તેમનો અમલ ખામીવાળો છે, છતાં તેમને તેમનું કાર્ય શુદ્ધ બુદ્ધિથી કર્યું છે. તે માટે શંકા ઉઠાવી શકાશે નહીં. પણ, સમાજના અને સામાજીક સંસ્થાઓના લાભો કેમ વૃદ્ધિ પામે; ગરિબાઇ, અજ્ઞાન દુઃખો, રોગો અને મરણ સામે શા ઉપાયો યોજાવા જોઇએ; દેશના સાધારણ વર્ગની ઉન્નતિ શી રીતે થાય; દેશીઓ સ્વાશ્રય અને સ્વરાજ્યને માર્ગે

શી રીતે શિક્ષણ પામે; આવાં રાજ્યનાં પ્રજાકીય સેવાનાં કાર્યો સાથે અમલદારી વર્ગને બહુ લાગતું વળગતું નથી. અને તેમના આદર્શો આવા હોતા પણ નથી. તેઓનો હેતુ રાજ્યવહીવટ કાર્યસાધક શી રીતે બને એવો હોય છે, અને તેથી જ્યાં સુધી લોકો ઘેટાં જેવાં ગરીબ હોય છે, ત્યાં સુધીજ ભલું કરવાનો તેમનો કલ્યાણકારક હેતુ સધાય છે. " પોતે ડહાપણદાર છે એ માટે ભક્તિની, ને પોતે કરેલાં પ્રજાનાં કામો પ્રશંસનીય છે એ માટે માનની, તેઓ અપેક્ષા રાખે છે. આમ લોકો ઉપર રાજ્ય કરનાર અમલદાર વર્ગ તેમની પાસે માન આબરૂ માગતો જણાય છે. આથી વિરૂદ્ધ લાગણી જણાય તો તેમને ભારે આઘાત થાય છે. તેમની દૃષ્ટિએ તો એક પ્રજા નિશાળના છોકરાઓ જેવી છે, જેઓ હુંશિઆર અને ભલા મહેતાજીની દેખરેખ નીચે સુખથી ભણે ને રમે," આવો વિચારવન્ત અભિપ્રાય એક હિંદના સનદી નોકરના છે; તેને કાંઇ નહીં તો નોકરીનાં લક્ષણોની તો ખબર હશે જ. જેઓએ લાંબા વખતથી આપખુદ સત્તા ભોગવી હોય છે, તેઓમાં સત્તાને ખુશીથી છોડી દેનારા તો ઘણા જ થોડા જ હોય છે. અને જ્યાં પોતાનાજ સ્વાર્થની વાત આવે છે, ત્યાં આ દુનિયામાં કોઈક જ પોતાનો નિશ્પક્ષપાતી ન્યાયાધિશ થઇ શકે છે. જે સત્તાઓથી અમલદારોનીજ સગવડો સચવાતી હોય અને દેશ ઉપરનો તેમનો કાબુ વધતો હોય, તે સામાન્ય લોકોને ગમે તેટલી ખુંચતી હોય, છતાં કોઇ પણ અમલદારી વર્ગ તેમને રાજી ખુશીથી છોડી દેતો નથી. ૧૮૩૩ પછી વધારે હિંદીઓને નોકરીમાં નીમવાના વિષયમાં કેવા રસ્તાઓ લેવામાં આવ્યા છે, તે બાબતનો જેઓએ અભ્યાસ કર્યો છે, તેઓજ, યુરોપીય અમલદારોએ પોતાની સત્તા કેટલી બધી ચડસથી અને મજબુતાઇથી જાળવી રાખી છે, તેની પુરેપુરી કદર કરી શકશે. સર માઈકલ ઓડીઅરે હિંદની વડી ધારાસભામાં હમણાં જે દેખાવ કર્યો હતો, તે ઉપરથી પ્રજાની સ્વરાજ્યની માગણી પ્રત્યે નોકરશાહી કેવી નજરથી જુએ છે તે જણાય છે.

લોર્ડ ચેમ્સફર્ડના ડહાપણ અને કૌશલ્યથી ખરાબ સ્થિતિ ઉભી થતાં અટકી ગઈ, અને સરકારની શુદ્ધબુદ્ધમાં લોકોની જે શ્રદ્ધા ડગવા માંડી હતી, તે આ પ્રસંગે તેની સમાધાનપ્રિય વર્તણુકથી કાયમ રહી શકી.

## સુધારાના મુખ્ય મુદ્દાઓ.

હિંદની હાલની રાજ્યપદ્ધતિમાં બે મોટાં અનિષ્ટો છે; હિંદી રાજ્યબંધારણમાં પ્રજાકીય કાબુનો અભાવ, અને રાજ્ય-વહીવટની બાબતમાં હદ ઉપરાન્તની એકહથ્થુ સત્તા. હાલનું હિંદી રાજ્યતંત્ર અમલદારી રાજ્યપદ્ધતિમાંથી પ્રજાકીય સંસ્થાઓ વાળુ શી રીતે બને, એ પ્રશ્ન આપણી સમક્ષ ઉભો થાય છે. હિંદ ઉપર અંગ્રેજોનું રાજ્ય જામ્યાને ૧૫૦ વર્ષ થયાં, છતાં રાજ્યવહીવટમાં પ્રજાકીય કાબુનો પગપેસારો કરાવ્યો હોય, એવો પહેલ પહેલો વાઈસરાય લોર્ડ રીપન એકજ થયો. “નવા હિંદની શોધ કરનાર એટલે જેમાં સરહદો વિસ્તાર પામી હોય એવું હિંદ નહીં, પણ જેમાં આત્માઓ વિસ્તૃત થાય,” એવા હિંદની શોધ કરનાર, તો વાજબી રીતે તેજ હતો. આ દેશમાં તેનો અમલ શરૂ થયો ત્યારથીજ હિંદીઓમાં જ્ઞાનની અને રાષ્ટ્રીય અભિલાષાની વૃદ્ધિ કેવી રીતે થતી હતી અને તેને પહોંચી વળવાની કેટલી જરૂરછે, એનો તેને સ્પષ્ટ ખયાલ હતો. જીલ્લાવાર રાજકીય વહીવટના ખાતાંઓમાં કેવળ પ્રજાનો જ કાબુ શીતે થાય, એ દાખલ કરવાનો જ તેનો હેતુ હતો. જ્યારે લોર્ડ લેન્સડાઉનની સરકારે ૧૮૯૦ માં ધારાસભાઓ મોટી કરી, ત્યારે તેમ કરવામાં એવો હેતુ સમાયલો હતો કે રાજ્ય વહીવટને લગતી બાબતોમાં લોકોનો મત શો છે, તે જાણવાની તક મળે. તે વખતે ધારાસભાઓને જે હક્ક આપવામાં આવેલા, તેમાંથી પરિણામની કાંઇ આશા રાખવામાં આવી નહોતી, પણ એથી ભવિષ્યની સભાઓનો રસ્તો મોકળો થયો. તેટલા માટે ૧૮૫૮ થી માંડી ૧૯૦૯ સુધી મીન્ટો મોર્લીના

સુધારા એ રાજ્યવહીવટમાં પ્રજાને ભેળવવા માટે પ્રથમજ પગલું હતું એમ કહીએ તો ચાલે.

## મીન્ટો મોર્લીંગના સુધારા.

લૉર્ડ મોર્લીએ ધારાસભાની સંખ્યા વધારી અને વહીવટ તેમજ નાણાં સંબન્ધી સવાલો પૂછવાની છૂટ આપી, ધારાસભાનો કાર્યપ્રદેશ વધાર્યો. ગામડાથી માંડી પ્રજાકીય રાજ્યનો આરંભ કરવો એવી જાતની વધારે મોટી યોજના તેની દૃષ્ટિમાં હતી. તેને એવો મત પણ ગ્રહણ કર્યો હતો કે હિંદનું ગામડું એટલે સામાજીક બંધારણની એક મુખ્ય અવિનાશી ગાંઠ. અને આ ગામડું વંશોના વંશો નાશ પામ્યા છતાં અદ્યપિ ટકી રહ્યું છે. તેની ઇચ્છા એવી હતી કે એવી જાતની રાજનીતિ દાખલ કરવી જેથી ગામડાથી જાહેર જીવન શરૂ થાય. વહીવટને સુધારવા કરતાં પ્રજાને રાજકીય શિક્ષણ આપવાની દૃષ્ટિથી લૉર્ડ રીપનની યોજના યોજાઇ હતી, એ હકીકત ઉપર પણ તેણે ભાર મૂક્યો હતો. ધારાસભાઓ સાથે તાલુકા અને જીલ્લાવાર બોર્ડો જોડી દેવી, જેથી પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓની એક આખી સાંકળ ઘડાય, અને દેશના દરરોજના વહીવટમાં પ્રજાનો અવાજ પ્રતિરોધક અને અસરકારક થાય, એવી તેની મરજી હતી. તેને એમ પણ કબુલ કર્યું હતું, કે રાજ્યવહીવટ કાર્યસાધક જોઇએ, એ બિના ઉપર જોઇએ તે કરતાં ઘણુંજ વજન મૂકવામાં આવે છે; અને સાથે એમ પણ કબુલ્યું હતું કે હિંદના મહાન રાજમંડળનાં પૈડાં જોઇએ તે કરતાં વધારે ઝડપથી ફરે છે. આ હેતુથી તેને ગવર્નરની તેમજ ગવર્નર જનરલની કારોબારી સભાઓમાં હિંદી તત્વ આમેજ કર્યું અને હિંદી પ્રધાનની કાઉન્સિલમાં પણ બે હિંદી-ઓને નિમ્યા. ખરી રીતે જોતાં કાર્યવિભાગ કમીશને રાજ્યતંત્રને હતું તેવી ને તેવી સ્થિતિમાં રહેવા દીધું, અને મીન્ટો-મોર્લીના સુધારાઓ વ્યવહારમાં નકામા નીવડયા.

અમલદારી વર્ગે ધારાસભાના નિયમો એવા ઘડયા કે પ્રજાકીય મતને રજુ કરનાર તરેકેની સભાની ઉપયોગિતા ઘણીજ ઘટી ગઈ. જો હાલની સભાઓનો કાંઇ પણ ઉપયોગ હોય તો, તે કેવળ ઉભરા ઠાલવવાનાં સ્થળો છે. મીન્ટો મોર્લીના સુધારા જ્યારે તૈયાર કરવામાં આવ્યા ત્યારે હિંદની સરકારે એવો દાવો કર્યો હતો કે આ સુધારાઓથી "હિંદીઓ પ્રસંગોપાત કાયદાઓ પસાર કરી બેસી રહેશે નહીં, પણ દરરોજના ચાલતા રાજ્ય-વહીવટમાં પણ ખરી અને અસરકારક રીતે ભળી શકશે." આ વાકયનો ઉલ્લેખ કરતાં લોર્ડ મોર્લીએ કહ્યું હતું કે "ઉપરનો દાવો ઘણે ભાગે સિદ્ધ થયો છે. છતાં યોજના હાલની પદ્ધતિમાં કરવા જોઇતા ફેરફારો અને સુધારાઓનું પૂર્ણ સ્વરૂપ નથી. અને તેવું હોવાનો તે દાવો પણ કરતી નથી. હિંદની સરકારે કેટલાકની સલાહ લીધી છે અને તેમના માનવા પ્રમાણે હિંદી સરકારે તેમના ખરીતામાં વર્ણન કર્યા છે તેવી જાતના સંજોગોમાં મોટા સુધારા અને ફેરફારોની જરૂર છે." ૧૯૦૯ ના સુધારાના સંબન્ધમાં આ વિખ્યાત પુરૂષે જે વિચાર આપ્યો છે, તેને બરાબર વજન અપાય, તો એ તો દેખીતુંજ છે કે યોજના પ્રજાની ધારણાઓને તથા સમયની જરૂરીઆતોને પુરી કરી શકી નથી. છતાં હિંદીઓને રાજ્યની ધારાસભાઓમાં તથા વહીવટી કામોમાં અસરકારક રીતે ભેળવવામાં તે એક ચોક્કસ અને મોટું પગલું હતું. ૧૮૫૮ ના કાયદાથી હિંદની સરકારે જે રાજ્યબંધારણ નક્કી કર્યું હતું, તેમાં લોર્ડ મોર્લીએ સુધારા દાખલ કરી તેને કાંઇ પણ આંચ આવવા દીધી નહીં; અને તેના નામ સાથે જોડાએલા સુધારાઓવાળી ધારાસભાઓની કોઈ પણ જાતની ખરી સત્તા ફેરબદલ થાય, એવી તેની નેમ પણ નહોતી. વડી સરકાર અને પ્રાંત્તિક સરકારોની રાજકીય સ્થિતિ અગાઉ જેવી હતી તેવી ને તેવી રહી, અને સુધારાથી કોઇ પણ જાતનો મહત્વનો સિદ્ધાન્ત જતો કરવો પડયો નહીં, અને સરકારની સર્વોપરી સત્તા પુરેપુરી કાયમ રહી.

લોર્ડ મોર્લીએ કહ્યું હતું કે સુધારા ઘડતી વખતે તેની આગળ ત્રણ જાતના પ્રજાપક્ષ હતા. પ્રથમ તો ઉદ્દામ વર્ગ. આ વર્ગને પણ બે ઉપવર્ગમાં તેને વહેંચી નાંખ્યાં "એક સિદ્ધાન્ત વાદી" ઉદ્દામો અને બીજા "બાહુબળવાદી" ઉદ્દામો. તે એવા મતનો હતો કે ઉદ્દામોની વસ્તી ઘણી જુજ હતી. અને દેશ ઉપર તેની સંગીન અસર નહોતી. સંસ્થાનોના જેવી પદ્ધતિનું સ્વરાજ્ય અગર સ્વતંત્રતા મેળવવાની આશા રાખનારાઓનો બીજો વર્ગ હતો. અને ત્રીજા વર્ગમાં એવાઓ હતા, જેઓ રાજ્યવહીવટ જોડે પોતાનો સંબન્ધ ફક્ત એટલા પુરતો માગતા હતા, કે તેમને લોકોની શી જરૂરીઆતો છે અને શાં હિતો છે, તેના પ્રદર્શન માટે સ્વતંત્ર અને અસરકારક અવાજ પ્રાપ્ત થાય તો બસ. લોર્ડ મોર્લીના મત પ્રમાણે સુધારાની અસર એવી થઈ છે ને થશે, કે સંસ્થાનોના જેવી જેમને સ્વતંત્રતા જોઇએ છે તેવો બીજો વર્ગ, ત્રીજા વર્ગમાં ખેંચાઈ આવશે. કારણ કે તેઓને રાજ્ય જોડે સંબન્ધ હોવાનો વાજબી અને પુરેપુરો હક છે, એવું કબુલ રાખવામાં આવે તો તેઓ સંતોષ પામશે. આ ભવિષ્યવાણી આઠજ વર્ષ ઉપર કરવામાં આવી હતી. અને આજે આપણે જોઇએ છીએ કે સરકાર જોડે પોતે માત્ર સંબન્ધજ ઇચ્છતો હોય, એવો કોઈ પણ રાજકીય પક્ષનો હિંદી નથી. સર. એસ. પી. સિંહાના શબ્દોમાં, "પ્રજા કેવળ અવાજજ ઇચ્છતી નથી; હવે તો તેઓ ખરી નિયામક સત્તા માગે છે." રાષ્ટ્રીય સ્વાતંત્ર્યમાં તેમજ સામ્રાજ્યમાં હાલ ભણેલી પ્રજા સરખી પાયરીનું ભાગીદારીપણું એક અવાજે માગે છે. આ માગણી ક્યારે જલદીથી ફળીભૂત થાય, એ માટે હિંદના દરેક પ્રાન્તમાં હરકોઈ પ્રજાજન રાહ જોઈ રહ્યો છે.

## હિંદની પુનર્ઘટના.

મીન્ટોમોર્લીના સુધારાઓ ખાસ કરીને હિંદી રાજ્યતંત્રને લગતા હતા. હિંદના કામો માટે પાર્લામેન્ટની જવાબદારી કેટલી

છે અને વડી સરકાર ઉપર ઈંગ્લાંડની સરકારની સત્તા શી રીતે કાપી નંખાય, આ બાબતો ઉપર તે વખતે વિચાર કરવાનો નહોતો. એટલા માટે ઈંગ્લાંડની સત્તાઓનો રાજ્યબંધારણની બાબતમાં હિંદી રાજ્યો જોડે જેટલો સંબંધ હતો, તેટલો કાયમ રહ્યો છે. હિંદની ચાલતી રાજ્યવ્યવસ્થામાં સ્વરાજ્યાનુકૂળ કામો શી રીતે વિકાસ પામે, તેના ઉપર જ કેવળ હિંદની પુર્નઘટનાનો સવાલ આધાર રાખતો નથી. જો હિંદમાં સ્વરાજ્ય સત્ય નીવડવાનું હોય તો વડી સરકારના સંબન્ધમાં કાયદાની રૂએ અધિકારીઓની જે સત્તાઓ અને કામો હયાતીમાં આવ્યાં છે, તેમના કાર્યપ્રદેશોમાં ઠેઠ તળીએથી તે ટોચ સુધી ફેરબદલી થવી જોઇએ. જો આમ થાય તો આ દેશના લોકો પોતાનો કારભાર પોતે ચલાવે, અને આમ દેશને અનુકૂળ સ્થિતિઓ પૂર્ણ સ્વરાજ્યરૂપે જલદીથી વિકસી શકે, એવી જાતની સભાઓ તેમને આપી શકાય. “નાના સુધારાઓ મોટા સુધારાઓના કટ્ટા દુશ્મનો છે,” એવી એક ફ્રેંન્ચ કહેવત છે. આ કહેવતના સંબન્ધમાં લોર્ડ મોર્લીએ કહ્યું હતું કે કહેવત તેના ઉંડા અર્થમાં સાચી છે. જો નાનો અને કામચલાઉ સુધારો મોટા સુધારાના માર્ગે ને તેની જ દિશામાં થયો ન હોય તો તે સુધારાનો કટ્ટો દુશ્મન છે. જો ભવિષ્યની કોઈ મહાન પ્રગતિને અનુકૂળ નીવડે તથા ચાલુ સ્થિતિ કરતાં વધારે વિશાળ હોય, એવી દૃષ્ટિથી નાનો સુધારો કરવામાં ન આવ્યો હોય તો સુધારા માટે જ્યારે ફરીથી માગણી કરવામાં આવે, ત્યારે ખરે રસ્તે પાછા આવતાં કેટલું મુશ્કેલ પડે છે, એવા કાયદાઓ ઘડયાના દાખલાઓ ગ્રેટ બ્રિટન અને હિંદમાં મોજુદ છે. રાજ્યબંધારણને લગતા જે ફેરફારો આ દેશના રાજ્યના સંબંધમાં થનાર છે, તેને આ દૃષ્ટિથી તપાસીશું. જે પ્રગતિની ભાવના માટે આપણે મથન કરીએ છીએ ત હિંદ માટે સ્વરાજ્યના પ્રાસંભ્યની છે. આપણે હવે એવી સુધારાની યોજના આગળ ધરવી જોઇએ, જેથી આ દેશમાં પૂર્ણ સ્વરાજ્ય સિદ્ધ થાય અને તેની વૃદ્ધિ અટકે નહીં. માટે સુધારાઓ એવા

હોય જે તાત્કાલિક ગ્રાહ્ય અને લાભદાયક હોય પણ જે અંતે આપણી રાષ્ટ્રીય ભાવનાની ઉચ્છેદક હોય, તો લાંબા સમયથી આપણી રાષ્ટ્રીય સભાઓ જેવા રાજ્યની પ્રાપ્તિ માટે લડી રહી છે, તેવી જાતનું રાજ્ય પ્રાપ્ત કરી શકાશે નહીં. હાલનું રાજ્યયંત્ર કેવું છે અને વ્યવહારમાં તે કેવું નીવડયું છે તેનો, અને હિંદની રાષ્ટ્રીય સભાએ તથા મુસ્લીમ લીગે પુર્નઘટના તથા સુધારા માટે જે સુધારા તૈયાર કર્યા છે તેનો, વિચાર કરવો જરૂરનો છે. નીચેના સવાલો ઉભા થાય છેઃ–

(૧) હિંદનાં કાર્યો ઉપર પાર્લામેન્ટની જે નિયામક સત્તા છે, તે સત્તાનો ૧૮૫૮ પછી પાર્લામેન્ટે બરાબર ઉપયોગ કર્યો છે કેમ ?

(૨) હિંદમાં હિંદનાં કાર્યો ઉપર પ્રજાકીય કાબુ બેસારવો હોય તો ચાલતા રાજ્યયંત્રમાં શા શા ફેરફારો કરવા જોઇએ ? કારોબારી તેમજ ધારા ઘડવાનાં બન્ને ખાતાઓમાં હિંદની સરકારની હાલની સ્થિતિ કેવી છે, તે સવાલ ઉભો થાય છે.

(૩) કારોબારી ખાતાનો વિચાર કરતાં હિંદી પ્રધાનની કાઉન્સિલ, વડી સરકાર અને પ્રાન્તિક સરકારોનાં બંધારણ અને કાર્યો કેવાં છે, તેની અને તેમના કાર્યપ્રદેશની પુનઃ રચના કેવી રીતે કરવી, તે બાબતના સુધારાઓની તપાસ કરવી પડશે. ધારા ઘડવાના ખાતાનો વિચાર કરતાં, જો હિંદમાં સ્વતંત્ર સંસ્થાઓનો વિકાસ કરવો હોય તો હિંદના આન્તરિક રાજ્યવહીવટ માટે પાર્લામેન્ટની જે સત્તા છે, તે હિંદની ધારાસભાઓમાં પરિનિવેશિત થવી જ જોઈએ. એટલા માટે (૧) હિંદી પ્રધાનની કાઉન્સિલમાં, (૨) વડી ધારાસભામાં, (૩) પ્રાન્તિક ધારાસભાઓમાં અને (૪) જીલ્લાવાર રાજ્યધોરણમાં પ્રજાકીય કાબુ હાલ કેટલો છે, તે તપાસવું પડશે. ધારાસભાઓમાં કેટલી સંખ્યા હોવી જોઇએ, અને તેમનાં કાર્યો શી રીતે વિસ્તારી શકાય, તથા જીલ્લાવાર

રાજ્યધોરણ શી રીતે સુધારાય, આ સર્વ સુધારાઓ આ મથાળા હેઠળ આવી જશે.

( ૪ ) જો સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ સ્થાપવામાં આવે તો હિંદમાં હાલ સનદી નોકરીઓ છે, તેના ઉપર તેની કેટલી અસર થાય ? આ બાબતમાં શા શા ફેરફારો કરવાના છે ?

( ૫ ) હિંદની સ્વરાજ્યની સંપૂર્ણ યોજનામાં દેશી રાજ્યોની શી સ્થિતિ છે ?

આ સવાલોનો વિચાર કરવાનો છે. ઠેઠ તળીએથી ટોચ સુધી રાજ્યયંત્ર પુરેપુરૂં ફરીથી સુવ્યવસ્થિત કરવામાં આવશે તો જ હિંદી રાજ્યતંત્રનો વિકાસ સ્વરાજ્યના પાયા ઉપર થઇ શકશે.

---

# પ્રકરણ ૪ થું.

## પાર્લામેન્ટની સત્તા.



"આ પણી પાર્લામેન્ટ ઉપર કામનો ઘણો બોજો વધી પડયો છે. આયર્લાંડ અગર બીજો કોઇ ભાગ પાર્લામેન્ટના હાથમાંથી પોતાના દેશને લગતાં સ્થાનિક બધાં અગર થોડાં કામો લેઇ, તેનો વહીવટ કરવા ઇન્તેઝાર હોય તો એથી સામ્રાજ્યને લગતાં કામો કરવા પાર્લામેન્ટ વધારે સ્વતંત્ર અને શક્તિમાન થાય."

મી. ડબલ્યુ. ઈ. ગ્લેડસ્ટન. (આમની સભામાં. ૧૮૭૯).

હિંદના હાલના રાજ્યબંધારણ પ્રમાણે હિંદના રાજ્યની છેવટની જવાબદારી બેશક સામ્રાજ્યની સરકારને માથે છે, અને આમ આખરે પાર્લામેન્ટ મારફત સંયુક્તરાજ્યની પ્રજાના માથે છે. લોર્ડ મોર્લીના શબ્દોમાં "કાયદાને અધીન રહી નવીન રાજનીતિ દાખલ કરવાનો, ઠરાવો રદ કરવાનો, હરકોઇ નવા સવાલ ઉપર છેવટનો નિર્ણય કરવાનો, અને નવો સવાલ ઉઠાવી તે ઉપર પહેલો મત આપવાનો પૂરેપૂરો હક હિંદી પ્રધાન મારફતે પ્રધાનમંડળનો છે. પાર્લામેન્ટની રાજ્યકક્ષામાં બીજા કોઇ પણ જાતના ઇતર સંબંધથી હિંદનું શાસન આવી શકતું નથી." હિંદની સરકાર જોડે પાર્લામેન્ટનો જે પ્રકારના સંબન્ધ વર્ણવવામાં આવ્યો છે, તેનું રહસ્ય એક તરફથી પ્રધાનમંડળના પ્રતિનિધિરૂપ હિંદી પ્રધાનની અને ગવર્નર-જનરલ-ઇન કાઉન્સિલની તથા બીજી તરફથી બ્રિટિશ પ્રજાની એમ એક બીજાની કેટલી સત્તા હિંદનું રાજ્ય ચલાવવામાં પ્રવર્તે છે, તેની વિચારણામાં રહેલું છે. ૧૯૧૧ ના

ધી નાઇન્ટીન્થ સેંચ્યુરી એન્ડ આફ્ટર" નામના માસિકમાં બ્રિટિશ પ્રજા અને હિંદી રાજ્ય " એ નામના ઘણાજ રસિક વિષયમાં કથન છે કે "હિંદનું સ્વરાજ્ય એટલે બે વસ્તુઓ: એક, મુખ્ય અને કાયમના અગર પ્રાન્તિક અને સ્થાનિક યુરોપીય અમલદારો જોડે દેશીઓનો કેવા પ્રકારનો સંબંધ છે તે; બીજું, એક બાજુએ પ્રજા અને યુરોપીય અમલદારો અને બીજી બાજુએ ઇંગ્લાંડની સરકારની સંસ્થાઓ જોડે કેવા પ્રકારનો સંબંધ છે તે. તફાવત ઘણોજ મહત્વનો છે. જો કે પ્રથમની બાબતમાં પ્રજાની માગણીને સંતોષ આપવો એ સહેલું કાર્ય નથી, પણ તે સમજી શકાય છે; આપણી પાસેથી તેમજ સ્વરાજ્ય ભોગવતી સંસ્થાનો પાસેથી સ્વરાજ્યની જે ભાવનાઓ એમને ઉછીની લીધી છે, તે ઉપર તે રચાયલી છે. બીજી બાબત જુદા પ્રકારની છે. તેને ગંભીર રૂપ પકડયું નથી, પણ ભવિષ્યમાં પકડે એ સંભવિત છે. નવી સભાઓ જે દબાણ કરશે તે દબાણના જોરથી હિંદનાં કામો આગળ લાવવામાં હિંદનો અમલદારી વર્ગ સજ્જ થશે, એટલુંજ નહીં, પણ હિંદના લાભોને મુલતવી રાખવાનું વલણ જો ઇંગ્લંડમાં થશે, તો તેની સામે હિંદનું દૃષ્ટિબિન્દુ આગળ ધરવામાં આવશે." આમ આપણી આગળ બે સવાલો છે. એક બાજુએ હિંદમાં દેશની પ્રતિનિધિવાળી સંસ્થાઓના કાબુ વિનાનો અમલદારી વર્ગ છે. તો બીજી બાજુએ બ્રિટિશ પ્રજાસત્તાક રાજ્યનો કાબુ હિંદની સરકાર ઉપર છે, તેમાં તેને કેમ છુટી કરવી એ પ્રશ્ન છે. હિંદમાં બ્રિટિશ રાજ્યઅમલ બે જવાળાઓ વચ્ચે સળગ્યાં કરે એ ઠીક નહીં. રાજ્યવહીવટ શાથી અને અસરકારકરીતે આ દેશની સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓના નિયમન હેઠળ આવે એ સવાલ છે. જો એમ થાય તો હિંદના આન્તરિક કારભાર ઉપરથી પાર્લામેન્ટનો કાબુ વિરામ પામવો જ જોઇએ.

૧૮૫૩ માં ગવન્મેન્ટ ઓફ ઇન્ડીઆ એ નામના છેલ્લા બીલ વખતે પાર્લામેન્ટમાં જે તપાસ ચાલી હતી, તેમાંથી આ

વાત પૂરેપૂરી સ્પષ્ટ થાય છે. તે વખતના હિંદી રાજ્યયંત્રને કેમ સુધારવું અને તેની કેવી રીતે વૃદ્ધિ કરવી, એ વિશે ઘણો વિચાર કરવામાં આવ્યો હતો. તે વખતે હિંદનું રાજ્ય શ્રીમાન શહેનશાહ, બોર્ડ ઑફ કેન્ટ્રોલ અને કોર્ટ ઑફ ડિરેકટર્સનું બનેલું હતું, તેના બંધારણ વિશે પાર્લામેન્ટમાં ચર્ચા થઇ હતી; આ દરેક સંસ્થાની રચના કેમ રચાયલી છે, અને દરેકનાં શાં શાં કામો છે, એ વિશે ઘણો વિચાર થયો હતો. હિંદના અધિકારી વર્ગ સાથે જોન સ્ટુઅર્ટ મીલને ઘણો જ લાંબો અને નજીકનો સંબંધ હતો. અને આવી રીતે હિંદી રાજ્યતંત્રને લગતા સવાલ માટે એક વજનદાર પ્રમાણભૂત માણસ તરીકે તે પ્રસિદ્ધ હતો. તેને ઉમરાવોની સભાની કમીટી આગળ આ વિષય ઉપર વિસ્તારથી જુબાની આપી હતી. તેની જુબાની ચાલતી હતી તે અરસામાં, સંસ્થાનોને સ્વરાજ્ય આપવા માટેની ચળવળ શરૂ થઇ ચૂકી હતી, અને મી. મીલને સ્પષ્ટપણે પૂછવામાં આવ્યું હતું કે ગ્રેટ બ્રિટનનાં સંસ્થાનો તથા અન્ય પરાધીન રાજ્યો કરતાં હિંદી રાજ્યબંધારણ શા માટે જુદું હોવું જોઇએ? મી. મીલે તેનો એવો ખુલાસો કર્યો કે સંસ્થાનોમાં પ્રજાકીય મંડળો છે. તેઓ સ્થાનિક રાજ્યવહીવટ ઉપર પાર્લામેન્ટથી જુદો સ્વતંત્ર અંકુશ લાવી શકે એમ છે. તેનો અભિપ્રાય એવો હતો કે જો હિંદમાં એવું પ્રજાકીય તત્વવાળું રાજ્યબંધારણ સ્થપાય કે જેથી પ્રજાકીય અંકુશ લાવી શકાય તો હિંદના રાજ્ય માટે ઈંગ્લાંડમાં અલાયદું રાજ્યબંધારણ હોવાની અગત્ય ઓછી રહે. અમુક દેશનું રાજ્ય સારૂં છે કે નરસું તે માટે બીજા દેશનો લોકમત ભાગ્યે જ સહીસલામત ગણાય. કોઇ પણ દેશનું રાજ્ય સારૂં છે કે ખોટું ને માટે તે દેશનો કેળવાયલો મત શો છે, એજ તેની સહીસલામતી છે. ઇંગ્લાંડના વતનીઓ હિંદની પ્રજા અને સંજોગોથી તદ્દન બીનવાકેફગાર છે. તેઓ તેમને માટે નહીં જેવો રસ લે છે. હિંદના રાજ્ય ઉપર ઇંગ્લાંડના લોકમતની અસર ફક્ત કોડી કીમતનાં જ ગણાય. અને કદાચ કાંઇ લોકમત પ્રગટ

થાય તો ત એવા યુરોપીઅનોના વલણો ઉપરથી ઘડાયો હોય, —કે જેઓ હિંદ જોડે સ્વાર્થથી જોડાયલા હોય, અને નહીં કે હિંદના વતનીઓના વલણો ઉપરથી ઘડાયો હોય.

મી. મોંલે અને લૉર્ડ મેકૉલીએ જે સવાલો વર્ણવ્યા છે તેવા બન્ને બાજુના સવાલોનો સમાવેશ હિંદની રાષ્ટ્રીય કૉન્ગ્રેસ અને મુસ્લીમ લીગની સુધારાની યોજનામાં થાય છે. ઈંગ્લાંડમાં સ્થપાએલા હિંદના રાજ્યાંગમાં સુધારો થવો જોઇએ; અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જોડે સંસ્થાનોનો પ્રધાન જેવો સંબન્ધ ધરાવે છે, તેવી જાતનો સંબન્ધ હિંદી પ્રધાન હિંદની સરકાર જોડે ધરાવે, એવી માગણી કરવામાં આવી છે એટલે કે હિંદનાં આન્તરિક કાર્યો ઉપરથી હિંદના પ્રધાનની સત્તા નાબુદ થવી જોઇએ, અને તેની જગાએ સરકારનાં કેટલાંક વિશેષ ખાતાં બાદ કરતાં બાકીનાં કારીબારી ખાતાંઓ ઉપર હિંદની ધારાસભાઓનો અંકુશ બેસવો જોઈએ. હિંદી રાજ્યની પુનઃર્ઘટના થવી જોઇએ, તેના આ મુખ્ય મુદ્દાઓ છે. કોંગ્રેસ લીગની યોજનામાં આ ભાવનાઓનો ઉપયોગ અમુક હદમાં કરવામાં આવ્યો છે. તેવી જાતનું રાજ્ય કોઈ પણ અર્થમાં સ્વરાજ્ય કહી શકાય નહીં. ૧૮૯૨ માં જેવી જાતની પ્રજાકીય તત્વવાળી રાજ્યભાવનાનો અમલ કરવામાં આવ્યો હતો, તેનોજ મોટા સ્વરૂપમાં આ જરી અસરકારક વધારો છે.

## લૉર્ડ પામર્સ્ટન, ૧૮૫૮

વધારે લખતા પહેલાં ૧૮૫૮માં ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ એકટના કાયદાથી હિંદી રાજ્યયંત્ર ઇંગ્લાંડમાં કેવા પ્રકારે જન્મ્યું, તે વિશે જરા વિસ્તારથી વર્ણવીશ. આ રાજ્યબંધારણ જેવું અગાઉ હતું, તેવું સઘળાં સ્વરૂપોમાં કાયમજ રહેલું છે. જ્યારે ૧૮૫૮ માં ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆનો કાયદો પાર્લામેન્ટમાં લાવવામાં આવ્યો, ત્યારે લૉર્ડ પામર્સ્ટને તેને બરાબર સમજાવ્યો હતો. તેને કહ્યું હતું કે દરેક રાજ્યવહીવટી કાર્યો

જોડે કારોબારી ખાતાની જવાબદારી જોડાયલીજ હોવી જોઇએ. આ ભાવનામાંજ બ્રિટિશ રાજકીય પદ્ધતિનું મુખ્ય તત્વ રહેલું છે. આ જવાબદારી પાર્લામેન્ટ તેમજ શ્રીમાન શહેનશાહ પ્રત્યે હોવી જોઇએ. પણ હિંદની બાબતમાં આ કાર્યો માણુસોનાં મંડળોને સ્વાધીન હતાં. તેઓ પાર્લામેન્ટને સ્વાધીન નહોતાં, અગર તો તેમની નિમણુક શહેનશાહથી થતી નહોતી. હિંદુસ્થાન જોડે ઘાડો સંબંધ ધરાવતા હોય તેવા માણુસોથી નહીં, પણ અમુક શેરોના માલિક હોય તેવા માણુસોથી તેમની ચુંટણી થતી. તેણે બતાવી આપ્યું હતું કે કોર્ટ ઑફ ડિરેકટર્સ અને બૉર્ડ ઑફ કોન્ટ્રોલની મારફત જે બેરંગી રાજ્ય ચાલતું હતું, તે અત્યન્ત કઢંગુ હતું. અને સંજોગો એવા બદલાઇ ગયા છે કે રાજકીય કામોના વિભાગ બધબેસ્તા નથી.

તે વખતે હિંદનું રાજ્ય કોર્ટ ઑફ ડિરેકટર્સ, બોર્ડ ઑફ કોન્ટ્રોલ અને હિંદના ગવર્નર-જનરલ વચ્ચે વહેંચાઈ ગયું હતું. ૧૮૭૪ માં ઈન્ડીઆ એકટ વડે મી. પીટે બોર્ડ ઑફ કોન્ટ્રોલની સ્થાપના કરી હતી. આ બોર્ડ પાર્લામેન્ટને અધીન હતી; તેની નિમણુક શ્રીમાન શહેનશાહથી કરવામાં આવતી, અને તે તેને સોંપેલા કામોનો અમલ કરતી. કોર્ટ ઑફ ડિરેકટર્સ એ શેર માલિકોના પ્રતિનિધિઓનું મંડળ હતું. જેને હિંદનો અનુભવ હોય તેવા ડિરેકટરને પ્રતિનિધિ તરીકે ચુંટવામાં આવતો અને ગવર્નર-જનરલને ઘણીજ મોટી અને સ્વતંત્ર સત્તાઓ આપવામાં આવી હતી. લૉર્ડ પામર્સ્ટનના કહેવા મુજબ આ ત્રણ સત્તાઓનો પરસ્પરનો સંબન્ધ એવા પ્રકારનો હતો કે તેથી કાયમની ખટપટ અને ચિન્તા ઉભી થયાં કરતી. હિંદની સરકાર એ એક મોટા ગુપ્ત રહસ્યરૂપ છે અને તેથી તેના કાર્યોમાં દખલ થવી જોઇએ નહીં, એ વિચારને તેણે તુચ્છકારી કાઢયો; તથા પાર્લામેન્ટના હાથ નીચે હિંદનાં કામોને મૂકવામાં આવશે તો ભાવિની સભામાં પક્ષોની હરિફાઈ થશે, એવી દલીલને પણ તેણે હસી

કાઢી હતી. લૉર્ડ પામર્સ્ટને ધ્યાન ખેંચ્યું હતું કે રાજનીતિ કૌશલ્યની જે સાધારણ ભાવનાઓ ગ્રેટ બ્રિટનના નેતાઓ જાહેર જીવનમાં પ્રાપ્ત કરે છે અને તે અનુસાર વર્તન કરે છે, તેજ ભાવનાઓ ઉપર હિંદનો રાજ્યવહીવટ પણ આધાર રાખે છે. હિંદમાં સુધારા જોઇએ તેટલી ઝડપથી ન થયા હોય, આપણે પ્રગતિ અને સુધારાની આશા કૃતિમાં મૂકવાને મંદ હોઇએ, તો તેનું કારણ એટલુંજ છે, કે ઈંગ્લાંડની પ્રજા હિંદના કામોથી તદ્દન અજાણ છે, અને તે તરફ તેને પોતાની પૂંઠ ફેરવી છે. અને હિંદના રાજ્ય કારભાર માટે જેઓ જવાબદાર છે, તેમની જોડે સીધો વ્યવહાર રાખવાની પાર્લામેન્ટે કાળજી સુદ્ધાં રાખી નથી. તેને એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે "જો પ્રજાને એમ લાગે કે હિંદી સરકારનાં વહીવટી કાર્યોની જવાબદારી ઈંગ્લાંડમાં અમુક ઠેકાણે રાખવી તો તેવે ઠેકાણે રાખી તેને પૂરેપૂરી સત્તા આપવી, એ ઘણુંજ અગત્યનું છે. એવું રાજ્ય કરનારૂં એકજ મંડલ હોઇ શકે, જે આ દેશમાં શ્રીમાન શહેનશાહને, પાર્લામેન્ટને અને પ્રજાને જવાબદાર હોય. તે મંડળ શહેનશાહને સલાહ આપનાર પ્રધાનમંડળ હોવું જોઇએ, ને આમ હોવું પ્રજાના સર્વોત્તમ લાભો માટે જરૂરનું છે. કારણ કે જો હિંદને તેનાં મહાન અને ઉપયોગી હિતો સાથે શાહી સરકાર હેઠળ મૂકવામાં આવે તો પાર્લામેન્ટમાં બેસનાર અને પાર્લામેન્ટને તેમજ પ્રજાને જવાબદાર એવા પ્રધાનો શહેનશાહના નામથી દરેક જાહેર કામો કરી શકે; હાલ તો મુખ્યત્વે કરીને રાજકર્તા તરીકે એક ગૃહસ્થોનું મંડળ છે. તે ગમે તેટલું જવાબદાર હો, અગર તેમને સુપ્રત કરવામાં આવેલાં કાર્યો માટે ગમે તેટલું લાયક હો, છતાં તે તદ્દન બીનજવાબદાર મંડળ છે." હિંદને સમ્રાટની સત્તા નીચે સીધી રીતે મૂકતાં, તે વખતના રાજદ્વારી પુરૂષોએ જે લાગણીઓ પ્રગટ કરી હતી તે વખાણવા જોગ હતી. હિંદના સુરાજ્ય માટે આમ પાર્લામેન્ટ જવાબદાર થઇ, અને હિંદના આન્તરિક વહીવટ માટે બ્રિટિશ પ્રજાસત્તાક રાજ્યની બીજી સભા આ પ્રમાણે સ્થપાઇ.

# હિંદી પ્રધાનની કાઉન્સિલ.

હિંદના કામો ઉપર આવી જાતની પ્રજાકીય પાર્લામેન્ટના કાબુ ઉપરાન્ત હિંદી પ્રધાનને સહાય કરવા એક સભાની સ્થાપના થઇ. રાજ્યબંધારણમાં આ એક બીજો ફેરફાર હતો. ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆનો કાયદો એક જરૂરીઆતના કાયદા તરીકે બળવા પછી તરતજ પસાર થએલો. આથી તે વખતની સરકાર હિંદમાં પૂર્વે જેવા પ્રકારનું રાજ્યતંત્ર હતું તેવા પ્રકારનું રાજ્યતંત્ર આપવા આતુર હતી. તેથીજ તે વખતની બોર્ડ ઓફ કોન્ટ્રોલ અને કોર્ટ ઓફ ડિરેકટર્સની જગાએ હિંદી પ્રધાનની કાઉન્સિલ સ્થાપન થઇ. આ પ્રમાણે ૧૮૫૮ના કાયદાથી હિંદી પ્રધાનને તથા તેની કાઉન્સિલને હિંદના રાજ્યવહીવટના નિયમન અર્થે ઘણીજ બહોળી સત્તા મળી. ખરૂં જોતાં હિંદી પ્રધાન અને તેની કાઉન્સિલ તે વખત થી ચાલ્યા આવતા આખા રાજ્યમાં એક મુખ્ય સ્તંભરૂપ છે. નાણાં સિવાય બીજી બધી બાબતમાં હિંદી પ્રધાનની સત્તા સર્વોપરી અને છેવટની છે. હિંદી પ્રધાન અને તેની કાઉન્સિલ વચ્ચે મતભેદ પડે તો હિંદી પ્રધાનનોજ અવાજ પ્રવર્તે: અને જેમાં હિંદી પ્રધાન અને હિંદની સરકાર વચ્ચે મતભેદ પડે, તેમાં હિંદી સરકાર અને વાઇસરોય ઉપર હિંદી પ્રધાનનું સર્વોપરીપણું ચાલે.

હિંદી પ્રધાનની કાઉન્સિલ એ એક સલાહકાર અને મંત્રિકાર મંડળ છે. હાલની સ્થિતિ એવી છે કે દેશની બહારનાં કામો માટે ખર્ચ કરવામાં આવે તે સિવાય બીજાં હિંદનાં ખર્ચો ઉપર પાર્લામેન્ટનો અંકુશ નથી. હિંદ માટે કાયદો કરવાનો પાર્લામેન્ટનો હક છે. પણ વ્યવહારમાં તો સંયુક્તરાજ્યમાં પબ્લીક ડેટ (પ્રજાદેવું) તરીકે નાણાં સંબન્ધી જે સાટાં કરવામાં આવે છે, તે માટે હિંદની મહેસુલ ઉપર બોજો નાંખવાનો હોય, ત્યારેજ તે કાયદો કરે છે. પાર્લામેન્ટે હિંદની ધારાસભાઓ સ્થાપી છે, તે હિંદને લગતા કાયદાઓ ઘડે છે. પરંતુ હિંદનાં નાણાંના સંબંધમાં હિંદી પ્રધાનની કાઉન્સિલનો મત છેવ-

ટનો છે. ખરી રીતે હિંદી પ્રધાનની કાઉન્સિલ ઉપર પાર્લામેન્ટનો અંકુશજ ન હોય, એ વસ્તુ બ્રિટિશ રાજ્યબંધારણના સામાન્ય સિદ્ધાન્તોની વિરૂદ્ધ છે, આ વાત ઠોકી ઠોકીને કહેવામાં આવે છે.

રાજ્યબંધારણની સ્થિતિ કેવી છે તે બાબતની આ બીનાથી સ્પષ્ટ થશે કે મોટી જગાઓ આપવાની તથા નાણાં સંબન્ધી ફેરફાર કરવાની ઘણી મોટી સત્તાઓ હિંદી પ્રધાન ભોગવે છે અને સાથે સાથે પાર્લામેન્ટના અંકુશથી પણ છૂટો રહે છે, એ જુદું. સંયુક્તરાજ્યના વાર્ષિક અંદાજપત્રમાં તેનો પગાર ઉધરતો નથી, તેથી સામાન્ય રીતે આમની સભામાં તેની ચાલ ચલગત અગર તેનાં કામોની ચર્ચા થતી નથી.

હાલમાં હિંદના રાજ્ય ઉપર પ્રજાકીય કાબુ ગણો તો તે સંયુક્તરાજ્યની પાર્લામેન્ટનો છે. જેવી રીતે સંયુક્તરાજ્યના અંદરના સવાલોની ચર્ચા અને વાદવિવાદ પાર્લામેન્ટમાં થઈ શકે છે, તેવીજ રીતે હિંદને લગતા રાજવહીવટના સઘળા સવાલોની ચર્ચા પાર્લામેન્ટમાં થઇ શકે. પાર્લામેન્ટના એક સભાસદને ત્યાંના રાજ્યબંધારણ માટે અગર સામ્રાજ્ય માટે સવાલો પુછવાનો, ઠરાવો લાવવાનો અને નાણાંના સંબંધમાં ટીકા કરવાનો જેવો અને જેટલો હક છે, તેવોજ અને તેટલોજ હક હિંદનાં કાર્યો માટે છે. આવું છતાં, હિંદી પ્રધાનનાં કાઉન્સિલની સ્થાપના કરી પાર્લામેન્ટે પોતાની સત્તામાંથી નાણાં સંબન્ધી વહીવટને લગતી સત્તાને બાદ કરી છે. તે સત્તા કાયદા મુજબ કાઉન્સિલને હસ્તક પૂરેપૂરી છે.

## હિંદ અને પક્ષ રાજનીતિ.

એવું સમજાવવામાં આવે છે કે હિંદના સવાલો એ પાર્લામેન્ટ આગળ પક્ષકારી સવાલો નથી અને તેવા ગણાવા પણ ન જોઇએ. બેશક, આ કથન બરાબર નથી. તેનો અર્થ તો એવો થાય કે પક્ષકારી સવાલોનો વિચાર જે રીતથી થાય છે તેજ રીતથી હિંદના સવાલોનો વિચાર થઈ શકતો નથી, અને આમ

છે તેટલા માટે તેવા સવાલોને ખરી રીતે અલગ રાખવામાં આવે છે. આમાં એક બાબતનો સ્વીકાર કરવામાં આવે છે કે પક્ષકારી સવાલોનો તોલ તેના ખરા ગુણોની કસોટી ઉપર કરવામાં આવતો નથી, પણ તેનો નિર્ણય પક્ષ પ્રત્યેની ભક્તિ, અંદર અંદરની ખટપટ અને કાયમની હરિફાઇથી પણ કંઇક અંશે થાય છે. છેલ્લા સૈકાની શરૂઆતમાં સર ચાર્લ્સ મેટકાફે આજ ભાવ બીજી રીતે દર્શાવ્યો હતો. તેણે કહ્યું હતું કે આમની સભાની રંગભૂમિ ઉપર હિંદ આવે તો હિંદ ખોઈ બેસવા વારો આવે. હિંદની બાબતોમાં પાર્લામેન્ટ દરમ્યાનગીરી કરે તે બ્રિટિશ અમલદારો, સનદી નોકરો અને પ્રાન્તિક ગવર્નરો પસંદ કરતા નથી. વાઇસરોયો પણ આવી લાગણીથી મુક્ત નથી હોતા. લોર્ડ કર્ઝને પોતાના અમલ માટે વધારાની મુદત પુરી થયેથી હિંદને તિલાંજલિ આપતાં, બ્રિટિશ શ્રોતાજનો આગળ એવી વિજ્ઞપ્તિ કરી હતી કે " પાર્લામેન્ટ પ્રત્યે અત્યન્ત ભાવ પ્રગટ કરી " મને હેરાન કરશો નહિ. પણ હાલ સંયુક્તરાજ્યમાં જે પ્રમાણેની પક્ષરાજનીતિ ચાલે છે તે જોતાં, તેવી રાજનીતિમાંથી હિંદના સવાલોને કોરે મૂકવા કે જેથી તેઓ પક્ષમતને અધીન રહી શકે નહીં, એ સંભવિત નથી. જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના નેતાઓને અધિકારમાં આણવા એવી બહુમતિવાળા પ્રધાનમંડળની ઇચ્છા હોય છે. જ્યારે સભામાં હિંદી પ્રધાનના મત વિરૂદ્ધ હિંદને લગતી રાજનીતિનો સવાલ ઉભો થાય, અને એવું લાગે કે વિરોધ અસરકારક થવા સંભવ છે, તો સરકાર હાર ખાઈ જાય નહીં એ માટે અધિકારમાં હોનારી વધુમતિ અધિકારી રીતો પકડે છે. હિંદી પ્રધાનની રાજનીતિ સામે વિરોધ ઉઠે તો તેને પુરેપુરી ખાતરી હોય છે કે મત લેવાતાં સરકાર હાર ખાશે નહીં. વધુમતિ માટે પોતાના પક્ષના પુરતા સભાસદો ઉપર તે આધાર રાખી શકે છે. તેટલા માટે જો હિંદી પ્રધાન જે પ્રધાનમંડળના એક પ્રતિનિધિરૂપ છે, તેના મત વિરૂદ્ધ હિંદી સવાલોની અસરકારક ચર્ચા થવાની હોય, તો એક આશા ફક્ત

શાહની સરકારના વિરોધી પક્ષમાંજ હોઇ શકે. હિંદી પ્રધાન આમની સભાના સભાસદોને બ્રિટિશ રાજનીતિની તકરારોથી હિંદને દૂર રાખવાનું કહે, તો તેનો અર્થ એવો થાય છે કે વિરોધી પક્ષના સભાસદોએ તેના મત વિરૂદ્ધ ટીકા કરવી નહીં. હિંદી પ્રધાન ઉદાર પક્ષનો કે જુના પક્ષનો હો; તેની ઉપર હિંદી પ્રધાનની કાઉન્સિલ હોય છે. જ્યાં સુધી કાઉન્સિલમાં ચાલુ સરકારની વધુમતિ હોય ત્યાં સુધી તેની રાજનીતિ વિરૂદ્ધ ભાગ્યેજ સફળ હુમલો થઇ શકે. બ્રિટિશ રાજનીતિમાં હિંદની સાચી સ્થિતિ આવી છે. બ્રિટિશ મતદાર મંડળોના લાભોને લગતા સવાલોને તપાસવાની સરકારના વિરોધી પક્ષને જેવી કુદરતી જીજ્ઞાસા હોય છે, તેવી જીજ્ઞાસા હિંદના સવાલો માટે હોતી નથી. આમ ખરી રીતે હિંદનો અમલ હિંદી પ્રધાનની કાઉન્સિ-લથીજ ચાલે છે. અને હિંદી પ્રધાનની કાઉન્સિલથી સભાસદોએ તથા તે કાઉન્સિલના પગારદાર અમલદારોએ એમ ઘણાએ હિંદી પ્રધાનોના યત્નોમાં અડચણો નાંખેલી છે, જેના પરિણામે સુધારા માટે દૃઢ નિશ્ચયો કર્યા છતાં તેઓ ફાવી શકયા નથી.

## એક રસિક હેત્વાભાસ.

વળી એક બીજું કથન વારંવાર કરવામાં આવે છે કે આમની સભાના સર્વે સભાસદો “ હિંદના સભાસદો ” છે. આમની સભામાં હીંદ તરફથી સીધા પ્રતિનિધિઓ બેસતા નથી. જો ધારે તો સભાનો દરેક સભાસદ પોતાને હિંદનો સભાસદ માની શકે. પરન્તુ તેની પાછળ એવું એક પણ મતદાર મંડળ નથી, જે તેના કર્તવ્યભંગ માટે તેને આરોપી ઠરાવે, અને હિંદના રાજ્યવહીવટની ચોક્કસ દૃષ્ટિ પાર્લામેન્ટ આગળ ધરવા અગર તે પ્રમાણે વર્તાવવા ચાલુ મથન કરી શકે. બ્રિટિશ પાર્લામેન્ટની ચુંટણીઓ હિંદના સવાલો ઉપર ભાગ્યેજ થાય છે, અને હિંદની રાજનીતિને લગતા મુદ્દાઓનું, તેની અસંખ્ય વસ્તીનું તથા હિંદની રાજનીતિના મુખ્ય મુદ્દાઓ બાબત સંયુક્ત રાજ્યનું

અજ્ઞાન એટલું બધું ઘોર છે કે માની શકાય નહીં. વાવ્ય સરહદના પ્રાન્તોને અગર ઇરાનને તથા રૂના માલને અગર લોખંડના સામાનને લગતા સવાલો એજ હિંદની રાજનીતિ, એવું કેટલાક માને છે. આમની સભાના ઘણા ખરા સભાસદો આગળ હિંદના રાજ્યવહીવટને લગતા મુખ્ય મુદ્દાઓ અને તેને લગતી રાજનીતિ એ અંધા આગળ આરસી જેવું છે. એડમન્ડ બર્કના વખતથી ઉંચા પ્રકારની સ્વદેશભક્તિની ભાવનાને હૃદય કરનાર કેટલાક અંગ્રેજ નેતાઓની દેશભક્તિને લીધે, અગર યુરોપ જોડે સંબન્ધ ધરાવતાં કાર્યોને લીધે હિંદી સવાલો પ્રત્યે પાર્લામેન્ટના કોઇ સભાસદનું લક્ષ ખેંચાય તો ખેંચાય. પીટ અને ફોક્સ, બર્ક અને શેરીડન, મેકોલે અને સર હેન્રી મેઇન, બ્રાઈટ અને ફોશેટ, બ્રૅડલો અને કેઈન, સર હેન્રી કોટન અને સર વિલિયમ વેડર્નબર્ન, અને એવા બીજાઓ પહેલા વર્ગના છે. તેમને એવું પ્રતિપાદન કરેલું કે રાજ્યની ભાવના સંબન્ધી જે ઉદાર સિદ્ધાન્તો બ્રિટિશ રાજ્યપદ્ધતિની ચાવીરૂપ છે, તેવાજ સિદ્ધાન્તોનો આ દેશમાં પણ અમલ થવો જોઇએ; અને આ દેશની પ્રજાનાં હૃદયમાં તેમનાં નામ કોતરાયલાં છે. પાર્લામેન્ટમાં હિંદ માટે અને સત્ય કહીએ તો હિંદ વિરૂદ્ધ બોલનાર બીજો વર્ગ છે. તે વર્ગ હિંદની નોકરીમાંથી નિવૃત્ત થએલા અમલદારોનો છે. કોઇ અપવાદ સિવાય તેઓ સર્વ હિંદની મહત્વકાંક્ષાઓને ગૌણ તરીકે બતાવવાની, તેના રાજ્યવહીવટની મુશ્કેલીઓને મોટું રૂપ આપવાની, અને તેમના કટાઇ ગએલા અનુભવો ઉપર તેની રાજનીતિ જાહેર કરવાની તકો સાધે છે. સભાઓની ભરચક સંખ્યા તથા મોટાં મોટાં વ્યાખ્યાનો માટે પક્ષના સ્વાભિમાનનો તણખો એ સૌથી વધારે આકર્ષક તત્વ છેઃ હિંદ માટે એવો અગ્નિ પેદા થઇ શકતો નથી. સંયુક્તરાજ્યના પ્રજાકીય મતદાર મંડળોના જે પ્રતિનિધિઓનું લક્ષ સ્થાનિક ભૂલો સુધારવા તથા સામ્રાજ્યના સવાલોનો ખુલાસો લાવવા પ્રત્યે હોય છે, તેઓ સાધારણ રીતે જ આ દેશનાં અંદરનાં કાર્યો માટે મહનત લે, એ અસ્વ-

ભાવિક છે. હિંદના સવાલો માટે પાર્લામેન્ટના સભાસદોને તૈયાર કરવાના ઇરાદાથી ઇંગ્લાંડની કોન્ગ્રેસ કમીટીએ હિંદને લગતી પાર્લામેન્ટરી કમીટી ઉભી કરેલી અને કમીટીમાં એક વખતે ૧૫૦ સભાસદો હતા; છતાં, યત્ન સફળ નીવડયો નહીં. સંયુક્તરાજ્યમાં હિંદના સવાલો ઉપર વધારે સારી સમજણ આપવા માટે હરેક યત્ન અજમાવવામાં આવ્યો છે, પણ જો એકંદરે આપણે ફતેહમંદ ન નીવડયા હોઇએ, તો તે સંજોગોની અશકયતાને લીધે છે. છેલ્લા ૫૦ વરસોમાં પાર્લામેન્ટમાં હિંદને લગતા સવાલો ઉપર જે ચર્ચાઓ થઇ છે, તેનું પૃથક્કરણ કરતાં, સાધારણ રીતે એવું લાગ્યા વિના રહેતું નથી કે હિંદમાં યુરોપીઅન અમલદારોની કસુરોનો બચાવ કેમ કરવો, તથા ગ્રેટ બ્રિટનના વેપારી વર્ગનું સામાન્ય હિત વૃદ્ધિ શી રીતે પામે, તે તરફ પાર્લામેન્ટનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. સરખામણીમાં આ દેશની પ્રજાની સામાજીક, આર્થિક અને નૈતિક ઉન્નતિને લગતા કાયદાઓ પ્રત્યે પાર્લામેન્ટનું લક્ષ ઘણુંજ નજીવું ખેંચાયું છે. હિંદની બાબતોમાં પાર્લામેન્ટે જે રસ લીધો છે, અગર લે છે તેથી વધારે રસ તે લઇ શકે, એજ અચંબો ઉપજાવે તેવું છે.

## કામનું દબાણ.

૧૮૩૨ ના રિફોર્મ એકટ પછી પાર્લામેન્ટમાં કામનો બોજો ધીરે ધીરે કેટલો બધો વધતો ગયો છે, એ વિષે આગળ જણાવવામાં આવ્યું છે. ધારાસભાઓની સ્થાપના કરવાની ચળવળમાં સામ્રાજ્યને લગતી પોતાની ફરજો બરાબર બજાવવા પાર્લામેન્ટ, શી રીતે સશક્ત થાય એટલોજ હેતુ નથી, પણ હિંદ પ્રત્યેની ફરજ બરાબર શી રીતે અદા થઇ શકે એવો હેતુ પણ તેમાં સમાયલો છે. સંયુક્ત રાજ્યમાં વસતી જુદી જુદી પ્રજાઓ માટે જુદી જુદી સ્વરાજ્યની સ્થાપના માટે પાર્લામેન્ટમાં ૧૯૦૨ માં ઠરાવ લાવવામાં આવ્યો હતો. તે વખતે આવીજ દલીલ કરવામાં આવી હતી. ઠરાવ રજુ કરનાર સભાસદે કહ્યું હતું કે દર વર્ષે સામ્રાજ્યના સૌથી મોટા અને સૌથી ઉપયોગી એવા અધીન

રાજ્યને લગતાં કામોનો નિકાલ એક બપોર જેટલા ટુંકા વખતમાં કરવામાં આવે છે. આ બ્રિટિશ પ્રજાને શોભા ઉપજાવનાર કૃત્ય કહેવાય નહીં.

## હિંદને લગતું બજેટ.

હવે પાર્લામેન્ટમાં હિંદનું બજેટ કેવી રીતે પાસ થાય છે તે વિષય ઉપર આવું છું. પાર્લામેન્ટમાં હિંદને લગતી બાબતો ઉપર વાર્ષિક ચર્ચા શી થાય છે, તે જાણવા માટે આખા હિંદમાં અપૂર્વ રસ લેવામાં આવે છે. આ કામના હેવાલને આખા વર્ષના એક રાજકીય બનાવ તરીકે ગણવામાં આવે છે, તે માટે આખો દેશ આતુરતાથી રાહ જોઇ રહે છે. હિંદના રાજ્યવહીવટની ચર્ચા થતી હોય, એવી આખા વર્ષમાં આ એકજ તક હોય છે. પાર્લામેન્ટમાં જે આ વાર્ષિક ચર્ચા થાય છે, તે આપણે અહીં ધારાસભાઓમાં જેવા દેખાવો જોઈએ છીએ, તેના જેવી હોય છે. ૧૮૫૮ ના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆના કાયદા મુજબ મહેસુલ અને ખર્ચને લગતા સવાલો ઉપર હિંદી પ્રધાનને છેવટની સત્તા સુપ્રત કરેલી હોવાથી, પાર્લામેન્ટને બજેટ ઉપર મત આપવાનો અધિકાર નથી. હિંદી પ્રધાનને ફક્ત પાર્લામેન્ટની બન્ને સભાઓ આગળ ખર્ચનો અડસટો મૂકવો પડે છે. સાધારણ રીતે પાર્લામેન્ટમાં જે ઠરાવ પસાર કરવામાં આવે છે, તેના શબ્દો નીચે પ્રમાણે હોય છેઃ—" કે પાર્લામેન્ટ આગળ જે હિસાબ મૂકવામાં આવે છે તે ઉપરથી જણાય છે કે ૧૯૧૪–૧૫ માં હિંદની મહેસુલ રૂ. ૧૩૦૬૫૨૪૨૫૦ ની છે; મહેસુલને લગતું ખર્ચ રૂ. ૧૨૮૦૩૩૩૪૦૦ છે; અને મહેસુલને લગતું વળગતું નહીં એવું ખર્ચ રૂ. ૪૭૨૫૮૪૦૦ નું છે. " આમ ઠરાવ ઉપર કોઇ પણ જાતની મંજુરી અગર નામંજુરી અપાતી નથી. તે ઉપરથી કોઇ પણ જાતની રાજનીતિનો સ્વીકાર અગર દર્શન સૂચિત થતું નથી. તે તો માત્ર એટલાનીજ નોંધ લે છે કે અમુક હિસાબ કરતાં અમુક રકમો તરી આવે છે. હિંદનાં નાણાં સંબંધી વહીવટ ઉપર પાર્લામેન્ટનો કાબુ કેટલો છે, તે આ ઠરાવના સ્વરૂપ ઉપરથી જ

જણાય છે. હિંદમાં કર આપનારાઓનો રાજ્યવહીવટમાં અવાજ નહીં હોવાથી તેઓ બિચારા નિરાધાર છે. સંયુક્તરાજ્યની પાર્લામેન્ટ કાંઇ કરી શકે, પણ તેને પોતાના પગને બેડીઓ ઘલાવા દીધી છે. આનું પરિણામ એ આવ્યું છે કે બધી સત્તા હિંદી પ્રધાનની કાઉન્સિલના અમલદારોના હાથમાં આવી પડી છે. તેઓ બીનજવાબદારી ભોગવે છે. તેમની જુલમી સત્તામાં દરમિયાનગીરી થાય તો તેઓ તે તુચ્છકારી કાઢે છે. સાધારણ રીતે નાણાંનું બજેટ પાર્લામેન્ટમાં અગસ્ટ માસમાં લાવવામાં આવે છે. તે માર્ચમાં અમલમાં આવે છે. આવું છતાં બજેટ ઉપરની ચર્ચા ઉપયોગી એટલા માટે છે કે આખા વર્ષમાં એક વખત પણ હિંદના સવાલો ઉપર છુટીછવાઇ તકરારો થાય છે. આવું દર વર્ષનું નામનું કાર્ય પણ હમેશ પાર્લામેન્ટની બેઠક પુરી થવાની હોય છે, તેના અરસામાં થાય છે. આથી આ અગર હિંદના બીજા સવાલો ઉપર કોઇ કશું પણ ધ્યાન આપતું નથી. જે વખતે ઘણા ખરા સભાસદો પોતાને ઘેર જતા રહ્યા હોય છે, તેવી છેવટની તારીખ સુધી હિંદી બજેટની બેઠક મુલતવી રાખવામાં આવે છે, તે સામે ૧૮૫૮ થી સખ્ત ફરિયાદ કરવામાં આવી છે. આવા પ્રસંગોએ હાજરી નહીં જેવી હોય છે.

## હિંદ પ્રત્યે બેદરકારી.

હિંદનાં કાર્યો તરફ પાર્લામેન્ટ આવી જાતની પદ્ધતિસરની અને બુદ્ધિપૂર્વક બેદરકારી બતાવે છે, તે સામે હિંદની બાબતોમાં રસ લેનારા સભાસદોએ સદાયે પોકારો ઉઠાવેલા છે. ચર્ચાઓ ઉપરથી જણાય છે કે લગભગ છેલ્લાં પચાસ વર્ષમાં દર વર્ષે જે પ્રકારે હિંદને લગતું બજેટ પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવે છે, તેની સામે ફરિયાદો થઇ છે. આમની સભામાં ત્રણ જુદે જુદે વખતે આ સંબંધમાં ત્રણ ઠરાવો લાવવામાં આવેલા તેને લગતોજ હું ઉલ્લેખ કરીશ. આ ઉપરથી પાર્લામેન્ટમાં ચર્ચા કેમ થાય છે, તે ઉપર ભારે અજવાળું પડશે. આ ઠરાવો રજુ કરતાં તેના સમ-

ર્થનમાં જે તારીખવાર હકીકતા મુકવામાં આવી છે, તે ઉપરથી આ સ્થિતિનો પૂરેપૂરો ખયાલ આવી શકશે.

## મી. ફાઉલરની દરખાસ્ત, ૧૮૭૩

. ૧૮૭૩માં મી. આર. એન. ફાઉલરે નીચેના શબ્દોમાં પ્રથમ દરખાસ્ત રજુ કરેલીઃ " આ સભાનો એવો અભિપ્રાય છે કે હિંદનાં નાણાં સંબન્ધી ઠરાવ એવે વખતે લાવવામાં આવે, કે જેથી તેની ઉપર પૂરેપૂરી ચર્ચા થઇ શકે; આ ઇચ્છવા જોગ છે." ૧૮૫૮ માં જ્યારે હિંદનું રાજ્ય સમ્રાટને હસ્તક કરવામાં આવ્યું ત્યારે પાર્લામેન્ટ હિંદ પ્રત્યે વધારે ધ્યાન આપી શકશે, એવી જાતની દલીલો જે બન્ને પક્ષના સભાસદોએ કરી હતી, તેનો ઉલ્લેખ કરી મી. ફાઉલરે કહ્યું કે " આ વચન જે તે વખતના નેતાઓએ આપ્યું હતું અને જે સભાની અત્યન્ત વધુમતિથી કબુલ કરવામાં આવ્યું હતું, તે કેટલું પળાયું છે ? પહેલાં એવો રિવાજ હતો કે બેઠકના છેલ્લા દિવસે હિંદી બજેટ રજુ થતું. રાજસત્તા સરકારના હાથમાં આવ્યાથી એવી આશા રાખવામાં આવી હતી કે હવે નવો રિવાજ ગ્રહણ કરવામાં આવશે; પણ ૧૮૫૬ થી ૧૮૭૦ સુધીમાં જે જે વખતે હિંદી બજેટ લાવવામાં આવ્યું છે, તે તપાસતાં જણાય છે, કે બેઠકના આખરના દિવસોમાં બજેટ લાવવાનો રિવાજ ચાલુજ રહેલો છે. ૧૮૫૯ માં સર ચાર્લ્સ વુડ બજેટ લાવેલો. બજેટ લાવવાની તારીખ અગસ્ટની ૧ લી હતી, ને બેઠક અગસ્ટની ૧૩ મીએ પુરી થતી હતી; ૧૮૬૦ માં બજેટ અગસ્ટની ૧૨ મીએ લાવવામાં આવેલું, ને બેઠક ૨૮ મી અગસ્ટે પુરી થતી હતી; ૧૮૬૧ માં બજેટની તારીખ જુલાઇની ૨૫ મી હતી, ને બેઠક અગસ્ટની ૬ ઠ્ઠીએ પુરી થતી હતી; ૧૮૬૨ માં બજેટની તારીખ જુલાઇની ૧૭ મી હતી, ને બેઠક અગસ્ટની ૭ મીએ પુરી થતી હતી; ૧૮૬૩ માં જુલાઇની ૨૩ મી હતી, ને બેઠક જુલાઇની ૨૮ મીએ થતી હતી; ૧૮૬૪ માં જુલાઈની ૨૧ મીએ હતી, ને બેઠક

તારીખ ૨૯ મી જુલાઇએ થતી હતી. ૧૮૬૫ માં જુલાઇની ૨૯ મી હતી, ને બેઠક ૬ ઠી અગસ્ટે પુરી થતી હતી. ૧૮૬૬ ની ૧૯ મી જુલાઇ હતી, ને બેઠક ૩૧ મી જુલાઇએ પુરી થતી હતી; ૧૮૬૭ માં ૧૨ મી અગસ્ટ હતી ને બેઠકની સમાપ્તિ ૨૧ મી અગસ્ટે થતી હતી; ૧૮૬૮ માં ૨૭ મી જુલાઇ હતી ને બેઠકની સમાપ્તિ ૨૯ મી જુલાઇએ હતી; ૧૮૬૯ માં ૩ જી અગસ્ટ હતી ને બેઠકની સમાપ્તિ ૧૧ મી અગસ્ટે હતી; ૧૮૭૦ માં ૫ મી અગસ્ટ હતી, ને આ વેળાએ મી. ફૉસેટે એવો સુધારો રજુ કર્યો હતો કે: "કે હિંદી બજેટ બેઠકના આવા છેલ્લા દિવસોએ લાવવામાં આવે છે તે માટે સભા દિલગીર છે, અને તે એવો મત ધરાવે છે કે હિંદની નાણાંની સ્થિતિ જોતાં હિંદના નાણાં સંબંધી વહીવટની તપાસ કરવા એક વિશેષ કમીટીની નિમણુક થવી જોઇએ, એ યોગ્ય છે." આ સુધારો પાછો ખેંચી લેવામાં આવ્યો હતો અને સભાએ ઠરાવો મંજુર રાખ્યા. બેઠકની સમાપ્તિ ૧૦ મી અગસ્ટે થએલી. ભૂતકાળમાં બજેટ કેવી રીતે રજુ કરવામાં આવતું તે વિશે અવલોકન કરી મી. ફાઉલરે કહ્યું કે આવી અગત્યની ચર્ચા ઉનાળા સુધી મુલતવી રાખવી એ આમની સભાના કાર્યોને શોભા આપનારૂં નથી. સભાના સભાસદો હિંદના લોકોના વાલીઓ (ટ્રસ્ટીઓ) છે અને એટલા માટે હિંદના લાભોની સંભાળ બરાબર રખાય છે કે કેમ તે જોવાની ઈંગ્લાંડની ફરજ છે. બેઠકના છેલ્લા દિવસોમાં જ્યારે સભાસદો બધા થાકી અને કંટાળી ગયા હોય, તેવે વખતે હિંદનાં કાર્યો ચર્ચવામાં આવે, એ પાર્લામેન્ટને હિનપદ લગાડનારૂં અને ઠપકારૂપ છે. મી. ફાઉલરે એવી ફરિયાદ કરેલી કે આ વર્ષે હિંદના બજેટ માટે ખાસ કરી અસગવડ ભરેલું હોવાથી બેઠકના છેક છેલ્લા દિવસ રાખવામાં આવેલ છે. આ ઉપરથી હિંદના લોકોને લાગશે કે પાર્લામેન્ટ આખી પ્રજાના ભલાને લગતા મહત્વના સવાલો તરફ ધ્યાન ન આપતાં નજીવા સવાલો ચર્ચવામાં રસ લે છે. અને તેઓ એવા એકજ નિશ્ચય ઉપર આવશે

કે હિંદની બાબતો પ્રત્યે બેદરકારીથી વર્તવાના આત્મઘાતક માર્ગે ચાલુ રાખવાનું સરકારે નક્કી કર્યું છે.

### મી. ફાઉલરની દરખાસ્ત, ૧૮૮૩

આ પછી દશ વર્ષ સુધી કાંઈ પણ સુધારો થયો નહીં. એવાજ શબ્દોમાં મી. ફાઉલર આમની સભામાં ફરીથી દરખાસ્ત લાવ્યા. ૧૮૭૩ થી ૧૮૮૩ સુધીની સ્થિતિ કેવી હતી તેનું આબેહૂબ અવલોકન તેણે આ પ્રસંગે કર્યું હતુંઃ–" તેણે કહ્યું હતું કે અમુક જરૂરી સંજોગોના બહાણા હેઠળ વર્ષોના વર્ષો સુધી હિંદના બજેટને મુલતવી રાખવાનો જાણે દરેક સરકારનો નિયમજ હોય એમ દેખાય છે. બેઠક પુરી થવાની હોય તેના અરસામાં તે લાવવામાં આવે છે, જ્યારે ચર્ચા કરવા માટે તક સરખી મળવી પણ સંભવિત નથી. ૧૮૭૩ માં પણ તેને દરખાસ્ત લાવવી પડી હતી અને સર સ્ટૅફોર્ડ નોર્થકોટ અને પોસ્ટમાસ્તર જનરલ (મી. ફૉસેટે) તેને ટેકો આપ્યો હતો. તે વખતે પણ તેણે કહ્યું હતું કે સભાસદોને નાસી જવાના દિવસો શરૂ થાય છે, તેવે વખતે બજેટ સભા આગળ મૂકવામાં આવે છે. ૧૮૫૮ થી એટલે કે જ્યારે કંપની સરકારના રાજ્યનો અંત આવ્યો ત્યારથી તે ૧૮૭૩ સુધી હંસરાડમાંથી તેણે ઉતારા વાંચ્યા હતા. ૧૮૭૩ માં બજેટ ૩૧ મી જુલાઇએ લાવવામાં આવ્યું હતું, બેઠકની સમાપ્તિ ૫ મી અગસ્ટે થએલી; ૧૮૭૪ માં ૩ જી અગસ્ટે, સમાપ્તિ ૪ થી અગસ્ટે; ૧૮૭૫ માં ૯ મી અગસ્ટે, સમાપ્તિ ૧૩ મી અગસ્ટે; ૧૮૭૬ માં ૧૦ મી અગસ્ટે, સમાપ્તિ ૧૫ મી અગસ્ટે; ૧૮૭૭ માં સુધારો કરવામાં આવ્યો હતો કારણ કે બજેટ જુન મહીનામાં લાવવામાં આવ્યું હતું. પણ ૧૮૭૮ માં ૧૩ મી અગસ્ટે લાવવામાં આવેલું અને ૧૬ મી અગસ્ટે બેઠકની સમાપ્તિ થએલી; ૧૮૭૯ માં પાછો સુધારો કરવામાં આવેલો કારણ કે ૨૨ મીએ લાવવામાં આવેલું, પણ તેને બે વખત મુલતવી રાખવામાં આવ્યું હતું; ૧૮૮૦માં પાર્લામેન્ટ વિસ-

જૅન થવાથી ૧૭મી ઑગસ્ટે લાવવામાં આવેલું, ત્રણ અઠવાડીઆ પછી બેઠક પુરી થએલી; ૧૮૮૧ માં ૨૧ મી ઑગસ્ટે, ૨૭ મી ઑગસ્ટે સમાપ્તિ થએલી; ૧૮૮૨ માં ૧૪ મી ઑગસ્ટે, સમાપ્તિ ૧૭ મી ઑગસ્ટે. મી. ફૅાસેટે આ રિવાજ સામે ફરી ફરીને વાંધા ઉઠાવેલા, અને બીજા વિખ્યાત પુરૂષો જેઓ હિંદ પ્રત્યે ઉંડો રસ લેતા, તેઓએ પણ વારંવાર વાંધા ઉઠાવેલા.' આ બધા ઉપરથી આ નિંદાપાત્ર જેવું લાગતું કાર્ય સુધારવા કાંઇ ઉપાય છે કે નહીં અને હોય તો તે માટે ગંભીરપણે વિચાર કરવા તેણે સરકારને અંતઃકરણપૂર્વક આજીજી કરેલી. હયાત પદ્ધતિથી સભાથી હિંદનાં કાર્યો પ્રત્યે જે રસ લેવાવો જોઇએ, તે લઈ શકાતો નહીં, એટલુંજ નહીં, પરંતુ કંપની સરકાર પાસેથી શાહી સરકારને હિંદનું રાજ્ય હસ્તક કરવામાં આવ્યું, તે વખતે ઘણા વિખ્યાત પુરૂષોએ જે વચનો આપ્યાં હતાં, તેનો આથી ચોખ્ખો ભંગ થતો હતો. જો કે સભાના હાથ ઉપર ઉપયોગી કામનો બોજો હતો, એ વાત ખરી છે, છતાં હિંદની પ્રજા તરફ પણ લગભગ એવીજ ફરજ રહેલી છે, એવી લાગણી થયા વિના રહેતી નથી.

## મી. કૅલેડવેલની દરખાસ્ત, ૧૮૯૯

કોઇ પણ જાતનો સુધારો થયો નહીં. ૧૮૯૯ માં ૧૫ વરસ પછી મી. કૅલેડવેલે નીચેના શબ્દોમાં ફરી પાછી દરખાસ્ત આણીઃ—

( એ ) “ કે પાર્લામેન્ટને હિંદનાં કામો ઉપર દેખરેખ રાખવાની સત્તા છે, તેનો અમલ બરાબર રીતે થતો નથી;

( બ ) ઈંગ્લાંડના વાર્ષિક અંદાજ પત્રમાં હિંદી પ્રધાનનો પગાર ઉધારવો જોઇએ;

( સી ) હિંદના બજેટની ચર્ચા બેઠકના આગલા દિવસોમાં મુકરર કરવી જોઇએ; અને

( ડી ) અપ્રતિનિધિત્વવાળા હિંદના કર ભરનારાઓ પ્રત્યે સભા તેની ફરજ વધારે સારી રીતે અદા કરી શકે એ દૃષ્ટિથી,

એક વિશેષ સભાને ઈસ્ટ ઇન્ડીઆ એકાઉન્ટસની દર વર્ષે સુપ્રત કરવી, અને તે સભાને એવી સુચના કરવી કે સભા આગળ કાંઇક ખાસ હકીકત રજુ કરવા જેવી હોય તો કરવી.”

ભાષણ કરતાં તેણે જણાવેલું કે સભામાં હિંદનાં કાર્યો બાબત કાંઇ પણ અર્થવાળી ચર્ચા થતી નથી, અને સભાના સામાન્ય સભાસદો હિંદની બાબનો માટે નહીં જેવો રસ લે છે.

## સર વીલીઅમ વેડર્નબર્ન.

સર વીલઅમ વેડર્નબર્ને ભાષણ આપેલું તે પ્રસંગ એટલો તો રસિક અને હાલની સ્થિતિને પણ એટલો બધો લાગુ પડે છે કે અહીં તેનું સ્મરણ વિસ્તારથી કરવું એ બલ્કે જરૂરનું છેઃ—

“ઈસ્ટ વુલ્વર હેમ્પટનનો માનવન્ત સભાસદ (સર હેન્રી ફાઉલર) હિંદનો પ્રધાન હતો ત્યારે તેણે એવું જાહેર કર્યું હતું કે આ સભાના બધા સભાસદો હિંદના સભાસદો છે. ઘણા ઉત્સાહથી આ લાગણીનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. અને મને પણ હર્ષ થએલો, કારણકે હિંદ પ્રત્યેની આપણી જોખમદારી આપણે કેવી રીતે સ્વીકારીએ છીએ, તે આ ઉપરથી જણાય છે. પણ જ્યારે હું આજ રાત્રે આ ખાલી બાંકડાઓ તરફ નજર નાંખું છું, ત્યારે લાગ્યા વિના રહેતું નથી, કે જો અંગ્રેજ મતદારોને લગતો સવાલ હોત, તો હાજરી અત્યારે છે, તેવી કદાપિ હોત નહીં. આ સભાની યન્ત્રણાજ એવી છે કે હિંદનાં કાર્યો ઉપર દેખરેખ રાખવાનો તથા હિંદનાં દુઃખો કાપવાનો હેતુ પાર પડી શકતોજ નથી. હું મારા દીલગીરી ભર્યા જાતિ અનુભવથી બોલું છું કે હિંદનાં કાર્યો પ્રત્યે ધ્યાન ખેંચવા મેં છેલ્લાં ૭ વર્ષો સુધી યત્ન કર્યો છે, પણ કોઇ પણ જાતની ફરિયાદ માટે સ્વતંત્ર તપાસ થાય એટલું પણ હું પ્રાપ્ત કરી શકયો નથી. અગર તો કોઈ પણ જાતનું હિંદનું દુઃખ ટળે એવો ઉપાય મેળવી શકયો નથી, પછી ભલે તે દુઃખ વ્યક્તિ, વર્ગ કે આખી હિંદની પ્રજાને લાગતું હોય. બેશક, હિંદનો પ્રધાન પાર્લામેન્ટને જવાબદાર છે, એ સિદ્ધાન્તમાં ઠીક છે.

જ્યારે હિંદનાં કાર્યોની ફરીયાદો કરવામાં આવે છે, ત્યારે જાણે તે નિષ્પક્ષપાત ન્યાયાધિશ હોય એમ માનવામાં આવે છે, પણ આ ચોખ્ખો ભ્રમ છે. પ્રધાનમંડળને વધુમતિનો ટેકો હોવાથી હિંદી પ્રધાન હિંદની બાબતોનો વ્યવહારિક રીતે કુલ માલેક છે અને આમની સભાનો સેવક નથી, અને એક નિષ્પક્ષપાત ન્યાયાધિશની માફક ફરીયાદો સાંભળવાને તત્પર અને ન્યાય ચુકવવાને આતુર હોવાનું તેનાથી બનતું નથી. ઉલટું જે અમલદારી વર્ગ સામે ફરિયાદો કરવામાં આવી હોય તેના પ્રતિનિધિ રૂપ તે વર્તે છે, અને તેની વતીજ બોલે છે; હિંદી પ્રધાનની ઑફીસમાંથી તેને બધી માહિતી મળેલી હોવાથી તે અમલદારોનાં સર્વ કૃત્યો માટે સ્વાભાવિક રીતે વકીલાત કરે છે, અને પોતાના ઉપરીપણા હેઠળના રાજ્યવહીવટ ઉપર ફરિયાદની છાયા પડતી હોય, તેમ દરેક જાતની ફરિયાદ સામે તિરસ્કાર બતાવે છે. આમ કાર્યક્રમ બરાબર એવો થયો છે કે સ્વતંત્ર તપાસ થવા દેવી નહિં, ફરીયાદો થાય તો ફરિયાદોના રિપોર્ટ માટે અમલદારોને પુછવું, અને અમલદારો પોતે બીનગુન્હેગાર છે એમ કહે એટલે કોઈ પણ જાતની ફરિયાદ માટે કારણજ નથી એમ સભાને ખાતરી આપવી. સાધારણ વિષય તરીકે હિંદને લગતા સવાલો સભામાં ચર્ચાય છે ત્યારે વતમાનપત્રો બાંકડાઓ કેવા ખાલી થઇ જાય છે, તે માટે એક જાતનો વિચિત્ર સંતોષ અને આનંદ દાખવે છે! સભા આમ બેદરકારી માટે તેને ઠપકો દેતી નથી; પણ હિંદ વતી જે સભાસદો બોલનારા હોય છે તેમને સવાલો પુછી હેરાન કરે છે, અને તે વેદીઆ છે એવા ખોટા આરાપો કરે છે—જાણે કે હિંદના ખેડુતના દુઃખની જુની કથા એ એક હલકો અને હસી કાઢવા જેવો વિષય હોય નહીં!"

### મી. હારવૂડ.

સભાના એક બીજા સભાસદ મી. હારવૂડે આમની સભાને એવો પ્રશ્ન પુછયો હતો કે આખી દુનિયાની કુ વસ્તીને

નોકરશાહીના હાથમાં સોંપી દેવી એ શું વાજબી અને ડહાપણુ ભરેલું કહેવાય ? નોકરશાહીના શાસનમાં કેટલાં ભયંકર જોખમો રહેલાં છે, તે તે વખતના બીજા દેશોના ઇતિહાસના દાખલા દલીલોથી તેણે બતાવી આપ્યું હતું. રાજ્ય ગમે તેટલું સારૂં અગર બળવાન હોય છતાં, હિંદના રાજ્ય પ્રત્યે ગ્રેટ બ્રિટન જે પ્રકારની બેદરકાર વર્તણુક દાખવે છે તેવી રાજનીતિ એક સુશિક્ષિત દેશ માટે ડહાપણુ ભરેલી ન કહેવાય. પત્રકારો હિંદ ઉપરની ચર્ચાને એક ગંભીર ફારસ જેવી વર્ણવે છે. આ બરાબર કહેવાય કે કેમ તે શંકા છે. તેને જોઇએ તેવું મહત્વ આપવામાં આવતું નહીં હોવાથી તે ગંભીર કહી શકાય નહીં, અને ખરે તે એક ફારસ તરીકે લેખી શકાય એવું ગમ્મતવાળું પણુ કહી શકાય નહીં. તે એક ફારસ નથી, પણુ તે એક જાતની કરૂણુરસપ્રધાન કથા છે, અને તે એવા પ્રકારની કે સામ્રાજ્ય જે ઢોંગો કરે છે તેથી શરમ ઉપજે છે–તેઓ હિંદ માટે એટલી ઓછી દરકાર કરે છે અને તે પ્રત્યે એટલું બધું ઓછું ધ્યાન આપે છે ! મી. હારવૂડે અંતે કહ્યું કે પાર્લામેન્ટ માટે કહી શકાય કે હિંદને પ્રતિનિધિવાળું રાજ્યજ ન આપવું એવા બુદ્ધિપૂર્વક તે યત્નો કરે છે, અને સ્થાનિક બાબતોમાં પણુ પ્રતિનિધિવાળું રાજ્ય થાય તે સામે પણુ જાણી જોઇને યત્નો થાય છે.

તે વખતે સર હેન્રી ફાઉલર પ્રધાન હતો. તેણે જુની ઢબનો બચાવ કર્યો કે હિંદ એ સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન નથી. પાર્લામેન્ટના કાયદાઓ ઉપર રચાયલું તે એવું એકજ રાજ્ય છે. અને તે રાજ્ય બદલવાની કે તેમાં ફેરફાર કરવાની સત્તા ફક્ત પાર્લામેન્ટનેજ છે. હિંદનું રાજ્યતંત્ર સીધું શહેનશાહી હસ્તે ગયું, ત્યારથી પાર્લામેન્ટમાં હિંદનાં નાણાં સંબંધીની રજુઆત અદ્યપિ કેવી રીતે થાય છે, તે માટેનો આ ક્રમવાર તારીખો સાથેનો સળંગ હેવાલ છે.

## હિંદી પ્રધાનનો પગાર.

હિંદી પ્રધાનનો પગાર બ્રિટિશ બજેટમાં ઉધારવો જોઇએ, એવી પણ દરખાસ્ત ઘણી વેળા આમની સભામાં લાવવામાં આવી હતી. હિંદી પ્રધાનનો પગાર અને તેની સભાના નિભાવ માટે દર વર્ષે જે ખર્ચ થાય છે તે હિંદની મહેસુલ ખાતે ઉધરે છે, અને હિંદી બજેટમાં તેનો સમાવેશ કરવામાં આવે છે. હિંદી પ્રધાનનો પગાર બ્રિટિશ બજેટમાં મુકવો જોઇએ એ સુધારો હિંદના ચાલ્યા આવતા જુના રાજકીય સુધારામાંનો એક છે. ઘણી વખતે હિન્દની રાષ્ટ્રીય કોન્ગ્રેસે આ સુધારા માટે સુચના કરેલી છે. ૧૮૯૫ માં હિંદના ખર્ચખાતા માટે જે શાહી કમીશન નિમાયેલું તેના અલ્પમતિ રિપોર્ટે આવી જાતનો ફેરફાર કરવાની ભલામણ કરેલી. આનો હેતુ એવો છે કે જો આમ થાય તો આમની સભાની નિયામક સત્તા જાગતી રહે, અને હિંદના આખા રાજ્યવહીવટ ઉપર ટીકા કરવાની સભાસદોને તકો મળે. છેલ્લી વખતે એટલે ૧૯૦૬ ની પાર્લામેન્ટમાં એવો ઠરાવ લાવવામાં આવ્યો હતો—આ ઠરાવ મી. કેર હાર્ડી લાવેલા—કે "હિંદી રાજ્ય ચલાવવાની પાર્લામેન્ટની જોખમદારી ધ્યાનમાં લેતાં, અને હિંદના રાજ્યવહીવટ ઉપર પાર્લામેન્ટનો અંકુશ વધારે અસરકારક રીતે પ્રવર્તી શકે એ માટે, હિંદી પ્રધાનનો પગાર બ્રિટિશ બજેટમાં ઉધરવો જોઇએ." આનો લોર્ડ મોર્લીએ એવો જવાબ કર્યો કે; "સભાના દરેક પક્ષને સંમત થશે કે પાર્લામેન્ટમાં પક્ષોના ધોરણ ઉપર કાર્યો ચાલે છે તે જોતાં તેમાંથી હિંદને ફારેગ કરવું એ વધારે ડહાપણ ભરેલું છે! "હિંદી પ્રધાનના પગાર વાસ્તે ચર્ચા ઉભી થશે તો પક્ષોના મત ઉપર વાત આવશે. આમ થશે તો આખું પ્રધાનમંડળ અગર પ્રધાનમંડળના ઘણાખરા હિંદી પ્રધાનને પગાર આપવાની તરફેણમાં જશે, જ્યારે વિરોધી પક્ષના બધા હિંદને પક્ષકારી રાજનીતિમાંથી દૂર રાખવાની તેમની ઇચ્છા છતાં પગારમાં ઘટાડો કરવા મથશે." લોર્ડ મોર્લી એવા મતનો હતો કે હિંદના રાજ્યવહીવટ ઉપર

આમની સભામાં લાંબી ટીકાઓ થાય તો તેથી હિંદને કોઈ પણ જાતનો ફાયદો નથી, ઉલટું નુકશાન છે. આખરે ઠરાવ ૮૯ વિરૂદ્ધ ૧૫૩ મતથી રદ ગયો. હિંદી પ્રધાનનો પગાર હિંદને આપવો પડે છે એનું કારણ એ છે કે આવી માગણી સામે થવાની હાલ હિંદને સત્તા નથી. જો હિંદી પ્રધાનનો પગાર હિંદી સરકારનેજ આંપવો પડે અને આમ હિંદી સરકારનો તે એક નોકર થાય તો આમની સભામાં તેની સ્થિતિ શું ? જો સંયુક્તરાજ્યનો તે નોકર ગણાતો હોય તો સંયુક્તરાજ્યની સરકાર તેને પગાર શા માટે આપતી નથી ? આ સવાલોને હમેસાં ઉડાવવામાં આવે છે અને અત્યાર લગી તેનો સંતોષકારક જવાબ મળ્યો નથી.

### પ્રજા તરફના સીધા પ્રતિનિધિઓ.

બ્રિટિશ પ્રજા હિંદ પ્રત્યેની તેની પવિત્ર ફરજ અદા કરવામાં નિષ્ફળ નીવડી છે, એવો હિંદનો લોકમત છે, અને આવી સ્થિતિ માટે તેને હમેશાં શોચ દર્શાવ્યો છે. બ્રિટિશ પાર્લામેન્ટમાં હિંદ તરફના સીધા પ્રતિનિધિઓ બેસવા જોઇએ કે કેમ, એ વિષય હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસમાં ઘણી વાર ચર્ચાયો છે. પોર્ટુગાલની ગોઆની ધારાસભામાં તેમજ ફ્રાન્સની ચેમ્બર ઓફ ડેપ્યુટેશનમાં હિંદના પ્રતિનિધિઓ બેસે છે. આ સાથે બ્રિટિશ હિંદની સરખામણી કરવામાં આવે છે. હિંદનાં અંદરનાં કાર્યોની ચર્ચા હિંદમાંજ થવી જોઇએ તે માટે હિંદથી છ હજાર માઇલ જેટલે દૂર વસતી પાર્લામેન્ટમાં પ્રતિનિધિઓ જાય એ બેહુદુ છે. લંડનના ઇસ્ટ ઈન્ડીઆ એસોસીએશનના કામોની તવારીખ ઉપરથી જણાય છે કે હિંદનું રાજયતંત્ર પલટો પામ્યું, એટલે કે હિંદનું રાજયતંત્ર શાહેનશાહી સરકારની સત્તા નીચે આવ્યું ત્યારથી દેશમાંજ પ્રજાકીય સંસ્થાઓની સ્થાપના થવી જોઇએ, એવી હિંદના રાજકીય સુધારકોએ માગણી કરી છે. સામ્રાજ્યની પુનર્ઘટનાની જે યોજના હાલમાં આટલા બધા વિવાદનો વિષય થઇ પડી છે, એટલે કે એવી યોજના જેથી પાર્લામેન્ટના સામ્રાજ્યને લગતાં કાર્યો ગ્રેટ બ્રિટનની અંદરનાં

લગતાં કાર્યોથી શી રીતે છૂટાં પાડવાં, આ સવાલ ૧૮૯૮ માં જ્યારે સામ્રાજ્યની સભામાં હિંદના પ્રતિનિધિઓ હોવા જોઈએ એવી દરખાસ્ત લાવવામાં આવી હતી, ત્યારે આગળ ધરવામાં આવ્યો હતો. હિંદના રાજ્યવહીવટ ઉપર બ્રિટિશ પ્રજા અત્યારે જે પ્રકારનો અંકુશ ધરાવે છે એથી વધારે અંકુશ દાખવી શકે એ અસંભવિત છે; પણ હવે તો બ્રિટિશ પ્રજા દેશનાં અંદરનાં કાર્યો ઉપર કેટલો અંકુશ દાખવી શકે છે એ સવાલ નથી, પણ તેના દેશજનો કેટલો અંકુશ દાખવી શકે છે, એ સવાલ છે. હાલના સંજોગો જોતાં હિંદની બાબતો ઉપર જો પાર્લામેન્ટની કાંઇ જોખમદારી હોય તો તે એક સંભાવ્ય સત્તા છે. તેનો ઉપયોગ કવચિતજ કરવામાં આવે છે. જો હિંદમાં પ્રજાકીય સંસ્થાઓ સ્થપાય, તો અહીંજ ઘણો અસરકારક અંકુશ જન્મ પામે. આ દૃષ્ટિથી જોતાં ઉદાર પક્ષ કે અનુદાર પક્ષ, મજુર પક્ષ કે ઉદ્દામ પક્ષ, કોઈ પણ પક્ષ હિંદ માટે આદર્શ પક્ષ નથી. જે પક્ષ સામ્રાજ્યની યંત્ર રચનામાં હિંદની મહત્તા એક જીવન્ત ભાગ તરીકે સ્વીકારતો હોય, તેજ પક્ષ આપણો આદર્શ પક્ષ છે.



# પ્રકરણ ૫ મું.

## ઈંગ્લાંડની સરકાર.



"હું આ સભાને કહીશ કે હિંદી પ્રધાનનું ખાતુજ એવી રીતે ઘડાયું છે કે તેમાં તુમારીઆ રીતની અને લાલ દોરીનીજ પુજા જ થાય, જેનો એક સાધારણ શહેરીને તો સ્વપ્ને ખયાલ પણ ન આવી શકે."

નામદાર મી. મોન્ટેગુ (આમની સભા, ૧૯૧૭.)

આપણે જેને ઈંગ્લાંડની સરકાર કહીએ છીએ, અને જે હિંદી રાજ્યના ધોરણ મુજબ ઈંગ્લાંડમાં રહી આ દેશનાં કાર્યો ઉપર રાજ્ય ચલાવે છે, તે શ્રીમાન શહેનશાહ, હિંદી પ્રધાન અને હિંદી પ્રધાનની સભાની બનેલી છે. આ સરકારનો હિંદી સરકાર તથા પ્રાન્તિક સરકારો જોડે કયા પ્રકારનો સંબંધ છે, તથા દરેકની કેટલી સત્તા છે, તે ૧૮૫૮ ના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆના કાયદામાં તેમનાં કાર્યો અને અધિકારોથી નક્કી કરવામાં આવ્યો છે; તે વખતે તે જેવા પ્રકારનો હતો તેવોજ અત્યારે પણ છે.

૧૮૫૮ ના કાયદા નીચે હિંદી પ્રધાન સાથે તેની કાઉન્સિલ ઉભી કરવામાં આવી. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનું રાજ્ય હિંદ ઉપર જેવા પ્રકારનું હતું, તેને અનુસરતાં કાર્યો તથા રચના એ કાઉન્સિલનાં પણ રાખવામાં આવ્યાં. પ્રધાનમંડળના એક સભાસદને હિંદની મહેસુલ ખર્ચવાની અનિયન્ત્રિત સત્તા અપાય નહીં, એવો ભય તે વખતે રાખવામાં આવ્યો હતો. અને હિંદનું આખું રાજ્ય એકજ વ્યક્તિના શરણે મૂકવામાં આવે તે સારૂં નહીં, એવો ઉંડો અવિશ્વાસ પણ દાખવવામાં આવેલો.

હિંદી પ્રધાનની જવાબદારી હિંદના ખર્ચની બાબત વિના હતી તેમ ને તેમ રાખવામાં આવી, અને હિંદી પ્રધાનની કાઉન્સિલથી તેને સુરક્ષિત કરવામાં આવી. આ કાઉન્સિલનાં કાર્યો મુખ્યે સલાહકારી હતાં. પાર્લામેન્ટના કાયદા પ્રમાણે હિંદની મહેસુલના વહીવટનું જોખમ હિંદી પ્રધાનની કાઉન્સિલની સાથે હિંદી પ્રધાનનું છે. આ જવાબદારી પ્રમાણે કાર્ય થાય છે કે નહીં, તે માટે હિંદી પ્રધાન પાર્લામેન્ટને જવાબદાર છે. હિંદની સરકારને કેટલીક સત્તા આપવામાં આવી છે, પણ તે ઉપરાંત તે કોઇ પણ જાતનું નવું ખર્ચ પોતાની મેળે કરી શકતો નથી. હિંદી પ્રધાન વાર્ષિક ખર્ચના અડસટ્ટાના આંકડા તપાસે છે ને પોતાને યોગ્ય લાગે તેવા હુકમો હિંદી સરકાર ઉપર મોકલે છે. નાણાં સેક્રેટરીના હાથ નીચે કાઉન્સિલની એક કમીટીનું બનેલું હિંદી પ્રધાનની ઓફીસનું એક ખાતુ હોય છે. હિંદમાં અગર ઈંગ્લાંડમાં કાંઇ ખર્ચ કરવાનું હોય તો, તે બાબતના ઠરાવો ઉપર તે વિચાર કરે છે તેમજ તપાસ ચલાવે છે. કાઉન્સિલની બીજી કમીટી તથા હિંદી પ્રધાનની ઓફીસનું એક બીજું ખાતુ નંખાયેલા કરોની ફેર તપાસણી સંબંધી તથા કરના દર સંબન્ધી મોટા સવાલો ઉપર વિચાર ચલાવે છે. હિંદની સરકાર જોડે હિંદી પ્રધાનનો સંબન્ધ કેવા પ્રકારનો છે અગર તેની ઉપર કેટલી સત્તાઓ છે, તેનો નિર્ણય કાયદાથી કરવાનો છે. હિંદના આખા નાણાંના ખાતા ઉપર તથા તેના પરિણામરૂપ રાજ્યવહીવટ ઉપર કાઉન્સિલનો તથા હિંદી પ્રધાનનો કેટલો કાબુ છે, તેનો કાયદેસરનો પાયો તે કાયદો છે. આ સત્તાનો વિસ્તાર અને પ્રકાર હિંદી સરકારના હરેક કાર્ય પ્રત્યે લંબાય છે. ૧૯૧૩ માં શાહી કમીશન હિંદનાં નાણાં અને ચલણ ઉપર તપાસ કરવા નિમાયું હતું, તેની આગળ હિંદના ઉપ–પ્રધાન સર થોમસ હોલ્ડરનેસે હાલની સ્થિતિનો સારાંશ નીચેના શબ્દોમાં આપ્યો હતોઃ—

"આ અંકુશની મર્યાદા બેહદ છે. હિંદી અમલદારોને કેટલાક વિશેષ તેમજ સામાન્ય હુકમોથી સેન્કશન મેળવવાની સત્તા

ઓ આપી હોય તેજ ફક્ત બાદ. પણ આવી રીતે મોટી સત્તાઓ આપી દેવામાં આવી છે. આ સત્તાઓ ધી ઇન્ડીઅન આર્મી રેગ્યુલેશન, ધી સ્ટેટ રેલ્વે કોડ અને હિંદની સરકારનો જે ઓડીટ રેઝોલ્યુશન કહેવાય છે તે રૂપે એમ જુદી જુદી રીતે એકત્રિત થએલી છે. ખર્ચના સંબન્ધમાં ઠરાવો કરવાની સત્તા આપવામાં આવી નથી, તેવી બાબતના ઠરાવો હિંદની સરકારને હિંદી પ્રધાન તરફ પરવાનગી માટે મોકલવા પડે છે. અને આથી વખતો વખત સત્તાના વિસ્તાર તથા મર્યાદા માટે સવાલો ઉભા થાય છે. દરેક ઉપયોગી રાજકીય યોજનામાં હિંદની સરકારને પરવાનગી આપવામાં આવી હોય તે ઉપરાન્તના ખર્ચનો સવાલ ઉભો થાય છે. આ સવાલનો વિચાર હિંદી પ્રધાનની કાઉન્સિલને તેની આર્થિક તેમજ કારોબારી સત્તા હેઠળ કરવો પડે છે. મોટી રકમો તો ખાસ કરીને લશ્કરી, જાહેર કામો અને રેલ્વેને લગતી હોય છે. સરકારના અડસટ્ટાના આંકડા તથા મહેસુલ ઉત્પન્ન કરવાના માર્ગો ઉપર પણ આથિક નીતિના મહાન પ્રશ્નો ઉપસ્થિત થાય છે. આમ એક કે બીજી રીતે હિંદની સરકાર પાસેથી નાણાંને લગતું ઘણુંજ ગુંચવણ ભરેલું અને ઉપયોગી કામ હિંદી પ્રધાન કને આવે છેજ. ”

હિંદી પ્રધાનની કાઉન્સિલ એ મુખ્ય કરીને એક મંત્રિકારિણી સભા છે. તેને નવીન ફેરફારો કરવાની સત્તા નથી. તેની નામંજુરીની સત્તા પણ મર્યાદિત છે. જો પ્રધાનમંડળમાં કાંઇ ખર્ચના સંબંધમાં વાતચિત થઇ હોય, અગર તે બાબત સલાહને કે યુદ્ધને કે પરદેશી રાજ્ય જોડે કોઈ પણ પ્રકારના રાજકીય સંબંધને લગતી હોય, તો કાઉન્સિલ હિંદી પ્રધાનની સામે પડી શકતી નથી. કારણ કે હિંદી પ્રધાનમંડળના પ્રતિનિધિરૂપ અને અગ્રેસર તરીકે વર્તતો હોય છે. આમ હિંદની સરકારની આ આર્થિક નાણાં અને ચલણ સંબંધી સર્વ રાજનીતિ હિંદી પ્રધાનના હાથમાં છે. તે હિંદના અમલદારોના કહેવા ઉપરથી સર્વ નવા કાયદા તૈયાર કરે છે અને મંજુર રાખે છે. હિંદી પ્રધાનની

અને તેની કાઉન્સિલની સર્વ કાયદેસરની જોખમદારીઓ નાણાં સંબન્ધી સર્વ કામોમાં આવી જાય છે. આમાં હિંદના વાર્ષિક બજેટ નિમિત્તે નવા કર નાંખવાની સત્તાનો પણ સમાવેશ થાય છે. કોઇ અમુક પ્રકારની રાજનીતિ હિંદી પ્રધાનની કાઉન્સિલમાંથી અગર હિંદની સરકાર પાસેથી જન્મ પામે તો પ્રજા તે જાણી શકતી નથી. હિંદી પ્રધાનની કાઉન્સિલ પાર્લામેન્ટને કે તેને અધીન એવા હિંદી પ્રધાનને કે લોકમતને જવાબદાર નથી. તેનાં કાર્યો લોકોથી તેમજ પાર્લામેન્ટ સુદ્ધાંથી પણ છાનાં રહે છે.

તેથી મારા મત પ્રમાણે જો થોડા વખતમાં સામ્રાજ્યમાં સ્વરાજ્યની પ્રાપ્તિ હિંદને થવાની હોય, તો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆના કાયદા મુજબ હિંદી પ્રધાન તથા તેની કાઉન્સિલને જે સર્વોપરી પદ આપવામાં આવ્યું છે, તે લઇ લેવું; અને હિંદની સરકારને તેમજ પ્રાન્તિક સરકારોને આ દેશનો રાજ્યવહીવટ બને તેટલા પ્રમાણમાં સોંપવો; આ સૌથી અગત્યનું પગલું છે. હિંદી પ્રધાનની કાઉન્સિલને હિંદનાં નાણાં અને વહીવટ સંબન્ધી જે સર્વોપરીપણું આપવામાં આવ્યું છે, તે કાયદામાં સુધારો કરીનેજ ખુંચવી શકાય તેમ છે; જ્યાં સુધી હિંદી પ્રધાનને તથા તેની સભાને આ સત્તાઓ આપવામાં આવી છે, ત્યાં સુધી હિંદમાં સ્વરાજ્યનો વિકાસ થવો અશકય છે. હિંદી રાજ્યની તેમજ પ્રાન્તિક રાજ્યની નાણાં તેમજ વહીવટ સંબન્ધી સ્વતંત્રતા, સ્વરાજ્યની સ્થાપનામાંજ સમાએલી છે. હાલમાં તો પ્રાન્તિક સરકારોને જે સત્તાઓ આપવામાં આવી છે, તેથી તેઓ વિશેષ ધરાવતી નથી. ૧૮૮૫ માં હિંદની પહેલી રાષ્ટ્રીય કોન્ગ્રેસ ભરાઇ તે વખતે બધી જાતના રાજકીય સુધારાઓમાં હિંદી પ્રધાનની કાઉન્સિલ નાબુદ કરવી, એ એક હતો. ૧૯૧૬ના ડીસેમ્બર માસમાં હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગે સુધારાની જે યોજના સ્વીકારેલી છે, તેમાં આ સુધારાને જગા આપવામાં આવી છે. કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગના આ સુધારાઓને લાર્ડ સીડન-

હામે તુચ્છકારી કાઢયા છે. તે જણાવે છે કે જો કાઉન્સિલને નાબુદ કરવામાં આવે, તો હિંદી પ્રધાનની ઓફીસને હિંદની બાબતો ઉપર સ્વાનુભવોનો જે લાભ મળે છે, તે જતો રહે; આમ થાય તો હિંદને ઘણુંજ નુકશાન થાય. હાલમાં હિંદનો જે રાજ્યવહીવટ ચાલે છે, તેજ કાયમ રહેવાનો હોય, તો આ ટીકા બરાબર છે. પણ તેઓ સાહેબ ભૂલી જાય છે કે વહીવટી ખાતા ઉપર પ્રજાકીય મતનો અંકુશ મૂકવો, એ તો યોજનાનું મુખ્ય અંગ છે. જોઇ શકાશે કે કોન્ગ્રેસની યોજના મુજબ જે પ્રકારનાં નિયામક કાર્યો ઇંગ્લાંડની સરકાર કરે છે તે કાર્યો તો પ્રજાકીય સ્થાનિક મંડળો કરશે.

## કાયદાનુસાર કર્તવ્યો.

હિંદની સરકાર સાથે હિંદી પ્રધાન તથા તેની કાઉન્સિલનું કાયદા મુજબ બરોબર સ્થાન શું છે, એ બાબત પણ બીનતકરારી નથી. ઇંગ્લાંડની સરકારનું મુખ્ય કામ “ રાજ્યવહીવટની વિગતોમાં ઉતરવાનું નથી પણ હિંદી રાજ્યનાં કામોને તપાસવાનું તથા સુધારો વધારો કરવાનું છે; તેની દોરવણી માટે નવી ભાવનાઓ આગળ ધરવાનું તથા સામાન્ય હુકમો કાઢવાનું; અને જો મોટી રાજકીય બાબતોમાં તેમની પરવાનગી માગવામાં આવે તો આપવાનું અગર ના પાડવાનું છે.” જોન સ્ટુઅર્ટ મીલે ઇંગ્લાંડની સરકાર શબ્દોમાં કયી સત્તાઓનો સમાવેશ થાય છે, તથા તેનું કાયદેસર શું સ્થાન છે, તે સમજાવતાં આ શબ્દો વાપર્યા હતા. આચારમાં એમ ધારવામાં આવતું કે કોઇ પણ જાતનાં નવાં કાર્યો આદરવાનું કામ હિંદની સરકાર પાસે રહેવું જોઈએ. આમની સભાના છેવટના ચૂકાદાને અધીન રહી, હિંદનો પ્રધાન અને તેની કાઉન્સિલ આવાં કાર્યો ફરી તપાસી શકે, પણ વ્યવહારમાં તો હિંદની સરકાર જોડે ઇંગ્લાંડની સરકારનો કાયદાઓની રૂએ શો સંબંધ છે, એ વિચારતાં તેનો અવાર નવાર જુદોજ અર્થ કરવામાં આવ્યો છે. ૧૮૭૦ માં હિંદના પ્રધાન

મી. ડયુક ઓફ આર્ગાઇલને તે વખતના વાઈસરોય લોર્ડ મેયે। જોડે એક તકરાર થઇ. આ તકરાર દરમ્યાન તેમને જણાવેલું કે હિંદની સરકારને કોઇ પણ જાતની સ્વતંત્ર સત્તા નથી. હિંદની સરકાર હિંદી પ્રધાનને સંપૂર્ણપણે અધીન છે. ૧૮૭૦ના નવેમ્બરની ૨૪ મી તારીખે તેણે જે ખરીતો મોકલેલો તેમાં લખેલું કે "હિંદની સરકાર એ ઈંગ્લાંડની સરકારનો વહીવટી અમલદારવર્ગ છે. ગવર્નર-જનરલ મારફત નવો કાયદો લાવવાનો અને ધારાસભાના સઘળા સરકારી સભાસદો તેની તરફેણમાં મત આપે, તેવું કરાવવાની આખરની સત્તા ઈંગ્લાંડની સરકારની છે." ૧૯૧૦ માં આમની સભામાં મીન્ટો-મોર્લીના સુધારા ઉપર ચર્ચા થતી હતી, તે વખતે હિંદના ઉપ-પ્રધાન મી. મોન્ટેગુએ આ મારફતીયા ભાવનાનું ફરીથી સમર્થન કર્યું હતું. હવે તો વડી સરકારની મારફત હિંદી રાજ્યની કુલ જોખમદારી હિંદી પ્રધાનની છે, અને આમ અંતે બ્રિટિશ પ્રજાની છે. પણ જો બ્રિટિશ રાજનીતિની ધારણા તથા તેના પ્રયાસો એવા હોય કે હિંદમાં લોકના પ્રતિનિધિઓ સાથે મળી એક મજબુત અને સ્વાશ્રયી રાજ્યનો વિકાસ કરવો, તો ઈંગ્લાંડની સરકાર ધીમે ધીમે અદૃશ્ય થવી જોઈએ; અને હિંદની અંદરના રાજ્યવહીવટ ઉપરનો તેનો કાબુ હિંદની બીજી સંસ્થાઓ કને જવો જોઈએ, એટલે કે હિંદમાં રાજકર્ત્રી સત્તાઓની શક્તિઓ, તેમનાં પદવી અને તેમનાં કાર્યો મજબુત કેવી રીતે થાય તેમાં, તથા ઈંગ્લાંડમાં હિંદની રાજ્યશાખાની જે સર્વોપરી પદવી છે તે એવીજ રીતે શી રીતે કમી થાય તેમાં સ્વરાજ્યની સિદ્ધિ રહેલી છે. ૧૯૧૩ માં મી. મોન્ટેગુએ, હિંદનું બજેટ રજુ કરતાં, આ બાબત વિશે તેમજ અંદર અંદરની એક બીજા ઉપર આધાર રાખતી સત્તાઓ વિશે, ઉલ્લેખ કર્યો હતો. તેમને લાગ્યું હતું કે સત્તાઓ અને કાર્યોને હજુ પણ વહેંચી નાંખવાં, એ જરૂરનું છે. તેણે કહેલું કે "પ્રાન્તિક સરકાર પોતે જે બાબતો માટે જવાબદાર હોય, તે જીલ્લાના અમલદારોને તે બાબતના સવાલો

જ પુછયાં કરે, તો તે પોતે તેના કામ માટે ઐચ્છિક મદદ ઉપર વિશ્વાસ રાખી કામની વિગતોની શી રીતે સુપ્રત કરી શકે? જો દિલ્લીમાં વસનાર વડી સરકાર પ્રાન્તિક સરકારોનાં કામોમાં હમેશ દખલ કર્યાં કરે અને રિપોર્ટો માટે હેરાન કર્યાં કરે તો પ્રાન્તિક સરકારો માટે જીલ્લાના અમલદારોને કંટાળો આપવાનું શી રીતે પાલવે? જો હિંદી પ્રધાન જ વડી સરકારને રિપોર્ટો તેમજ વિગતો માગી કંટાળો આપતો હોય તો વડી સરકારને પ્રાન્તિક સરકારોની વચ્ચે દરમ્યાનગીરી કર્યા વિના કેમ ચાલે? અને જો આમની સભા અગર ઉમરાવોની સભા હિંદી પ્રધાનને હમેશાં સવાલો પૂછયાં કરે, તો હિંદી પ્રધાન વડી સરકારને કંટાળો આપ્યા વિના શી રીતે રહી શકે? રાજ્ય યંત્રણામાં પગલે પગલે આવી સત્તાની સખતાઇ છે. આજ તેના નીચેનાં પગલા માટે એક બચાવના સાધનરૂપ થાય છે. આ ઉપરથી અંતમાં મી. મોન્ટેગુએ એવું કહ્યું કે હિંદનું રાજ્ય જેમ જેમ પ્રજા સન્મુખ થતું જશે, તેમ તેમ ઈંગ્લાંડની સરકારનો કાબુ ઓછો થતો જશે. ઈંગ્લાંડની સરકાર, હિંદી પ્રધાનની ઓફીસ અને હિંદના કારોબારી ખાતા ઉપરના મી. મોન્ટેગુના છેવટના વિચારો મેસોપોટેમીઆ કમીશન ઉપર ચર્ચા ચલાવતાં બહાર પડેલા છે. આ વિચારો લોકોના મનમાં એટલા તો તાજા છે કે તેને ફરીથી યાદ કરવાની કાંઇ જરૂર નથી.

### કોન્ગ્રેસની સુધારાની યોજના.

જો કે હિંદી પ્રધાનની કાઉન્સિલ નાબુદ કરવી એવો ઠરાવ કરવામાં આવ્યો છે, ને તે રાજ્યબંધારણનો એક સુધારો છે; છતાં ભુલવું જોઇતું નથી કે કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગે સુધારાની જે યોજના રજુ કરી અગત્યના ફેરફારો માગ્યા છે, તે ફેરફારો મંજુર કરવામાં આવે, તોજ આ ઠરાવ માટે આગ્રહ કરવાનો છે. આ યોજના મુજબ વડી સરકાર ધારા ઘડવામાં, વહીવટ કરવામાં અને નાણાંની બાબતમાં હિંદી પ્રધાનથી સ્વતંત્ર હોવી

જોઇએ. અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાને તથા સ્વસ્થાનોની બા બતમાં તેમના પ્રધાનની જેવી સ્થિતિ છે, તેવીજ સ્થિતિ હિંદના પ્રધાનની હિંદની સરકારના સંબંધમાં હોવી જોઈએ. રાજ્યબંધારણ મુજબ હિંદી પ્રધાનની કાઉન્સિલે હિંદની સરકારનાં કેટલાંક કાર્યો ઉપર અંકુશ રાખવાનો છે. આ કાઉન્સિલ ૧૮૫૮ ના કાયદા મુજબ જન્મ પામેલી છે ને ઇંગ્લાંડની સરકારની વ્યવસ્થામાં એક અગત્યનું અંગ છે. જો આ સંસ્થાને તદ્દન નાબુદ કરવાની હોય, અગર તેની સત્તાઓમાં ફેરફાર કરવાનો હોય, તો હિંદની તેમજ ઇંગ્લાંડની આખી રાજકીય વ્યવસ્થામાં કાર્યોની તેમજ સત્તાઓની ફરીરચના થવી જોઈએ. ગવન્મેન્ટ ઓફ ઇન્ડીઆ એકટ મુજબ હિંદી પ્રધાનની કાઉન્સિલે તથા ઈંગ્લાંડની સરકારનાં બીજાં અંગો હિંદના રાજ્યવહીવટ ઉપર એક અંકુશરૂપ છે. આ સ્થિતિ ઘણું ખરૂં હાલ એક સવાલ ઉપર ટીંગી રહી છેઃ અંકુશવાળાં કામો અને સત્તાઓ હાલ છે તેમને તેમ ચાલુ રાખવાં, અગર તો હિંદની બીજી પ્રજાકીય સંસ્થાઓ કને જવા દેવાં. ૧૮૫૩ માં મી. મીલે જણાવ્યું હતું કે જેમ જેમ હિંદમાં પ્રજાકીય પ્રાન્તિક રાજ્યની સ્થાપના અને વિકાસ થશે, તેમ તેમ ઈંગ્લાંડની સરકારનું રાજ્યબંધારણ ઓછું અગત્યનું થતું જશે. આ દેશના રાજ્ય માટે ઇંગ્લાંડની સરકાર બ્રિટિશ પ્રજાને જવાબદાર છે, હિંદીઓને નહીં. સ્થાનિક પ્રજાકીય સંસ્થાઓ સુરાજ્યતા અર્થે વિરોધી ટીકા અને ચર્ચા કરવાને પાત્ર હોય છે. તેવી જાતની સંસ્થાઓ ૧૮૫૮માં હિંદમાં અસ્તિત્વમાં નહોતી. આ ખોટ પુરી પાડવાને ઈંગ્લાંડમાં રાજકર્ત્રી કાઉન્સિલને તેના સાધનરૂપ બનાવવી પડેલી. કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગની યોજના એવી છે, કે યોગ્ય હોય તેટલા પ્રમાણમાં, તથા હયાત સંજોગોમાં અનુકૂળ હોય એવી રીતે, કારોબારી સરકાર ઉપર ધારાસભાઓ ઈંગ્લાંડની સરકારનું સ્થાન લે. આખી યોજનાનો સળંગ વિચાર કરવો જોઈએ. લોર્ડ સીડનહામ અને તેના જેવા વિચારના બીજાઓ એક અગત્યની વાત ભૂલી જાય છે, કે

ઠેઠ તળીએથી માંડી ટોચ સુધી આખા રાજ્યવહીવટમાં કામે લાગેલી સઘળી સત્તાઓ તથા તેની પ્રણાલીઓમાં સુધારો કરી તેમને સુવ્યવસ્થિત કરવાનો યોજનાનો હેતુ છે. જો હિંદી પ્રધાનની કાઉન્સિલ નાબુદ થઇ તો એકલો હિંદી પ્રધાન રાજ્ય વહીવટને લગતી વિસ્તૃત અને ભારે સત્તાઓ જેવી હાલ છે તેવી કાયમ રાખી શકશે નહીં. •લૉર્ડ સીડનહામ કહે છે કે "હિંદી પ્રધાનની કાઉન્સિલની સત્તાઓ ઓછી કરવી, અને જે અધિકારીઓ હિંદને લખાણ દ્વારાજ જાણી શકે છે તેમને વધારે સત્તાઓ સોંપવી," એવું હાલનું વલણ દેખાય છે. અહીં લૉર્ડ સીડનહામ કયા અધિકારીઓ માટે કહે છે, એ સમજી શકાતું નથી. તે શું હિંદી પ્રધાનની કાઉન્સિલની ઓફીસના અધિકારીઓ માટે, અગર તો હિંદના અધિકારીઓ માટે બોલે છે? લોકમત પ્રમાણે તો ઉભય એકજ જાતના છે. હિંદનો પ્રજાકીય મત તો એવી માગણી કરે છે કે સત્તાની ફેરબદલી દેશના પ્રજાકીય મંડળોમાં થવી જોઇએ. તેની માગણી એવી નથી કે આ ફેરબદલી ઇંગ્લાંડ અગર હિંદના અમલદારી વર્ગમાં થાય. છતાં, તે એક વાત કબુલ કરે છે. તે કહે છે કે હિંદી પ્રધાનની ઓફીસ આ દેશની સ્થિતિ શું છે અગર તેની જરૂરીઆતો કેવી છે, એ જાણવા માટે જોઇએ એટલા સંબન્ધમાં નથી. તેના મત પ્રમાણે રાજ્યના આ ખાતાને અવશ્ય સુધારવું જોઇએ, અને મુખ્ય કરીને આ સુધારો થવોજ જોઇએ. આમ તેના કહેવા પ્રમાણે પણ આ દિશા પ્રત્યે રાજ્યબંધારણમાં ફેરફાર થવો જોઇએ. માટે કાઉન્સિલનાં હાલનાં કાર્યોમાં વધઘટ અગર તેનો છેવટનો અંત, હિંદના રાજકીય બંધારણમાં સંપૂર્ણ પ્રજાકીય સંસ્થાઓ શી રીતે વિકાસ પામે છે, તેના ઉપર આધાર રાખે છે.

મી. મીલે કહ્યું હતું કે હિંદમાં અસરકારક પ્રજામત કેળવાયો નથી; તેમજ પ્રજાકીય પ્રતિનિધિવાળાં મંડળો પણ નથી, કે તેઓ લોકમતને એકત્ર કરી શકે. ઇંગ્લાંડની સરકારનું બંધારણ, કાર્યો અને સત્તાઓ નક્કી કરવામાં જો કોઇ તત્વો કારણભૂત હોય તો તે આ હતાં. રાજ્યબંધારણને લગતી ચર્ચાઓ કરી

શકે એવી સંસ્થાઓ હિંદમાં નહોતી. માટે રાજ્ય કરનાર સંસ્થામાંજ હિંદી સવાલોની જોઈએ તેવી ચર્ચા થાય અને ઉહાપોહ થાય, એવી જાતનું સાધન ઉભું કરવાની ઇચ્છાથી હિંદી પ્રધાનની કાઉન્સિલ ઘડવામાં આવી, જે હિંદી પ્રધાનને પણ સહાય કરે અને સલાહ આપે. હિંદી પ્રધાનની કાઉન્સિલનું આજ ઉત્પત્તિ અને અસ્તિત્વનું કારણ છે. મી. મીલે સમજાવેલું કે આવી કાઉન્સિલ વિના કેવળ હિંદી પ્રધાન મારફત હિંદનું રાજ્ય એક જુલમગાર રાજ્ય થઈ પડે; કારણ કે જો એમજ થવા પામે તો હિંદી પ્રધાનને અમલદારો વચ્ચે સલાહ અને મતની જે આપલે થાય, તેની તેમના સિવાય બીજા કોઇને ખબર પડે નહીં. વળી પ્રધાન તેના અમલદારોની સલાહ યા મત માનવાને બંધાયલો નથી; એટલુંજ નહીં પણ તેમ કરવાને તે કદાચ બંધાયલો હોય, તોપણ તે માટે કોઇને જોખમદાર નથી. તે વખતે સ્વસ્થાનોમાં સ્થાનિક પ્રજાકીય સંસ્થાઓ હયાતીમાં હતી. તેથી રાજ્ય વિરૂદ્ધ ચર્ચા કરવાની બધી જાતની તકો પ્રાપ્ત થઇ શકતી. આમ તેઓ રાજ્યને ઠેકાણે લાવવા મુખ્ય તત્વરૂપે પ્રવર્તતી હતી. પણ હિંદમાં આવે સમયે સ્થાનિક સંસ્થા હોવાનો સંભવ નહોતો, કે જેથી આવું પરિણામ આવે. મી. મીલના મત મુજબ, જ્યાં ઈતર કાંઇ પણ વિશ્વાસપાત્ર નથી, જ્યાં દેશના લોકોની પ્રજાકીય સંસ્થા નથી, અને જ્યાં સ્વાર્થી બીનઅમલદારો સિવાય બીજું કોઇ નથી, ત્યાં હિંદની સરકાર તથા ઈંગ્લાંડના અમલદારો વચ્ચે વાદ થવાનો; આવું રાજ્ય સારૂં નીવડે નહીં ને તે સહીસલામતીરૂપ કહી શકાય પણ નહીં. હિંદી પ્રધાનની કાઉન્સિલ એટલા માટે સ્થાપન કરવામાં આવી કે હિંદી પ્રધાનને મદદ મળી શકે, તથા હિંદની બાબતોથી વાકેફગાર માણસ મળી આવે. આ જોતાં હાલની સ્થિતિ તદન જુદી છે. છેલ્લાં ૬૦ વરસોમાં દેશનો પ્રજામત, છાપખાનાની અસર, કેળવણીના પ્રચાર, પ્રજાકીય સંસ્થાનોની સ્થાપના—જેવી કે ધારાસભાઓ અને તેમનો ફતેહમંદ કાર્યક્રમ—આ બધાની વૃદ્ધિ થઇ છે. આથી

૧૮૫૮માં જે સ્થિતિ હતી તે તદ્દન બદલાઈ ગઈ છે. રાજકીય જાગૃતિ, રાષ્ટ્રીયતાની સર્વ સામાન્ય લાગણી, રાજ્યભાર ઉપાડ-વાની તત્પરતા અને ઉત્કંઠા જે હાલ હિંદમાં જન્મ પામ્યાં છે, તે નવાં સ્વરૂપો છે, જે તે વખતે હયાત નહોતાં.

## પાર્લામેન્ટનો મત, ૧૮૫૮

૧૮૫૮માં હિંદી પ્રધાનની કાઉન્સિલના બંધારણના સંબંધમાં જે વિચારો પ્રસિદ્ધ થયા હતા, તેમાં કેટલાક સંગીન હતા, તથા મતનો વિરોધ પણ કેટલો જબરો હતો, તે તે વખતની ચર્ચા-ઓ ઉપરથી જણાઈ આવે છે. હિંદી પ્રધાનની કાઉન્સિલની જરૂર છે કે કેમ, તેનાં કાર્યો તથા તેની રચના કેવાં હોઇ શકે, એ બા-બતો ઉપર પાર્લામેન્ટના બન્ને પક્ષના વિખ્યાત પુરૂષોએ ભાગ લીધો હતોઃ–

" હિંદી પ્રધાનની ઑફીસમાં અમલદારી વર્ગ ઉભો થાય તેની ઘણા સભાસદોને બીક હતી. સંસ્થાનના પ્રધાનની ઑફિસમાં અમલદારી રીતોના અનુભવથી આવી બીક પૂરેપૂરી વાજબી હતી. તે વખતે લોકોના મન ઉપર સંસ્થાનોમાં થયેલી ગેર વ્યવસ્થા તાજીજ હતી. બ્રિટિશ ઉત્તર અમેરિકાના કામો બાબત લખતાં લોર્ડ ડર્હામે એવી ફરિયાદ કરી હતી કે સંસ્થાનના પ્રધાનની ઑફીસમાં પ્રધાનોની વારંવાર બદલીઓ થવાથી સંસ્થાનોની ખરી વ્યવસ્થા કાયમના અમલદારોના હાથમાં રહેતી. સંસ્થા-નવાસીઓ પોતાને આ સામે ઘણી લાગણી થતી હતી. લાર્ડ ડર્હામે સાથેના બીજા અંગ્રેજી રાજકીય સુધારકોનો પણ આવોજ અભિપ્રાય છે. સંસ્થાનોના સવાલો ઉપર લખનાર સમકાલીન ગીબન વેકફીલ્ડે સ્વરાજ્ય માટે આગ્રહ કરતાં એવો અભિપ્રાય જણાવ્યો હતો કે" સંસ્થા-નોના પ્રધાનની ઑફિસના ધારા અને કારોબાર સંબંધી ઘણું ખરૂં કામ કાયમનો ઉપ-પ્રધાન તથા ઉચ્ચા દરજ્જાના કલાર્કો કરતા " અને તે વખતનું રાજ્ય એ અમલદારોનુંજ રાજ્ય હતું ! જેઓ વળી સ્વતંત્ર સંસ્થાઓ ઉપર આ અમલદારી પદ્ધતિનુ આરોપણ કરવાથી બગડી ગએલા ! ઇંગ્લાંડના રાજ્ય ઉપર અપૂર્વ ગ્રન્થ લખનાર મી. એ. લોરેન્સ લોવેલ તે વખતના સંસ્થાનિક રાજ્ય વહીવટ માટે જે ટીકાકારો હતા તેમના વિશે તેમજ સંસ્થાનિક ઑફીસના અમલદારોના આત્મવૃત્તાંત વિશે ઉલ્લેખ

કરતાં, એવાજ ઠરાવ ઉપર આવે છે. વિકટોરીઆના મુખ્ય ન્યાયાધિશના કથનને તે યાદ કરાવે છે. આ ન્યાયાધિશે સંસ્થાનની સભામાં નીચે પ્રમાણે ટીકા કરી હતી. " જે લાખો અને કરોડો અંગ્રેજો સંસ્થાનોમાં વસે છે ને માને છે કે અમે સ્વરાજ્ય ભોગવીએ છીએ, તેઓ ઉપર સાચું પૂછતાં બધો વખત " રોજર્સ " નામના માણસનું રાજ્ય ચાલે છે. " આ માણસનું નામ સર ફ્રેડ્રીક રોજર્સ ( પછીથી લોર્ડ બ્લેંચ ફોર્ડ ) હતું. તે ૧૮૮૦ થી ૧૮૭૧ સુધી સંસ્થાનની ઓફીસમાં ઉપ–પ્રધાન હતો.

## મી. વીલોગ્બી.

મી. વીલોગ્બી આમની સભામાં સંસ્થાનોની અવ્યવસ્થા માટે બોલે એ કેવળ સ્વાભાવિક હતું. કેનેડા, કેપ ઓફ ગુડ હોપ અને ઓસ્ટ્રેલીઆના રાજ્ય વહીવટમાં કાંઇ સુધારો કરવો હોય તો ફક્ત સંસ્થાનનો પ્રધાન શોધી કાઢે તોજ થઇ શકે, એવી દશા પ્રત્યે તેણે ધ્યાન ખેંચ્યું હતું, અને સુચવ્યું હતું કે સંસ્થાનો ઉપર શ્રેષ્ઠ રીતે રાજ્ય કરવું હોય તો તેમની ઉપર રાજ્ય કરવાનુંજ છોડી દેવું, તેમને સ્વતંત્ર મૂકી દેવાં અને તેઓ પોતે પોતા ઉપર રાજ્ય કરે, એમ થવા દેવું. તેણે તે વખતે નોંધ લીધી હતી કે દુર્ભાગ્યે હિંદુસ્થાનનાં સ્વરાજ્યનાં સાધન હયાત નથી, અને તેને એકદમ પેદા કરી શકાય તેમ નથી.

કાઉન્સિલ ઉભી કરવા સામે મી. જોન બ્રાઇટ એ કટ્ટો દુશ્મન હતો. સભાના પંદર ગૃહસ્થોને સારો પગાર, સારૂ પેન્શન અને નોકરીઓ આપવાની સરસ સત્તાઓ મળવાની. તેમનું કામ એટલું તો સહેલું નીવડશે કે તેમની નિમણુક શા માટે કરવામાં આવી હતી, તેની કોઇને ખબર પણ નહીં પડે. જે કાયદા હેઠળ તેમની નિમણુક કરવામાં આવી છે, તે કાયદા વિરૂદ્ધ તેઓ કદીએ ફરિયાદ કરશે નહીં. પાર્લામેન્ટમાં તથા તેની બહાર તથા છાપાઓમાં તેઓના મિત્રો ૧૮૫૮ ના કાયદાનાં વખાણ કરશે. પરિણામ એ આવશે કે હિંદનાં કામો માટે નહીં જેવો રસ લેવામાં આવશે, અને જે થોડો ઘણો રસ લેવામાં આવશે. તે તરફ બેદરકારી બતાવવામાં આવશે. જો કે આવી બેદરકારી માટે ફરિયાદો કરવામાં આવશે, છતાં આ પંદર ગૃહસ્થો વગર શરમે એવું પ્રતિપાદન કરવા નીકળશે કે હિંદનું રાજ્ય જેવું તેઓ ચલાવે છે તેવું ભાગ્યેજ બીજું હોઇ શકે.

કાઉન્સિલ સામે આમની સભાના બીજા અગ્રેસર સભાસદ મી. મોન્કટન મીલ્નસનો અભિપ્રાય પણ એવોજ કડક હતો. તેણે કહેલું કે જો કાઉન્સિલ

પ્રધાનોની અજ્ઞાનતાની માત્ર ઢાલરૂપજ થવાની હોય તો બહેતર છે કે કાઉન્સિલજ ન હોવી જોઇએ; જો હિંદી પ્રધાન એકલો પોતાની જવાબદારી ઉપર વર્તન કરશે તો તેથી ઓછું નુકશાન થવા સંભવ છે. કારણ કે જો એમ બનશે તો તે પોતાની જવાબદારી ઉપર કામ ઓછું કરશે. પણ ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સિલને હિંદનું રાજ્ય ચલાવવાને છૂટ આપશે, એવો સંભવ વધારે છે.

મી. રૂબક આવો મત ધરાવતો હતો. જો હિંદનું રાજ્ય સારી રીતે ચાલે એમ કરવું હોય તો હિંદી પ્રધાન એકલોજ પોતાનાં સર્વ કામો માટે જવાબદાર હોવો જોઇએ, તથા તેણે પોતાના મનનીજ સલાહ લેવી. તેણે પણ " જુના હિંદીઓ " જેઓ યોજનાની રૂએ પ્રધાનને સહાય અને સલાહ આપવાના હતા, તેમનો તિરસ્કાર કર્યો હતો. તેણે એંગ્લો–ઇન્ડીઅનોનો આધાર લીધો અને જાહેર કર્યું કે ઘેર બેઠે હકીકતનો અભ્યાસ અને વિચાર કરવાથી જે શક્તિ મળે છે, તેની આગળ ફક્ત હિંદમાં રાજ્ય કરવા જવાથીજ રાજ્ય કરવાની મોટી શક્તિ મળી જતી નથી. એ શક્તિ તો લોકના રિવાજો અને તેમની લાગણીઓનો અનુભવ કરવાથી પ્રાપ્ત થઇ શકે. પ્રધાનને હિંદનું રાજ્ય સુપ્રત કરવામાં આવે તેને આવી જાતની કાઉન્સિલ આપવી એ પાણીમાં દારૂ નાંખ્યા બરાબર છે, જેથી દારૂ અને પાણી બન્ને બગડે.

સર જેમ્સ ગ્રેહામનો અભિપ્રાય આવો હતો:–અત્યાર સુધી હિંદનું રાજ્ય એવા ગૃહસ્થોએ ચલાવ્યું છે, જેઓ હિંદુસ્થાનમાં કદીયે ગયા નથી અને જેઓ ઉપર પ્રધાનનો ફક્ત પ્રાસંગિક અંકુશ માત્ર હતો. સર જેમ્સ મેલ્વીલ, મી. ફીલીપ મેલ્વીલ, મી. જેમ્સ મીલ, મી. જોન સ્ટુઅર્ટ મીલ અને મી. કે. ડીકીન્સન હિંદનું રાજ્ય ચલાવવામાં ફતેહમંદ નીવડયા છે. એક પ્રધાનને હુંશીઆર સેક્રેટરીઓ અને કલાર્કોની સહાય મળે એ સારૂં; પણ કોઇ પણ જાતના નૈતિક સંયમ વિનાની કાઉન્સિલ ખોટી. કાઉન્સિલ કેવળ દેખાવનીજ અને કાર્યહીન હોય, એ ઠીક નહીં.

## ઉમરાવોની સભા.

ઉમરાવોની સભામાં પણ આવાજ વિચારો પ્રગટ થયા હતા. ડયુક ઑફ સામર્સેટે જણાવ્યું હતું કે જો બીલમાંથી કાઉન્સિલને કાઢી નાંખવામાં આવે, તો બીલ વધારે કાર્ય સાધક નીવડે. પ્રધાન પોતે નવા કાયદાઓ

લાવી શકશે અને પોતાની મેળે તે પાર પાડી શકશે. અર્લ ઑફ એબર્ડીને એવું કહી કાઉન્સિલ સામે વાંધો લીધો હતો કે આ કાઉન્સિલમાં સભાસદ તરીકે " જુના હિંદીઓ " ( Anglo-Indians ) જ આવશે, તેઓ હમેશ હિંદના રાજ્યને પૂર્ણતાનો નમુના તરીકે પ્રસિદ્ધ કરે છે, જો કે હિંદમાં બળવો હમણાંજ શમ્યો છે. હિંદની નવી ઢબનું રાજ્ય ચલાવવા આવો વર્ગ લાયક થશે કે કેમ એ માટે શંકા છે, બોર્ડ ઑફ ડાયરેક્ટર્સ " જુના હિંદીઓને " પોતાના નોકર તરીકે પસંદ કરતા નહોતા. તેઓએ મી. જોન સ્ટઅર્ટ મીલ, મી. જોન મીલ અને મી. મૅકોલે જેવાની નિમણુંકો કરેલી, જેઓએ હિંદ જોએલુંય નહોતું. " જુના હિંદીમાં " સ્થાનિક બાબતનું જ્ઞાન વધારે હોય છે પણ તેને આખા હિંદનું જ્ઞાન હોતું નથી અને બ્રિટિશ રાજનીતિ કૌશલ્યમાં તો ઢઠ્ઠો હોય છે. બીલમાં વધારે યુરોપીઅન તત્વ દાખલ કરવાની જરૂર છે. લૉર્ડ મોન્ટીગલે કહ્યું હતું કે મારા વિચાર પ્રમાણે કોઇ માણસોએ સનદી નોકરીમાંજ બધો વખત અનુભવ મેળવ્યો હોય, અને તેમનામાં સૌથી ઉંચ્ચા પ્રકારની પ્રાપ્તિઓનો સંયોગ થયો હોય, છતાં હિંદના રાજ્યના ભાવિ માટે તેજ જરૂરનું છે, એમ કહેવાય નહીં. બ્રિટિશ સંસ્થાનોની જોડે સંપૂર્ણ એકરૂપતામાં આણવા માટે તેઓએ જુદી દિશા પકડવાની છે. કાઉન્સિલ હોય તો તે એવી હોવી જોઇએ કે કાર્યસાધક ને મંત્રિકારી હોય, અને તેનો અંકુશ નૈતિક હોય. પ્રધાનની સત્તા સર્વોપરી જોઇએ અને તેની સત્તાનો ઉપયોગ કરવાના સંજોગો આવે તથા તેમ કરવું વાજબી હોય, તો તેની મરજી પ્રમાણે કરવાને તે મુખ્યત્યાર હોવો જોઇએ.

લૉર્ડ વુડ હાઉસે એવો મત દર્શાવ્યો કે બીલ ખરૂં પુછો તો એક જાતનું સમાધાન છે—એટલે કે જવાબદાર પ્રધાન હોવાના અને નિયામક કાઉન્સિલ સ્થાપન કરવાના સિદ્ધાન્તોનો વચલો માર્ગ છે. બીલ ઉપરથી એમ જણાય છે કે સમાન—સત્તા ઉત્પન્ન કરવાનો જાણે હેતુ હોય. બીલમાં એવી જાતની કલમો છે, જેથી કાઉન્સિલને ઘણીજ સતાઓ મળે છે, વળી બીજી તરફથી એવી કલમો પણ આવે છે, જેથી કાઉન્સિલની બધીજ સત્તા ખુંચવી લેવામાં આવી છે. અલબત્ત, હિંદી પ્રધાન જાહેર મતને જવાબદાર રહેશે; પણ કાઉન્સિલ પ્રધાનને અગર લોકમત બન્નેમાંથી એકને પણ જવાબદાર રહેશે નહીં. આવા બીજા ઘણા અભિપ્રાયો છૂટથી દર્શાવવામાં આવ્યા હતા.

## લોર્ડ બ્રાઉટન.

ઉમરાવોની સભામાં લોર્ડ બ્રાઉટને ઘણુંજ અસરકારક ભાષણ કર્યું હતું અને આણી સ્થિતિ ખુલ્લી કરી હતી. તેણે કહ્યું, " જો ઈસ્ટ કંપની સરકારની જગાએ હિંદ માટે કોઇ વધારે સારી યોજના આવતી હોય તો કંપની સરકાર નાબુદ થાય એ ખુશી થવા જોગ છે. પણ આ બીલથી કાંઇ એવો ફેરફાર થવાનો નથી. જો હાલની સરકારને ઠેકાણે હિંદનો પ્રધાન એવી એકજ વ્યક્તિની સ્થાપના થતી હોય, અને હિંદનું સર્વ રાજ્ય તેને સુપ્રત કરવામાં આવતું હોય, તો બીલની યોજના કરતાં તે વધારે સારી યોજના થાય. હિંદની બાબત ઉપર બોલવાનો જેને સૌથી વધારે હક છે તે માણસો જોડે વાતચિત કર્યા પછી તથા ઊંડું મનન કર્યા પછી, હું આવા મતનો થયો છું. બીલમાં કાઉન્સિલને લગતો ભાગ ઘણો મહત્વનો છે. બીલને પાર્લામેન્ટમાં દાખલ કરવામાં આવ્યું છે ત્યારથી હિંદનાં રાજ્ય વહીવટનાં કામોમાં સભાને દરમ્યાનગીરી કરવા દેવી કે કેમ તેના ડહાપણ વિશે ઘણા સભાસદોને શંકા થવા લાગી છે. પામર્સ્ટનની સરકારમાં આમની સભાના આગેવાને ગઇ રાત્રે ભાષણ કર્યું હતું, તેમાંથી મેં કેટલો ભાગ ઉતાર્યો છે. લૉર્ડ પામર્સ્ટનનું બીલ દાખલ થયું તે વખતે આવી જાતની કાઉન્સિલની સ્થાપના ડહાપણ ભરેલી છે કે કેમ એ બાબત ઉપર જે વિચારો થયા હતા તેમાં અને અત્યારે તેમાં ઘણો ફેર પડી ગયો છે. દરેક માણુસને ખબર છે કે હિંદ માટે ઇંગ્લાંડની સરકારનું જે સ્વરૂપ છે, તે અદ્ભુત વાંધાભરેલું છે. અને મુખ્ય કરીને કેનન રો અને લીડનહૉલ સ્ટ્રીટના અધિકારીઓ વચ્ચે મતભેદ અને વિલંબો થાય છે તે માટે વાંધા ભરે છે. પણ તેમની બંદુકોના અવાજ દૂરથી થતા અને વખત જતાં શાંત થતા. પણ જ્યારે આ નવી યોજના કાયમ માટે હયાતીમાં આવશે, ત્યારે કેટલો બધો વૈરભાવ પ્રગટ થશે?—અને જો કાઉન્સિલનો કાંઇ પણ અર્થ હોય તો જ્યારે તે એકજ છાપરા નીચે અને એકજ ટેબલ આગળ એકઠી થવાની અને ટેબલ આરો પાર અવાજો કરવાની ત્યારે વૈરભાવ પ્રગટ થવાનોજ. જો આ સભા વધારે હળી મળી ચાલે એવી અગર જરા વધારે વ્યવહારૂ અને એવી જાતની યોજના શોધી કાઢવામાં ન આવે, તો ઉમરાવોએ આ કલમ પાસ કરવી ન જોઇએ. હું કોઇ પણ જાતની કાઉન્સિલની તરફેણમાં નથી. પણ, કદાચ તેની તરફેણમાં હોઉં, તોપણ આવી જાતની કાઉન્સિલ માટે તો હરગીજ નહીંજ; કારણ કે તે એવી રીતની બનાવવામાં આવી છે, જેથી

મતભેદ અને મારામારી થયા વિના રહેજ નહીં. કેટલાક સભાસદો કંપની સરકારના નોકરો હોવાજ જોઇએ; કેટલાકની નિમણુક શાહી સરકારથી થવાની અને કેટલાકની એમની એમ. જો ઇશ્વર કરે ને કોઇ સભાસદને રજાકજા થાય અને સભામાં ભરતી કરવાની હોય, તો અર્લ ઑફ ઍલનબરોએ જે વાંધો બતાવ્યો છે, તેનો શો જવાબ ? હિંદી પ્રધાન તો ઘણું કરીને એવો માણસ હશે, જેને રાજ્યના કેટલાક સામાન્ય સિદ્ધાન્તો માન્ય હોય કારણ કે આ દેશની સ્વતંત્ર હવામાં ઉછળનાર આવા સિદ્ધાન્તો માન્ય ગણે, એ સ્વાભાવિક છે. પણ જો તે હિંદના રાજ્ય સંબન્ધે કોઇ યોજના કાઉન્સિલ સમક્ષ ધરે, તો બંગાળથી વાકેફગાર હોય એવો સભાના સભ્યો કહેશે કે “ બંગાળામાં આ કદીયે ચાલી શકશે નહીં, તમે જાણો એ કરતાં હું બંગાળા માટે વધારે જાણુંછું.” મદ્રાસ અને મુંબાઇના જાણકાર સભ્યો પણ એવુંજ કહેશે; અને આ બધાની વચે હિંદનો પ્રધાનજ એવો એક હશે, જેના કરતાં બીજા બધાઓની હિંદની વધારે માહેતી હશે. પછી મુંબાઇવાળો સભાસદ બંગાળાવાળાને એક દીવસ મદદ કરશે, તેથી બંગાળાવાળો મુંબાઇવાળાને બીજે દીવસે મદદ કરશે; અને પરિણામ એ આવશે કે દરેક પગલે પ્રધાનની આડે ફાંસ આવશે. મુશ્કેલી અગર કંટાળો કેવળ આટલોજ નહીં હોય. હિંદની રાજ્યપદ્ધતિ વિશે જેને ખબર હશે, તેઓ જાણે છે કે હિંદના નોકરોનો મોટો દોષ તો મીનીટો ( હેવાલ ) લખવાનો છે—આ મીનીટો તો કેટલી વખત એવી નજીવી હોય છે કે તમારી આગળ પાણીનો એક શીશો હોય તેની કીમત પણ વધારે હોય—આ મીનીટો અર્થે દિવસોના દિવસો લખવામાં, ને કલાકોનો કલાકો વાંચવામાં નકામા જાય છે. ધારો કે કાઉન્સિલનો એક સભાસદ અલ્પમતિવાળો છે. તે પોતાનો વાંધો મીનીટમાં જણાવશે. તેને એટલાથી સંતોષ નહીં થાય. તે આવી રીતે કરશે: તે પાર્લામેન્ટનાં કોઇ સભાસદને ખોળી કાઢશે અને કહેશે કે “ અમુક સવાલ ઉપર હું કાઉન્સિલમાં અલ્પમતિમાં આવી પડયો છું અને ઘણા ભલા માણસોને એમ થવાનુંજ; કેસ સારો છે; જો તમે ભાષણ કરવાના હો તો હું તમને મદદ કરીશ મેં એ બાબતમાં મારો વાંધો બતાવવા મીનીટ લખી છે; મી. ફલાણા ફલાણા ને મેં એ બતાવ્યો છે ને તેઓ કહે છે કે ઘણી કાબેલીયતથી તે લખાયો છે.:” સભાસદ મહત્વાકાંક્ષી હોય—અને ઘણા હોયજ, એને બીચારાને ખબર નહીં; તે કહેશે કે “ તમે મને આપશો ?” કાઉન્સિલનો સભાસદ કહેશે “ ના, હું નહીં આપી શકું, ખરે, એ સરસ

લખાણુ છે, તમે મારાપર વિશ્વાસ રાખો, તમે પોતે તેની નકલ માટે બારો-બાર પુછજો." સરકાર કહેશે, "આ મીનીટ બતાવવાની અમે ના પાડી શકીએ નહીં. પાર્લામેન્ટરી રાજ્યનીપદ્ધતિ અનુસાર ભલે અલ્પમતિ પ્રમાણે કાર્ય ન થાય પણુ તેમાં જણાવેલ વિચારો તો બહાર જણુવા-વાજ જોઇએ." લખાણુ આપવામાં આવે; વંચાય; સરસ માલુમ પડયું; તેને સર જેમ્સ ગ્રેહામ અગર કાઉન્સિલના બીજા કોઇ હુશીઆર સભાસદ તરફ મોકલવામાં આવ્યું. પુછવામાં આવ્યું કે આ કેસમાં શું કરવું છે? કેસ ઘણો મજબુત છે. તે જવાબ આપે, "દરખાસ્ત લાવો. આપણે જોઇશું." કાઈ ઘરમાં ૨૦ સભાસદોની બેઠક ભરાઇ; દરેકને શું શું કામ કરવાનું છે એ નક્કી કરવામાં આવ્યું; કોણે દરખાસ્ત લાવવી, વગેરે ચોક્કસ થયું. "જો ગવર્નર-જનરલને ગાળો દેઇશ નહીં. એ મારો મિત્ર છે; પણુ ભલે પ્રધાનને ગાળો દેજે; તે સારો માણુસ નથી; વળી તે આપના પક્ષનો પણુ નથી; માટે તેને તો ભાંડવી." આ બાબત બનવા જોગ છે. તેમાં અતિશયોક્તિ નથી. ખરે એટલું તો કબુલ કે પહેલીજ સભામાં આવું બનવા નહીં પામે. પ્રથમના સભાસદો સાધારણુ પસંદગીથી આવશે અને કેટલાક વખત સુધી તો બધુ કામ સીધું ચાલશે; પણુ તે વધારે ટકી શકશે નહીં. તમે કોઇ એવું મંડળ જોયું—અરે, ગમતની બેઠકમાં પણુ—કે પંદર માણુસો એક ઓરડીમાં એક મતના થાય? જો પંદરમાં એક મળતા મતનો ન હોય તો આખી સભાને બગાડે. ગમતમાં પણુ આવું બને છે. પણુ જ્યાં રાજ્યની બાબત હોય, જ્યાં પરિણામ ઉપર દેશના મોટા લાભો લટકી રહેતા હોય, અને કોઇ જંગલી-'પ્રતિકૂળ સંજોગોવાળો માણુસ' કાઉન્સિલમાં હોય તો શી દશા થાય? પરિણામ આ આવે. કાઉન્સિલનો એક સભાસદ કહેશે, "તમે મારી જોડે મળતા નથી, હું તમારા મતને મળતો નથી; કોઇ પણુ માણુસ ફલાણુા જોડે એક થઇ શકે નહીં; આપણુ આનું પરિણામ પ્રધાનને હસ્ત રાખીએ." સમાધાન આવી રીતેજ થઇ શકે, બીજી રીતે નહીં. બીલ ઘડનારાઓને આ સંબંધી મુશ્કેલીઓ એટલી બધી લાગી છે કે તેઓએ ડહાપણુથી કાઉન્સિલની ઘણી સત્તાઓ ખુંચવી લીધી છે. કારણુ કે કેટલી બાબતમાં પ્રધાનને સ્વતંત્રપણે કામ કરવાની તેઓ સત્તા આપે છે, અને ૨૫ કલમો તો એવી છે કે તેની રૂએ તે કાઉન્સિલ વિરૂદ્ધ જઈ શકે છે. જો કાઉન્સિલ થવાનીજ હોય તો આ તદ્દન ડહાપણુ ભરેલું અને યોગ્ય છે. જો કોઇ પણુ યોજનાની ખરાબ અસર દૂર કરવી હોય, તો યોજનાજ દૂર કરવી. ચાલતા રાજ્ય સામે જો કોઇ પણુ

૧૫

વાંધો હોય તો તે એ હતો કે તે બેહથ્થુ સત્તાવાળું રાજ્ય બનવાનું. ઘોડા ઉપર કોઇ માણસ બેઠેલો હોય અને તેની પાછળ કોઇ ઘરડી ડોશી બેઠી હોય,–જો આ બેહથ્થુ સત્તા કહેવાય તો રાજ્યની ચાલુ સ્થિતિ બેહથ્થુ રાજ્ય કહેવાય.

અર્લ ઓફ ડર્બી; ઘરડી ડોશી કઇ ?

લૉર્ડ બ્રાઉટન: ખરે, માનવંત અર્લ સાહેબ તો નહીંજ.

ખરૂં જોતાં આ સરકાર જે ડબલ સરકાર કહેવાય છે, એ સત્ય નથી. પણ જો આ બીલ પસાર થાય તો ડબલ સરકાર પાછી આવે. ચાલતા રાજ્યની એક મોટી ખામી તો એ છે કે પાર્લામેન્ટ પોતાની મરજી મુજબ હિંદના રાજ્યમાં દરમ્યાનગીરી કરી શકતી નથી. જો એક જવાબદાર પ્રધાન હોય તો આ બની શકે. જો ચાલતા રાજ્યનો મોટામાં મોટો ફાયદો જુઓ તો એ છે કે પાર્લામેન્ટમાં હિંદના સવાલો કાયમ દાખલ થઈ શકતા નથી. આ મારો ચોક્કસ મત છે. આ દેશ અને હિંદ વચ્ચે બ્યવહારની જે સવડો વધી છે, એ જોતાં હવે આવી પદ્ધતિ ઉપર હિંદનું રાજ્ય ચાલી શકશે નહીં. માટે પાર્લામેન્ટમાંથી હિંદનું રાજ્ય બને તેટલું દૂર રહે, એ ઇચ્છવા જેવું છે. પણ આ પગલાથી તો હિંદી પ્રધાનની જવાબદારી ઓછી થવાની કારણ કે તેની કાઉન્સિલની હયાતીથી તથા અંકુશથી તે બંધાઇ જવાનો. હિંદી રાજ્યના કોઇ સવાલ અગર યોજના ઉપર કાઉન્સિલમાં પ્રધાન હારે તો આમની સભામાં યોજના વિશે કહેતાં, તે તેના મિત્રોને જણાવવાનો કે યોજના એની નથા– કે કાઉન્સિલમાં તેને હાર ખાધી હતી. તેમની અનુમતિ વગર પ્રધાન કામ કરે તેમાં કાઉન્સિલ વાંધો લેવાની. જ્યારે હું બોર્ડ ઑફ કન્ટ્રોલમાં હતો ત્યારે આ વાત મને વારંવાર કહેવામાં આવતી; અને હું શો જવાબ આપતો ? " મને એમ લાગતું નથી; તમારી ભુલ છે. " બન્ને પક્ષમાં ખાનદાની દાખવતો, અને વાતનો અંત આવતો. પણ આ ગૃહસ્થો જોડે એમ નહીં બનવાનું, તેમને પાર્લામેન્ટમાં, શહેરમાં અને સર્વ સ્થળે મિત્રો હશે. જો બીલ પાસ થશે તો એવી જાતનું રાજ્ય ઉભું થશે, જેને સઘળા અધિકારીઓ ધિક્કારતા આવ્યા છે તેવું,—" સામ્રાજ્યમાં સામ્રાજ્ય ( an Imperiem in Imperio ). "

## અર્લ ઑફ ડર્બી.

હિંદ માટે પ્રધાનની કાઉન્સિલ જરૂરની છે એવો પક્ષ સરકારે લીધો હતો, તેનો અર્લ ઓફ ડર્બીએ બચાવ કર્યો હતો. " બન્ને સભામાં

એવી લાગણી તો સાધારણ છે કે હિંદના પ્રધાનને સહાય કરવા આવી કોઇપણ જાતની કાઉન્સિલ તો જોઇએ. ગઇ સરકારના બીલ પ્રમાણે દશ વર્ષ નોકરી કરે એવા એવા આઠ સભાસદો કાઉન્સિલમાં હોવા જોઇએ. બોર્ડ ઓફ કન્ટ્રોલમાં એલ્ડરમેનો હતો, કાઉન્સિલ ૧૮ સભાસદોની બનેલી હતી; તેઓ સર્વે પોતાની અંદર કામો વહેંચી લેતા. પણ ખરૂં જોતાં હિંદનાં બધી જાતનાં કામોનો જે માણસોને અનુભવ અને જ્ઞાન હોય તેવા માણસોનો પ્રધાન ખાનગી રીતે નહીં પણ હોદ્દાની રૂએ આશ્રય લે, તો સારૂં કે ખોટું, એ બાબત ઉપર વિચાર કરવાને મને કહેવામાં આવ્યું છે. પહેલાંની રાજ્ય પદ્ધતિમાં જે બેહથ્થુ રાજ્યોની હયાતી હતી તેનું આ કાઉન્સિલ કોઇ પણ જાતનું રૂપાન્તર છે, એવું માનવાની હું ચોખ્ખી ના પાડું છું. બેહથ્થુ રાજ્ય પદ્ધતિમાં ખોડ આ હતી; તેમાં બે જાતની તદ્દન જુદી સત્તાઓ હતી, દરેક પોતાનો મત સ્વતંત્રપણે જણાવતી, આમ બન્ને સત્તાઓ વચે વારંવાર ઝપાઝપી થતી, લાંબા તુમારો ચાલતા અને બન્નેનું સમાધાન થાય અને બન્ને મળતા થાય અને બન્નેના વાંધા ટળી જાય એ માટે પુષ્કળ વખત જતો.

આ બાબતમાં એવું બેપણું નથી, સત્તાઓની એવી મારામારી નથી; કાઉન્સિલની સત્તા એવી નથી કે પ્રધાનથી વિરૂદ્ધ જઇ શકે અગર તેની જોડે હરીફાઇ કરે; તેનાં કાર્યો થોડાં અને નિયન્ત્રિત છે; અમુક બાબતો સિવાય સર્વ બાબતોમાં તેમનાં કાર્યો મર્યાદાવાળાં છે; તેઓ ફક્ત પ્રધાનને સલાહ અને અભિપ્રાય આપે, અને પ્રધાન સલાહ તથા અભિપ્રાય માનવાં કે નહીં, તે માટે તદ્દન સ્વતંત્ર છે. કોઇ પણ અંશે પાર્લામેન્ટ પ્રત્યેની તેની જવાબદારી કમી થતી નથી. પાર્લામેન્ટમાં દર અઠવાડીએ અને દર રોજ હિંદના કામો માટે ચર્ચા થાય, એ ઇચ્છવા જોગ નથી, એમ લૉર્ડ બ્રાઉટન કહે છે, તે યોગ્ય છે; અને આમ કરવું હોય તો પ્રધાનની આગળ પાછળ પ્રખ્યાત અને મોભાદાર, અનુભવવાળા અને વિદ્વાન સખસો મૂકવા. તેમની કને પ્રધાન દરેક સવાલ માટે જવાને મુખત્યાર છે, પણ તેમની સલાહ અગર મત સ્વીકારવો કે નહીં, તે માટે પોતે સ્વતંત્ર છે.



## વ્યવહારૂં રાજનીતિ.

હિંદી પ્રધાનની કાઉન્સિલ નાબુદ કરવાનો ઠરાવ બેશક નવો નથી. ૧૮૫૮ના કાયદા વખતેજ કાઉન્સિલના બંધારણ સામે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો, અને ત્યાર પછી વારંવાર એ સવાલ ઉઠાવવામાં આવ્યો છે. ૧૯૧૪ માં ઇન્ડીઆ કાઉન્સિલ બીલની ચર્ચા વખતે માર્કવિસ ઓફ ક્રુએ હિંદી પ્રધાનની કાઉન્સિલને ફરીથી સુવ્યવસ્થિત કેમ કરવી, એ વિશે બોલતાં આ સત્ય સ્વીકાર્યું હતું. માટે આ ઠરાવને રાજ્યક્રાન્તિ કરનાર તરીકે લેખવાને કારણ નથી. આજકાલ કરતાં ૫૦ વર્ષથી આ બાબત ચર્ચાય છે. છતાં માર્કવીસ ઓફ ક્રુએ ઉમરાવોની સભાને જણાવ્યું હતું કે આ સવાલ હજુ લગી "એક વ્યવહારૂં રાજનીતિના વિષયરૂપ" થયો નથી. અમારો એવો અનુભવ છે કે ૫૦ વર્ષની લાંબી ચર્ચા પછી પણ હિંદના સવાલો એક ડગલું પણ આગળ વધી શકતા નથી. પણ "પ્રજાકીય સંસ્થાઓ સ્થાપન કરી સ્વરાજ્ય આપવું" એવી મતલબની જાહેરાત બહાર પાડી શાહી સરકારે જે રાજનીતિ પ્રગટ કરી છે તે ઉપરથી આ સવાલ નવી દૃષ્ટિથી તપાસાવો જોઇશે. સ્વતંત્ર સંસ્થાઓ જોડે હિંદી પ્રધાનની કાઉન્સિલના અમલદારો નાણાં અને રાજ્યવહીવટ સંબન્ધી જે સત્તાઓ ભોગવે છે, તે બંધબેસતી નથી. હિંદની સરકારની એક બાજુએ હિંદી પ્રધાનની કાઉન્સિલ અને બીજી બાજુએ ધારાસભાઓ હોય આ તદ્દન અજુગતુ છે. જો કે હાલની સભાઓ તો કેવળ મંત્રકારિણી છે, છતાં સ્થિતિ અસહ્ય થઇ પડી છે. આ માટે હું વિસ્તારથી હવે પછીના પ્રકરણમાં લખીશ.

હિંદી પ્રધાનની કાઉન્સિલનું અસ્તિત્વ શા માટે છે તેનાં મુખ્ય કારણો આગળ આપવામાં આવ્યાં છે. તેનો ખુલાસો ૧૮૫૩ માં મી. મીલે કર્યો હતો. માટે તે વખતના તેમજ આજના હિંદના સંજોગો ફરીથી તાજા કરવા એ કદાચ બહેતર છે.

## કાઉન્સિલનું બંધારણ.

આ વિચારો ૧૮૫૮માં પ્રસિદ્ધ થયા હતા. ૧૯૦૯ માં લોર્ડ મોર્લીએ હિંદી તત્વનો ઉમેરો કર્યો ત્યાં લગી કાઉન્સિલમાં મુખ્ય કરીને એન્ગલો-ઇન્ડીઅન અમલદારો સભાસદ તરીકે હતા. કાઉન્સિલની ઓફીસમાં ઉપયોગી કાયમના અધિકારીઓની નિમણુક થતી, તે પણ આવાઓમાંથી થતી. તેઓમાંના ઘણા ખરા સનદી નોકરીમાંથી આવતા. નોકરીમાંથી નિવૃત થયા અગાઉ તેઓએ કાંતો પ્રાન્તિક લેફ્ટેનન્ટ ગવર્નર, અગર વડી સરકારની સભાના સભાસદ તરીકે કામ કરેલું. કારણકે ગવર્નમેન્ટ ઓફ્ ઇન્ડીઆના કાયદા મુજબ જેઓએ હિંદમાં ઓછામાં ઓછી દશ વરસ લગી નોકરી કરી હોય અગર હિંદમાં દશ વર્ષ સુધી રહ્યા હોય, અને નોકરી અગર સંબંધ છોડયાને જેમને દશ કરતાં ઓછાં વરસો થયાં હોય, તેવાજ સભાના સભાસદ થઇ શકે, અને તેવાઓનીજ નિમણુક થઈ શકે. આ પછી દશ વર્ષને બદલે પાંચ વર્ષ કરવામાં આવ્યાં છે. આમ આખી જીંદગી લગી જેઓ હિંદના અમલદારી વાતાવરણમાં ઉછર્યો હોય, તેઓજ પ્રધાનના જવાબદાર સલાહકાર તરીકે કાઉન્સિલમાં બેસવા પામે, એ અનિવાર્ય હતું. તેઓ પોતાના જાતભાઇઓનો બચાવ ઘણા જોરથી કરે છે. અને તેમની રાજનીતિ ચાલુ અને કાયમ શી રીતે રહી શકે, એ માટે પ્રધાનના મિત્રો તરીકે અસરકારક સાધનરૂપ થઇ પડયા છે. હિંદના સુધારક પક્ષને આ મહાન નોકરશાહીરૂપી સંચાનો વાજબી રીતે ભય હતો. સનદી નોકરીના એક સભાસદે હમણાંજ કહ્યું હતું કે દેશમાં અમલદારોનું રાજ્ય હોવું તેનો અર્થ એવો થાય છે કે તેવા માણસોજ રાજનીતિનો માર્ગ નક્કી કરે, કારણકે તેઓ રાજ્યવહીવટમાં સારી પેઠે હુંશિયાર હોવાના, પણ આવાજ કારણથી તો તેઓ પ્રજાના ભાગ્ય પ્રત્યે ઉદાર થઈ શકતા નથી કે ઉંચી દૃષ્ટિથી જોઇ શકતા નથી. ઘણે દૂર દૃષ્ટિ મર્યાદા તરફ નજર ફેંકતાં, તેમના

સંસ્કારોને લીધે તેમની આંખ આગળ લીલાંપીળાં વળે છે. ટુંકમાં તેમને અમલનું ઘેન ચડે છે અને તેઓ તેના વ્યસની બને છે. ઉચ્ચ અભિલાષો અને વિચારોની સ્વતંત્રતાથી, સ્વમાન અને સ્વાતંત્ર્યના રક્ષણથીજ લોકો પ્રગતિને માર્ગે આગળ વધી શકે છે ને મહાન થઇ શકે છે, ગરીબાઈ અને દાસત્વ દાખવવાથી હરગીઝ નહિં. પણ નોકરશાહીનુ આદર્શ આથી તદ્દન વિરૂદ્ધ જાતનું આદર્શ હોય છે. રાજ્યતંત્રની કાર્યસાધકતા અને નહીં કે પ્રજાનો સ્વાભાવિક વિકાસ; સરકાર ચાહે એવા ધોરણે પ્રગતિનો ક્રમ—જો કે એવી રીતે પ્રગતિજ થઇ શકે કે કેમ એજ સવાલ છે—અને નહીં કે પ્રજા ચાહે તે રીતનો: આવી તેમની માર્ગદર્શક ભાવનાઓ હોય છે. ખરૂં છે કે નોકરશાહી આગળ સંસ્થાનો જેવી સ્વતંત્ર પ્રજાઓનું આદર્શ ખડું છે. પણ આ આદર્શ ઘણુંજ અસ્પષ્ટ અને આઘેનું છે. જો રૂપક વાપરીએ તો તે જાણે હિમાલયની ટોચ જેટલે આઘે છે અને આપણે તો હજુ ટળેટીમાં ફરીએ છીએ. અને આ આદર્શ આવું લેખાવાથી તે વ્યવહારૂં રાજનીતિરૂપ બનતું નથી. એ તો માત્ર એક પવિત્ર મહેચ્છા છે, જે પાર પડે અગર નયે પડે. જો આપણે હિંદની પ્રજાને નિશાળીયા તરીકે ગણીએ, તો તેઓ એવી જાતની નિશાળમાં ભણે છે કે હમેશજ નિશાળીઆના નિશાળીઆજ રહે. એટલે કે ધોળી દાઢીવાળાએ જુવાન પરદેશીઓના પગ આગળ હમેશને માટે બેસવું અને એકની એક બારાખડી શીખવી. ”

## સર વિલિયમ વેડર્નબર્ન.

બીજા પ્રસિદ્ધ સનદી નોકર સર વિલિયમ વેડર્નબર્ને આવીજ જુસ્સાદાર ભાષામાં પોતાના વિચારો જણાવ્યા છે. કોન્ટેમ્પોરરી રિવ્યુ નામના માસિકમાં તેમને જણાવ્યું હતું કે સ્વરાજ્ય તરફ પ્રગતિ થાય એવી જે હિંદીઓની માગણી છે તે એવી છે કે તે સત્તાધારી વર્ગોના સ્વાર્થો સાથે અથડાયા વિના

રહી શકે નહીં. જેઓ હમણાં અમલદારીની સત્તા અને મોટા પગારો એકલ પેટે ભોગવે છે, તેઓ હિંદની રાષ્ટ્રીય સભા અને મુસ્લીમ લીગે જે યોજના તૈયાર કરી છે, તેને વધાવી લેશે નહીં. પ્રધાનની તેમજ વડી સરકારની કારોબારી સભામાં સનદી નોકરી જ પ્રધાનપદ ભોગવે છે. સર વિલિયમે આ નોકરીને આવું નામ આપે છેઃ "તે એક ખાસ હક્કદાર પરદેશી વર્ગ છે. તેમના ધંધાના સ્વાર્થો હિંદીઓના અભિલાષોની વિરૂદ્ધ છે. અને રાજ્ય વહીવટમાં તે સર્વોપરી પદ ભોગવે છે." તે એક એવી જાતનું સંધાણુ છે કે તેનાથી બ્રિટિશ પ્રજાની શુભેચ્છા પ્રાપ્ત થઇ શકતી નથી કે હિંદીઓની વાજબી માગણીઓનો સ્વીકાર કરી શકાતો નથી."

પ્રધાનની કાઉન્સિલ નાબુદ કરવાની માગણી હિંદીઓ એટલા માટે કરે છે કે ઇંગ્લાંડમાં અંકુશવાળી જે આ સંસ્થા છે તેમાંથી સર્વોપરી નોકરશાહીનો અન્ત આવે.

## હોમ ચાર્જીસ.

હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસ હયાતીમાં આવી ત્યારથી એક વિષય ઉપર સતત ચર્ચા થાય છે, તેની નોંધ લેવી રહી ગઇ છે. હિંદની મહેસુલ ખાતે ઇંગ્લાંડમાં જે ખર્ચો થાય છે તે પ્રધાનની કાઉન્સિલ મારફત થાય છે. (૧) રેલ્વે કંપનીઓને દેવાં, વ્યાજ અને વાર્ષિક ઉધડ રકમો આપવામાં આવે છે તે સંબંધી વ્યવસ્થા; (૨) હિંદના મૂલકી વહીવટ ખાતે થતાં ખર્ચો; (૩) પોસ્ટ ખાતાને લગતી બક્ષીસો તથા તાર ખાતાને લગતાં ખર્ચો; (૪) હિંદના રક્ષણ માટે કરવામાં આવતાં નૌકા ખાતાને લગતાં ખર્ચ; (૫) ઇરાનના મીશન ખાતે, ચીનના એલચી ખાતે તથા મહારાજા દુલિપસિંહ તથા બંગાળના નવાબ નિઝાબના કુટુમ્બોને અપાતી રકમો વગેરે; (૬) હિંદી પ્રધાનની ઓફીસનું ખર્ચ; (૭) અંગ્રેજી લશ્કરે હિંદમાં નોકરી બજાવી હોય, અગર બજાવતા હોય તે પેટે ઇંગ્લાંડમાં લશ્કરી

ઓફિસ ખાતે જે ખર્ચો થતાં હોય તે; (૮) હિંદમાંથી લઈ જવાનો તથા હિંદમાં આવવાનો લશ્કરની આવક જાવકનો ખર્ચ; (૯) હિંદ માટે ઇંગ્લાંડમાં કરવામાં આવતા સંગ્રહો બાબતનો ખર્ચ; (૧૦) ફર્લો પર જતા અમલદારોના પગારોનો ખર્ચ; (૧૧) નિવૃત થએલ અમલદારોને તથા તેમના કુટુમ્બોને આપવામાં આવતાં પેન્શનો: આ બધાનો તેમાં સમાવેશ થાય છે. આ ઉપરાન્ત પ્રધાનની ઓફીસ મારફત રેલ્વે અને નહેરો માટે કરવામાં આવતાં મુડીનાં ખર્ચો; (૨) રેલ્વે કંપનીઓ ખાતે, પ્રાન્તિક કે સ્થાનિક ફંડ ખાતે કે દેશી રાજ્યો ખાતે સંગ્રહો કરવામાં આવે છે તે; (૩) અને જુદી જુદી બાબતો પેટે રકમો આપવામાં આવે છે તે. ૧૮૬૦ માં હોમ ચાર્જીસ ઘણી ઓછી રકમના હતા, પણ હવે દર વર્ષે ૩૦ કરોડ જેટલા થાય છે. આ દેશમાં મુડી ખર્ચવામાં આવી હોય તે તેના વ્યાજ પેટે ઇંગ્લાંડમાં ખર્ચ કરવામાં આવે છે તેવું કેટલુંક ખર્ચ પણ આમાં આવી જાય છે. સંયુક્ત રાજ્ય અને હિંદ વચ્ચે ખર્ચનો ફાળો કેમ નાંખવો, એ સંબંધી બળવાના વખતથી ચીવટભરી તકરાર ચાલે છે. ગ્રેટ બ્રિટન આ દેશ ઉપર લશ્કરી અને વહીવટીના સંબન્ધનાં કેટલાંક ખર્ચો અન્યાયપણે લાદે છે, તે બતાવવા સદ્‌ગત દાદાભાઇ નવરોજજીએ જીંદગીનો ઘણો લાંબો વખત ગાળ્યો હતો અને તે શોધી કાઢવા તેમણે સખત મહેનત લીધી હતી આવાં કેટલાંક ખર્ચો કરવામાં આવે છે, જેની જોડે આપણને કાંતો તદ્દન સંબંધ હોતો નથી અગર સંબંધ હોય તો ઘણો દૂરનો હોય છે. વળી એમની દલીલ એવી પણ હતી કે બ્રિટિશ લશ્કર જે હિંદમાં રહે છે, તેના ટકાવ બાબતના ખર્ચમાં પણ તેમને ફાળો આપવો જોઇએ. લશ્કરી નોકરી બદલ બ્રિટિશ યુદ્ધખાતુ હિંદની મહેસુલમાંથી પૈસાની જે માગણીઓ કરે છે, તેના સંબંધમાં ૧૮૯૦ હિંદની સરકારે એવી ટીકા કરી હતી કે “હિંદનું લશ્કર વધારવા, લશ્કરી હથિયારો અને કિલ્લાઓ તૈયાર કરવા કરોડો રૂપીઆ ખર્ચવામાં આવે

છે. આ ખર્ચ દેશના દુશ્મનો સામે અગર આસપાસના લડાયક લોકોના હુમલાઓ સામે રક્ષણ કરવા અર્થે કરવામાં આવતું નથી, પણ પૂર્વની દુનિયામાં બ્રિટિશોની સર્વોપરી સત્તા અખંડ રહે તે માટે કરવામાં આવે છે. આવાં મોટાં અને ખર્ચાળ પગલાં હિંદ બહારના દેશો નિમિત્તે ભરવામાં આવે છે. જે રાજનીતિની રૂએ આ પગલાં ભરવામાં આવે છે, તે સામ્રાજ્ય રાજનીતિ કહેવાય છે. તેટલા માટે અમારી એવી માગણી છે કે હિંદની મહેસુલનો વિચાર કરવાનો હોય ત્યારે આ દેશમાં બ્રિટિશ લશ્કર રાખવામાં આવે છે તેના ખર્ચ માટે હિંદ ખાતે કેટલું ખર્ચ ઉધારવું તે સંબંધમાં ઘણી ઉદાર અને ન્યાયદૃષ્ટિ વાપરવાની છે. આ દેશમાંથી લશ્કર બાબત ઘણોજ ગેરવાજબી કર લેવામાં આવે છે, એવી જાતની ફરીયાદ, હિંદ મુગું હોવાથી કરી શકતું નથી: જ્યારે આ બાબતમાં ન્યાયદષ્ટિથી કેવી રીતે સમાધાન થઇ શકે છે, એવું છેવટનો ચૂકાદો આપનાર ઈંગ્લાંડ બતાવી શકે એમ છે." દાદાભાઈ નવરોજજી તથા તેમના અંગ્રેજ મિત્રોએ આ બાબત ચળવળ કરેલી તેના પરિણામમાં હિંદનાં ખર્ચો બાબત તપાસ કરવા સારૂ શાહી કમીશન નિમાયેલું. પણ લોર્ડ વેલ્સ્લીના આ કમીશને તે બાબતમાં જે ભલામણો કરેલી તેથી આ દેશની આર્થિક સ્થિતિમાં કાંઇ મહત્વનો ફેરફાર થયો નથી. ૧૮૯૬માં આવી જાતના સવાલો માટે એક પંચ નીમવાનો ઠરાવ કરવામાં આવેલો; પણ જે પ્રમાણેની વસ્તુસ્થિતિ છે તે જોતાં, પ્રધાન અને તેની કાઉન્સિલ હિંદને ખાતે ખર્ચ ઉધારવાની જે હાલ કુલ સત્તા ધરાવે છે, તેમાં હિંદની સરકારને બોલવાનો કશોજ હક નથી.

## કાઉન્સિલને લગતા સુધારા.

પ્રધાનની કાઉન્સિલને કાઢી નાખવાનો સુધારો એવા પ્રકારનો છે કે તે કર્યા વિના ચાલી શકે નહીં. જ્યાં સુધી તેની હયાતી કાયમ છે ત્યાં સુધી આ દેશના લોકોમાં સ્વરાજ્યનો વિકાસ-

થતાં અટકશે. હિંદી તત્વ ઉમેરીને લોર્ડ મોર્લીએ હાલના બંધારણને જરા મોકળું કર્યું છે. આ કાઉન્સિલમાં હિંદી સભાસદો કેટલા બધા જરૂરના છે, એ માટે તેને તથા તેના વારસદારોએ વખાણનો વરસાદ વર્સાવ્યો છે. પણ સંયુક્તરાજ્યમાં આવી રાજસંસ્થાની જરૂર છે કે કેમ, એજ સવાલનો મુદ્દો છે. આ સુધારો હવે મુલતવી રખાય તેમ નથી. ૧૯૧૪ના લોર્ડ ક્રુના બીલમાં બે હેતુઓ સમાયલા હતા. એક તો ઓફીસના કાર્યક્રમમાં સુધારો કરવો અને વડી ધારાસભાઓ કાઉન્સિલ માટે હિંદી સભાસદો ચુંટે તેમની ચુંટણી મંજુર કરવી. હિંદની બાબતમાં પ્રધાને કેવી રાજકીય દષ્ટિ રાખવી જોઇએ, એ માટે હિંદી સભાસદો દાખલ કરવાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

ઘણા હિંદી પ્રધાનોએ કહ્યું છે કે તેમની ઓફીસનો કાર્યક્રમ ખોટી રીતે કઢંગો અને લંબાણવાળો થઈ પડયો છે. આ જોતાં નૌકા ખાતાની તથા સેના ખાતાની બોર્ડો જેવી વહીવટી બોર્ડો છે તેવી આ કાઉન્સિલ નથી. કાઉન્સિલનું કામ કમીટીઓ કરે છે. કાઉન્સિલની ઓફીસમાં તુમારોનો થોકડો આમ તેમ કેવી રીતે ફરે છે એ બાબતની લાંબી અને ગુંચવણ ભરેલી રીતનું માર્કવીસ ઓફ ક્રુએ બરાબર વર્ણન કર્યું હતું: "જાણે રસ્તામાં એક પત્થર રગળતો હોય તેમ કચરાપટીની સાથે સાથે ઘસડાવાથી નાની નાની બાબતમાં પણ અત્યંત વિલંબો થાય છે." એટલા માટે તે રાજ્યવ્યવસ્થાને સુઘટિત કરવા માગતો હતો. તેની ઇચ્છા એવી હતી કે વડી સરકારને જેમ જુદા જુદા આઠ સભાસદો છે અને તેઓ દરેકને એક ખાસ ખાતુ સોંપવામાં આવેલું છે, તેમ તેને પણ સંખ્યામાં તેમજ કામકાજમાં એવાજ સભાસદો જોઈએ: અને ઘણું કરીને હિંદી સભાસદો "અલગ સભાસદો" જેવા ગણાય. પ્રધાનની ઓફીસમાં હાલ જે પ્રકારે કામ ચાલે છે, તે રદ કરવામાં અને તેને ઠેકાણે પોર્ટફોલીઓની પદ્ધતિ દાખલ થાય, તો હાલ જે ખાતાપણું છે તે ઘણુંજ વધી જાય અને કાઉન્સિલને માથે હિંદના અમલની જે

જોખમદારી છે તે પણ નાશ પામે. એક વ્યક્તિ તરીકે તેની સ્વતંત્ર સત્તાઓનો સવાલ પણ ઉભો થાય. અને લોર્ડ ક્રુના ઠરાવોથી તો આ સત્તાઓ મુદ્દે વધવા પામે. હિંદી પ્રધાનને કે તેની કાઉન્સિલને બેમાંથી કોને વધારે સત્તા હોવી જોઇએ, એ સવાલજ નથી. ઉલટું, સવાલ એ છે કે ઇંગ્લાંડની સરકારની સત્તાઓ ઘટાડી હિંદની સરકારને તે સત્તાઓ શી રીતે આપવી. પાર્લામેન્ટમાં હિંદનો સવાલ આવે, તો તેની શી ગતિ થાય છે તેનો આ ઇન્ડીયા કાઉન્સિલ બીલ એ ઝળકતો દાખલો છે. જે બીલ ફેંકી દેવામાં આવ્યું તેનાથી ફક્ત કાઉન્સિલમાં બે હિંદીઓની નિમણુક ફરજીઆત થવાની હતી અને એ રીતે ચુંટણીના સિદ્ધાન્તનો અંગીકાર કરવો પડતો હતો—જો કે નિમણુકો તો મર્યાદાવાળી હતી. ઉમરાવની સભામાં લોર્ડ સીડનહામ જોડે ઉભા રહેનારા જેઓ છે તેમને આ સરતો ગમી નહીં. લોર્ડ મોર્લીએ આ પગલાનો ઘણા ઉત્સાહથી બચાવ કરેલો. તેણે કહ્યું હતું કે જો બીલને ફેંકી દેવામાં આવશે તો તેથી એક ગંભીર નુકશાન અને મહાન ભૂલ થશે. બીલ ખોડાવાળું હતું. તેની મર્યાદાઓ ઘણી હતી. અને આ કાયદાથી ફક્ત એક નાનકડોજ સુધારો થવા પામત. આથી ઘણા મોટા અને વધારે પુરા કાયદાની જરૂર છે. સવાલ એક બાબત ઉપર આવી લટકી રહ્યો છેઃ હિંદી પ્રધાન અને તેની કાઉન્સિલ ૧૮૫૮થી હિંદની સરકારને જે પ્રકારે કાબુ રાખતી આવી છે, તેવી સ્થિતિ હિંદની સરકારને અદ્યપિ ભોગવવાનીજ છે?—કે હિંદના અધિકારીઓને સત્તા હજુ પણ વધારે પ્રમાણમાં વહેંચી આપવાની છે?

---

# પ્રકરણ ૬ ઠું.

## હિંદની સરકાર.

"એક વાત ચોક્કસ છે. ભૂતકાળમાં જે ઢંગધડા વગર તમે હિંદનું રાજ્ય ચલાવ્યું છે, તે ચલાવવાનો જો તમને કાંઇ પણ હક યા દાવો હોય તો આ હતો કે તે કાર્યસાધક હતું. તે કાર્યસાધક પુરવાર થઇ શક્યું નથી. હિંદની પ્રજા પોતાની મરજી મુજબ એક લડાયક પ્રજા બની શકે, એવી જાતનાં પુરતી રીતના અનુકૂળ રાજ્ય તરીકે તે સિદ્ધ થયું નથી. જો કે હિંદીઓની રાજભક્તિ વિશે તમે શંકા લાવી શકો એમ નથી, છતાં તેની રાજભક્તિ સામ્રાજ્ય પ્રત્યે કેટલી છે, તે ચાલતા યુદ્ધના ઇતિહાસ ઉપરથી જણાય છે. હિંદમાં સ્વદેશભક્તિ ધર્મરૂપ છે. જો તમારે રાજભક્તિનો ખરો ઉપયોગ કરવો હોય તો તેમની સ્વદેશભક્તિનો લાભ લો. તેમને એવી તક આપો કે તેઓજ તેમના નશીબની દોરી હાથ ધરે. નમાલી સભાઓથી આ સિદ્ધ થાય નહીં; પણ કારોબારી ખાતા ઉપર તેમને અંકુશ આપો. તોજ ભવિષ્યમાં બીજા કોઇ અકસ્માત વખતે, ભવિષ્યમાં બીજા કોઇ યુદ્ધ પ્રસંગે અને શાન્તિના સમયમાં પણ, તમારી કુમકે એવું સંતુષ્ટ હિંદ હશે, જે તમને મદદ કરવાને સર્વ રીતે સજ્જ હોય. પ્રમુખ સાહેબ, આ સમય અખતરા કરવાનો નથી. આ સવાલ ઇચ્છા અનિચ્છાનો નથી. જ્યાં લગી હાલના અનુભવના પ્રકાશથી આ જુની અને કઢંગી રાજ્યવ્યવસ્થાને ફરીથી સુઘટિત કરવા માટે તમે તૈયાર હોવ નહીં, ત્યાં લગી મારૂં કહેવું ચોક્કસ માનજો, કે હિંદ ઉપર રાજ્ય કરવાનો પણ તમે હક ગુમાવ્યો છે.

**નામદાર મી. મોન્ટેગુ (આમની સભા, ૧૯૧૭)**

સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો અને પરાધીન રાજ્યો વચ્ચે સામ્રાજ્ય વહેંચાઇ ગયું છે, અને હિંદ ગ્રેટ બ્રિટનનું સર્વથી મહાન પરાધીન રાજ્ય છે. પોતાની અંદરનો રાજ્યવહીવટ ચલાવવાની છેવટની સત્તા સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં છે, પણ બીજાં પરાધીન રાજ્યોની બાબતમાં આખરની સત્તા ગ્રેટ બ્રિટન કને છે. આમની સભા તથા ઇંગ્લાંડની સરકારની બીજી અંગભૂત સત્તાઓ,

પોતે સત્તા છોડી દેઇ, હિંદની ધારા સભાઓને તથા બીજી સ્વતંત્ર સંસ્થાઓને તે બનતી ત્વરાથી આપે છે કે કેમ, એના જવાબ ઉપર સ્વરાજ્યના સવાલનો નિર્ણય રહેલો છે.

શહેનશાહ, પ્રધાનમંડળના પ્રતિનિધિરૂપ પ્રધાન સાથેની પાર્લામેન્ટ, અને હિંદી પ્રધાનની કાઉન્સિલ, આ સત્તાઓ હાલ તો અમલ કરે છે. ઇંગ્લાંડની સરકાર જે પ્રકારે અમલ ચલાવી રહી છે તેથી કેટલીક બાબતમાં તે આ દેશને કેટલી બધી નુકશાન-કારક નીવડી છે તથા કેટલીક બાબતોમાં કેટલી બેદરકાર નીવડી છે, તે મેં આગલા પ્રકરણમાં બતાવ્યું છે. હિંદનું રાજ્ય એ નોકરશાહીનું રાજ્ય છે. હિંદના રાજ્ય વહીવટ ઉપર પાર્લા-મેન્ટનો પ્રજાસત્તાક કાબુ નિષ્ફળ નીવડયો છે ને વસ્તુસ્થિતિ જોતાં કદીયે સંતોષકારક નીવડી શકે તેમ નથી. માટે તેનો ઉપાય એ છે કે દેશમાં પ્રજાકીય સંસ્થાઓ સ્થાપવી અને તેને આ પ્રકારનો કાબુ આપવો, અને જુદા જુદા અધિકારો વચ્ચે રાજ્યનાં કાર્યોની સુઘટિત વ્યવસ્થા કરવી.

બ્રિટિશ સત્તા જેમ જેમ વધતી ગઈ અને દૃઢ થતી ગઇ, તેમ તેમ ૧૮૩૩ થી એકહથ્થુ સત્તા જામતી ગઈ. મુંબાઈ અને મદ્રાસની સરકારો પાસે કાયદા ઘડવાની તેમજ રાજ્યવહીવટ ચલાવવાની જે સ્વતંત્ર સત્તા હતી, તે તેજ વર્ષમાં પાછી ખુંચવી લેવામાં આવી. અને ગવર્નર-જનરલ આખા દેશનો સર્વોપરી હાકેમ થયો. આ દેશમાં એક મજબુત એકહથ્થુ સત્તા જોઈએ, એવું કહેનારા તે વખતે ઘણા અમલદારો હતા. ૧૮૫૩ માં પાર્લામેન્ટ તરફથી તપાસ થઈ હતી. તેમાં સર ચાર્લ્સ ટ્રેવેલી-અન એક મહત્વનો સાક્ષી હતો. તેની જુબાની વિશે થોડું લખ-વાની જરૂર છે.

## હિંદમાં મજબુત વડી સરકારની જરૂર.

તેને એવું પ્રતિપાદન કર્યું કે આખા હિંદુસ્થાન ખાતે સ્થાનિક રાજ્યવહીવટથી અલગ એવી એક સર્વોપરી સરકાર જોઇએ. આવી રીતે ઘડાએલી સરકાર આખા હિંદ માટે કાયદો

કરે, આખા હિંદ માટે એલચી ખાતુ ઉઘાડે, આખા હિંદ માટે ટપાલ ખાતાને તથા જાવક માલની જગાતને લગતું કામ કામ કરે. વડી સરકારનાં આ સર્વ કામો ભલે સીધાં અને ત્વરિત થાય, પણ તે બધાં હાથ નીચેની સરકારો મારફ્ત થવાં જોઇએ.

સર ચાર્લ્સ ટ્રેવેલીઅનનો એવો પણ અભિપ્રાય હતો કે વસ્તુસ્થિતિ જોતાં હિંદમાં એકહથ્થુ રાજ્યવહીવટની જરૂર છે. એનો અર્થ એવો નહીં કે પ્રાન્તિક સરકારોની સ્વસત્તાઓ કમી કરવી. પણ જે બાબતો વડી સરકારને સ્વાધીન હોય તેનો દાબ પ્રાન્તિક સરકારોના રાજ્યવહીવટ ઉપર લાવવો. તેનો આગ્રહ હતો કે રાજકીય સંસ્થાઓમાં એકપણું હોવું જોઈએ. તેને એવી દલીલ કરેલી કે જુદા જુદા પ્રાન્તોના અનુભવથી એક મજબુત વડી સરકાર સર્વસામાન્ય સુધારો કરી શકશે. વડી સરકાર હોય તો હિંદને લગતો અનુભવ એકત્ર થઈ શકે તથા તે અનુભવને જુદા જુદા ભાગોને લાગુ પાડી શકાય, તો ઘણો લાભ થાય એવી એને પ્રતીતિ હોવાથી, તે વડી સરકારનો જબરો હિમાયતી હતો. અને આની સત્યતા માટે તે વખતના સંજોગો પણ એવા હતા. નવા નવા મુલકોની પ્રાપ્તિ કરવી, અને એક બ્રિટિશ સત્તા હેઠળ તે બધાને એકત્ર કરવા, એ માટે અલ્બત્ત એક વડી સરકારની જરૂર તો હતી જ. ૧૮૩૪ માં કુર્ગ મળ્યું, ૧૮૩૬ માં વાવ્ય સરહદના પ્રાન્તો હયાતીમાં આવ્યા, ૧૮૪૩ માં સિંધને જોડી દેવામાં આવ્યો, ૧૮૪૯ માં પંજાબ એક બ્રિટિશ ઈલાકો થયો, ૧૮૫૨ માં દક્ષિણ બ્રહ્મદેશની પ્રાપ્તિ થઈ, ૧૮૫૩ માં કાશી બ્રિટીશોની દેખરેખ નીચે મૂકવામાં આવ્યું, ૧૮૫૪ માં તથા ૧૮૫૩ માં નાગપુર ને આઉધને જોડી દેવામાં આવ્યાં. અર્થાત ૧૮૩૩ થી ૧૮૫૭ સુધીનો વખત એવો હતો કે મુલકોનો વિસ્તાર વધતો ગયો ને સત્તા જામતી ગઈ. બોર્ડ ઓફ કન્ટ્રોલ મારફ્ત હિંદ ઉપર ઈંગ્લાંડની સરકારનો કાબુ વધારે પાકો અને વધારે નજીકનો થતો ગયો. હિંદની

સરકાર જે હવે વડી સરકાર થઈ તેને આ મુલકોને તાબામાં લેવાના હતા અને જુદા જુદા પ્રાન્તોમાં રાજ્યને સારી રીતે જમાવી આન્તરિક રાજ્યને બરાબર ચલાવવાનું હતું. આટલા માટે ૧૮૫૩ માં ઈંગ્લાંડની સરકાર તથા વડી સરકારનો કાબુ વધારવાની દલીલ સ્વભાવિક હતી. માટે જ ૧૮૫૮ માં રાજ્યયંત્રણા આવા ભાવો ઉપર રચાઈ. ગવર્મેન્ટ ઓફ ઈન્ડીઆના કાયદા પ્રમાણે દીવાની તથા લશ્કરી હકુમત અને દેખરેખ ગવર્નર-જનરલની સરકારને હસ્તક રાખવામાં આવી. અને તેને હિંદી પ્રધાનના હુકમોનો માન આપી ચાલવાનું થયું. આવી જ રીતે દરેક પ્રાન્તિક સરકાર ગવરનર-જનરલની સરકારની દેખરેખ તથા હકુમત નીચે છે અને તેને પ્રાન્તોને લગતી સર્વ બાબતોમાં ગવર્નર-જનરલની સરકારના હુકમો માનવા પડે છે. તેટલા માટે વડી સરકારનું રાજ્ય ગવર્નર-જનરલ અને તેની કારોબારી સભાથી ચાલે છે. આ સભામાં ગવર્નર-જનરલ પોતે, ૬ સાધારણ સભાસદો અને કુમાન્ડર-ઈન-ચીફ એ વધારાના સભાસદ તરીકે હોય છે. ગવર્નર-જનરલ અને તેની સભા સાધારણ દેખરેખ રાખે છે. તેના હાથ નીચે પ્રાન્તિક સરકારોનો રાજ્યવહીવટ ચાલે છે. અને આ પ્રાન્તિક સરકારોને ઓછીવત્તી જુદી જુદી સત્તાઓ આપવામાં આવી હોય છે. પણ નાણાંના વહીવટમાં તેઓ બધામાં ઝાઝો ફેરફાર નથી. મદ્રાસ, મુંબાઈ અને બંગાળા ઈલાકાઓને જે કેટલાક ખાસ હકો છે, તે બીજાં પ્રાન્તિક રાજ્યોને નથી. તેઓ પ્રથમ વર્ગમાં આવે છે. બીજા વર્ગમાં સંયુક્ત પ્રાન્તો, પૂર્વ બંગાળા ને ઓરીસા, પંજાબ અને બ્રહ્મદેશ આવે છે અને દરેકની અંદર લેફટેનન્ટ ગવર્નર અને ધારાસભા હોય છે. ત્રીજા વર્ગમાં મધ્યમપ્રાન્તો અને આસામ આવે છે; અને દરેકમાં ચીફ કમીશનર ને તેની ધારાસભા હોય છે. ધારાસભાઓ વગરનાં બીજાં નાનાં રાજ્યો પણ છે. હાલની પદ્ધતિ પ્રમાણે તો વડી સરકાર તથા પ્રાન્તિક સરકાર વચે કાયદાથી મહેસુલની વહેંચણી કરવામાં આવી નથી,

કે કામોનો તફાવત નથી. ગવર્ન્મેન્ટ ઓફ ઈન્ડીઆના કાયદા મુજબ વડી સરકાર સર્વોપરી સત્તા છે અને પ્રાન્તિક સરકારો તેના હાથ નીચેના એજન્ટો છે. તેમને વડી સરકારના હુકમો માનવા પડે છે. પણ સગવડની ખાતર વડી સરકાર કેટલીક મહેસુલની ઉઘરાણી–જેવી કે મીઠું, ટપાલ, તાર, અને દાણ પોતાને હાથ રાખે છે; જ્યારે બાકીનું મહેસુલ ઉઘરાવવાનું કામ તેને પ્રાન્તિક સરકારોને સોંપ્યું છે. પ્રાન્તિક સરકારોની ઉપજ અને ખર્ચ હિંદી સામ્રાજ્યના ખર્ચ તથા ઉપજ ભેગાં ગણવામાં આવે છે અને વડી સરકાર વાર્ષિક હિસાબમાં તેના પોતાના ખર્ચ તથા ઉપજ તરીકે બહાર પાડે છે. લશ્કર, નૌકા, રેલ્વે ને તાર, ટપાલ અને સિક્કાખાતુ વડી સરકાર પોતાના હાથમાં રાખે છે. અને પરદેશી બાબતોને લગતું ખર્ચ તથા મુલકી વહીવટને લગતું બીજું ઘણું ખર્ચ તે પ્રાન્તિક સરકારોની મારફત કરે છે. આમ હિંદી સરકાર એ એકજ રાજ્યપદ્ધતિ છે. સ્થાનિક, પ્રાન્તિક અને સામ્રાજ્યને લગતી સઘળી બાબતમાં તેની રાજ્ય કરનારી સર્વોપરી સત્તાનો અમલ આખા ભરતખંડમાં પ્રવર્તે છે. પ્રાન્તિક સરકારો તો કેવળ હિંદની સરકારના એજન્ટો છે. તેટલા માટે વહીવટ તથા રાજ્યને લગતાં સર્વ કાર્યો હિંદની સરકારને હસ્ત છે, જે વળી હિંદી પ્રધાનની મારફત શાહી સરકારને તાબે છે. એટલા માટે ગવર્નર જનરલની સરકાર હિંદી પ્રધાનની પરવાનગી વિના કોઈ પણ જાતનો નવો ધારો હાથમાં લઈ શકે નહીં. અને નાણાં તથા વહીવટને લગતી કોઈ પણ જાતની રાજનીતિમાં નવો અને મહત્વનો ફેરફાર હિંદી પ્રધાનની રજાથી જ દાખલ થઈ શકે. હિંદી પ્રધાન અને તેની કાઉન્સિલ નાણાંના સંબંધમાં કેવો ભારે કાબુ ધરાવે છે તે વિશે મેં ક્યારનુંયે લખ્યું છે. હિંદી પ્રધાન તથા હિંદની સરકારના હાથમાં કુલ કાર્યોને જમાવવામાં આવ્યાં છે, તેનો ઘણા તીખા શબ્દોમાં તિરસ્કાર કરવામાં આવ્યો છે. હમણાંજ લોર્ડ ઇસ્લીંગટને જાહેર કર્યું છે કે કામની વહેંચણી

કરવામાં નહીં આવે તો ઘણું માઠું પરિણામ નીપજશે. જો કામની વહેંચણી કરી ધારાસભાઓને કાબુ આપવામાં નહીં આવે, તો તેથી પ્રાન્તિક સરકારો નાનાં જુલમગાર રાજ્યો બની જવાનાં.

## પ્રાન્તિક સરકારોની સ્થિતિ.

એકહથ્થુ સત્તા રાખી મજબુત રાજ્ય સ્થાપવાનાં ૧૮૫૮ માં જે કારણો હતાં તે હાલ નથી. રાજ્યવહીવટનો સંગીન પાયો ઘણા ખરા પ્રાન્તોમાં ક્યારનોએ ઉંડો નંખાઈ ગયો છે. અને અડધા સૈકાની શાન્તિ, સંતોષ અને પ્રગતિથી રાજ્યવહીવટમાં એક સરખાપણું અને પદ્ધતિ દાખલ થયાં છે. ૧૮૩૩ ના કાયદાથી જે પ્રાન્તોની સ્થિતિ તાબેદાર કરી દેવામાં આવી હતી, તેમને ૧૮૫૮ માં તેમના ગૌણપદ માટે પોકાર ઉઠાવેલો. ૧૮૫૩ માં પાર્લામેન્ટની કમીટી સમક્ષ કેટલાક એવા સાક્ષીઓને બોલાવવામાં આવ્યા હતા, જેઓએ ગવર્નર તરીકે તથા તેની સભાના સભાસદ તરીકે કામ કર્યું હતું. તેમને એવો મત આપેલો કે ૧૮૩૩ નો કાયદો થયો તે અગાઉ વડી સરકાર અને પ્રાન્તિક સરકારોનો જેવો સંબંધ હતો તેવોજ સંબંધ પાછો કાયમ કરવો જોઈએ. કારણ કે ઉપરના કાયદાથી તાબેદાર સરકારોની પદવી ઘણી જ ઘટી ગઈ છે ને નબળી પડી ગઈ છે. જે માણસો કામ કરવાને વધારે પાત્ર હતા તેમની કનેથી ઘણે ભાગે કામ ઝુંટવી લેવામાં આવ્યું છે. અને હિંદની સરકાર જે આ બાબતમાં પોતાનું મન પરોવતી નથી તથા આવા સવાલોનો નિર્ણય કરવાને જે લાયક પણ નથી, તેને આ કામ સોંપવામાં આવ્યું છે. મદ્રાસ સરકારની સભાના સભાસદ મી. જે સુલીવાને સર થોમસ મન્રો, મી. એલ્ફીન્સ્ટન અને સર રિચર્ડ જેન્કીન્સના અભિપ્રાયોનો ટેકો લીધો હતો. એમના મત પ્રમાણે દરેક પ્રાન્તે પોતાને યોગ્ય લાગે એવો સુધારણાનો માર્ગ પકડવો જોઇએ. જો આમ થશે તો હરિફાઈનો આત્મા જાગતો રહેશે ને દરેક પ્રાન્ત પોતાને અનુકૂળ હશે એવી સુધારણાના પાઠો બીજા પ્રાન્તો

કનેથી ઉછીના લઈ શકશે. મી. સુલીવાને એવું પણ કહ્યું હતું કે વડી સરકારે કેટલીકવાર મદ્રાસ પ્રાન્તમાં એવી જાતની દખલ કરેલી કે તેથી હસવું આવે, અને આના ટેકામાં તેણે કેટલાં દૃષ્ટાંતો આપેલાં. ૧૮૫૪ માં સ્થિતિ આવા પ્રકારની હતી.

લોર્ડ સીડનહામે થોડા વખત ઉપર આ વિષય ઉપર એક લેખ લખ્યો હતો. તે જણાવે છે કે કદાચ ૧૮૫૩ માં વડી સરકારના તાબા હેઠળ એકહથ્થુ રાજતંત્ર હોવું એ જરૂરનું હતું. પણ હાલ તો તે રાજ્યવહીવટને લગતા મોટા અનિષ્ટરૂપ છે. "પ્રાન્તિક સરકાર ઉપરનો વડી સરકારનો દાબ નાની નાની બાબતોમાં પણ દોડડાહ્યો અને અડચણ કરનારો થઈ પડયો છે. અને વડી સરકારનું યંત્ર નાની નાની વિગતોની એવી ઝાળથી વીંટાઈ ગયું છે કે હિંદની હાલની જરૂરીઆતો પુરી પાડવાને તે અશક્ત નીવડયું છે. આની સરખામણી કરવા લોર્ડ સીડનહામ આપણને એક કલ્પના કરવાનું કહે છેઃ કે રૂસીઆને બાદ કરી યુરોપનું એક રાજ્ય કલ્પો, જેની રાજધાનીનું શહેર રીગી કુલ્મને અને શિયાળા માટે રોમ રાખો. આમ હાલની રાજ્યવ્યવસ્થામાં જબરો ફેરફાર થવો એ જરૂરનું છે. રાજ્યબંધારણ જેવી સ્થિતિમાં હતું તેવી સ્થિતિ કાયમ રાખ્યું હોય તો સારૂં એવા મતને શાહી કમીશન વળગી રહ્યું. નાણાંના સંબંધમાં સત્તાનો વિભાગ કરી તે સત્તા પ્રાન્તિક સરકારને આપવી એવી જાતનો જે સુધારો તેને સુચવ્યો હતો તે મહત્વનો નહોતો અને એકહથ્થુ સત્તા અટકાવવાને તો ખરે તે કાયમનો ઉપાય નથી જ. આમ સત્તાવિભાગ માટે દરેક જાતના યત્નો કરવામાં આવ્યા, છતાં રાજ્યની લગામ ધરનાર સત્તાધારીઓ બને ત્યાં સુધી પોતાની સત્તા છોડવાની હા-નાકાની કરે છે. જે મજબુત મનના સેક્રેટરીઓ તાબાના અધિકારીઓની સત્તાઓ પચાવી પડવાની વલણ ધરાવે છે, તેજ બતાવે છે કે જ્યાં સુધી રાજ્યવહીવટમાં સત્તાવિભાગ નહીં થાય ત્યાં સુધી તે કાર્યસાધક નીવડ-નાર નથી. આટલા માટે જ લોર્ડ સીડનહામે શાહી કમીશનના કામ વિરૂદ્ધ જે સખત તિરસ્કાર બતાવ્યો છે, તેની સામે હિંદનો કોઇ નેતા જશે નહીં. તેણે બતાવ્યું હતું કે "હાલ રાષ્ટ્રમંડળને અનુરૂપ જે ઘણી સંસ્થાઓ પ્રવર્તે છે, તેની સામે કમીશને આડા કાન કર્યા છેઃ આ ઉપરથી જ જણાય છે કે રાજ્યદ્વારી પુરૂષોને છાજે એવી ભલામણો થઇ શકી હોત!" મુખ્ય સવાલ ઉપર કમીશન કોઈ પણ જાતના નિર્ણય ઉપર

આવી શકયું નહોતું. "થોડા વખતના અખતરાઓ માટે અગર વ્યક્તિઓના મનસ્વીપણાના સંતોષ અર્થે સત્તા એક બાજુએથી બીજી બાજુએ હાલમડોલમ થયાં કરે, એ વિચારજ સંગીન રાજ્યવહીવટનો નાશક છે." પચાસ વરસના અખંડિત અને નિયમિત રાજ્યથી પ્રાન્તિક સરકારોના પાયા સંગીન થયા છે, અને પ્રાન્તિક રાજ્યવહીવટમાં દરમ્યાનગીરી કરવાની વડી સરકારને જરૂર રહી નથી. ૧૮૫૮ માં જ્યારે હાલનું રાજ્યબંધારણ કાયદાની રૂએ નક્કી કરવામાં આવ્યું, ત્યારથી હિંદના રાજ્યવહીવટમાં તથા રાજકીય બાબતોમાં જે પ્રગતિ થઈ છે તેની કદર નહીં કરવામાં કમીશનરોએ ગંભીર ભૂલ કરી છે. ફક્ત સત્તા છુટી પાડવાથી કેવળ પ્રાન્તને લગતાં કામોમાં વડી સરકારના કાબુમાંથી પ્રાન્તિક સરકારો સ્વતંત્ર થઈ શકે નહીં; તેમ થવા તો કાયદાનુસાર બન્નેના અધિકારો વચ્ચે કામોની ફરીથી ગોઠવણ થવી જોઈએ. આજ તેનો ઉપાય છે. જો કાયદાની રૂએ કાર્યોના વિભાગ થાય તો પ્રાન્તિક સરકારોમાં નવું ચેતન આવે, અને અન્યોન્ય પ્રાન્તોમાં એવી જાતની હરિફાઈ ઉભી થવા પામે, કે તેના પરિણામમાં કેળવણી, રાજકીય તેમજ સામાજીક વિકાસ કરવા સારૂ જે રાજ્યપદ્ધતિઓ અનુકુળ હોય, તે હયાતીમાં આવે. વળી પ્રાન્તિક સરકારોના મોભામાં તથા તેમની કાર્યસાધકતામાં પણ વૃદ્ધિ થવા પામે. અને યથેચ્છ વિકાસ કરવાને તથા હાલ પ્રાન્તવાસીઓના કલ્યાણની બાબતોમાં પણ વડી સરકારનો કાબુ છે, તેમાંથી તેમને મુક્તિ મળે. પ્રાન્તોની આખરની સ્વતંત્રતા આ પ્રમાણે કરવામાં આવે તોજ સાધ્ય છે. આવી જાતનો સત્તાવિભાગ થવાથી સામ્રાજ્યને લગતી બાબતો અલગ થશે, અને હાલની ઘણી પ્રવૃત્તિઓમાંથી વડી સરકાર મુક્ત થશે, અને આમ આખા ખંડને લગતાં મોટાં કામોમાં પોતાનો વખત ને શક્તિ વાપરી શકશે.

## હિંદમાં રાષ્ટ્રમંડળ પદ્ધતિ.

હાલની રાજ્યપદ્ધતિમાં તેમજ તેના બંધારણમાં કેવા કેવા

મહાન ફેરફારો કરવા, એ વિશે બ્રિટિશ શહેનશાહતમાં ચર્ચાઓ થઈ રહી છે. હિંદનું રાષ્ટ્ર સામ્રાજ્ય જોડે ભળી એકરૂપ થાય એવી તેની આશાઓ અને અભિલાષો સામ્રાજ્યના બીજા ભાગો જેવી જ છે. ઈંગ્લાંડ અને તેનાં મહાન સંસ્થાનો વચ્ચેના સંબંધોની મુખ્ય ચાવી સ્વરાજ્ય છે. અને હિંદ એવા પદ્ધતિસરના રાષ્ટ્રીય રાજ્યની ઇચ્છા રાખે છે કે જેથી પોતે સામ્રાજ્યનાં એક અખંડ ભાગ તરીકે પોતાનું નસીબ ખીલવી શકે. હાલમાં જે માગણી કરવામાં આવે છે તે નાનકડા રાજકીય ફેરફારો માટે નથી. બ્રિટિશ રાજ્યદ્વારીઓની ફરજ છે કે તેઓ રાજ્યધારણાની યોજના એવી ઉદાર અને સર્વગ્રાહી ઘડે અને હિંદ માટે કાંઈ એવું રાજ્યબંધારણ વિકસાવે, કે જે સંગીન અને અકડક હોય. કારણકે આ તત્વો રાષ્ટ્રીય જીવન માટે ઘણાં અગત્યનાં છે. રાજ્યબંધારણમાંથી રાજ્યકીય યંત્રણા જન્મ પામે છે. આ દ્વારા સમાજ પોતાના જીવનને નિયમમાં લાવી શકે છે. એ રાજ્યબંધારણ અકાલીન અને જાહેર લાગણીના સહચારમાં હોતું નથી તો અશાન્તિ અન કડવાશ જન્મ પામે છે. લોર્ડ ઈર્વીંગટને હમણાંજ જણાવ્યું હતું કે હિંદનું રાજકીય આદર્શ બ્રિટિશ સામ્રાજ્યના આદર્શોને અનુરૂપ હોવું જોઇએ. બ્રિટિશ સામ્રાજ્યમાં જે બે આદર્શોએ રાજકીય સંસ્થાઓની વૃદ્ધિ કરવામાં ગંભીર અસર કરી છે, તે રાષ્ટ્રમંડળવાદની અને રાષ્ટ્રવાદની ભાવનાઓ છે. બ્રિટિશ સામ્રાજ્યના અંગભૂત ભાગોમાં આ બે ભાવનાઓએ વહીવટી તેમજ રાજકીય રચનાઓ ઉપર ભારે અસર કરી છે. લૉર્ડ ઈર્વીંગટનના છેલ્લા ભાષણ ઉપરથી જણાય છે કે હિંદના રાજ્યબંધારણના સંબંધમાં સુધારા માટે જે વિચાર ચાલી રહ્યો છે, તેની ઉપર પણ આ ભાવનાઓની જ અસર છે. તેણે કહેલું કે ઑસ્ટ્રેલીઆનું રાષ્ટ્રમંડળ અનુરૂપ બંધારણ જે પદ્ધતિ ઉપર રચાએલું છે, તેજ પ્રદ્ધતિ ઉપર હિંદની રાજ્યવ્યવસ્થા ઘડાવાનો સંભવ છે; હિંદના પ્રાન્તો સ્વરાજ્ય ભોગવતાં રાજ્યો બનશે અને હાલની નોકરશાહી રાજ્યપદ્ધતિનો

અંત આવશે. હાલમાં વડી સરકારની સર્વોપરી સત્તાને તાબે પ્રાન્તિક સરકારો છે. બીજે ઠેકાણે એ રાષ્ટ્રમંડળ પદ્ધતિનો સ્વીકાર થવાથી પ્રાન્તિક રાજ્યોના કાર્યક્ષેત્રમાંથી પ્રાન્તને લગતાં કામો બાદ કરી બાકીનાં વડી સરકારને હસ્ત રાખવામાં આવ્યાં છે. આવી રીતે કાયદો ઘડી કાર્યોનો વિભાગ હિંદમાં ક્યારનોએ થયો જોઈતો હતો. પણ લૉર્ડ ઈશ્લીંગટન જ આવા રાષ્ટ્રમંડળ બંધારણની સુચના કરનાર પહેલો અધિકારી નથી. હિંદનું સાર્વભૌમપદ શહેનશાહતને હસ્ત આવ્યું ત્યારથી હિંદનું રાજ્ય કેવી રીતે વિકાસ પામ્યું છે તથા વૃદ્ધ થયું છે, એ જેઓ જાણે છે તેઓને રાજકીય દૃષ્ટિની રાષ્ટ્રમંડળ પદ્ધતિ અજાણી નથી.

ત્રણ ચાર જમાનાના અનુભવી ઍંગ્લો–ઇન્ડીઅન અધિકારીઓએ આ ભાવનાને પુરતો ટેકો આપેલો છે.

## ઍંગ્લો–ઈન્ડીયનોનો મત.

સર જોર્જ ચેઝની એ એવો પહેલવહેલો હિંદનો અમલદાર હતો. તેને લાગેલું કે રાષ્ટ્રમંડળ ભાવના પ્રમાણે હિંદના પ્રાન્તોમાં રાજકીય વિકાસ થાય તો તેથી તેને ઘણો કીમતી લાભ થાય. આવા રાષ્ટ્રમંડળમાં હિંદના રાજ્ય ઉપર એક સામાન્ય નિયામક સત્તા રાજ્ય કરે, અને તેની નીચે સ્વતંત્ર પ્રાન્તિક રાજ્યો મોટા પ્રમાણમાં નાણાં અને વહીવટ સંબંધી સત્તાઓ ધરાવે. ૧૮૭૦ લૉર્ડ મેયોએ સત્તાવિભાગની જે રાજનીતિ દાખલ કરી, તે મોટે ભાગે તેને લીધે કરેલી. તેને એવો આગ્રહ કરેલો કે એક વડી સરકાર આખા હિંદ ઉપર અમલ ચલાવે તે કરતાં પ્રાન્તવાર વડાઓ અમલ ચલાવે, એ વધારે સારૂં. તેના આ વિચારના ટેકામાં તેને દૂરંદેશી ત્રણ દલીલો કરી હતી. “એવો વખત આવે, જ્યારે ઇંગ્લાંડને હિંદમાંથી પોતાની સત્તા પાછી ખેંચી લેવીય પડે: અંગ્રેજોની ફરજ છે કે જો બની શકે તો હિંદમાં સંખ્યાબંધ રાષ્ટ્રો તૈયાર કરવાં, જેથી જો ગ્રેટબ્રિટનને પોતાની સર્વોપરી સત્તા પાછી ખેંચી લેવી પડે, ત્યારે દરેક પ્રાન્તમાં એવું સ્પષ્ટ અને સુવ્ય

વસ્થિત રાજ્ય હયાત હોય કે પોતે પોતાનું રાજ્ય સારી રીતે ચલાવી શકતું હોય અને કાયમની સુલેહશાન્તિ જાળવી શકતું હોય.'' દેશી રાજ્યો હેઠળ કે બ્રિટિશ રાજ્ય હેઠળ એમાંથી કયા રાજ્યની હેઠળ હિંદમાં રાષ્ટ્રમંડળ પદ્ધતિના વિકાસ માટે વધારે સંભવ છે, એ વિષય પણ સર જોર્જ ચેઝનીએ ચર્ચ્યો હતો. તેના વિચાર પ્રમાણે દેશી રાજ્યો હેઠળ આ વિકાસ થવાનો હોય તો હાલની રાજકીય તેમજ વહીવટી સંસ્થાઓ ફરીથી રચવી પડે. એટલા માટે જરૂરનું છે કે અસ્તિત્વ ધરાવતાં પ્રાન્તિક રાજ્યોનો હાલની તાબેદાર સ્થિતિમાંથી સ્વતંત્ર સ્થિતિમાં યાતો વડી સત્તાના લગભગ સ્વતંત્ર ભાગ તરીકે વિકાસ થવો જોઇએ. પ્રાન્તિક સ્વતંત્રતાને કેટલી મર્યાદા મૂકવી એ માટે પણ તેણે ચર્ચા કરી હતી, અને તે એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે સેના અને એલચી ખાતાના નિયમ માટે, મહેસુલ ખાતાની વ્યવસ્થા માટે, સામ્રાજ્યને લગતા તાર અને ટપાલની સ્થાપનાઓના રક્ષણ માટે અને હિંદની રેલ્વેની દેખરેખ માટે, રાજ્યવહીવટની એકતાની અગર કોઈ વડી સત્તાની જરૂર છે. તેને સ્વીકાર્યું હતું કે જોડીયા લશ્કરની પદ્ધતિ વ્યવહારૂં નથી. તે એવા અભિપ્રાયનો હતો કે મહેસુલની બાબતમાં પણ ( ફ્યુડલ ) સરદાર પદ્ધતિ બરાબર નથી. કારણકે કેટલાક પ્રાન્તો પોતાના પગ ઉપર ટકી શકે એવા નથી. પણ સર્વસામાન્ય બાબતોનો નિર્ણય કરવો તથા દરેક પ્રાન્તને માથે કેટલું ખર્ચ નાંખવું, આ માટે રાજ્યો એકઠાં મળી કામ કરી શકે. પણ આને માટે એક વાંધો હતો. આવું મંડળ રચવું હોય તો તે પગારદાર અમલદારોના પ્રતિનિધિઓનું હોઈ શકે કારણકે પ્રાન્તિક રાજ્યોમાં પ્રજાકીય તત્વો અસ્તિત્વમાં નહોતાં.

વીસ વર્ષ પછી સર જોન સ્ટ્રેચીએ એવો મત દર્શાવ્યો હતો કે ભવિષ્યમાં એવો વખત આવશે, જ્યારે હિંદના દરેક પ્રાન્તમાં તેના અંદરની સાધારણ બાબતોનો વહીવટ તદ્દન સ્વતંત્ર પણે ચાલતો હશે, અને આ જરૂરનું છે. કારણ કે જો કે વડી

સરકારની સર્વોપરી સત્તા ટકાવી રાખવી જરૂરની છે, છતાં તેનો કોઈ પણ અંશે ભોગ આપ્યા વિના રાજકીય સહીસલામતી ઘણે ભાગે સિદ્ધ થાય તેમ છે. બીજા પ્રતિભાશાળી અંગ્લો–ઈન્ડીયન અધિકારી સર હેન્રી કોટને હિંદની રાજકીય પુનર્ઘટના માટે પોતાના વિચારો જાહેર કર્યા હતા. આપણને આ વિચારો ઘણાજ રસિક લાગે એવા છે. ઓસ્ટ્રેલીઆ તથા કેનેડામાં જેવી રાષ્ટ્રમંડળ પદ્ધતિ પ્રવર્તે છે, તેવીજ રાષ્ટ્રમંડળ પદ્ધતિ આખરે હિંદમાં પણ થવી જોઈએ, એવો તેનો મત હતો. તેને કહ્યું હતું કે પ્રતિનિધિવાળાં પ્રાન્તિક રાજ્યોનો ધીરે ધીરે એવો વિકાસ થશે ને તેમાંથી પોતાના ખાસ વ્યક્તિત્વને પ્રગટ કરતાં એકઠાં મળેલાં રાજ્યો નિશ્ચિત થશે. તેના દેશી બન્ધુઓ આ ફેરફારને વધાવી લે અને દોરે અને સરલ બનાવે એવી તેની વૃત્તિ હતી. ઈંગ્લાંડના છત્ર નીચે જુદાં જુદાં રાજ્યો વચ્ચે એક સંયોગ સંકલિત થાય, એવો તેનો રાજકીય પુનર્ઘટનાનો આદર્શ છે.

હિંદમાં રાષ્ટ્રમંડળ પદ્ધતિનું રાજ્ય હોવું જોઈએ, એવા અભિપ્રાયો વિચારવાન અંગ્રેજ અમલદારોના હતા. હિંદની સંસ્કૃતિનાં ભિન્ન ભિન્ન તત્વોથી સંયુક્ત જીવન તથા કાર્યનો સંભવ દૂરનો લાગતો હતો અને રાષ્ટ્રીયતાની હાલની ભાવનાઓ અંગીકાર પણ કરવામાં નહોતી આવી, તેવે વખતે જોન બ્રાઇટ એવો મત ધરાવતો હતો કે હિંદમાં સ્વતંત્ર અને પ્રજાકીય પ્રાન્તો હોવા જોઈએ, જે ઈંગ્લાંડની સરકાર સાથે બારોબાર સંબંધ રાખે. આ વિચારને હાલની ભાવનાઓમાં ઘટાવતાં એમ કહી શકાય કે આજ રાષ્ટ્રમંડળ પદ્ધતિના રાજ્યની ભલામણ બરાબર છે.

સર વૉલ્ટર લૉરેન્સ થોડા વખત ઉપર એવી દરખાસ્ત લાવ્યો હતો કે સ્વતંત્ર દેશી રાજ્યોના રાજાઓ હેઠળ હિંદનું રાજ્ય મૂકવું અને આમ સામ્રાજ્યમાં એક સંયુક્ત રાજ્યયોગ ઊભો કરવો. આ યોજના તદ્દન ફેંકી દેવા જેવી નથી, પણ તે

વ્યવહારૂં નથી. કદાચ આ યોજનાને આપણે સ્વપ્નવત ન ગણીએ તો પણ બધા રાજ્યોને એક મહાન ચોકઠામાં નાંખી દેવાથી ભિન્નતામાંથી તથા હરિફાઇમાંથી જે તંદુરસ્તીનો આત્મા ખીલી શકે છે, તે અદ્દશ્ય થઈ જવાનો. પાશ્ચાત્ય ભાવનાઓમાંથી સ્વતંત્રતાનો જે આત્મા હાલ જન્મ પામ્યો છે, તેની પણ ગણત્રી કરવી પડશે. એવી કોઇ પણ રાજ્યપદ્ધતિ ગ્રાહ્ય નહીં થાય, જે અંતે પ્રજાકીય રાજ્યની સ્થાપનામાં ન પરિણમતી હોય.

## મુંબઇની સરકાર.

**શાહી કમીશન** આગળ હાલની રાજ્યપદ્ધતિ વિરૂદ્ધ જે જવાબો મોકલવામાં આવ્યા હતા, તેમાં **મુંબાઇની લોર્ડ સીડનહામની સરકારે** પદ્ધતિ સામે ઘણાજ કડક શબ્દોમાં પોતાનો તિરસ્કાર જણાવ્યો હતો. **વડી** તેમજ **પ્રાન્તિક સરકારો**નાં કર્તવ્યોના સંબંધમાં **મુંબાઇની સરકારે** ઘણી પોષક અને કીમતી સુચનાઓ કરી હતીઃ

જુદા જુદા પ્રાન્તોની અસંખ્ય બાબતો સાથે કેમ વર્તન રાખવું એ માટે વડી સરકાર લાયક નથી. જેમ બને તેમ લોકના નેતાઓ અને પ્રતિનિધિઓના વિચારો પ્રમાણે રાજ્ય ચાલે તો સારૂં એવો હાલની રાજ્ય પદ્ધતિનો ઇરાદો હોય છે. વડી સરકારના કારોબારી ખાતાની સર્વોપરી સત્તાનું પરિણામ એ આવ્યું છે કે જુદા જુદા પ્રાન્તોની પ્રગતિમાં જુદી જુદી જાતનાં કેટલાં તત્વો છે, તેની ઉપેક્ષા થવાથી રાજ્યવહીવટની બધી શાળાઓમાં એક જાતની એકતા જન્મ પામી છે. હિંદમાં હાલ જે નવાં બળો ઉત્પન્ન થયાં છે તેથી રાજ્યવહીવટમાં કાર્યકાક્રનો અભાવ જોઇએ છે. માટે મુંબાઇની સરકારનો મત એવો છે કે વડી અને પ્રાન્તિક સરકારો વચ્ચે રાજ્યવહીવટની વહેંચણી થવી જોઇએ, પ્રાન્તિક સરકારને પ્રાન્તનાં સર્વ કાર્યો સોંપી દઇ, વડી સરકારને તેમાંથી મુક્ત કરવી જોઇએ કારણ કે તે વારંવાર પ્રાન્તના મતો અને જરૂરિયાતો સામે પડે છે. વડી સરકારને પ્રાન્ત સાથે સંબંધ નહીં ધરાવતાં કેટલાં કામ કરવાના છે, તેનો ચોક્કસ ખુલાસો થઈ જવાથી ઓસ્ટ્રેલીયા તથા અમેરેકામાં આ બાબતની સ્પષ્ટતા થઈ ગઇ છે. વધારે ભેદવાળા અને ઘણી જાતને આશ્રય આપનાર હિંદુસ્તાનમાં તો એવી જાતની રાજવ્યવસ્થાની ઘણીજ જરૂર છે. મુંબા-

ઈની સરકારે જણાવ્યું હતું કે રાજ્યવહીવટના ક્રમ પ્રમાણે સત્તાઓ પૂરે-પૂરી આપવી ને એ દિશામાં રાજ્યવ્યવસ્થાનો વિકાસ કરવો એવાં હાલનાં વલણો જોવામાં આવે છે. વડી સરકારને ફક્ત એવી સત્તાઓ આપવી, જે ઉપર પ્રમાણે કાર્યસાધક નીવડી શકે એવી ન હોય. પરદેશી રાજ્યો જોડે વ્યવહાર રાખવામાં, રક્ષણ માટે વ્યવસ્થા કરવામાં, તથા જે વ્યવસ્થામાં એકરૂપતાની જરૂર હોય પણ તેમાં એકરૂપતા સાધી શકાય તેમ ન હોય એવી શાખાઓ—જેવી કે ચલણ, ટપાલ, દાણ, જકાત, માલ વહાણો, કાયદા ને ધારા—આમાં પ્રાન્તિક સરકારો બરાબર કામ કરી શકે નહીં, પણ જ્યાં એકરૂપતા અગર સર્વોપરીપણું જરૂરનું ન હોય, અગર અસંભવિત હોય, ત્યાં જો સર્વોપરીપણું રાખવામાં આવ્યું હોય તો સ્થિતિસ્થાપકતાનો ગંભીર ભોગ આપ્યા વિના નભી શકે નહીં. એકહથ્થુ સત્તા રહેવાથી પ્રગતિ માટેનો યત્ન અટકી પડે છે, કામ કરવા માટેનો ઉત્સાહ રહેતો નથી, અને પ્રાન્તિક સરકારોમાંથી જોખમદારીનું ભાન મોટે ભાગે ખંડિત થાય છે. ટૂંકમાં હિંદ જેવા મોટી વસ્તીવાળા દેશમાં એકહથ્થુ સત્તાને લીધે કાર્યસાધકતાનો અભાવ હોવાનો, અને હાથ નીચેના અધિકારીઓ સત્તાનો દુરૂપયોગ કરવાના. વડી સરકાર પ્રાન્તોથી ઘણી દૂર રહે છે, તેની કને પ્રતિનિધિવાળી સંસ્થા નથી અને કેટલીક વખત તો મદ્રાસ કે મુંબઈ જેવા મોટા ઇલાકામાંથી સદરહુ ઇલાકાનો જાતિઅનુભવ ધરાવનાર એક સભાસદ સરખો પણ હોતો નથી. આવી સ્થિતિનાં પ્રાન્તનો પ્રજામત શો છે, તેની ખબર પણ ન પડે. પ્રાન્તિક સરકારોએ જે સિદ્ધાન્તો સ્વીકાર્યા ન હોય તેવા સિદ્ધાન્તો સ્વીકારવાથી, તથા જે કાયદાઓ ઘડયા ન હોય તેવા કાયદાઓ સ્વીકારવાથી, વડી સરકાર સ્થાનિક લાગણીથી વિરૂદ્ધ જવાનું મોટું જોખમ વ્હોરે છે. આવી મુખ્યત્વે કરીને સ્થાનિક બાબતોમાં પણ પ્રાન્તિક સરકારોને દૂર વસતી વડી સરકાર ઉપર આધાર રાખવો પડે, એ અમિશ્ર અનિષ્ટ છે.

આવાં કારણો ઉપરથી મુંબાઈની સરકારે આગ્રહપૂર્વક માગણી કરેલી કે જે પ્રાન્તિક બાબતોનો વહીવટ વડી સરકારના હાથમાં હોય તેમાંથી મુક્ત કરી સ્થાનિક સરકારોને હવાલે કરી દેવાનો વખત પાકી ગયો છે.

એટલા માટે મુંબાઇની સરકારે વડી અને પ્રાન્તિક સરકારો વચ્ચે કામોની વહેંચણી નીચે પ્રમાણે સુચવી હતી:—

## વડી સરકાર.

(૧) સેના અને નૌકા, હથિયાર અને સરંજામ, (૨) નાણાંની પેઢીઓ ને દેવાળા ખાતાં, (૩) વડી સરકારને લગતાં દીવાની કામો, (૪) સીક્કા પાડવાનું ખાતું, (૫) નોટો પાડવાનું ખાતુ, (૬) કરો, (૭) રક્ષણખાતું, (૮) દેવળધર્મ, (૯) પરદેશી જોડેનો સંબન્ધ ને પ્રાન્ત બહારના દેશી રાજ્યોના સંબંધો પણ, (૧૦) દેશની અંદર આવનાર તથા બહાર જનારાઓનો વસવાટનો સવાલ, (૧૧) વહાણવટી ખાતું, (૧૨) વાયુશાસ્ત્ર, (૧૩) બહારથી આવતું અફીણ, (૧૪) પેટન્ટો તથા માલહકો (૧૫) તાર તથા ટપાલ, (૧૬) દેશનો ફોજદારી કાયદો, (૧૭) રેલ્વે, (૧૮) મીઠું તથા બીજા એકહથ્થુ વેપારો, (૧૯) સ્ટામ્પ, (૨૦) ખબર મેળવવા તથા ફેલાવવા વસ્તીનું તથા શહેરોનું આંકડાપત્ર, (૨૧) વડી સરકારને લગતી નોકરીઓ, દેખરેખ તથા ઇંગ્લાંડનાં ખર્ચો, (૨૩) વડી સરકારને લગતા કર, (૨૪) ટ્રેડમાર્ક.

## પ્રાન્તિક સરકારોનાં કામો.

વડી સરકારને હસ્ત જે કાર્યો ન હોય, તે બધાં જ: તેમાં નીચેનાં ઉપર સંપૂર્ણ કાબુઃ—

(૧) આકરવામાં આપેલા કરો, (૨) દીવાની કામો, (૩) કાયદાની કચેરીઓ, (૪) કેળવણી, (૫) જકાત, (૬) જંગલો, (૭) નહેરકામ, (૮) કેદખાનાં, (૯) જમીનની મહેસુલ, (૧૦) નૌકાખાતું–પ્રાન્તને લગતું, (૧૧) દવાખાતું, (૧૨) મ્યુનિસિપાલિટિઓ તથા જીલ્લાબોર્ડ, (૧૩) પોલિસ, (૧૪) પ્રાન્તનાં દેશી રાજ્યો જોડેનો રાજકીય સંબંધો, (૧૫) રજીસ્ટર ખાતું, (૧૬) વાયુશાસ્ત્ર ખાતું બાદ કરતાં બીજાં રસાયણી તથા ખનીજ ખાતાં, (૧૭) સ્ટેશનરી અને છાપખાનાં, (૧૮) પ્રાન્તિક નોકરી ઉપર દેખરેખ તથા વડી સરકારને સુપ્રત ન કરવામાં આવ્યાં હોય એવાં બીજાં કામો.

## શાહી કમીશન.

સત્તાવિભાગના રાજકીય સુધારાના ઘણા મહત્વના સવાલ ઉપર મુંબાઈ સરકારે જે વિચારો જણાવ્યા હતા તે ઉપર શાહી કમીશને ઘણું જુજ ધ્યાન આપેલું. ૧૮૩૩ થી મુંબાઈ તથા મદ્રાસની સત્તાઓ ઘણી જ ઘટાડી નાખવામાં આવી, એવું કમીશનરોનું કહેવું બરાબર છે. પણ બીજા પ્રાન્તોની બાબતમાં તેઓની સત્તાઓ ૫૦ વર્ષ અગાઉ હતી તેથી ઘણી વધારે છે. પણ તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે વડી તેમજ પ્રાન્તિક સરકારોના સંબંધો એવા હોવા જોઈએ, જે નવી અને બદલાતી સ્થિતિઓને અનુકૂળ હોયઃ આ સંબંધો કડક બંધારણથી જકડાઇ જવા જોઈએ નહીં. તેઓએ એવી દલીલ કરી હતી કે "હિંદની સરકારોના અંદર અંદરના સંબંધો દેશી રાજ્યો જેવા કે સંસ્થાનો જેવા રાષ્ટ્રમંડળ પદ્ધતિમાં સ્વેચ્છાથી જોડાયલા નથી, કારણ કે આવી પદ્ધતિમાં કરારદાર પક્ષકારોના મૂળ હકોનું રક્ષણ થાય એ જરૂરનું હોય છે." "હિંદમાં તો બધીજ બાબતોમાં પ્રાન્તિક સરકારો વડી સરકારને અધીન રહેવી જોઇએઃ તેઓનાં કામો અને સત્તાઓ એવી હોવી જોઇએ, જે વડી સરકારથી તથા હિંદી પ્રધાનથી સંજોગો પરત્વે બદલી શકાય." જે વખતે સત્તાવિભાગની આ ભલામણો કરવામાં આવેલી, તે વખતે પણ તે વાજબી નહોતી; તો હાલ તો તેથી પણ ઓછી હોય. જે સમાજો સ્વતંત્ર હતી તેમાંથી જ કેવળ રાષ્ટ્રમંડળ પદ્ધતિનો વિકાસ થયો નથી, પણ રાજ્યોમાં રાષ્ટ્રીયતાની એક સમાન ભાવના જે અસ્તિત્વ ધરાવતી તેમાંથી તેનો વિકાસ થયો છે. અને આમ થયા છતાં સ્થાનિક સ્વતંત્રતાઓના હક ડુબ્યા નથી; શાહી કમીશને એવો વિચાર કર્યો લાગેછે કે સત્તાવિભાગની દરખાસ્તો એવા પ્રકારની હોવી જોઈએ, જે વખતના બંધારણને અનુકૂળ હોયઃ હિંદી પ્રધાનનો કાબુ હિંદી રાજ્યો ઉપર કેવા પ્રકારનો છે, તે માટે તપાસ કરવાનું તેમનું કામ નહોતુંઃ તેમનું કર્તવ્ય તો માત્ર એટલું જ હતું કે વડી તેમજ પ્રાન્તિક સરકારો વચ્ચે નાણાં અને વહીવટી સંબંધો કેવા છે. તે તપાસવા નાણાં, વહીવટ અને

ધારાબંધનની :બાબતોમાં પ્રાન્તિક સરકારોના આ બીનઅધિકારો સરખી રીતે લાગુ પડે છે. તેઓ કર નાંખી શકતી નથી. તેઓ મહેસુલની માલેક નથી. તેઓને નાણું ઉછીનાં લાવવાની અગર ધીરવાની સત્તા નથી. તેમને જે બક્ષીસો આપવામાં આવે તેમાંથી તેમના ઉપરીઓની સખત દેખરેખ નીચે ખર્ચ કરવાનાં હોય છે. એક શબ્દમાં તેઓ વડી સરકારના વહીવટી એજન્ટો માત્ર છે. રાજ્યવહીવટની બાબતમાં પણ તેમના બીનઅધિકારો આવાજ છે. ધારા ઘડવાની બાબતમાં પ્રાન્તો માટે કાયદા ઘડવાની સત્તા વડી સરકાર સમાનપણે ધરાવે છે. પ્રાન્તિક ધારાસભામાં કાયદાનો ખરડો લાવવામાં આવે, તે સભામાં લાવ્યા અગાઉ વડી સરકારની પરવાનગી માટે મોકલવો પડે છે, પછી ગમે તો સ્થાનિક બાબતને લગતો હોય કે તેનો અમલ મર્યાદિત હોય. એકહથ્થુ સત્તા રહેવાથી કેવાં માઠાં પરિણામો આવે છે તે વિષે લંબાણથી કહેવાયું છે. ટુંકમાં ઉપાય ફક્ત એકજ છે કે રાષ્ટ્રમંડળ રાજ્યપદ્ધતિની સ્થાપના કરવી. તેમાં જે કામો પ્રાન્તિક સરકારો કરી શકે એમ હોય તેવાં કામો પ્રાન્તિક સરકારને આપવાં, તથા જે કામો વડી સરકારને અપાય એવાં હોય તેવાં વડી સરકારને આપવાં.

## રાષ્ટ્રીય ચળવળ.

બ્રિટિશ સામ્રાજ્યમાં બીજે ઠેકાણે રાષ્ટ્રમંડળ પદ્ધતિ દાખલ કરવી જેટલી સહેલી હતી, તેના કરતાં આ દેશમાં દાખલ કરવી તે, તે હાલના રાજકીય સંજોગો જોતાં ઘણુંજ સરળ છે. બીજે ઠેકાણે બહારના સંજોગોનું દબાણ થવાથી રાષ્ટ્રમંડળ પદ્ધતિ જરૂરની થઇ પડેલી : ત્યાં સાથે સાથે એવી સમાજો વસતી હતી કે તેઓ પોતાની સ્વતંત્રતા જાળવવાને આતુર હતી; પણ તેઓ એકલવાયી એવી નબળી હતી કે બળવાન રાજ્યો તેમની પડોશમાં હોવાથી તેઓ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવા ઘણી નબળી હતી. હિંદમાં હાલની પ્રાન્તિક સરકારો સ્વતંત્ર નથી

અને ચાલ્યા આવતા કોઈ પણ હકોની માગણી કરી શકે એમ નથી. આખા સમગ્ર રાજ્ય અને તેની નીચેનાં છુટાં ભાગીદાર રાજ્યો વચ્ચે રાજકીય બાબતોની કાયદેસર અને સંગીન અને સમતોલ વહેંચણી થયેલી છે. આવા સંજોગોમાં રાષ્ટ્રમંડળ પદ્ધતિનો વિકાસ થવો, એ વધારે સુલભ છે. બહારના સંબંધો સાથે હિંદનું ઐક્ય સ્થપાઈ ગયું છે. હવે તો દરેક ભાગ પોતાની અંદરનો વહીવટ સ્વતંત્રપણે કેવી રીતે વિકસાવી શકે એ ઘણું જરૂરનું છે. જુનાં રાજ્યો એ સ્વતંત્ર રાજકીય સંસ્થાઓ હતી. પણ આમ હોવામાં કુદરતી સમાનતા કરતાં ઐતિહાસિક કારણો, જીવનમાં શિક્ષણની તાત્વિક એકતા, લાગણીઓ અને ભાવનાઓની સમાનતા—આ સર્વે હિંદમાં પ્રચલિત હતાં. પણ બ્રિટિશ સરકારના રાજ્યે એક જાતનો રાજકીય સંસ્થાનો વિકાસ કર્યો, જે આ દેશમાં અગાઉ હયાત નહોતો. હિંદમાં બધે એકજ પ્રકારના રાજ્યનો પ્રસાર થવાથી હિંદનાં મન અને આત્મા બદલાઇ ગયાં છે. ૧૮૮૫માં હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસની સ્થાપના થઈ, એ અંગ્રેજોની મોટામાં મોટી પ્રાપ્તિ છે. આ દેશમાં રાજકીય વિચારોની વૃદ્ધિ કેવી થઇ છે, એ વિષે ૧૯૦૪માં રાષ્ટ્રીય કોન્ગ્રેસના પ્રમુખ તરીકે સર હેન્રી કોટને ઉલ્લેખ કર્યો હતો અને બરાબર ટીકા કરી હતી કે, “બ્રિટિશ રાજ્યના છત્ર નીચે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની પદ્ધતિ ઉપર સ્થાનિક સ્વરાજ્યો એક રાષ્ટ્રમંડળના સ્વતંત્ર અને છૂટક ભાગો તરીકે શી રીતે વિકાસ પામે, એવું આદર્શ દરેક હિંદી સ્વદેશભક્તનું છે. આ દર્શન ભવિષ્ય માટેનું છે; તે દૂરનું અને ઝાંખું છે; સરકાર તેને સિદ્ધ કરવા પોતાની મહત્તા સમજે અને હિંદવાસીઓ તે માટે આશાવાન અને અભિલાષી બને એ જોવાનું છે.” માટે એવી જાતની રાષ્ટ્રમંડળની પદ્ધતિ દાખલ થવા પામે કે જેથી પ્રાન્તિક સરકારો પોતાનાં અંદરનાં કામો માટે તદ્દન સ્વતંત્ર બને, તો આવી પદ્ધતિનો આ દેશના દરેક જાતના રાજકીય સુધારકો ખુશીથી સ્વીકાર કરશે.

## ઉપરાષ્ટ્રીય ચળવળ.

હિંદ એક મોટો ઉપખંડ છે. જુદા જુદા પ્રકારના ધર્મો, ભાષાઓ, લાગણીઓ અને લક્ષણોવાળી જુદી જુદી જાતોનો સમૂહ તેમાં વસે છે. રૂશિઆને બાદ કરતાં આખા યુરોપનું જેટલું ક્ષેત્રફળ થાય તે કરતાં હિંદ ૧૨૦૦૦ ચોરસ મૈલ જેટલું મોટું છે. આમાં ૬૧–૫ ટકા જેટલો ભાગ બ્રિટિશ રાજ્યના હાથ નીચે છે, તો ૩૮–૫ ટકા જેટલો ભાગ દેશી રાજ્યોના કબજામાં છે. હિંદમાં વસતી જુદી જુદી જાતોનો નૈતિક, સામાજીક, ઔદ્યોગિક અને રાજકીય વિકાસ એ સૌથી મહત્વનું કાર્ય છે. રાષ્ટ્રીય લાગણી ઉપર સ્વતંત્ર રાજ્યોની રચના બંધાય તો સારૂં, એમ હિંદના સુધારકો પણ પ્રતિપાદન કરે છે. એવું પણ કહેવામાં આવે છે કે જાતિભેદ અગર ભાષાભેદ ઉપર સંયુક્ત હિંદના જુદા જુદા ભાગોમાં સ્વરાજ્યની ખીલવણી થવી જોઈએ. જો ભાષા અને જાતિ ઉપર ઈલાકાઓનાં બંધારણ રચાય તો તેવા પાયા ઉપર હિંદની પુનર્ઘટના થવી જોઇએ. કારણ કે એમ થવાથી કેળવણી, અને રાજ્યનો હેતુ વધારે સારી રીતે જળવાય. આવા ધોરણ ઉપર પ્રાન્તોના વિભાગ પડે એવું એક ઍંગ્લોઈન્ડીઅન અધિકારીએ મથન કર્યું હતું. ઠેઠ ૧૮૭૮માં સર જોર્જ ચેઝનીએ એવી ભલામણ કરી હતી કે ઓરીસાનો પ્રાન્ત જુદો હોવો જોઇએ. શાહી કમીશન આગળ સર ફ્રેન્સીસ યંગરહસબંડે એવી માગણી કરી હતી કે રાજ્યવહીવટ માટે સિંધ જુદું પાડવું જોઇએ. બંગભંગ થતા અગાઉ હિંદના ઉપપ્રધાન સર થોમસ હોલ્ડરનેસે લખ્યું હતું કે " બ્રહ્મદેશ સિવાય કોઈ પણ પ્રાન્તના ભાગલા કુદરતી નથી; એટલે કે જાતિ, ભાષા ભૂગોળના ભેદથી પ્રાન્તોના ભાગ પડયા નથી. હાલના ભાગલાઓ ફક્ત રાજ્યવહીવટ માટે જ નક્કી થયેલા છે. એક હિંદનો ઈલાકો એટલે એક રાષ્ટ્ર નહીં; જો કે એક જાતનો પ્રાન્તિક આત્મા જન્મ પામે છે, અને આવી જાતના પ્રાન્તિક આત્માએ રાષ્ટ્રીય જીવનની શરૂઆત ગણી શકાય. " શાહી કમીશન સમક્ષ બીન-

અધિકારી માણસોએ આવા વિચારો પ્રસિદ્ધ કર્યા હતા અને એવું જણાવ્યું હતું કે આવી રીતે ભાગલાઓ પડવાથી રાજકીય વહીવટમાં સુધારો થવાનો સંભવ નથી, પણ એથી રાષ્ટ્રીય ભાવનાને ઉત્તેજન મળવાનું. હાલ જેવી રીતે પ્રાન્તોના ભાગ પડેલા છે તે અલબત્ત સંતોષકારક નથી. તેઓ બહુતો ઐતિહાસિક અકસ્માતો છે.

એકજ ભાષા બોલતી, અને એક સરખાં વલણો અને રીત રિવાજોવાળી પ્રજાઓ એકઠી કરી, એકજ જાતના સરખા વહીવટ નીચે મૂકવામાં આવે, તો પ્રાન્તોના ભાગલા વધારે કુદરતી ધોરણ ઉપર બંધાય, એવી જાતની નવીન ચળવળ શરૂ થઇ ચૂકી છે. હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસને આંધ્રા કોન્ફરન્સે એક નોંધ લખી મોકલી છે, તેમાં આવી રીતે વિભાગો કરવા માગણી કરી છે. આ નોંધ એક આંક તરીકે પાછળ આપવામાં આવી છે. જાતિ અને ભાષાના એકપણાના ધોરણ ઉપર રાજ્યવ્યવસ્થા ફરીથી રચાય તો હિંદમાં રાષ્ટ્રમંડળની ભાવના જલદીથી સિદ્ધ થવા સંભવ છે.

## કોન્ગ્રેસની યોજના.

હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસે તેમજ મુસ્લીમ લીગે સુધારાની યોજના તૈયાર કરી જે ફેરફારો સુચવ્યા છે, તેનાથી અંતે રાષ્ટ્ર મંડળ પદ્ધતિ હયાતીમાં આવવા પામશે. યોજના પ્રમાણે હિંદની સરકાર ધારાની તથા વહીવટની બાબતમાં બને ત્યાં સુધી હિંદી પ્રધાનથી સ્વતંત્ર હોવી જોઇએ. હિંદી પ્રધાન સાધારણ રીતે પ્રાન્તના અંદરના કારભારમાં દરમીયાનગીરી કરી શકે નહીં. સદરહુ યોજના મુજબ ઈલાકાઓની વડી સરકાર તરીકે વિશેષ સત્તાઓ હિંદની સરકાર કને રહેવી જોઇએ, અને પ્રાન્તો તો માત્ર તેમને જે સત્તાઓ સુપ્રત કરવામાં આવી હોય તેનો અમલ કરે. વડી સરકારને તથા વડી ધારાસભાના ખાસ કરીને નીચેનાં કામ કરવાનાં: (એ) આખા હિંદ માટે એકજ જાતનો કાયદો

કરવો હોય તેવી બાબતો, જેવી કે દેશને લગતો ફોજદારી કાયદો તથા મીલકતને લગતો કાયદો, ટપાલ, તાર અને રેલ્વે; (બી) એક પ્રાન્તનો બીજા પ્રાન્ત જોડે આર્થિક સંબંધ કેવો હોવો જોઈએ એ બાબતમાં કાયદો ઘડવાની સત્તા; (સી) વડી સરકારને લગતી મહેસુલ અને ખર્ચોને લગતા સવાલોઃ (ડી) જકાત, માલ ઉપર કરો, ચલણી નાણું અને બન્કો, ટુંકમાં રાજ્યની આર્થિક, ઔદ્યોગિક અને ચલણી રાજનીતિને લગતા સઘળા સવાલો. હિંદની સરકારનાં હાલમાં જે કાર્યો છે તે બને ત્યાં સુધી કાયમ રહે અને તેની તથા પ્રાન્તિક સરકારો વચ્ચે કાર્યોની ચોખ્ખી હદ નક્કી થાય, એવા ધોરણ ઉપર કોન્ગ્રેસ યોજનાએ કામ કર્યું છે.

## ઈમ્પીરિઅલ (Imperial) નોકરીઓ.

ઇમ્પીરિઅલ નોકરી કેવા બંધારણ ઉપર રચાએલી છે. તે હવે જોઇએ.

મી. ગોખલે તથા કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગે એવો સુધારો હજુ કર્યો છે કે હિંદની પ્રધાનની કાઉન્સિલ નાબુદ થવી જોઈએ. એ ઉપર ઘણા અગત્યના સવાલો ઉભા થવાના. એ ઉપરથી જાહેર નોકરીનો સવાલ ઉભો થાય છે. ૧૮૫૮ માં હિંદી પ્રધાનની કાઉન્સિલ ઉભી કરવામાં હિંદનો કાયદો ઘડનારાઓનો એક હેતુ એવો સમાયલો હતો કે હિંદની જાહેર નોકરીઓ વહેંચવાની સત્તા આ કાઉન્સિલ કને રહે. કોર્ટ ઓફ ડીરેકટર્સ તથા બોર્ડ ઓફ કોન્ટ્રોલને એવી જુદી જુદી નોકરીઓ માટે નિમણુક કરવામાં ઘણી મુશ્કેલી નડતી અને તે માટે ચિન્તા રહ્યાં કરતી. હિંદના કાયદા મુજબ હિંદની સનદી નોકરીનું બંધારણ કેમ રચવું, એ બાબતની સત્તા હિંદી પ્રધાનને આપવામાં આવી છે. આ સભા હિંદની સનદી નોકરીના કમીશનરોની સલાહ અને સહાયથી સનદી નોકરીની પરીક્ષા લે છે અને તે બાબત-

માં નિમણુકે કરે છે. કેળવણી, પોલિસ, ખેતી, જંગલ, ઢોરનું દવાખાનું, માપણી, લશ્કરી, નાણાં અને દવાખાનું વગેરે ખાતાંઓની વડી નોકરીઓ લંડનમાં હિંદી પ્રધાનની કાઉન્સિલથી પુરવામાં આવે છે. આ ખાતાની આવી જગાઓ ઉપર આ દેશમાં ભાગ્યેજ નિમણુક કરવામાં આવે છે. ૧૮૩૩ ના કાયદાઓ કર્યા છતાં, બાદશાહી વચનો અપાયા છતાં, અને પાર્લામેન્ટની કબુલાતો થયા છતાં, રાજ્યવહીવટની મોટી જગાઓમાં હિંદીઓને સારા પ્રમાણમાં રોકવામાં આવતા નથી. જાહેર નોકરીનો સવાલ ચર્ચતી વખતે આ બાબત ઉપર વધારે વિવેચન કરવામાં આવશે. જો હિંદી પ્રધાનની કાઉન્સિલ નાબુદ કરવામાં આવે તો નિમણુકો કરવાની સત્તા હિંદની સરકારને આપવી જોઇશે. અને વડી સરકારને સ્વાભાવિક રીતે આ સત્તાનો અમલ કરી શકે. એટલા માટે કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગે ગવર્નરજનરલની સભાને આ સત્તા આપવાની માગણી કરી છે. અને આ સત્તાનો અમલ વડી ધારાસભા વડી સનદી નોકરી માટે જે કાયદાઓ ઘડે તે પ્રમાણે થવો જોઇએ. જાહેર નોકરીના સંબંધમાં શાહી કમીશને હમણાં જે રિપોર્ટ બહાર પાડયો છે, તેમાં અબદુલ રહીમે રિપોર્ટથી જુદા પડી હિંદી દૃષ્ટિબિન્દુ શું છે એ જણાવ્યું છે. આ દૃષ્ટિબિન્દુ એવું છે કે "ફક્ત જરૂરીઆતના સંજોગમાંજ યુરોપમાંથી અમલદારોને લાવવા. સવાલ ફક્ત એટલોજ છે કે કયી જાતની નોકરીમાં તથા કેટલા પ્રમાણમાં ઇંગ્લાંડમાંથી આમ નિમણુકો કરવી." ના. અબ્દુલ રહીમ કહે છે કે "રાજ્યવહીટમાં હિંદીઓને રોકવા માટે ખાસ પગલાં લેવાં, એવો બહુમતિ રિપોર્ટનો વિચાર જણાય છે. અને તેટલા માટે કેટલી સંખ્યામાં આ જગાઓ તેમને આપવી એવો સવાલ વિચારવામાં આવ્યો છે. પણ આખી સ્થિતિનો વિચાર કરતાં મારી માન્યતા એવી થઈ છે કે હિંદીઓ રાજ્યવહીવટની મોટી જગાઓમાં પોતાનો પગ ઠેરવી શક્યા ન હોય, તો તેમાં તેમનો દોષ નથી; એમ ન કરી શકવામાં એમના માર્ગ આડે ઘણી અડચણો નાંખવામાં આવી

છે, તેજ જવાબદાર છે. આ અડચણો દૂર કરવામાં આવે તો બસ થશે. એમ થશે તો સમાન તક અને સમાન વર્તણુક એની મેળે વ્યવહારમાં આવશે. રક્ષણ માટે ખાસ જરૂર ન પડે એવી જાતની સ્થિતિ ઉભી કરવામાં આવશે, તો રક્ષણની કે મહેરબાનીની જરૂરજ નહીં રહે." કોન્ગ્રેસની યોજનામાં જણાવવામાં આવ્યું છે તેમ હિંદમાંજ નિમણુક કરવાની સત્તા હોય તો આ હેતુ સારી રીતે પાર પડશે. આનો અર્થ એવો નથી કે હિંદની સરકાર આ દેશના જુદા જુદા ખાતાઓમાં યુરોપીઅનોની નીમણુક નહીં કરે. આ દેશના લાભ માટે જરૂરનું હશે તે બાબતમાં અને તેટલા પ્રમાણમાં તેમની નિમણુકો કરવામાં આવશેજ, પણ નિમણુકો કરવાની સત્તા ગવર્નરજનરલની સભાને હોય તો દર વર્ષે પ્રજામતને માન આપી તે આ બાબતમાં એવા ઉપાય લેશે, કે નોકરીમાં બને તેટલા હિંદીઓ રોકાય અને શાહી કમીશને જે ભલામણો કરી છે અને તે ઉપરાન્ત ભૂતકાળમાં જે જાહેર વચનો આપવામાં આવ્યાં છે, તે વધારે સારી રીતે પાર પડે. હાલમાં તો હિંદી પ્રધાનને આ નિમણુકો કરવાની સત્તા છે અને તેની ઉપર આ દેશનો પ્રજામત કાંઇ પણ અસર કરી શકતો નથી. જ્યાં સુધી તેનામાં આ સત્તા કાયમ રાખવામાં આવી છે ત્યાંસુધી ગમે તેટલાં શાહી કમીશનો નિમાય છતાં હિંદીઓને ન્યાય મળે એવો સંભવ નથી. બીજી બાજુએ આ દેશનો જાહેર મત શો છે તે હિંદની સરકાર જાણે છે અને તેમની અભિલાષોને તે માન આપશે, ધીરે ધીરે યુરોપીઅન નોકરોને ઓછા કરશે, અને આ દેશમાંથી જ લાયક નોકરો તરી આવે એ માટે પરીક્ષાના ક્રમો વધારશે, એવો વધારે સંભવ છે. હિંદના રાજ્યવહીવટમાં સનદી નોકરીની સંસ્થા એ તેનો અન્તર્ગત ભાગ છે. તે કાર્યસાધક નીવડે એવી જાતનાં સાધન ઉભાં કરવાં એવી વડી સરકારની ફરજ છે. આવી યોજના થવાથી હિંદની સરકાર લાયક યુરોપીઅનોને નોકરીમાં રોકી શકશે અને ઘણા ગુંચવણ ભરેલા સવાલોનો નિર્ણય થઇ જશે.

# પ્રકરણ ૭ મું.

## વડી ધારાસભા.



"હિંદનું રાજ્ય એવું તો જડ, કડક, અને વજ્ર જેવું કઠણ છે કે વર્તમાનમાં તે તદ્દન નકામું છે. મને લાગે છે કે આધુનિક દૃષ્ટિથી હિંદની સરકારનો બચાવ કોઈ ભાગ્યેજ કરી શકે."

"હિંદના કારોબારી ખાતાને ફરીથી સુવ્યવસ્થિત કરવું હોય, આમની સભા તથા વડી પ્રધાનથી તેને વધારે સ્વતંત્ર બનાવવું હોય, તો તમારે તેને પ્રજામતને જવાબદાર બનાવવુંજ પડશે. આમ કર્યા સિવાય ચાલી શકે એમ નથી."

**ના. મી. મોન્ટેગુ, આમની સભાઃ—**

હવે હું વડી ધારાસભાને લગતા સવાલો ઉપર આવું છું. તે સવાલો આ છેઃ— (૧) વડી ધારાસભાનો વડી કારોબારી સભા સાથેનો સંબંધ; (૨) તેની સત્તા, અને (૩) તેનું બંધારણ. હિંદના રાજ્યનું સર્વોપરીપણું શી રીતે કાયમ રહે, એ બાબતમાં કોન્ગ્રેસની યોજનાનું શું ધોરણ છે, એ આરંભમાંજ બતાવવું જરૂરનું છે.

જો કોન્ગ્રેસની યોજના અમલમાં આવે તો આ દેશના રાજ્યવહીવટમાં મોટી ઉથલપાથલો થવા પામે એવી તીવ્ર ચર્ચા કરવામાં આવી છે. વળી એવી પણ ચર્ચા કરવામાં આવી છે કે ૧૯ સભાસદોએ જે સુધારા સુચવ્યા છે તે તેવાજ જડ છે, અને જો તેઓને સ્વીકારવામાં આવે તો બ્રિટિશ રાજ્યની સર્વોપરી સત્તાનો અંત આવે. જો આ ટીકાકારોએ સદરહુ યોજનાને બરાબર તપાસવાનો યત્ન કર્યો હોત, તો તેઓ જોઈ શકત કે રજુ થએલા ફેરફારોથી સ્વરાજ્યની પ્રાપ્તિ થતી નથી, યાતો વડી કારોબારી

ખાતામાં પણ મહત્વનો ફેરફાર પડવાનો નથી. યોજના પ્રમાણે લશ્કરી, પરદેશી તથા રાજકીય બાબતો એટલે કે ખુદ યુદ્ધ કરવાની, સલાહો કરવાની તથા કરારો કરવાની સત્તાઓ પણ હિંદની સરકાર કને રહેશે; વડી ધારાસભા આ સર્વમાં પોતાનો હાથ ઘાલી શકશે નહીં; વડી સરકારનાં આ સૌથી મોટાં કાર્યો કારોબારી ખાતાને સંપૂર્ણ રીતે સ્વાધીન રાખવામાં આવ્યાં છે; પ્રજાનો કાબુ આના ઉપર ચાલી શકશે નહીં; અને વડી ધારાસભા જેમ અત્યારે પણ આ સવાલોને હાથ લઈ શકતી નથી, તેમ કોન્ગ્રેસની યોજના મુજબ પણ લઈ શકશે નહીં. આ બાબતોમાં શાહી સરકારની શી મરજી છે તે હિંદી પ્રધાન મારફત જાણી હિંદની સરકાર કામ ચલાવી શકશે. પરદેશી રાજ્યો જોડેના સંબંધો તથા લશ્કરી બાબતોમાં સર્વોપરી સત્તા માટે જે અમલ જરૂરનો છે, તે આવી રીતે કાયમ રહેશે અને સલાહ અને શાન્તિનું રક્ષણ થશે. બ્રિટિશ રાજ્યનું સર્વોપરીપણું જે હાલના બંધારણ પ્રમાણે અસ્તિત્વમાં છે, તેનો ભંગ થાય એવી કોઈ પણ જાતની સુચના કરવામાં આવી નથી. કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગની યોજનાનો હેતુ એવો છે કે ઉતારૂઓનો પરદેશમાં વસવાટ, રેલ્વે, ટપાલ, તાર, જકાત અને કરો વગેરે સાધારણ બાબતો ઉપર વડી સરકારનો જે અમલ ચાલે છે, તેની ઉપર ધારા ઘડવાનું કામ તથા તેનો વહીવટ કરવાની સત્તા વડી ધારાસભાના હાથમાં રહે, અને વડી કારોબારી ખાતું તેના હાથ નીચે કામ કરે. આ બાબતો ખાસ કરીને દેશની અંદરની પ્રગતિ તથા વહીવટને લાગુ પડે છે, અને આ બાબતોમાં પ્રજાના પ્રતિનિધિઓનો અવાજ પ્રવર્તવોજ જોઇએ. ૧૯૦૭માં હિંદની સરકારે પણ એવો મત પ્રસિદ્ધ કર્યો હતો કે

"બીનઅધિકારી સભાસદોના જાહેર જુસ્સા ઉપર તથા તેમની બુદ્ધિ ઉપર જે વિશ્વાસ મૂકવામાં આવ્યો છે તે સાચો નીવડશે તથા વધેલી જોખમદારી સાથે જરૂરની સહનશીલતા પણ આવશે, એવી આશા રાખવામાં આવે છે. અમે (ગવર્નર જનરલ ઇન-કાઉન્સીલ) માનીએ છીએ કે બધા સાધારણ પ્રસંગો ઉપર બીનઅધિકારી સભાસદોનો ટેકો સરકારને મળશે કે જેથી

તેઓ અધિકારીઓની સંખ્યા ઓછી હોવા થતાં ધારો પસાર કરવાના કામમાં ફાવી શકે. અમે આ પદ્ધતિના વાજબી અખતરો પ્રમાણિકપણે કરવા ઇચ્છીએ છીએ. આવા ધોરણ ઉપર સભાનું બંધારણ રચવામાં આવ્યું છે. પંદર અમલદારો કરતાં વધારે અમલદારોની નિમણુક ધારા પ્રમાણે થઇ શકશે નહીં. આથી સાધારણ બાબતમાં અમલદારી બહુમતિની જરૂર પણ નહીં રહે. અમે તો એવી આશા રાખીએ છીએ કે અમલદારોની સંપૂર્ણ બહુમતિ મેળવવા આટલા બધા અમલદારો નીમવાની જરૂર પણ નહીં પડે. ટુંકમાં અમે સાધારણ અલ્પમતિથી કામ કરવા માગીએ છીએ પણ એટલું કે જ્યારે છેવટના ઉપાય તરીકે બહુમતિની જરૂર પડશે તોજ તે સત્તાનો ઉપયોગ કરવામાં આવશે." લૉર્ડ મોર્લી એવા મતનો હતો કે કાયદા પ્રમાણે સરકાર તેમજ પાર્લામેન્ટ પ્રત્યે ગવર્નર–જનરલની જેટલી જવાબદારીઓ છે, તે કોઈ પણ જાતની હરકત વિના તેમજ સતત, સિદ્ધ થાય, એવી જાતની તેની ધારાસભા તેમજ કારોબારી સભા રચાયલી હોવી જોઇએ. આ હેતુ સિદ્ધ થાય એ માટે અમલદારી વધુમતિ કાયમની હોવી જોઇએ. દેખીતી રીતે આમાં એક બાબતનો સ્વમેવ સ્વીકાર કરવામાં આવે છે. સરકાર મારફત હિંદી પ્રધાન આ દેશના અંદરના વહીવટ ઉપર જે કાબુ ધરાવે છે, તે ચાલુ રહેવાનો. જે વખતે મીન્ટો–મોર્લીના સુધારા બહાર પડ્યા તે વખતે ઇંગ્લાંડની સરકારનો કાબુ ઓછો કરવાનો તથા હિંદની સરકારનો કાબુ વધારવાનો ઠરાવજ કરવામાં આવ્યો નહોતો. જો વડી ધારાસભામાં અમલદારોની વધુમતિ હોય તો હિંદી પ્રધાન જે રાજનીતિનો અમલ કરાવવા ધારતો હોય તે પ્રમાણે અમલ થઈ શકે, એ માટે લૉર્ડ મોર્લી સ્વાભાવિક રીતે આતુર હતો. આ દેશને લગતી સલાહ, યુદ્ધ અને લશ્કરી ગોઠવણ જેવી મહત્વની બાબતોમાં ઇંગ્લાંડની સરકારનું સર્વોપરીપણું તો કાયમજ રહેવાનું. પણ આ બાબતોને બાદ કરતાં આ દેશના અંદરના રાજ્યવહીવટમાં હિંદની સરકાર અને વડી ધારાસભા બને તેટલી સંપૂર્ણ સ્વતંત્રતા મેળવી શકે એવો કોન્ગ્રેસની યોજનાનો હેતુ છે. આટલા માટેજ કોન્ગ્રેસ અને મી. ગોખલે હિંદી પ્રધાનની સભા નાબુદ કરવા કહે છે.

## મી. ગોખલેની યોજના.

મી. ગોખલેની યોજના પ્રમાણે વડી ધારાસભામાં અમલદારી બહુમતિ રહે. પણ તેની સાથે તે એવું કહે છે કે લશ્કરી અને નૌકા સંબંધી બાબતો વડી ધારાસભામાં ચર્ચાય એવી સભાને તકો મળવી જોઇએ. હયાત બંધારણ પ્રમાણે સંસ્થામાં આ વિષયો ચર્ચી શકાતા નથી. આ પ્રમાણે મી. ગોખલેની અને કોન્ગ્રેસની યોજના વચ્ચે મહત્વનો ફેર છે. લશ્કર, નૌકા અને પરદેશી સંબંધોની બાબતોમાં કારોબારી ખાતાનું સર્વોપરીપણું જળવાય એવો કોન્ગ્રેસનો મુદ્દો છે. પણ કોન્ગ્રેસની યોજના પ્રમાણે જકાત, કરો, તાર, ટપાલ, રેલ્વે, નહેરખાતું તથા વડી સરકારના તાબાનાં એવાં બીજાં ખાતાં જેનો સંયુક્ત રાજ્યવહીવટ આખા હિંદને લાગુ પડે છે, તે બાબતોમાં કારોબારી ખાતાએ લોકમતને દાખવતી વડી ધારાસભાના મતને નમતું આપવુંજ જોઇએ. ખાસ કરીને હિંદને લગતાં આવા કામોનો નિર્ણય જો વડી ધારાસભા કરશે તો તેથી વડી સરકારનાં હિત કોઈ પણ રીતે જોખમમાં આવી પડવા સંભવ નથી. કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગ મારફતે હિંદે પોતાનો જે વિચાર જણાવ્યો છે તે સાથે ગોખલેની યોજના આટલા પ્રમાણમાં ફેરફારવાળી છે. હિંદી પ્રધાનની સભા નાબુદ કરવામાં આવે અગર તેની સત્તાઓમાં મહત્વનો ઘટાડો કરવામાં આવે તો તેથી હિંદના રાજ્યકરનારાઓની સત્તાઓમાં આપોઆપ વધારો થવાનો. માટે જ્યાં સુધી અમલદારોને વડી ધારાસભાના કાબુ હેઠળ મૂકવામાં ન આવે, ત્યાં સુધી જે બાબતો ઉપર હિંદની સરકાર પોતાનો અમલ ચલાવે છે, તે સઘળી બાબતોમાં તે જુલમગાર થવાની.

હિંદના લશ્કરી, પરદેશી તથા રાજકીય સંબંધો કે જેમાં લડાઈ જાહેર કરવાના, સલાહ કરવાના તથા પરદેશી રાજ્યો જોડે કરારો કરવાના હકોનો સમાવેશ થાય છે, તે ઉપર હિંદની સરકારની જે સત્તા છે તેમાં કોન્ગ્રેસની યોજના દરમ્યાનગીરી

કરતી નથી. હાલના કાયદા અને ધારાઓ મુજબ પણ વડી ધારાસભા એવો કોઇ પણ જાતનો કાયદો ઘડી શકતી નથી, જેથી પાર્લામેન્ટના કોઇ પણ જાતના કૃત્યને હરકત પહોંચે, અગર હિંદને માટે સંયુક્ત રાજ્યમાં હિંદી પ્રધાન, પૈસા ઉભા કરવાની જે સત્તા પાર્લામેન્ટે આપી હોય તેને હરકત કરે. વળી બ્રિટિશ રાજ્યના સર્વોપરી પદને હરકત પહોંચે યાતો હિંદમાં શહેનશાહના તાબાના કોઈ પણ ભાગ જોડે સંબંધ ધરાવતો હોય એવો કાયદો સદરહુ સભા ઘડી શકતી નથી. શાહી સરકાર તથા ગવર્નરજનરલની સરકાર સાથે પરદેશી રાજ્યો તથા દેશી રાજ્યોના સંબંધને આંચ આવે એવા પ્રકારની કોઈ ગણ જાતની ચર્ચા વડી ધારાસભા કરી શકતી નથી. કોન્ગ્રેસના સુધારાની યોજનાથી ઉપરના નિયમોને કાંઇ હરકત આવતી નથી. અને સમ્રાટપણું તેના બધા અર્થમાં પૂરેપૂરું જળવાઈ રહે છે.

## બીજા સવાલો.

જકાત, આર્થિક, ઔદ્યોગિક તથા નાણાં સંબંધી આવી સાધારણ બાબતોના વહીવટમાં વડી ધારાસભાનો અવાજ પ્રવર્તવો જોઇએ કે નહીં એ સવાલ છે. જો હિંદમાં સ્વરાજ્ય સ્થાપવાની શરૂઆત કરવાનીજ હોય તો હિંદી પ્રધાન એવી સ્થિતિમાં ન હોવો જોઇએ કે જેથી આ દેશની આર્થિક, ઔદ્યોગિક અને ચલણી રાજનીતિમાં તેની સત્તા ચાલે. આ સર્વે દેશની અંદરના વહીવટને લાગુ પડતા સવાલો છે અને તેનો નિર્ણય સામ્રાજ્યના સ્વરાજ્ય ભોગવતા ભાગે પોતાની મેળે કરવાનો છે. આ બાબતમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની જેવી સ્થિતિ છે તેવીજ સ્થિતિમાં હિંદ મૂકાવું જોઇએ. કોઈ પણ જાતની સ્વરાજ્યની યોજના ઘડવામાં આવે તેમાં આ એકજ મુદ્દો છે. જો આ સત્ય સ્વીકારવામાં આવે તો આ ખાસ બાબતોમાં દેશની રાજનીતિનો નિર્ણય કરવાની સત્તા વડી ધારાસભાને અપાવી જોઇએ એ પણ કબુલ કરવામાં આવશે. ખરે, આ બાબતોનો નિર્ણય કારોબારી

સરકાર કરી શકે નહીં. હાલ જેવા પ્રકારની સ્થિતિ છે તે પ્રમાણે જોતાં પણ મીન્ટો મોર્લીના સુધારા થયા પછી આવાજ સવાલોની ચર્ચા વડી ધારાસભામાં ચાલુ થયાં કરે છે. અને આ મોટા સવાલો જેની ઉપર દેશના ભલાનો આધાર છે, તે વિશે પ્રજામત શો છે, એ પણ નક્કી થઇ ગયો છે. સર વિઠ્ઠલદાસ ઠાકરશી, સર દિનશા વાચ્છા, સર ઈબ્રાહીમ રહીમતુલ્લા તથા બીજા અગ્રેસર વેપારીઓ તેમજ સદ્‌ગત ગોખલે ફરી ફરીને વડી ધારાસભામાં માગણી કરી છે કે હિંદ માટે આર્થિક તેમજ ઔદ્યોગિક રાજનીતિનો નિર્ણય કરવાનો હક હિંદ પોતાનેજ છે. મીન્ટો મોર્લીના સુધારા પછી ઈંગ્લાંડની સરકારની ચાલુ સ્થિતિ વધારે ને વધારે ખુલી થતી જાય છે. હિંદની સરકાર પ્રજામતને હવે જવાબદાર બની છે, છતાં તે હિંદી પ્રધાનના સંપૂર્ણ કાબુ તળે છે. એવું બને છે કે હિંદની સરકાર હિંદી પ્રધાનની રાજનીતિ સાથે મળતી આવતી નથી, છતાં પણ તેને ધારાસભામાં હિંદી પ્રધાનની રાજનીતિનો બચાવ કરવો પડે છે. નાણાંના સંબંધમાં દેશનો પ્રજામત એવો દબાણ કરનારો છે કે તે તેનો જવાબ આપી શકતી નથી. વડી ધારાસભામાં પહેલાજ બજેટનું વિવેચન સાંભળી, સર વેલેન્ટાઈન શિરોલ એવા મત ઉપર આવ્યો હતો કે "જ્યારે લોર્ડ મોર્લીએ તેની સુધારાની યોજના દાખલ કરી ત્યારે તેના પક્ષના કેટલાક માણસોએ ફક્ત સાધારણ કારણો ઉપર યોજનાને ટેકો આપેલો, એટલુંજ નહીં, પણ સાથે તેમની માન્યતા એવી હતી કે હિંદની સરકાર નોકરશાહીના વાતાવરણથી ઘેરાઈ ગઈ છે, માટે જો તેમની વિરૂદ્ધ કામ કરવાનું હોય તો સામ્રાજ્યની સરકારને સુલભતા પ્રાપ્ત થાય. કદાચ આમાંના કોઇને તે વખતે ખબર નહીં હોય કે પાઘડીના આંટા અવળા પડશે. જો હિંદની સરકારે અંગ્રેજોના લાભમાં હિંદના લાભોને ભોગ આપ્યો હોય તો બે દેશ વચ્ચે નાણાં અને આર્થિક સંબંધ છે તેના સંબંધમાંજ આપેલો. અને ઘણી વેળાએ તો એન્ગ્લો ઇન્ડીઅન અમલદારોએ વધારે સારી ન્યાયવૃત્તિ અને નિર્ણયાત્મક બુદ્ધિ દાખવેલી તે વિરૂદ્ધ. આ સંબંધમાં હવે પછી વાઇટ હોલમાં હિંદની સરકાર જે અરજો કરશે તેને આ વૃદ્ધિમાં પામેલી સભાઓનો ઘણોજ જબરો ટેકો મળશે." ૧૮૭૦ માં ડયુક ઓફ

આરગલની સરકાર ગવર્નર–જનરલ મારફત ઈંગ્લાંડની સરકારને ગમતું પગલું ભરાવી શકતી, અને તે સહેલું કામ હતું. પણ હવે અમલદારોના મત ઉપર આધાર રાખી હિંદી પ્રધાન માટે તેવું પગલું ભરવું એ સહેલું કામ નથી. નવી સભા એક એવું સ્થાન છે જ્યાં પ્રજાના પ્રતિનિધિઓ આવી દેશનાં કામોની ચર્ચા કરે છે, અને સરકારે પણ કબુલ કર્યું છે કે તેમની તકરારોનું એવું બળ છે કે તેની સામે જવું ઘણું અઘરૂં થઇ પડે છે. જો દેશને અહિત કરનારી રાજનીતિનો અમલ કરવામાં આવે તો સભામાં તેમજ બહાર જબરો પોકાર ઉઠયા વિના રહે નહીં.

ધારાસભા તેને પડખે ઉભી રહેનાર હોવાથી હિંદની સરકાર બ્રિટિશ રાજ્યના સમ્રાટપણાનું રક્ષણ થઇ શકે એટલી હદમાં રહી, હિંદી પ્રજાના નામમાં બોલી શકશે, અને પ્રજા વતી બોલનાર તરીકે તેનું વજન વધતું જશે. અંતે એવો વખત આવશે કે સંસ્થાનો પોતાની અંદરના વહીવટના વિકાસ માટે ઈંગ્લાંડમાં બોલતાં હોય અને તેમના અવાજનું જેટલું વજન પડે, તેથી ઓછું વજન હિંદની સરકારનું પણ નહીં પડે. સર વેલેન્ટાઇને છેવટમાં એવું લખેલું કે "સત્તાને બને તેટલા પ્રમાણમાં વિભાગી નાખવામાં આવે, અને આ સત્તા ગવર્નરજનરલની સાધારણ સત્તાને અધીન રહે પણ તેમાં ગવર્નરજનરલથી કોઇ પણ જાતની બીજી દખલ કરવામાં ન આવે, અને હિંદની સરકાર સંયુક્ત રાજ્યની સત્તાથી તદન સ્વતંત્રપણે વર્તેઃ ફક્ત રાજનીતિના બહોળા સિદ્ધાન્તો જેનો નિર્ણય કરવાની સત્તા સામ્રાજ્ય સરકારની છે તેવા સિદ્ધાન્તોનો અમલ હિંદી પ્રધાન મારફત કરવામાં આવેઃ–આવું બને, તેમાં હિંદનું ભાવિ રહેલું છે."

## લોર્ડ હાર્ડિંજના વિચારો.

મીન્ટો મોર્લીના સુધારા અમલમાં આવ્યા પછી હિંદી સરકાર તથા ઈંગ્લાંડની સરકારના સંબંધ વચ્ચે આવી જાતનો ફેર પડયો છે, એ જોઇ શકાય છે. જો કે ઈંગ્લાંડના અમલદારોના વિચારો લોર્ડ હાર્ડિંજથી તદન જુદા પ્રકારના હતા, છતાં લોર્ડ

હાર્ડિંજ પ્રજામતને વફાદારપણે વળગી રહ્યા હતા. તેની વર્તણુક ઇંગ્લાંડની સરકારના દીન અને મોળા એજન્ટના જેવી નહોતી. દક્ષિણ આફ્રિકા માટે મદ્રાસમાં તેણે જે વ્યાખ્યાન આપ્યું હતું તે, અને ઉમરાવોની સભામાં સંયુક્ત પ્રાન્તમાં કારોબારી સભા સ્થાપવાના ઠરાવો ફેંકી દેવામાં આવ્યા ત્યાર પછી કારોબારી સભાના બંધારણ માટે તેને જે જાહેર વચનો કહ્યાં હતાં તે, આની સાબતીના દાખલાઓ છે, અને તે એવું બતાવે છે કે તેની પુંઠે આખો દેશ હતો. સંયુક્ત પ્રાન્તની કારોબારી સભાના બંધારણને લગતો ઠરાવ ઉમરાવોનું એક નાનું મંડળ ફેંકી દે એ સામે તેને પોકાર ઉઠાવ્યો હતો, અને આ બીના હવે તો ઐતિહાસિક બની છે. હિંદની સરકાર અને આ દેશનો પ્રજામત જે ઠરાવની તરફેણમાં હોય તેને ઉમરાવોની સભા રદ કરી શકે, આવી સ્થિતિમાં હવે ફેરફાર થવો જોઇએ, તેવી દલીલ તેને કરી હતી. અત્યારે હિંદની રાજકીય સ્થિતિ કેટલી વધી મજબુત છે, તે આ ઉપરથી જણાય છે.

આ દેશના અંદરના રાજ્યવહીવટને લગતી બાબતોની ચાલુ ચર્ચા થાય છે. પ્રજામત એટલો અસરકારક થતો જાય છે અને વધતો જાય છે કે હિંદની સરકાર તેની ઉપેક્ષા કરી શકે એમ નથી. જો ઇંગ્લાંડની સરકાર હિંદની સરકારના કામોમાં દરમ્યાનગીરી કરશે તો તેથી હિંદની સરકાર અને પ્રજા હજુ વધારે પ્રમાણમાં લડત કરશે. ખરી વાત છે કે બ્રિટિશ પ્રધાનમંડળને પાર્લામેન્ટના પ્રતિનિધિ તરીકે વડી ધારાસભા પાસે પોતાની મરજી પ્રમાણે વર્તન કરાવવાનો ગમે તે વખતે હક છે, કારણકે સભામાં તેની ઇચ્છા પ્રમાણે થાય તે માટે અમલદારોની બહુમતિ તે ઉભી કરી શકે છે, પણ પ્રજામત વિરૂદ્ધ આ હકનો અમલ કરવામાં આવે, તો તેથી અનિષ્ટ પરિણામો નીપજે અને હિંદની સરકારનું નામ જાય.

## નાણાંને લગતી રાજનીતિ.

આ દેશમાં નાણાંને લગતી રાજનીતિનો સવાલ છેલાં ૪૦ વર્ષથી ચર્ચાય છે. આમની સભા આ રાજનીતિને નક્કી કરે છે.

ગ્રેટ બ્રિટનની અમુક નાણાં સંબંધી રાજનીતિ આ દેશને ફાયદો કરનારી છે એવાં બ્હાણાં હેઠળ રાજ્યના પ્રતિનિધિ તરીકે હિંદી પ્રધાનને તે રાજનીતિને અમલમાં મૂકવાના પ્રસંગો પ્રાપ્ત થએલા. જુદી જાતની નાણાં સંબંધી અને આર્થિક રાજનીતિ હોવાની, તથા પોતાનાં નાણાં સંબંધી જરૂરિયાતોને પહોંચી વળવા સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની, હિંદ લાંબા વખતથી માગણી કરે છે. હિંદની સરકારને નાણાંની બાબતમાં સ્વતંત્રતા મળે એવી જાતનો ઠરાવ ૧૯૧૫ માં હિંદની રાષ્ટ્રીય સભાએ પાસ કર્યો હતો. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો આ હક ભોગવતાં આવ્યાં છે. પણ હિંદની નાણાં સંબંધી રાજનીતિ હિંદના પોતાના લાભો કરતાં લેન્કેશાયર અને માન્ચેસ્ટરના લાભોની દૃષ્ટિથી વધારે નક્કી કરવામાં આવે છે. બીજા દેશોની આર્થિક પરાધીનતામાંથી હિંદ છુટું થાય છે કે નહીં, એ ઉપર તેના ઔદ્યોગિક વિકાસનો આધાર રહેલો છે. કારણકે હાલ તો પરદેશીઓ પોતાનો માલ આ દેશમાં લાવવાને ફાવી શકે છે. આમની સભાના સભાસદોના લાભમાં હિંદના લાભોનો ઇંગ્લાંડની સરકારે કેવી રીતે ભોગ આપ્યો હતો, તેનો જીવતો દાખલો ૧૮૯૫ માં રૂ ઉપર જકાત નાખવામાં આવી તે છે. લડાઇને લીધે અમુક સંજોગો ઉભા થવાથીજ હિંદની સરકાર આ જકાત દૂર કરી શકી છે. આ વિષયમાં પ્રજાની લાગણી કેવી સચેત છે એ બતાવવા મી. ચેમ્બરલેનને લોર્ડ હાર્ડિંજ ઉપર આધાર રાખવો પડયો હતો. આ ચાલીસ વર્ષનું દુઃખ મટાડવા સારૂં તેને લાગણી ઉશ્કેરનારૂં ભાષણ કરવું પડયું હતું. આ માટે બ્રિટિશ રાજ્ય ઉપર એવો આરોપ મૂકવામાં આવતો કે જ્યાં ગ્રેટ બ્રિટનના અને હિંદની પ્રજાના લાભો પરસ્પર અથડાય છે, ત્યાં અંગ્રેજી રાજ્યદ્વારીઓ પોતાના હિતનો બચાવ કરવા હિંદનો પણ ભોગ આપવા તત્પર હોય છે. જ્યારે સામ્રાજ્યના અંગભૂત ભાગો વચ્ચેના આર્થિક સંબંધોનો યુદ્ધ પછી વિચાર કરવામાં આવશે, તે વખતે આ બાબતનો પણ વિચાર થશે, એવી દરખાસ્ત જે મી. એસ્કવીથ લાવેલા તે એક કામચલાઉ બ્હાણું હતું. ગમે તે વખતે સવાલ ઉભો

થઈ શકે એમ છે. પણ જો આ બાબતનો છેવટનો ચુકાદો લાવવો હોય તો ગેવર્ન્મેન્ટ ઓફ ઇન્ડિયા એકટમાં એવી જાતનો સુધારો કરવો કે જેથી આ વાત પાર્લામેન્ટ આગળ આવી શકેજ નહીં. હિંદની નાણાં સંબંધી અને આર્થિક રાજનીતિ કેવા પ્રકારની હોવી જોઇએ, તે વિશેનો કક્કો ભણાવવાની સત્તા હિંદી પ્રધાન પાસે ન હોવી જોઇએ. હિંદની સરકારને આ સત્તા હોવી જોઇએ. આપણે ઉપકાર સાથે સ્વીકારીશું કે ઈંગ્લાંડની સરકાર હિંદ પ્રત્યે ગેરવાજબી વર્તણુક વાપરવા જાય તો તેની સામે તેને ઘણીવાર પોતાનો અવાજ ઉઠાવ્યો છે. આર્થિક અને નાણાંની બાબતોમાં હિંદ જોડેના ઈંગ્લાંડના સંબંધ ઉપર બ્રિટિશ સત્તાની શી જરૂરીઆતો છે તેનું આધિપત્ય ચાલે છે. પાર્લામેન્ટની રાજકીય તકરારોમાં હિંદને ઘણીવાર ઘસડાવું પડયું છે અને પરિણામ એ આવ્યું છે કે એથી એને વેઠવું પડયું છે. વળી હિંદી પ્રધાનની વર્તણુક પણ એવી છે કે પ્રાન્તિક સરકારોનાં કામોમાં દખલ કરવાથી પ્રાન્તિક સરકારો હિંદના ઉદ્યોગો વૃદ્ધિ થાય એવી ચાલક રાજનીતિ અમલમાં લાવી શકતી નથી. મદ્રાસ પ્રાન્તમાં ઉદ્યોગોની કેળવણી શી રીતે મળે તથા તેનો વિકાસ કેમ થાય, એ બાબત મદ્રાસની સરકારે ઉત્તકમંડ ઔદ્યોગિક પરિષદ ૧૯૦૮ માં બોલાવી હતી, અને એ બાબતની નિયમિત યોજના પણ તૈયાર કરી હતી. હિંદની સરકારે આ યોજનાને ટેકો આપ્યો હતો. પણ હિંદી પ્રધાને ખોટાં કારણો આપી તે રદ કરી. પ્રાન્તિક સરકાર ઔદ્યોગિક વૃદ્ધિ કરવા જે કાંઈ યોજનાઓ તૈયાર કરત તે આથી ભાગી પડી.

## ચલણી રાજનીતિ.

હિંદને લગતા નાણાં સંબંધી અને ચલણી સવાલો કેવા છે તેનો વિચાર કરતાં હાલની સ્થિતિ સમજી શકાય તેમ છે. એક બાજુએથી હીંદના દષ્ટિબિંદુથી જોનારા અને બીજી બાજુએ હિંદી પ્રધાન તથા નાણાંના સંબંધમાં તેના સલાહકારોની વચ્ચે જબરો મતભેદ છે. આર્થિક અને ચલણી બાબતોમાં ૧૮૯૩ થી હિંદની સરકાર તથા

હિંદી પ્રધાન વચ્ચે સતત ચર્ચા ચાલ્યાં કરી છે. હિંદના વેપારી વર્ગે તેમજ નેતાઓએ આ સંબંધમાં પોતાના વિચારો જાહેર કર્યા છે, પણ અમલદારોએ તે વિચારોનો સ્વીકાર કર્યો નથી. રૂપીઆમાં સોનાની કીમતનો ઘટાડો થતાં અટકે એ દૃષ્ટિથી રૂપાના સીક્કા પાડવા માટેની ટંકશાળાઓ બંધ કરી તે, રૂપાના સીક્કા પાડવા હિંદની ટંકશાળો પાછી ઉઘાડવા માટેની ચળવળ, બદલાનો વટાવ કાપવા તથા હિંદમાં સોના નાણું અસરકારક રીતે કાયમ થાય એ માટે જે પગલાં લેવામાં આવેલાં તે, આ બધા ઉપર અર્થશાસ્ત્રના અભ્યાસીઓએ ગરમાગરમ ચર્ચાઓ કરી છે. આ બાબતોમાં તથા લંડનમાં સોનું તથા જામીનગીરીઓ (સીકયોરીટીઝ) અનામત રાખવામાં આવે છે, તેમાં હાલ હિંદી પ્રધાનની છેવટની સત્તા છે. તેમજ હિંદી પ્રધાનના હાથમાં જમેની રકમ તથા ચાંદીની ખરીદી રાખવામાં આવે છે, તે સામે હિંદમાં વાંધો ઉઠાવવામાં આવ્યો છે, કારણ કે તેમ થવાથી હિંદના વેપારીના લાભો જળવાતા નથી. હિંદની સ્થિતિ કેવી છે એ બાબત વડી ધારાસભામાં જોરથી કહેવામાં આવે છે, અને હિંદનો પ્રજામત કેવી દિશામાં જાય છે તે પ્રમાણે, તથા વેપારીઓ તે બાબતના ઉસ્તાદોની સલાહ મુજબ આ ઉપયોગી સવાલોનો નીવેડો હિંદની સરકાર લાવશે, તે સામેનો વિરોધ હવે લાંબો વખત ટકી શકશે નહીં. વેપાર, ઉદ્યોગ, ચલણ અને નાણાંનો અરસપરસનો સંબંધ એવો એકમેક થઈ ગએલો છે કે ૬૦૦૦ માઈલ વસતા દૂરના અમલદારો નક્કી કરે, તેના કરતાં પોતાની સ્થિતિના વિચાર ઉપર તથા તેની જરૂરિયાતો ઉપર હિંદના અમલદારો જે નક્કી કરે, તે વધારે ગ્રાહ્ય થશે.

એક તરફથી હિંદના લોકમતની વૃદ્ધિ થવી અને બીજી તરફથી હિંદી પ્રધાનના હાથમાં હિંદનાં નાણાં સંબંધી વહીવટ હોવો, એ બન્નેનો લાંબો વખત મેળ ખાય તેમ નથી. કારણકે પ્રતિનિધિઓની ધારાસભા થવાથી હિંદની સરકાર સામે ટીકા અને હુમલા થવાના.

## સર સ્ટેનલી રીડ.

શાહી કમીશન આગળ જુબાની આપતાં ટાઈમ્સ ઓફ ઈન્ડીઆના હાલના તંત્રી સર સ્ટેન્લી રીડે હિંદમાં નાણાં અને રાજનીતિ વચ્ચે કેવો સંબંધ છે તે બતાવ્યો હતો. તેણે કહ્યું હતું કે છેલ્લાં પંદર વર્ષમાં હિંદમાં જબરો ફેરફાર થયો છે અને કોઈ લેખકે ટાઈમ્સમાં લેખ લખ્યો હતો તેનો ઉલ્લેખ કર્યો હતો. લેખકે લખ્યું હતું કે હમણાં જે રાજકીય ફેરફારો કરવામાં આવ્યા છે, તે જોતાં રાજ્યવહીવટમાં જુના છૂપા નોકરશાહી માર્ગોને પકડી રાખવા એ ઘણુંજ ભયંકર છે. છેલ્લાં થોડાં વર્ષથી હિંદના શિક્ષિત વર્ગ રાજ્યવહીવટની બાબતમાં ટીકા કરી અગર સલાહ આપી તેમાં મદદ કરે, એવી જાતનું તેમને નિમંત્રણ આપવામાં આવ્યું છે. આવી જાતની જવાબદારીઓ માટે જોઇતી માહેતી તથા મદદ વડે આ દિશામાં હરેક પ્રયત્ન કરવામાં આવે છે. પણ હિંદી પ્રધાનના નાણાં સંબંધી વહેવારોને લગતો સવાલ આવે છે ત્યારે તેઓ જાણે કાંઇ જુદીજ હવામાં હોય એવો તેમને અનુભવ થાય છે. “હિંદી પ્રધાનની પૂરેપૂરી મરજીની વાત છે.” “હિંદી પ્રધાનની ઑફીસ એ મંજુર કરશે નહીં, “આ બાબતમાં હિંદી પ્રધાન મુખત્યાર છે.” આવાં વાક્યો સાંભળી તેમને સંતોષ વાળવો પડે છે. સર સ્ટેનલી રીડે એવો મત પણ દર્શાવ્યો હતો કે નાણાં સંબંધી ઘણો ખરો વહીવટ હિંદી પ્રધાનના હસ્તક રહે એ ઇચ્છવા જોગ નથી કારણકે તે બાબતમાં હિંદ ઉપર પાર્લામેન્ટનો કાબુ રહે એ સિદ્ધાંતની વિરૂદ્ધ તે છે. સભાની નાણાંકમીટીનું બંધારણ કેવું છે તથા તેનાં કામો શાં છે એ સવાલ વિચારવાનો પ્રસંગ શાહી કમીશનને હિંદ વિશે નાણાં અને ચલણી બાબતોમાં તપાસ કરતાં આવ્યો હતો. આજ સંસ્થા હમણાં નાણાં સંબંધી કામો કરે છે. લંડનમાં નાણાંકમીટી જે કામો કરે છે તેમાંથી હિંદની સરકારને કેટલાં આપી શકાય એ સવાલ પણ અહીં ઉભો થાય છે. આ દેશ માટે ઈંગ્લાંડમાં નાણાંની જે જરૂર પડતી હોય તે પુરતી સત્તા હિંદી પ્રધાનને

ભલે અપાય. હિંદની સરકારના રાજ્યવહીવટ ખાતાનો નાણાં ઉપરનો મૂડીનાં ખર્ચો વધારવા ઉપરનો આવવો જોઇએ તે કરતાં વધારેનો કાબુ હવે જરૂરનો નથી. નાણાં સંબંધી તથા કરો સંબંધી તથા ખર્ચો સંબંધી બધી બાબતોમાં છેવટની સત્તા હિંદની સરકાર પાસે હોવી જોઇએ; એટલું કે હિંદી પ્રધાન દેવું ચૂકવવા તે ઉપર પોતાનો હાથ મૂકી શકે એવું થવું જોઇએ.

આવાં કારણોને લીધેજ નાણાં આર્થિક તથા ચલણ સંબંધી રાજનીતિના સવાલોનો નિર્ણય કરવાની કુલ સત્તા હિંદની હોવી જોઇએ, એવી કોન્ગ્રેસની તથા મુસ્લીમ લીગની માગણી છે. આ સંબંધી રાજનીતિ હિંદ ઘડે, અને તે ઉપર તથા વડી સરકારને જે કામો સોંપવામાં આવ્યાં હોય તેવામાં તેને લગતા સવાલો ઉપર, ધારાસભાનો હાથ રહેવો જોઇએ. વડી ધારાસભાને આ સત્તાઓ આપવામાં આવશે તોજ પ્રજાને કાંઇ ન્યાય થશે.

## કારોબારી ખાતું અને ધારાસભાઓ.

કોન્ગ્રેસ લીગની યોજનામાં સૌથી અગત્યનો વાંધો તો ધારાસભા તથા કારોબારી ખાતા વચ્ચેના સંબંધ પરત્વે બતાવવામાં આવ્યો છે. યોજના પ્રમાણે વડી કારોબારી સભામાં તથા પ્રાન્તિક કારોબારી સભાઓમાં યુરોપીઅન સભાસદોની નિમણુક કરવાની સત્તા શાહી સરકાર કનેજ ચાલુ રહેશે. પણ આમાં એવો ઠરાવ લાવવામાં આવ્યો છે કે કારોબારી અમલદારો નિમાય તેમાં આવો નવીન પ્રકારનો સિદ્ધાન્ત લાવવાનો હેતુ એટલોજ છે કે લોર્ડ મીન્ટોના સુધારાઓ મુજબ હિંદીઓની જે કેટલીક નિમણુકો કરવામાં આવેલી, તે ઉપરથી લોકનો વિશ્વાસ ઉઠી ગયો છે. એક બાજુએ પ્રતિનિધિઓની સંખ્યા કામ કરે અને બીજી બાજુએથી કારોબારી અમલ એમના જુના રસ્તા પ્રમાણે ચાલે, એ બની શકે એમ નથી. સરકારે પ્રજામતને તથા પ્રજાની લાગણીને માન આપી ચાલવું જોઇશે. માટેજ હિંદી સભાસદો દેશની સેવામાં હોય, અને પ્રજાના રાજકીય હેતુઓ તથા અભિલાષો સાથે

સંભાવ દર્શાવી ચાલે, તોજ સરકાર અને ધારાસભાઓ વચ્ચે સંપ જળવાઈ રહેવાનો સંભવ છે. અત્યારે પ્રજામાં ઘણો અસંતોષ હોય તો તે એટલા માટે છે કે અહીંનું કારોબારી ખાતું રાજકીય દૃષ્ટિ વગરનું કેવળ વહીવટી ખાતું છે. હાલ સરકારનું કામ છે તેથી વધારે સરલ બને એ કારણોથી તથા તેવી દૃષ્ટિથી આ સુધારો સુચવવામાં આવ્યો છે. કારોબારી ખાતાના સભાસદોમાં પ્રજાનિયુક્ત સભાસદો હોવા જોઈએ એવી સુચના વિરૂદ્ધ ઘણે ઠેકાણેથી સખત ટીકા કરવામાં આવી છે. એમ પણ કબુલ કરવું જોઇએ કે તેની સામે કેટલા દેખીતા વાંધા છે. એવું કહેવામાં આવે છે કે બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં ચુંટાએલા કારોબારી ખાતાને સ્થાન નથી. લૉર્ડ ઈશ્લીંગટને આ બીના ઉપર વિશેષ ભાર મૂકયો છે. પણ આ સંબંધમાં બ્રિટિશ ભાવનાઓ બદલાતી જાય છે. દક્ષિણ આફ્રિકામાં ધારાસભાઓ કારોબારી ખાતાની ચુંટણી કરે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં હમણાં એવી યોજના આગળ લાવવામાં આવી છે કે કારોબારી ખાતું ચુંટણીથી ચાલવું જોઇએ. ૧૯૧૫ ના ડીસેમ્બર મહીનાના એડીનબર્ગ રિવ્યું નામના માસિકમાં રાજકીય પુનર્ઘટના ઉપર લખતાં તંત્રીએ કારોબારી અમલ ઉપર પાર્લામેન્ટનો અસરકારક કાબુ શી રીતે દાખવી શકાય એ વિશે સુચનાઓ કરી હતી. આ યોજનામાં મુખ્ય તત્વ એ હતું કે પાર્લામેન્ટના સભાસદોના મતથી કારોબારી સભાની ચુંટણી થવી જોઇએ. યુદ્ધના આગમન પછી બ્રિટિશ રાજકીય ભાવનાઓમાંથી શ્રદ્ધા ડગમગવા લાગી છે. એક સત્યનો સ્વીકાર થવો જોઇએ. દેશના પ્રગતિમાન વિચારો સાથે એકમત ન હોવા છતાં પોતે સહિસલામત છે એજ કારણથી નિમણુકો થાય, તથા એવા માણસોની નિમણુક થાય, જેઓ કોઈપણ જાતના આદર્શ વગરના હોય, જેઓનો હક ફકત તેમની ખુશામતખોરીમાંથી પ્રાપ્ત થતો હોય, તો આવી નીમણુકોથી રાજ્યયંત્રણા સરલ કામ કરી શકશે નહીં. લૉર્ડ ઈશ્લીંગટનને આ બાજુની ટીકાઓનું પૂરેપૂરૂં ભાન હતું, તે તેના ઓકસ્ફર્ડમાં આપેલા ભાષણ ઉપરથી જણાય છે. તેણે સ્પષ્ટ રીતે કબુલ કર્યું હતું કે જો કારોબારી

સભાના સભાસદોની નિમણુક બરાબર રીતે કરવામાં આવતી હોય તો ધારાસભાના પ્રજાનિયુક્ત સભાસદો પસંદ કરી શકે એવી જાતજાતની રાજનીતિ તૈયાર થઇ શકે." લૉર્ડ ઈશ્લીંગટને આખી તકરારને એક વાકયમાં ઘટાવી દીધી છે.

કારોબારી સભાનો સંબંધ ધારાસભા સાથે કેવા પ્રકારનો હોવો જોઈએ, એવા સૌથી અગત્યના સવાલ ઉપર આપણે હવે આવીશું. કોન્ગ્રેસ-લીગની યોજનાનો હેતુ એવો છે કે વડી તેમજ પ્રાન્તિક કારોબારી સભાઓ ધારાસભાઓને અધીન રહે. આ યોજના પ્રમાણે કારોબારીખાતાના સભાસદોની નિમણુક શાહી સરકાર કરશે, તેઓ ધારાસભાથી નિમાયલા સભાસદો નહીં હોય. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં ધારાસભાની બહુમતિના વિચારો તથા લાગણીઓ પ્રમાણે રાજ્યવહીવટ ચાલે છે. આમ કારોબારી સભા તથા ધારાસભા વચ્ચે ચકમક ઝરવાનો પ્રસંગ નથી. એટલા માટે વાજબીપણેજ કહેવામાં આવે છે કે ધારાસભાની દરમ્યાનગીરી વગર જો શાહી સરકાર કારોબારી અમલદારોની નિમણુક કરવાની હોય, તો એવું જ બનવાનું કે ધારાસભાની ઇચ્છાઓ તથા તેના હેતુઓ અનુસાર કામ સિદ્ધ થઇ શકે નહીં. વળી બીજી બાજુએથી જો કારોબારી અમલને ધારાસભાની સત્તા નીચે મૂકવામાં આવે અને નાણું માટે તેના ઉપર આધાર રાખવામાં આવે, તો કારોબારી સભા પોતાની રાજનીતિને દાખલ કરી શકશે નહીં તથા સામર્થ્યથી સાધારણ રાજ્યવહીવટ પણ ચલાવી શકશે નહીં આમ કારોબારી અમલ તથા ધારાસભા વચ્ચે ચકમક ઝરવાનો સંભવ છે. કોન્ગ્રેસે અને લીગે તેમની યોજનામાં આવો ઉપાય સુચવ્યો છેઃ જ્યારે રાજ્યના વડાને એમ લાગે કે ધારાસભાની મરજી પ્રમાણે ન થવું જોઇએ તો તેની સત્તાનો ખુશીથી ઉપયોગ કરે. યોજનાના આ ભાગ માટે બોલતાં લૉર્ડ ઇસ્લીંગટને કહેલું, કે જો બીજા જબરા ફેરફારો કરવામાં ન આવે, તો આ યોજનાનું પરિણામ એ આવે, કે સરકારને ધારાસભાઓની સતત ધાસ્તીમાં રહેવું પડે. કારણકે સરકાર અમુક

પગલાંને તથા ઠરાવોને નાપસંદ કરતી હોય છતાં તે પાસ થવાના. આમ બીજા દેશોમાં બને છે તેમ, જેઓએ ઠરાવ પસાર કર્યો હોય, તેમને શિર વહીવટનું જોખમ રહેવાનું નહીં, કે તેના પરિણામો માટે તેઓ જવાબદાર થવાના નહીં. આવા સંજોગોમાં ગવર્નરજનરલને યાતો ગવર્નરને રદ કરવાની જે સત્તા આપી હોય તેથી પુરતો અટકાવ થાય એ સંભવિત નથી. જો આવી સત્તાનો કાંઈ પણ અર્થ હોય તો તેનો ઉપયોગ ઘણાજ અણીના પ્રસંગોએ તથા ઘણી મહત્વની બાબતોમાં થવો જોઇએ. આ હથિયારનો વારેવારે ઉપયોગ કરવાથી તે બુઠું થઈ જવાનું. જો કોઈ પણ ગવર્નર તેનો ઉપયોગ ઘણી છુટથી કરતો હશે, અગર તેનો ઉપયોગ ફક્ત મોટી બાબતમાં જ નહીં કરતો હોય, તો તેને માટે ગવર્નર તરીકે ટકવાનું જ અસંભવિત બનશે. આમ બધા ફેરફારોની અસર એ થવાની કે મેં જે અનિષ્ટો માટે કહ્યું છે તેવાં અનિષ્ટો લંબાવાનાં. ટીકા કરનારાઓની સત્તામાં વધારો થશે પણ તેટલા જ પ્રમાણમાં તેમની જવાબદારી વધશે નહીં. ટીકા અને જવાબદારી બન્નેનો જ્યાં સંયોગ થતો નથી, ત્યાં રાજ્ય સંગીનપણે ચાલી શકે જ નહીં." આ વિચારો ઉપર મનન કરતાં એક વાત ધ્યાનમાં રાખવાની છે; કોન્ગ્રેસની યોજનામાં જે પ્રકારની રાજ્યવ્યવસ્થા બતાવવામાં આવી છે, તે પ્રમાણેના દાખલા સંસ્થાનોના રાજકીય ઈતિહાસમાંથી જડી આવે છે. ધારા પ્રમાણે પ્રતિનિધિવાળી રાજ્યવ્યવસ્થામાંથી પૂર્ણ સ્વરાજ્યની ખીલવણી થએલી. કેટલાંક સ્વસ્થાનો જે પછીથી સ્વતંત્ર થએલાં, તેમાં પ્રથમ તો કારોબારી અમલદારોની નિમણુક સીધી શાહી સરકારથી થતી, અને સાથે સાથે નાણું ઉપર સત્તા ધરાવતાં પ્રજાકીય મંડળો હતાં. સ્વસ્થાનોમાં પ્રજાકીય રાજ્યનો એવો અનુભવ છે કે કેટલાંકનો પૂર્ણ સ્વરાજ્યમાં વિકાસ થએલો. કેટલાંકમાં એવી રાજ્યવ્યવસ્થા ઉભી થવા પામી, જેમાં કારોબારી ખાતાને તેમ જ ધારાસભાને શાહી સરકારના હાથ નીચે રહેવું પડ્યું. સંસ્થાનોમાં સ્વરાજ્ય નામનું પુસ્તક લખનાર મી.

**એ. બી. કીથ** કહે છે કે " કારોબારી અમલ અને ધારાસભાના કાયમના સંબંધ તરીકે પ્રજાકીય રાજ્ય એ તાત્વિક રીતે નબળું છે, એવો અભિપ્રાય ઉતાવળીઓ કહેવાય; આવી રાજ્યવ્યવસ્થા હયાત હતી, છે અને કેટલેક ઠેકાણે ફતેહમંદ રીતે કામ કર્યા કરે છે." માટે અખતરો કર્યા સિવાય હાલના ઠરાવોને ફેંકી દેવાનું કારણ નથી. ધારાસભાઓ સાથે કારોબારી ખાતાનો કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ એ ઘણું જ વિચારવા જેવું છે. લૉર્ડ ઇસ્લીંગટન એવું કહે છે કે રાજનીતિના મોટા સવાલોનો વિચાર કરવા માટે કારોબારી સભા તથા ધારાસભા વચ્ચે એક કમીટી અગર સભાની બહુ કમીટીઓ હોવી જોઇએ. આવી કમીટીઓથી ધારાસભા તથા કારોબારી સભાની વચ્ચે સારી સમજણ પેદા થાય; પણ જો આ સુચના સ્વીકારવામાં આવે તો તેથી કોન્ગ્રેસની યોજનામાં કાંઈ ફેર પડતો નથી. ઉલટું આથી યોજના વધારે સ્વીકારવા યોગ્ય બને છે. રાજ્યની રાજનીતિ શું છે તેની અગાઉથી તપાસ કરવાનું કામ આ કમીટીઓ કરી શકશે.

## બીજી સભા.

રાષ્ટ્રીય સભાએ ઉતાવળું અને અપૂર્ણ વિચારવાળું જે કામ કર્યું છે તેમાં સુધારા કરવા ધારાબંધન માટે બે સભાવાળી પદ્ધતિ સ્વીકારવી, એવું શોધી કાઢવામાં આવ્યું છે. આ વિષય ઉપર ચર્ચા કરતાં ટાઇમ્સ ઓફ ઇન્ડીઆએ આવી પદ્ધતિનો ઉલ્લેખ કર્યો છે. વળી બીજા ઘણાઓએ ભવિષ્યની ઘણી મુશ્કેલીઓ દૂર કરવાના ઉપાય તરીકે આ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે. બીજી સભાનું કાર્ય આવી તરેહનું થશેઃ ધારો ઘડવાની તે સમવર્તી સત્તા ધરાવી શકશે નહીં. પણ જે ધારો લાવવામાં આવ્યો હોય તેની ફરીથી તપાસ કરવાનું અગર દેશના ગંભીર વિચારની અસર ફરીથી તેના ઉપર લાવવાનું તેનું કર્તવ્ય થશે. હિંદમાં ધારાસભાનું ધોરણ મુખ્ય કરીને એક સભાના ધોરણ ઉપર નક્કી થયું છે. અમલદારી અને બીનઅમલદારી તત્વો યાતો બીજી રીતે બોલતાં ધારાસભામાં અપ્રગતિમાન અને અને પ્રગતિમાન તત્વોનો એક જ સભામાં

સમાવેશ કરવામાં આવ્યો છે. હિંદની ધારાસભાઓમાં આવું મિશ્રણ થવાથી કાંઇ સંગીન ચર્ચા ઉત્પન્ન થતી નથી. સરકારથી સ્વતંત્ર એવી કોઈ પણ જાતની ફલદાયી ચર્ચા અમલદારી તત્વે કરી નથી. હિંદના બંધારણમાં તો તેની કીમ્મત નહીં જેવી છે. ૧૮૪૭ માં ઑસ્ટ્રેલીયન સ્વસંથાનને સ્વરાજ્ય આપવાનો ઠરાવ કરવામાં આવ્યો, ત્યારે ધારાસભા માટે બે સભાઓ રચવાનો ધારો કરવામાં આવ્યો હતોઃ જેથી પ્રજાના પ્રતિનિધિઓ તેમજ સરકારનિયુક્ત સભાસદો એમ બન્ને માટે જુદી જુદી સભાઓ થઇ શકે. પણ પ્રજાએ આખરે એવી માગણી કરી કે ધારાબંધન માટે એકજ સભા કરવી, જેમાં ⅓ સભાસદો સરકારનિયુક્ત સભાસદો હોય, તથા ⅔ પ્રજાનિયુક્ત સભાસદો હોય; પણ સાથે એક કલમ ઉમેરવામાં આવી હતી કે ઑસ્ટ્રેલીઆના લોકોને યોગ્ય લાગે તો તેઓને તેમનું બંધારણ બદલી એક સભાની બે સભાઓ કરવાની, અગર લાંબા અનુભવથી બીજી જાતનો ફેરફાર કરવાની જરૂર જણાય તો તે પ્રમાણે કરવાની, તેમને સત્તા છે. સ્વરાજ્યની સ્થાપના પછી બધાને લાગતું હતું તેમ આવી જાતની તેમની વધારાની સત્તાનો ઉપયોગ કરવાની સંસ્થાનને મરજી થઈ, અને બે સભાવાળી પદ્ધતિ દાખલ કરવામાં આવી. હિંદના પ્રાન્તોમાં બે સભાવાળી પદ્ધતિ દાખલ કરવાની હાલમાં તો જરૂર નથી. હાલના સંજોગોમાં તો કદાચ આવા પગલાથી રાજકીય અનુભવમાં, સંયુક્ત કાર્યની જરૂરિયાતમાં તેમ જ સર્વ લોકમાં વધારે સારી સમજણ પેદા કરવામાં અટકાવ કરે એવો સંભવ છે. બીજી સભા હોવાનું મુખ્ય કારણ એ છે કે પ્રથમ પ્રજાકીય સભામાં કોઇ ધારો પસાર થવાનો હોય તો આવી જાતની જુદાજ ગુણોવાળી બીજી સભામાં તેનો ફરીથી વિચાર કરવામાં આવે, કદાચ તેની ઉપર વધારાનો અને ઉચ્ચ પ્રકારનો પ્રકાશ પડે. પણ હિંદની રાજકીય પ્રગતિમાં હાલ તો હિંદનાં રાજકીય આદર્શો વધારે સારી રીતે સમજાય એ વાસ્તે એકજ સભામાં પ્રગતિમાન તેમજ અપ્રગતિમાન બન્ને જાતનાં

તત્વોએ સાથે મળી કેટલાક વખત સુધી કામ કરે એવી જરૂર છે. છતાં જો રાષ્ટ્રમંડળ પદ્ધતિનો હિંદમાં સ્વીકાર કરવામાં આવશે તો વડી ધારાસભામાં બે સભાઓ જુદી પાડવી કે કેમ એ માટે વિચાર કરવો પડશે. હાલમાં તો હિંદની ધારાસભામાં દેશી રાજ્યોને સ્થાન નથી. બ્રિટિશ સરકાર અને દેશી રાજ્યોનો સંબંધ કરારપત્રોથી નક્કી થએલો છે. હિંદી રાજ્ય અને દેશી રાજ્યો વચ્ચે એવા સર્વસામાન્ય ઘણા સવાલો છે, જેમાં હાલ છે તે કરતા બીજી રીતે તેમની સ્થિતિ વધારે ચોખ્ખા રૂપમાં નક્કી કરવામાં આવે તો તે દેશી રાજ્યોને આવકારદાયક થઇ પડે. લૉર્ડ ઇર્વીંગટને હમણાં જ કહ્યું છે કે દેશી રાજ્યોને સ્વેચ્છાથી રાષ્ટ્રમંડળ બંધારણના સભાસદો થવું પડશે. જો આમ થશે તો બીજી સભામાં તેમના પ્રતિનિધિઓ માટે જગા કરવી પડશે. આ વીશે બીજા પ્રકરણમાં વધારે વિસ્તારથી લખવામાં આવ્યું છે. વ્યવહારૂં રાજનીતિનો વિચાર કરતાં બધી રીતે બંધબેસ્તી બીજી સભાનો સવાલ ઘણો જ અઘરો છે. ઉમરાવોની સભાની બાબતમાં સંયુક્ત રાજ્યમાં જે તાજા બનાવો બન્યા છે, તે જ બતાવી આપેછે કે આ સવાલ કેટલો અઘરો છે.

## સંખ્યા ને બંધારણ.

વડી ધારાસભાની કેટલી સંખ્યા હોવી જોઈએ તથા તેનું બંધારણ કેવા પ્રકારનું હોવું જોઈએ એ સવાલ ઉપર આપણે આવીશું. વડી ધારાસભાના સભાસદોની સંખ્યા હાલ ૬૦ની છે, તેમાં ૨૭ સભાસદોની ચુંટણી જુદાં જુદાં મતદાર મંડળોથી થાય છે, કાયદાએ નક્કી કરેલી અમલદારોની સંખ્યા ૨૮ની છે; નિમણુક ૫ ની થઈ શકે છે, તેમાંથી વેપારી વર્ગમાંથી, પંજાબની મુસલમાની કોમમાંથી તથા પંજાબના જમીનદારોમાંથી ૩ બીનઅધિકારીઓની નિમણુક થવી જોઈએ. મદ્રાસ, મુંબાઇ, બંગાળા તેમજ સંયુક્તપ્રાન્તની ધારાસભાઓના પ્રજાકીય સભાસદો દરેક બે બીનઅમલદાર પ્રતિનિધિઓની

ચુંટણી કરે છે; પંજાબ, બ્રહ્મદેશ, બીહાર ને ઓરીસા, આસામ મધ્યપ્રાન્તની ધારાસભાના પ્રજાનિયુક્ત સભાસદો દરેક એક બીનઅધિકારી સભાસદની ચુંટણી કરે છે. મદ્રાસ, મુંબાઈ, બંગાળા, સંયુકતપ્રાન્ત, બીહાર ને ઓરીસા તથા મધ્યપ્રાન્તમાંથી જમીનદારો તરફથી ૬ પ્રતિનિધિઓ હોય છે. મદ્રાસ, મુંબાઈ, બંગાળા, સંયુકતપ્રાન્ત, તથા બીહારને ઓરીસાની મુસલમાન કોમમાંથી ૫ પ્રતિનિધિઓ હોય છે. બંગાળાની તથા મુંબાઈની વેપારી ચેમ્બરો દરેક એક એક સભાસદ ચુંટી કાઢે છે. બંગાગાળાના જમીનદારો અને મુસલમાનોમાંથી દર બીજે વર્ષે એક વધારાનો સભાસદ લેવામાં આવે છે. અર્થાત ૩૧ કરોડની વસ્તી વાળા હિંદની વડી ધારાસભામાં ૨૭ પ્રજાનિયુકત, ૬ સરકાર નિયુકત એટલે કુલ ૩૩ બીનઅધિકારી પ્રતિનિધિઓ બેસે છે. સરકારી સભાસદોને ગણત્રીમાં લેવાના નથી કારણકે તેઓ સરકારની મરજી મુજબ વર્તવા માટે જ ત્યાં બેસે છે. ૧૯૦૭માં વડી ધારાસભાની કેટલી સંખ્યા હોવી જોઇએ, એ વિષય ઘણો જ ચર્ચાયો હતો. વડી ધારાસભામાં તેમજ પ્રાન્તિક સભામાં અમલદારોની કેટલી સંખ્યા મૂકી શકાશે, એ ધોરણ ઉપર સદરહુ સભાઓની હાલની સંખ્યા નક્કી કરવામાં આવી છે, સરકારની તરફેણમાં અને પ્રજાનિયુકત પ્રતિનિધિઓની વિરૂદ્ધમાં મત આપતાં અમલદારોની સંખ્યા વધુમતિવાળી થાય એવા ધોરણ ઉપર તે નક્કી કરવામાં આવી છે.

૧૯૦૭ માં જે ચર્ચા થઇ હતી તે ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે. હિંદમાં સર્વોપરી હાથ રાખવા કાયમની અમલદારી બહુમતિ હોવી જોઇએ, એ સંપૂર્ણ રીતે વાજબી અને અગત્યનું માનવામાં આવતું હતું.. સવાલ એ ઉભો થયો કે જાહેર હિતને નુકશાન કર્યા વિના જુના અને અનુભવવાળા કેટલા અમલદારો સભાસદ તરીકે સભામાં હાજરી આપવા ફારેગ પાડી શકાય એમ છે? હિંદની સરકારનો એવો મત હતો કે "જો અમલદારી વધુમતિ જોઈતી હોય તો બીનઅધિકારી સભાસદોની સંખ્યા પણ નક્કી થવીજ જોઇશે."

પ્રજાના હિત માટે તથા શહેરીપણાના હકનો અમલ થવા માટે કેટલા પ્રતિનિધિઓની જરૂર છે એ ધોરણ ઉપર સભાઓની સંખ્યા નક્કી કરવામાં આવી નથી, તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે. પણ તેમાં ફક્ત એટલી દૃષ્ટિ રાખવામાં આવી છે કે જાહેર નોકરીની સગવડ કેમ જળવાય અને જાતે હાજર થઇ પ્રજાનિયુક્ત સભાસદો વિરૂદ્ધ મત શી રીતે આવી શકે. ૧૯૦૯ માં પાર્લમેન્ટમાં ચર્ચા ચાલતી હતી તે વખતે લૉર્ડ રોનાલ્ડસ (હાલનો બંગાળાનો ગવર્નર) એક વિચિત્ર દરખાસ્ત લાવ્યો હતો, કે અમલદારના એક મતની બરાબર બીનઅમલદારોના બે મત ગણવા. સભામાં અધિકારી સભાસદોની હાજરી ઓછી થાય એ માટે આ ઝળકતી સુચના કરવામાં આવી હતી. લૉર્ડ કુર્ટની એક એવી બીજી દરખાસ્ત લાવેલા કે જે સરકારની વધુમતિનો સભાસદ હોય તેને ત્યાં જાતે આવવાની ફરજ પાડવી નહીં. તે પોતાના પ્રતિનિધિ મારફત મત આપી શકે—આમ એક અધિકારી પોતાના ગજવામાં ઘણા મત સાથે ત્યાં આવી શકે. જો અમલદારી તત્વ સર્વોપરીજ રાખવાનું હોય તો આ બન્ને સુચનામાંથી ગમે તે સુચના સ્વીકારવામાં આવે તેમાં વાંધો નથી. અને તેથી સભાને નુકશાન થવાનું નથી. હસવા લાયક કેવા ઠરાવો લાવી શકાય છે તેના આ નમુના છે. પણ મુદ્દાનો સવાલ આ છેઃ ધારાસભાના બંધારણને આવી રીતે કાપી નાંખવું એ શું યોગ્ય છે? જો ખરી પ્રજાકીય સંસ્થાઓની આ દેશમાં ખીલવણી કરવી હોય, તો અમલદાર સભાસદ અદૃશ્ય થવો જોઈએ, એ હાલની સ્થિતિ જોતાં સ્વમેવ સિદ્ધ થાય છે. જો આ હકીકતનો એક વખત સ્વીકાર કરવામાં આવે, તો વડી ધારાસભાનું બંધારણ રચતાં કાંઈ મુશ્કેલી પડશે નહીં. અને દરેક પ્રાન્તમાં પુરતી સંખ્યામાં તેમજ જુદા જુદા હિત ધરાવનારનું પ્રતિનિધિત્વ હયાતીમાં આવશે.

મદ્રાસ અગર મુંબાઇ ઇલાકાથી કેનેડાની વસ્તી પાંચમા છઠ્ઠા ભાગની છે. તેમાં નવ પ્રાન્તિક ધારાસભાઓ છે; દરેક ધારા-

સભાના સભાસદોની સંખ્યા ૨૭ ને ૮૦ વચ્ચે છે; સંસ્થાનિક પાર્લામેન્ટ છે જેમાં બે સભાઓ છે ને તેના કુલ સભાસદો ૩૦૦ છે. આ હકીકત નોંધ કરવા જેવી છે. ઓસ્ટ્રેલીઆની મહાસભાને એક ફેડરલ પાર્લામેન્ટ છે, જેમાં ૧૦૦ સભાસદો છે, ને બે સભાઓ છે તથા રાજ્યમાં ૬ ધારાસભાઓ છે. ઓસ્ટ્રેલીઆની વસ્તી ૫૦ લાખની છે. દક્ષિણ આફ્રિકામાં યુનીઅન પાર્લામેન્ટ છે, તથા તેમાં ૪ સ્થાનિક ધારાસભાઓ છે. માટે જો આ દેશમાં પ્રજાકીય સંસ્થાઓ એવી રીતે ખીલવવાની હોય કે ભવિષ્યમાં પૂર્ણ સ્વરાજ્યમાં વિકસી શકે તો રાજકીય સત્તાનો અમલ કરવાને જેઓ લાયક હોય તેઓ બધાને ધારાસભામાં તક મળે, એવું થવું જોઈએ. મી. લાયલ કર્ટીસે બરાબર જ કહે છે કેઃ—

"જોખમદારીનો અમલજ અમલ માટેની લાયકાત વધારે છે. દરેક માણસનો એવો અનુભવ છે કે જ્યારે કાંઇ વસ્તુ કરવાનો પ્રસંગ મળે છે ત્યારેજ મળ્યા પછી શું કરવું તેની સુઝ પડે છે અને આમ કર્તવ્ય ભાનનો વિકાસ થાય છે. આટલા માટેજ ભલે શહેરીઓમાં જ્ઞાન અને જોખમદારીની બુદ્ધિ ખીલ્યાં ન હોય, અગર અધુરાં ખીલ્યાં હોય; છતાં સર્વને રાજકીય સત્તા આપવામાં આવી છે ને અપાવી જોઇએ. વછેરો હજુ દોડતાં શીખ્યો ન હોય છતાં તેને તૈયાર થયેલા ઘોડા જોડે જોડવામાં આવે છે. આજ સિદ્ધાન્ત અહીં પણ લાગુ પડે છે. શિક્ષણની આવી રીત કેટલા પ્રમાણમાં વ્યવહારમાં મુકવી તે પાકા થએલા ઘોડાઓની સંખ્યા કેટલી છે તથા તેઓ કેટલા દઢ છે, એની ઉપરજ તેની સહીસલામતીનો આધાર રહે છે. આ સત્ય મહાસામ્રાજ્યના સભાસદો માટે પણ સત્ય જ છે. પ્રજાનું હિત સમજી શકે એવા મતદારોની સંખ્યા વધારે, તેટલો રાજકીય સત્તાનો પ્રસાર વધારેઃ કારણ કે આવી સ્થિતિ આવી ન હોય ત્યાં લગી તો શહેરીઓનું સ્વદેશાભિમાન ખીલ્યું હોતું નથી અને સત્તાના અમલથી તેનો વિકાસ કરવાની જરૂર છે. માટેજ દક્ષિણ આફ્રિકા કરતાં ન્યુ ઝીલાંડ જેવા અભણ વસ્તીવાળા દેશમાં સ્વરાજ્યનો અમલ વધારે સરલ અને વધારે સહીસલામત છે."

હિંદમાં ધારાસભાઓનું બંધારણજ એવા પ્રકારનું છે કે દરેક પ્રાન્તમાં હજારો માણસોને પોતાના પ્રાન્તના કામોમાં ભાગ

લેવાની યોગ્ય તકો મળતી નથી, જો કે તેઓ શિક્ષણ, ઉંચી સ્થિતિ અને સામાજીક મોટાઈથી બધી રીતે લાયક હોય છતાં પણ. મી. ગોખલેએ ધારાસભાની સંખ્યા ૧૦૦ ની મૂકી છે અને કોન્ગ્રેસની યોજના ૧૫૦ ની સંખ્યા મૂકે છે: બન્ને યોજનાઓ પ્રમાણે ૪/૫ ભાગના સભાસદો પ્રજાનિયુક્ત તથા ૧/૫ સરકારનિયુક્ત હોવા જોઇએ: જો કોન્ગ્રેસના સુધારાનો સ્વીકાર કરવામાં આવે તો વડી ધારાસભામાં દરેક મોટા ઇલાકામાંથી ૧૦ સભાસદો આવે અને દેશની વેપારી કોમોમાંથી પણ લાયક પ્રતિનિધિઓ આવવા પામે. ખરૂં પુછો તો ધારાસભામાં જોઈએ તેવા પ્રતિનિધિઓની ખામી હોવાથી આર્થિક, વેપારી અને નાણાં સંબંધી સવાલો પ્રત્યે હજુ સુધી કંઈ પણ જાતનું ગંભીર ધ્યાન આપવામાં આવ્યું નથી.

ધારાસભામાં કેવી જાતના પ્રતિનિધિઓ હોવા જોઇએ એ વિષય માટે હું અહીં લંબાણથી લખતો નથી. ઘણાં કારણોને લીધે હાલની યોજનાને સંપૂર્ણ રીતે ફરીથી તપાસવી પડશે. જો હિંદની સરકારનો પાયો રાષ્ટ્રમંડળના બંધારણ ઉપર રચાય, અને તેનાં કૃત્યો રાષ્ટ્રમંડળ પદ્ધતિને અનુકૂળ બને તો અત્યારની યોજના તદ્દન નકામી નીવડે. છેલ્લા પ્રસંગે લોર્ડ મોર્લીએ પહેલાં તો પ્રતિનિધિત્વના સિદ્ધાન્તો નક્કી કર્યા, અને તેજ સિદ્ધાન્તો વડી ધારાસભાને તથા પ્રાન્તિક ધારાસભાને લાગુ પાડયા. ધારાસભાને ફક્ત જકાત, ટપાલ, તાર અને બીજા એવા આખા હિંદને લાગુ પડતા સાધારણ રાષ્ટ્રમંડળ પદ્ધતિને લગતા સવાલોમાં કામ કરવાનું હોય છે. એવું બને તો તો વડી ધારાસભાના બંધારણમાં આપણે કાંઈ જુદીજ યોજના અનુસરવી પડે.

---

# પ્રકરણ ૮ મું

## પ્રાન્તિક સરકારો

### નાણાંનો વહીવટ.



"આ મુશ્કેલીનો ઉકેલ ફક્ત એક વાતમાં દેખાય છે: ઇલાકાઓને ધીરે ધીરે સ્વરાજ્ય આપવું: અંતે એવી સ્થિતિ આવશે, જ્યારે ઇલાકાને લગતી બધી બાબતોમાં ઇલાકાનાં સંખ્યાબંધ રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં હશે: આ બધાં રાજ્યો ઉપર હિંદની સરકાર સર્વોપરી પદે બીરાજતી હશે. પછીથી તે દરમ્યાનગીરી કરી શકશે ખરી: પણ સાધારણ રીતે તો તે સામ્રાજ્યને લગતાં કામ કરશે."

લૉર્ડ હાર્ડિંજનો ખરીતો, ૧૯૧૧.

કોન્ગ્રેસ લીગની યોજનાનું હાર્દ એ છે કે નાણાંનો કાબુ ધારાસભાના હાથમાં આવવો જોઇએ. સ્વરાજ્યની કોઈ પણ યોજનાનું આજ તારતમ્ય હોવું ઘટે. અને આપણી પ્રજાકીય સંસ્થાઓએ રાજ્યતંત્રમાં આવો ફેરફાર માગ્યો છે. મીન્ટો-મોર્લીના સુધારાનું પરિણામ એ આવ્યું કે તેનાથી નાણાંના વહીવટ ઉપર ટીકા કરવાનો હક મળ્યો. પણ નાણાંની નીતિ તથા તેના વહીવટ ઉપરનો કાબુ પ્રાન્તિક સરકારો તથા હિંદની સરકારને હસ્તક છે. જો હિંદને સ્વરાજ્ય પ્રાપ્ત થવાનું હોય તો ધારાસભાઓને નાણાંનો કાબુ મળવો જોઇએ. કેટલેક ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે હિંદના રાજ્યદ્વારીઓએ આ માગણી એકાએક અને પહેલીજ વાર આગળ ધરી છે. તેથી તે હજુ વ્યવહારૂ રાજનીતિરૂપ બની નથી. સાચી વાત તો એ છે કે ૩૦ વર્ષ થયાં હિંદના અધિકારીઓ તથા લોકના નેતાઓ કમિટીઓ તથા કમીશનો મારફત આ સિદ્ધાન્ત ઉપર ચર્ચા કરી રહ્યા છે. આ માગણી કાંઇ રાજ્યક્રાન્તિ કરનારી નથી. ઉલટું, આ માગણીને અધિકારીઓનો

વજનદાર ટેકો મળેલો છે. નાણાંના વહીવટમાં આ ફેરફાર એક ત્યારપછીનું બીજુંજ સ્વાભાવિક પગલું છે.

## એકહથ્થુ થએલો નાણાંનો વહીવટ.

માણસોના વિચારોમાં પરિવર્ત થવાને કેટલો બધો વખત જોઇએ છે, તેનો ખયાલ લોકને ભાગ્યેજ આવી શકે છે. "હિંદની મહેસુલ તે હિંદી સરકારની મહેસુલ છે—તે એક રાજ્યનો ખજાનો છે. હિંદની સરકાર એ એક પાર્લામેન્ટના કાયદાએ ઉત્પન્ન કરેલી સંસ્થા છે. જો પાર્લામેન્ટના એ કાયદાઓ જોવામાં આવશે તો જોઇ શકાશે કે હિંદની મહેસુલ તે હિંદની સરકારનીજ અને કેવળ તેનીજ મહેસુલ છે. પ્રાન્તિક સરકારો એ બાબતનાં કાંઇ પણ પગલાં ભરે તો તેમ કરવાનો ખાસ હુકમ તેમને હિંદી સરકાર પાસેથી મળેલો હોવો જોઇએ. હિંદની સરકાર સિવાય નાણાં સંબંધી કોઈ પણ જાતની સત્તાનો અમલ કરવાનો તેમનો અધિકાર નથી." નાણાંના પ્રધાન સર જેમ્સ વેસ્ટલેન્ડે નાણાંના બધી જાતના વહીવટ ઉપર હિંદની સરકારનો કેવો હક છે, તેનું વર્ણન ઉપરના શબ્દોમાં કર્યું હતું. કાયદેસર સ્થિતિ તો આજે પણ એજ છે. નાણાંની થેલી હિંદની સરકારનેજ હાથ રહે છે અને દેશનાં નાણાંનો કાયદેસર વાલી પણ તેજ છે.

હિંદની મહેસુલનો વહીવટ એક આખા તરીકે કરવામાં આવે છે. તે વડી સરકારના નામમાં એકઠી કરવામાં આવે છે અને આખા દેશની તીજોરીઓમાં તેના નામમાંજ જમે થાય છે. પ્રાન્તિક સરકારોએ જે નોકરી બજાવી હોય છે તેને બદલે હિંદની સરકાર વાર્ષિક ખર્ચ પેટે આવી રીતે એકઠા કરેલા પૈસામાંથી નક્કી કરેલી રકમ બક્ષીસ તરીકે વહેંચે છે. ૧૮૭૦ માં સર જોર્જ ચેઝનીએ આ વિષય ઉપર લખતાં બતાવ્યું હતું કે, "જ્યાં લગી વડી સરકારના હાથમાં નાણાંની કોથળી છે ત્યાં લગી ભલે ગવર્નર તથા સભાઓ સાથનાં પ્રાન્તિક રાજ્યો રાજ્યો કહેવાય; પણ તેના સાધારણ અર્થમાં આ સરકારો ન ગણાય; તેઓ માત્ર વહીવટી એજન્ટો તરીકેજ ગણાય; અને તેમને તેમના ઉપરીના હુકમો માનવા પડે." પ્રાન્તિક સરકારોની કાયદેસર સ્થિતિ શું છે, તે વિષે ૧૮૭૦ માં

ઉપર પ્રમાણે જે વર્ણન કરવામાં આવ્યું છે, તે આજે પણ લાગુ પડે છે. તે પ્રસંગે **સર જોર્જ ચેઝની**એ એમ પણ બતાવ્યું હતું કે "એકહથ્થુ સત્તાનું સૌથી નબળું અનિષ્ટ તો એ છે કે આ સત્તા એ સર્વસ્વ છે એવું સ્વયમેવ માની લેવામાં આવે છે—તે એટલે લગી કે દરબારમાં નાણાંનો મંત્રી એવું જાહેર કરે કે આખા દેશ ઉપર અમુક કર નાંખવામાં આવશે. પણ સીઝર ઓગસ્ટસ નામના બાદશાહના વખતથી પણ આખી દુનિયા ઉપર કર નાંખવાનો હુકમ કરવામાં આવે એવું કદીયે બન્યું નથી." તેણે કહેલું કે હિંદની પ્રજા ઉપર આપખુદ સત્તાનું રાજ્ય ચાલે છે. એકજ રાજ્ય નીચે નોકરીનું એકત્રપણું લાગતું હોય તો તેટલા પુરતો તે એક રાજકીય અકસ્માત છે.

ગવર્નર જનરલની કારોબારી સભા અમલદારોની બનેલી છે. આમાંના ઘણાને હિંદમાં નાણાંની પ્રથા કેવી છે તે તરફ ધ્યાન આપવાની તકો મળતી નથી. તેઓ તેમના પોતાના ખાતામાં રોકાયલા હોય છે. જે ખાતાની તેઓ નોકરી બજાવે છે તે કાર્યસાધક કેમ નીવડે, એમાં તેમનું હિત રહેલું હોય છે. આમ તેમનું સ્વાભાવિક વલણ ખર્ચ પ્રત્યે વિશેષ હોય છે. ગવર્નરજનરલની કારોબારી સભા જે રૂપમાં હાલ છે તે રૂપમાં નાણાંનો વિચાર કરતાં, પ્રજાનું દષ્ટિબિંદુ પ્રત્યે પૂરેપૂરૂં લક્ષ આપી શકે એવો સંભવ જ નથી. હિંદમાં નાણાં સંબંધી ગંભીરતા, નવો કર નાંખવામાં અગર વધારવામાં આવે તો શી મુશ્કેલીઓ છે, આ વગેરેની ચિન્તા નાણાં ખાતાના સભાસદને જ હોય છે. નાણાં સંબંધી ઠરાવો પ્રત્યે લોકો કઇ નજરથી જુએ છે તે ઉપર છુટથી વિવેચન તથા ટીકા કરવાના પ્રસંગો તેને સરકારના અંદરના ઓરડામાં પણ હાલ મળી શકતા નથી. **સર જોર્જ ચેઝની**એ નાણાં ઉપરના એકહથ્થુ કાબુને તુચ્છકારી કાઢયો તે વખતે ધારાસભાની જે સ્થિતિ હતી તેથી હાલ બેશક ઘણી બહેતર છે છતાં, વડી પ્રાન્તિક સરકારનાં ખર્ચો ઉપર દબાણ લાવી શકે એવી કોઇ પણ સ્વતંત્ર સંસ્થા હાલ નથી. પ્રાન્તિક સરકારો ઉપર હિંદની સરકાર નાણાંને લગતી બાબતોમાં જે

બહારથી ઝીણું ઝીણું દબાણ કરે છે તે તથા ખુદ હિંદની સરકાર ઉપર હિંદનો પ્રધાન જે સત્તા ધરાવે છે તે, કેટલા પ્રમાણમાં બીજા દેશમાં અગર મોટાં સંસ્થાનોમાં પાર્લામેન્ટની સત્તાના જેવી સત્તા છે. ફેર માત્ર આટલો છેઃ એકની બાબતમાં નિયામક સત્તા એક સંસ્થામાં હોય છે અને આ સંસ્થાને પોતાનો અધિકાર લોક કનેથી મળેલો છે તથા તે તેમના જ પ્રતિનિધિરૂપ છે; તો બીજી બાબતમાં હિંદની સરકાર એ કેવળ કારોબારી ખાતું છે અને દેશનો આ કારોબારી અમલ કર આપનારાઓને કોઇ પણ રીતે જવાબદાર નથી.

## પ્રાન્તિક સરકારોની સ્થિતિ.

એટલે સ્થિતિ આવી છે. જ્યાં લગી આ દેશનાં નાણાંના વહીવટનું તેમ જ કરો નાંખવાનું જોખમ હિંદની સરકારને માથે છે, ત્યાં લગી પ્રાન્તોની સ્થિતિ તદ્દન તાબેદાર છે. પ્રાન્તિક સરકારોને તેમને આપવામાં આવે તેટલા જ અને વડી સરકાર કહે તેવી રીતે જ પૈસા ખર્ચવાના હોય છે. આટલું જ નહિં તેમને પૈસા કેવી રીતે ખર્ચ્યા તેમનો હિસાબ પણ આપવો પડે છે. પ્રાન્તો સાથે જે નાણાં સંબંધી ગોઠવણો થાય છે તેનું તથા પ્રાન્તિક ખર્ચ ઉપર નાણાં સંબંધી જે કાબુ રાખવામાં આવે છે તેનું હાલના બંધારણ મુજબ, હિંદની સરકાર સર્વોપરી છે એજ કારણ છે. પ્રાન્તને લગતા નાણાંના વહીવટમાં સત્તાવિભાગ કરવાની ચોક્કસ રાજનીતિ, લોર્ડ મેયોની ૧૮૭૦ ની યોજનાથી શરૂ થઇ. આજ સુધી આ પદ્ધતિએ કેવી રીતે ગતિ કરી છે તેનો ઇતિહાસ વિસ્તારથી આપવાની જરૂર નથી. ૧૮૭૦ માં વિભાગની રાજનીતિનો સિદ્ધાન્ત થોડા રૂપમાં અને એક અખતરારૂપે લાગુ કરવામાં આવ્યો હતો. પ્રાન્તિક સરકારોને કેટલાંક ખાતાંમાં ખર્ચ કરવાની વધારે સ્વતંત્ર સત્તા આપવામાં આવી. આ માટે ઉપજનાં સાધનો પણ નક્કી કરી આપવામાં આવ્યાં; તે એવી રીતે કે તે ખાતાની ઉપજમાંથી અમુક ખર્ચ વસુલ કરવું તથા

વડી સરકારની મહેસુલમાંથી ભાગે પડતી રકમ આપવામાં આવી હોય તેમાંથી અમુક લેવું. ખર્ચ કરતાં કાંઈ બચત રહે તો તે વાપરી નાંખવાની સત્તા પ્રાન્તિક સરકારોને આપવામાં આવી હતી, પણ સાથે સાથે સાથે એવી સરત પણ કરવામાં આવી હતી કે વહીવટ કરતાં કાંઇ ખોટ જાય તે પુરી કરી લેવી. ૧૮૭૭ માં કેટલાક પ્રાન્તોને અમુક ખાતાનું મહેસુલ સુપ્રત કરીને તથા સ્થાનિક તથા પ્રાન્તિક બાબતો માટે પ્રાન્તિક જોખમદારીનો સિદ્ધાન્ત લાગુ કરીને, એક આગળ પગલું ભરવામાં આવ્યું. ૧૮૮૨ માં પાંચ પાંચ વર્ષને અંતરે સમાધાનો કરવાની પ્રથા દાખલ કરવામાં આવી. આ પ્રથા પ્રમાણે જંગલો, જકાત, ઈન્કમ-ટેક્સ, સ્ટામ્પ તથા રજીસ્ટરની આવક વડી સરકાર તથા પ્રાન્તિક સરકાર વચ્ચે અડધો અડધ વહેંચી લેવામાં આવતી: ખર્ચ પણ આવી રીતે અડધો અડધ વહેંચી લેવામાં આવતું. આવાં સમાધાનોને લીધે આવી રીતે જુદાં પડેલાં ખાતાંઓમાં પ્રાન્તિક સરકારોની નાણું ખર્ચવાની સત્તામાં વધારો થયો. ત્યારપછી ૧૯૦૪માં કાંઇક કાયમી પ્રકારની પ્રથા દાખલ થઇ.આ પછી ૧૯૧૨માં જે પ્રાન્ત સાથેનાં કાયમી નાણું સંબંધી સમાધાનો કહેવાય છે, એ દાખલ થયાં. ૧૯૧૨ તથા ૧૯૧૬માં પ્રાન્તને લગતાં નાણુંના વહીવટને લગતા બે ઠરાવો હિંદની સરકારે પ્રસિદ્ધ કર્યા હતા. સત્તાવિભાગ શાહી કમીશને જે જે ટીકાઓ તથા ભલામણો કરી હતી તેને ધ્યાનમાં લઇ પ્રાન્તિક સરકારોની આ બાબતમાં શી સત્તાઓ તથા જોખમદારીઓ છે, તેનું અવલોકન કરવામાં આવ્યું હતું.

## નાણું સંબંધી સમાધાનો.

પ્રાન્તો સાથે આ નાણું સંબંધી જે સમાધાનો કરવામાં છે તેનો પાયો કાયદાના બંધારણ ઉપર નથી. હિંદની સરકારની આડે પડી પ્રાન્તિક સરકારો એ ઉપર પોતાનો દાવો કરી શકતી નથી. તેઓ કોઇ પણ રીતે કાયમી કહી શકાય નહીં. જ્યારે સર ગાય ફ્લીટવુડ વિલ્સને આવો ફેરફાર થવાનો છે

એવું જાહેર કર્યું, ત્યારે મી. ગોખલેએ બતાવી આપ્યું હતું કે આ જાતનાં સમાધાનો અગાઉનાં સમાધાનો જેવાં નામનાંજ કાયમી કહેવાય. આનું એક મુખ્ય કારણ તો એ છે કે પ્રાન્તો જોડેના આ સમાધાનોમાં ફેરફાર કરવાની સત્તા હિંદની સરકારે અનામત રાખી છે. પ્રાન્ત પોતે નોકરી કરે છે તે વાસ્તે મહેનતના બદલામાં તે કેટલાનો દાવો કરી શકે, એ ધોરણ ઉપર વડી તેમજ પ્રાન્તિક સરકારો વચ્ચે મહેસુલની વહેંચણી થાય છે. માટે સમાધાન નક્કી કરતી વખતે પ્રાન્ત કેટલું ખર્ચ કરે છે, એ ધોરણ ઉપર રકમ નક્કી કરવામાં આવે છે અને એ રકમ પુરતી મહેસુલ આપવામાં આવે છે. દરેક પ્રાન્તની બાકીની મહેસુલ, વડી સરકારના રાજ્યવહીવટનાં ખર્ચો પુરાં કરવાને વડી સરકારની તીજોરી પેટે જાય છે. અને આવી રીતે ફાજલ પડેલી રકમ નક્કી કરેલી બક્ષીસ પેટે ખપમાં આવે છે. આ ઉપરાંત, વેપારી ખાતાંનો કુલ નફો તથા જકાત, મીઠું અને અફીણ જેવી વસ્તુઓનો વધારો હિંદની સરકારને પચે છે. આમ પ્રાન્તિક તથા વડી સરકારો વચ્ચે મહેસુલની જે વહેંચણી થાય છે તે જાણે પ્રાન્તના વહીવટ ખાતે જે ખર્ચો થાય છે તેને બદલે તેનાં ખર્ચો આપવામાં આવતાં હોય એવાં પ્રકારનાં આ સમાધાનો છે. વળી વડી સરકારના હાથમાં જે મહેસુલની રકમ ફાજલ પડેલી હોય તે પ્રાન્તો વર્ષે વર્ષે બક્ષીસ તરીકે આપવામાં આવે છે.

પ્રાન્તને લગતા નાણાંના આવા હાલના વહીવટ સામે સખ્ત ટીકા કરવામાં આવી હતી. સત્તાવિભાગ કમીશન આગળ વડી અને પ્રાન્તિક બાબતમાં નાણાંનો વહીવટ તદ્દન જુદો હોવો જોઇએ, એવી સુચના કરવામાં આવી હતી. તે વખતે જણાવવામાં આવ્યું હતું કે નાણાંનાં આવાં સમાધાનો કોઇ બુદ્ધિસંપન્ન ધોરણ ઉપર થતાં નથી. સમાધાન વખતે પ્રાન્તો સરખી પાયરીએ કામ કરી શકતાં નથી. આગળનાં કેટલાંક સમાધાનો કાંઇક ઉદાર ધોરણ ઉપર નક્કી કરવામાં આવેલાં. આથી ખર્ચનું ધોરણ પરિણામે અણસરખું નીવડે છે અને કેટલાક પ્રાન્તો તો કાયમ માટે

મુફલીસી ભોગવે છે. શાહી કમીશન આગળ સરકારના સાક્ષી સર હર્બર્ટ રીઝલીએ આ બધી વાતો કબુલ કરી હતી.

હિંદની સરકારે આ વાંધાઓનો રદીઓ આપવાનો યત્ન કર્યો છે અને તેનો સંતોષકારક જવાબ આપવો એ અત્યન્ત અઘરૂં છે, એવું કબુલ કરવા પણ તેઓ તૈયાર છે. સમાનતાના ધોરણ ઉપર સંતોષકારક પરિણામ ઉપજાવી શકાય, એ અસંભવિત છે; અને જો અસમાનતા છે એવું ધારવામાં આવતું હોય તોપણ તે ઇતિહાસનું અનિવાર્ય પરિણામ છે; અને રાજકીય પક્ષાપક્ષીમાંથી તેનો જન્મ નથી, આવું તેમનું માનવું છે.

આ પ્રાન્તિક સમાધાનો ખરૂં જોતાં એકપક્ષી ગોઠવણો છે અને સર્વ રીતે બળવાન હિંદની સરકારે શિરજોરીથી નબળી પ્રાન્તિક સરકારોને કબુલ કરાવી છે. કરારદારના બન્ને પક્ષો સરખી પાયરી પર નહીં હોવાથી હિંદની સરકાર પ્રાન્તિક સરકારો પાસે એવી સરતો કબુલ કરાવરાવે છે, જેથી હિંદની સરકારને સૌથી વધારે લાભ થતો હોય. પ્રાન્તિક સરકારોની સ્થિતિ નિરાધાર અને અસહીસલામત રાખવામાં આવે છે, જેથી પ્રાન્તના અંદરના વહીવટને પણ ધોકો પહોંચે છે. આ સમાધાનો કોઈ ધોરણ ઉપર કરવામાં આવતાં નહીં હોવાથી, જે જે બોજો જુદા પ્રાન્તો ઉપર લાદવામાં આવે છે તેમાં, નથી હોતું સરખાપણું કે નથી હોતું સામ્ય. જુદા જુદા પ્રાન્તોએ વડી સરકાર ખાતે કેટલું કેટલું ખર્ચ વેઠવાનું છે, તે વસ્તીના અગર મહેસુલના ધોરણ ઉપર નક્કી થયું નથી. દરેક પ્રાન્ત હિંદની સરકારને જે મહેસુલ આપે છે, તેના તે બાબતના ટકા તથા પ્રમાણમાં ઘણોજ ફેર પડે છે. હાલ ખર્ચમાં જે આટલું બધું અણુસરખાપણું છે તે સત્તાવિભાગના કાળ પહેલાંના વારસારૂપ છે. તે વખતે પ્રાન્તોનાં સાધનો અને જરૂરિયાતો શાં છે એ ઉપરથી નહીં, પણ વડી સરકાર પાસે ણુમરાણુ કરી મૂકી જેટલું કાંઈ વધારે લેવામાં ફાવ્યા, એ ઉપરથી જુદા જુદા પ્રાન્તનું ખર્ચ નક્કી થએલું છે.

## નાણાં ઉપર કાબુ ધરાવવાના રસ્તા.

પ્રાન્તિક સરકાર ઉપર હિંદની સરકારનો નાણાંના સંબંધમાં કેવા પ્રકારનો કાબુ છે, તે વિશે હવે આપણે જોઇશું. નાણાંની બાબતમાં પ્રાન્તની જોડે જે સમાધાન થાય છે, તે ઉપરથી પ્રજાની સેવા બદલ તથા તેને હસ્ત બીજાં કામો આવે તે કરવા બદલ કેટલું ખર્ચ મંજુર કરવામાં આવે છે, તે જણાય છે. સંમાધાન થવાથી પ્રાન્તિક સરકારને હસ્ત લોકનાં જે નાણાં આવે છે તે ખર્ચવાની છુટ મળતી નથી. પ્રાન્તિક સરકારની નાણાં વાપરવાની કેટલી સત્તા છે, તે હિંદની સરકાર નિયમો ઘડી નક્કી કરે છે અને તેવી રીતે ઘણે માર્ગે ખર્ચ ઉપર દાબ રાખે છે. તેની સ્થિતિ એક એજન્ટના જેવી છે. આમ પ્રાન્તિક સરકારની નાણાં સંબંધી સત્તાઓ હિંદની સરકારની દેખરેખ નીચે અને તેને વશ છે. આમ હોવાથી તેની દેખરેખની તથા નિયમનની સત્તાને આધારે વડી સરકાર વખતો વખત જે કાંઇ સાધારણ અગર વિશેષ નિયમો કાઢે, તે પ્રમાણે ચાલવાને પ્રાન્તિક સરકાર બંધાયલી છે. પ્રાન્તના બજેટ, મહેસુલ તથા નોકરીના સંબંધમાં જરૂર જણાય તો પ્રાન્તિક સરકારને લગતી સાધારણ તેમજ વિશેષ બાબતોમાં ગવર્નર જનરલ પોતે હુકમો કાઢી શકે છે: આ સત્તા તેને પોતે ખાસ પોતાની પાસે ખુલ્લી રીતે અનામત રાખેલી છે. પ્રાન્તિક સરકારો હિંદની સરકારના એજન્ટો હોવાથી હિંદની સરકાર હિંદની મહેસુલ ઉપર તથા ખર્ચ ઉપર હાલ મંજુરીની તથા નિયમનની જે સત્તાઓ ભોગવે છે, તે એજન્ટોના ઉપરી તરીકે ભોગવે છે. હિંદની સરકારે તથા હિંદી પ્રધાને નાણાંના સંબંધમાં સંખ્યાબંધ નિયમો તથા પ્રતિબંધો ઘડી પ્રાન્તિક સરકારો ઉપર લાગુ કર્યા છે. વળી આ ઉપરાંત વડી ખાતાના કાયદાઓમાં, જાહેર ગ્રંથોમાં, જંગલના કાયદાઓમાં તથા લશ્કરી નિયમોમાં નાણાંને લગતા વધારાના પ્રતિબંધો છે તે તો જુદા. આ સર્વ પ્રતિબંધોનો વિચાર કરવો એ જરૂરનું નથી. કોઇ પણ જાતનો વધારાનો કર નાંખી શકાય નહીં, મહેસુલી વહીવટમાં કોઈ

પણ જાતનો જબરો ફેરફાર થઇ શકે નહીં, જાહેર હીસાબો રાખવામાં ચાલતા રિવાજમાં નવો ફેર કરી શકાય નહીં, તથા પ્રાન્તિક સરકારના તાબાની નાણાંને લગતી કોઇ પણ સત્તા અધિકારીને આપી શકાય નહીં: એમ બનવા માટે હિંદી પ્રધાનના તથા હિંદની સરકારના ચોખ્ખા હુકમો જોઇએ યાતો કાયદા અનુસાર એવો અધિકાર અપાયલો હોવો જોઇએ. નાણાંને લગતા નિયમોને કાયમની તથા કામચલાઉ તથા અધિકારીઓને અમુક કામ ઉપર નીમવા માટેની નીમણુકો કરવાની સત્તા પણ એવીજ રીતે મર્યાદિત કરેલી છે.

## બજેટને લગતા પ્રતિબંધો.

ઉપરના નિયમો ઉપરાન્ત હિંદી સરકારે બજેટના સંબંધમાં પણ ઘણા નિયમો ઘડી પ્રાન્તિક સરકારની ખર્ચ કરવાની સત્તામાં પ્રતિબંધો નાંખ્યા છે. પ્રાન્તિક સરકારનાં વાર્ષિક બજેટોને હિંદી સરકારની મંજુરી લેવી પડે છે. પ્રાન્તિક સરકારો પ્રાન્તની એકઠી થએલી બચત રકમ પરવાનગી વગર જમે રાખી શકતી નથી: ઓછામાં ઓછી રકમ બાકીમાં ખેંચવી એવો પણ નિયમ કરવામાં આવેલ છે. જે વર્ષ માટેના બજેટમાં જે જે કાંઇ ખર્ચો બતાવવામાં આવ્યાં હોય તેથી વધારે ખર્ચ પરવાનગી વગર થઈ શકતું નથી: ફક્ત તેવી રકમ લેણા પેટે વસુલ ગણી ખર્ચી શકાય. હિંદી સરકાર ધારે તો બજેટમાં ગમે તેટલો ફેરફાર કરી શકે છે. હિંદી સરકાર ખર્ચ માટે જે આંકડા મોકલે તે પ્રમાણેજ પ્રાન્તિક સરકારને તે વર્ષે ખર્ચની રકમ નાંખવી પડે છે. આ અને આવી જાતના બીજા પ્રતિબંધો એવા તો લાગણી ઉશ્કેરનારા છે કે મુંબાઇની સરકારે નાણાં અને રાજ્યવહીવટની આવી જાતની સત્તા સામે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો.

## વાંધો.

હિંદી સરકાર સાથનો નાણાંને લગતો સંબંધ, સત્તાઓ તથા પ્રતિબંધો કેવા છે તેનું આબેહુબ અવલોકન કરી, મુંબાઇની

સરકારે શાહી કમીશનને જણાવેલું કે નાણાંની બાબતોમાં મુંબાઇની કોરપોરેશન તથા સેનીટેશનની યા પોર્ટ ટ્રસ્ટની જેવી સ્થિતિ છે, તેના કરતાં પણ તેમની સ્થિતિ નપાટ છે. કારણ કે હિંદી સરકાર મુંબાઇ સરકારની બાબતમાં જેટલી દખલ કરે છે, તેના કરતાં ઉપરની સંસ્થાઓના કામમાં મુંબાઇની સરકાર ઘણી ઓછી દખલ કરે છે. મુંબાઇની કોરપોરેશન કાયદાના બંધનમાં રહી પોતે અનિયન્ત્રિતપણે ગમે તેટલી હદ સુધીનું બજેટ તૈયાર કરે છે, કર નાંખે છે, જગાઓ પુરે છે, અને ખાતાંઓ ખોલે છે. એટલાજ માટે હિંદી સરકારની મરજી વગર સઘળી બાબતોમાં તે આગળ પ્રગતિ કરી શકતી નથી. કારણ કે પ્રાન્તિક સરકારોની બધી પ્રવૃત્તિઓમાં હિંદી સરકારની વહીવટી સત્તા સમવર્તી છે. હિંદી સરકારે હાલમાં પોતાનો દાબ એટલો બધો દાખવ્યો છે કે પ્રાન્તિક સરકાર પોતાના કોઇ પણ કૃત્ય માટે અગર કોઇ પણ ખાતા માટે પોતાને છેવટનું જવાબદાર ગણે નહીં. વડી સરકારનો દાબ અત્યંત વધી પડવાથી, પ્રાન્તિક સરકારોની મહેનત પણ વધી પડી છે. તે એટલે સુધી કે સુધારા માટે ઠરાવો રજુ કરતાં જે મહેનત, કંટાળો અને થાક લાગે છે, તે ઉપરથી કામ ન કરવાની વૃત્તિ પોષાતી જાય છે. કારણ કે આખરે વડી સરકાર સુધારો સ્વીકારે ખરો યા નયે સ્વીકારે. વળી આગળ જતાં આ પ્રમાણે જણાવ્યું હતું કે, "જો રાજ્યો તથા અમલદારો પ્રત્યે આવી વર્તણુક લાંબા વખત સુધી દાખવવામાં આવે તો જેમ ઘાણીનો આંધળો બેલ ઘાણીની આગળ પાછળ બેમાલુમ ફર્યા કરે તેવી રીતે તેમની દશા પણ એવા આંધળા બેલ જેવી થવાની. તેમનામાંથી જવાબદારીનું સઘળું ભાન જતું રહેવાનું; કારણ કે જેમની કને ચોક્કસ સત્તા નથી, તેમને જવાબદારી લાગેજ નહીં. કોઇ પણ કામ માટે અગર કોઇ પણ જાતના ઠરાવ માટે જવાબદાર કોને ગણવો એજ મોટી મુશ્કેલી થઇ પડી છે. પ્રજા ઉપર આની ઘણીજ માઠી અસર થાય છે. સ્થાનિક અમલદારો પાસે કાંઇ કામ વાસ્તે જતાં તેમને કહેવામાં આવે છે કે

તે પ્રાન્તિક સરકારના હાથની વાત છે. પ્રાન્તિક સરકાર સુધી જવાની તેઓ હીંમત કરી શકે, તો પછી તેમને માલુમ પડે છે કે એ તો વડી સરકારના હાથની વાત છે. વડી સરકાર ઘણી દૂર વસે છે; અને તે વખત માટે તો હિંદી સરકાર કોને કહેવી, એજ કહેનાર કોઇ નહીં મળે." આવો વાંધો ૧૦ વર્ષ અગાઉ લેવામાં આવ્યો હતોઃ અને અદ્યપિ પ્રાન્તિક સરકારોમાં કાંઇ પણ મહત્વનો સુધારો થયો નથી.

## કરોને લગતી સત્તાઓ.

આ સિવાય બીજા ત્રણ અગત્યના વિષયો છેઃ કરો નાંખવાની પ્રાન્તિક સરકારોની સત્તાઓ, પૈસા ઉછીના લેવાની સત્તાઓ તથા પૈસા ઉછીના આપવાની સત્તાઓ. મહત્વની આ ત્રણે બાબતોમાં પ્રાન્તિક રાજ્યની શી સ્થિતિ છે, તે જોવાથી એકહથ્થુ રાજ્યવહીવટ હોવામાંથી કેવાં અનિષ્ટો ઉદ્ભવ્યાં છે, તે પુરતી રીતે જણાય છે—આવો એકહથ્થુ રાજ્યવહીવટ તો આટલી મોટી અને એટલીજ વિવિધતાવાળા દુનિયાના બીજા કોઈ પણ ભાગમાં હોય એવું જાણવામાં નથી. પ્રાન્તોને કર નાંખવાની કોઇ પણ જાતની સત્તા નથી. એકલી વડી સરકારને આ સત્તા છે. તેથીજ આખા ભરતખંડમાં એકજ જાતની કરપ્રથા હોવી એ તેની ખાસીયત છે. હિંદના જુદા જુદા લોકોને કેવી જાતના કર અનુકૂળ છે તેની ગ્રાહ્ય યોજના તૈયાર કરવાનું જોખમ પ્રાન્તિક સરકારને માથે નથી. તેઓ બેશક રાજ્યવહીવટ કાર્યસાધક નીવડે એ માટે ચીવટવાળા છે, પણ તેવો હેતુ સિદ્ધ કરવા નાણાં જોઇએ, તે માટેની જવાબદારી વગરના છે. સત્તાવિભાગ કમીશને આ સવાલનો વિચાર કર્યો હતો. પણ તે એવા નિર્ણય ઉપર આવ્યું હતું કે હાલના સંજોગોમાં વધારે કર નાંખવાની સત્તા પ્રાન્તિક સરકારો પાસે ન હોવી જોઇએ. તેમનો પહેલો વાંધો એ હતો કે હાલના બંધારણ મુજબ તેઓ કર આપનારાઓ તથા તેમના પ્રતિનિધિઓ, જેઓ એકલાજ બીજા દેશમાં દાબ લાવી શકે છે, તેમની પ્રત્યે પ્રાન્તિક

સરકારો જવાબદાર નથી. પણ જો કર આપનારાના પ્રતિનિધિઓ-વાળી ધારાસભાનો અંકુશ પ્રાન્તોના નાણાંના વહીવટ ઉપર મૂકવામાં આવે તોજ પ્રાન્તિક સરકારોને વધારાનો કર નાંખવાની સત્તા આપી શકાય અને તેમ કરવું ભવિષ્યમાં જરૂરનું થશે.

## ઉછીનાં નાણાં લેવાની સત્તાઓ.

નાણાં ઉછીનાં લેવાની બાબતમાં પણ સત્તાવિભાગ કમીશને એવો વિચાર દર્શાવ્યો હતો કે પ્રાન્તિક સરકારોના સંબંધમાં જે પ્રતિબંધ અસ્તિત્વમાં છે, તે ચાલુ રાખવો. જો પ્રાન્તિક રાજ્યોને નાણાં ઉછીનાં લેવાની સત્તા આપવામાં આવે તો તેઓએ બહાર પાડેલી લોન વડી સરકારની લોન સાથે હરિફાઇમાં ઉતરે. આમ કાંતો વડી સરકારે કાઢેલી લોનનાં નાણાં પૂરેપૂરાં ભરાઇ જાય ત્યાં લગી પ્રાન્તિક સરકારની લોનને રોકી રાખવી પડે, પણ આમ થવાથી તેમના હેતુઓ અફળ જાય: અથવા જો આમ ન કરવામાં આવે અને બન્ને લોનોને બજારમાં સાથે સાથે રહેવા દેવામાં આવે, તો બન્ને ઉપર માઠી અસર થવાની. બીજો વાંધો એ હતો કે જો પ્રાન્તિક સરકારોને ઉછીનાં નાણાં લેવાની સત્તા આપવામાં આવે તો નિઃશંક અનુત્પાદક દેવું વધવા પામે. હિંદી સરકારના મત પ્રમાણે પ્રાન્તને લગતું આવું લોકદેવું રહેવા દેવામાં આવે તો જાહેર કામોમાં પુષ્કળ પૈસા રોકવાની લાલચ પેદા થાય: અને નાણાં સંબંધમાં એવી કઢંગી સ્થિતિ ઉભી થવા પામે કે તેમાંથી ગંભીર પરિણામ જન્મે. માટે પ્રાન્તની સરકાર અને વડી સરકાર વચ્ચે નાણાંનો સંબંધ સ્પષ્ટપણે જુદો પાડવામાં આવે નહીં, તથા પ્રાન્તના વહીવટ ઉપર કોઈ પણ જાતનો પ્રજાકીય અંકુશ હયાતીમાં આવે નહીં, ત્યાં લગી પ્રાન્તિક સરકારોએ ઉછીનાં નાણાં લેવાની સ્વતંત્ર સત્તા મુલતવી રાખવી જોઇએ.

## સ્થાનિક સંસ્થાઓને લોન.

પોતાનાં સાધનો કહી શકાય એવાં કશાં પણ સાધનો પ્રાન્તિક સરકારો કને નથી. લોન કાઢવાની તેમની સત્તા ઘણીજ

સંકુચિત કરી દેવામાં આવી છે. આ દેશની સ્થાનિક સંસ્થાઓ જેવી કે મ્યુનિસિપાલિટિ તથા જીલ્લા બોર્ડો, પ્રાન્તિક સરકારોની તથા હિંદી સરકારની પરવાનગી સિવાય, ઉઘાડે બજારે લોન કાઢી શકતી નથી. તેઓને નાણાંની જરૂર પડે ત્યારે હિંદી સરકાર ઉપર આધાર રાખવો પડે છે. તેમનાં ઘણાં નફાદાર કામોની પ્રગતિ સરકાર તેમને પૈસાની કેટલી ને કેવી મદદ કરે છે, તેના ઉપર હવે આધાર રાખે છે. હાલ નાણાંની સ્થિતિ જેવા પ્રકારની છે તે પ્રમાણે તો સ્થાનિક મંડળો માટે પ્રાન્તિક સરકાર પૈસા ઉછીનાં લઇ શકતી નથી, કારણ કે તેમ કરવાની તેમને સત્તા નથી. સ્થાનિક મંડળો પૈસા ઉભા કરી શકતાં નથી કારણ કે પ્રાન્તિક સરકારોની મદદ વિણ તેમને કોઇ આપે નહીં. હિંદી સરકારે પોતામાંજ બધી સત્તાને એક હાથે કરી છે અને તેથી પ્રાન્તિક સરકાર તેમજ સ્થાનિક મંડળો પૈસા માટે બજારમાં જઇ શકતાં નથી. તેમના કામના વિસ્તાર માટે હાલ તો પ્રાન્તિક અધિકારીઓને હિંદી સરકાર ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખવો પડે છે. થોડા વખત ઉપર જીલ્લા બોર્ડની રેલ્વો માટે નાણાં ઉભાં કરવાનો સવાલ ઉભો થયો ત્યારે આ પ્રત્યે ઘણું લક્ષ ખેંચવામાં આવ્યું હતું. એક વખતે જીલ્લા બોર્ડોને નાણાં જોઇતાં હતાં; આ નાણાંને પ્રાન્તિક સરકારે પ્રાન્તના લોન ખાતે ઉધારી આપ્યાં હતાં; હિંદી સરકારે તથા હિંદી પ્રધાને વાર્ષિક ઉધારની રકમમાંથી સ્થાનિક બોર્ડો માટે આ રીતે નાણાં આપેલાં. છતાં ૧૯૦૯માં જીલ્લા બોર્ડને રેલ્વે બાંધવા માટે નાણાંની જરૂર હતી. તે સંબંધમાં હિંદી પ્રધાને એવો ઠરાવ કર્યો કે પ્રાન્તના લોનખાતાના હિસાબમાં આવાં નાણાં નહીં ઉધારવાં: પરિણામ એ આવ્યું કે મદ્રાસ ઇલાકામાં જીલ્લા બોર્ડની રેલ્વે તૈયાર થઇજ શકી નહીં. પણ વર્તમાન સંજોગોમાં પ્રાન્તિક સરકારોને બીજા વર્ગોને પણ નાણાં ધીરવાં પડે છે. જેવાં કે લૅન્ડ ઇમ્પ્રુવમેન્ટ લોન્સ એકટ, ધી એગ્રીકલ્ચરીસ્ટ લોન્સ એકટ તથા બીજા કાયદાઓ મુજબ ખેડુતોને નાણાં ધીરવાં પડે છે. આવાં ખર્ચોને પહોંચી વળવા હિંદી સરકાર પ્રાન્તિક સરકારોમાં

અમુક રકમો વહેંચે છે અને એવો ધારો છે કે જેટલી રકમ આ પ્રમાણે મળેલી હોય તેથી વધારે રકમ પ્રાન્તિક સરકાર ધીરી શકે નહીં. લોનની બાબતમાં પણ હાલના ધારાથી પ્રાન્તિક સરકારોને ઘણા પ્રતિબંધો નડે છે; પણ ઉપજ તથા મદદનું કોઈ પણ જાતનું સ્વતંત્ર સાધન નહીં હોવાથી તેને હિંદી સરકાર ઉપર પૂરેપૂરો આધાર રાખવો પડે છે. નાણાંના આવી જાતના વહીવટથી એવું પરિણામ આવ્યું છે કે આ દેશમાં સ્થાનિક મંડળો જોઇએ તેવું કામ કરી શકતાં નથી અને સામાજીક સુધારો થઈ શકતો નથી.

## રાષ્ટ્રમંડળના ધોરણ ઉપર નાણાં પદ્ધતિ.

આવી સ્થિતિનો ઉપાય એ છે કે પ્રાન્તિક રાજ્યો નાણાંના સંબંધમાં સ્વતંત્રતા મેળવે અને સાથે સાથે વડી સરકારની જરૂરિયાતો માટે પણ પુરતી છૂટ રાખવામાં આવે, આવી જાતની કોઈ યોજના ગ્રાહ્ય થવી જોઇએ. પ્રાન્તિક તેમજ વડી સરકારને લગતાં નાણાં બાબતનાં કામો વિસ્તારથી ચર્ચવાં જરૂરનાં નથી. હિંદી સરકાર ને પ્રાન્તિક સરકાર કામોની વહેંચણી કેવી રીતે કરે છે તેના ઉપર આનો ઘણો આધાર રહેશે. અને આમાં સાધારણ રીતે બીજે ઠેકાણે રાષ્ટ્રમંડળોમાં નાણાં સંબંધી કેવું ધોરણ ચાલે છે તેવું ધોરણ અનુસરવું જોઇશે. પા સૈકો થયાં મી. ગોખલે એવું પ્રતિપાદન કરેલું કે હિંદી સરકાર રકમોને બક્ષીસ તરીકે આપે છે તેમ ન કરતાં તેને બદલે પ્રાન્તિક સરકારોને મહેસુલની સ્વતંત્ર ઉપજ આપવી, અને પ્રાન્તિક રાજ્યને પ્રાન્તિક તેમજ વડી સરકારની મહેસુલમાંથી કેટલી મહેસુલ સોંપવી, તથા વડી સરકારના ખર્ચમાં ખોટ ન પડે તે માટે પ્રાન્તિક સરકારે વડી સરકારને કેટલી ઉચક રકમ આપવી, એવી પણ યોજના બતાવી હતી. તેની યોજના વર્તમાન નાણાંની પદ્ધતિથી તદ્દન વિરૂદ્ધ હતી. તેમનું કહેવું એવું હતું કે જો એમની યોજના સ્વીકારવામાં આવશે તો જર્મની, સ્વીઝરલૅાન્ડ, કેનેડા તથા

યુનાઈટેડ સ્ટેટસ જેવા દેશોમાં નાણુંના સંબંધમાં જેવી ફેડરલ ( જોડીઆ ) પદ્ધતિ પ્રચલિત છે, તેવી પદ્ધતિ આ દેશમાં પણ જન્મ પામશે. આ દેશમાં વડી તેમજ તેના હાથ નીચેની સરકારોને પોત પોતાને જુદાં ઉપજનાં સાધનો છેઃ જર્મની તથા સ્વીઝર્લૅન્ડમાં કોઇ ખાસ પ્રસંગો ઉપર હાથ નીચેનાં રાજ્યો વડી સરકારને નાણું આપે એવી ગોઠવણ કરવામાં આવે છે. તે કહેતા કે જો આવીજ જાતની ગોઠવણ અહીં કરવામાં આવશે તો પ્રાન્તિક સરકારો તે વધાવી લેશે. એવું સુચવવામાં આવ્યું છે કે બધી મહેસુલને પ્રાન્તિક બનાવી પ્રાન્ત જુદાં જુદાં મથાળાં હેઠળ મહેસુલ ઉઘરાવે, અને હિંદી સરકારને જે કામો બજાવવામાં હોય તે બદલ દરેક પ્રાન્ત તેને નક્કી કરેલાં નાણા આપેઃ આ ગોઠવણ નીચે પ્રમાણે થઈ શકે, ( ૧ ) અમુક રકમ નક્કી કરવામાં આવે ને પાંચ પાંચ વર્ષે તે ફરીથી નક્કી થાય, ( ૨ ) પ્રાન્તિક મહેસુલમાંથી ટકાના પ્રમાણમાં અમુક રકમ નક્કી થાય, ( ૩ ) અગર વસ્તી, ધન તથા મહેસુલની આવકના પ્રમાણમાં જુદા જુદા પ્રાન્તો કને જુદી જુદી રકમ હિંદી સરકાર લે. શાહી કમીશનના વિચાર પ્રમાણે સરકારની વધતી જતી તંગીઓને લીધે અમુક રકમો નક્કી કરવામાં આવે તે હિંદી સરકારને ઠીક પડે નહીં, અને વખતના અંતરે અંતરે આવી રીતે નકકી કરેલી રકમોમાં વધઘટ કરવાના પ્રસંગો ઉભા થતાં પ્રાન્તો કચવાટ કરવાનાં! વસ્તીના ધોરણ ઉપર આંકડો ઠરાવવામાં આવે તો નિર્ધન અને પાછળ પડી ગએલ પ્રાન્તોને અન્યાય થાય; અને ખરૂં તો દરેક પ્રાન્તની દોલત કેટલી છે તે નકકી કરતાં અસંખ્ય મુશ્કેલીઓ તથા ટીકાઓ થવાની, અને એમ છતાં તે નક્કી કરી શકાય એવું એકે ધોરણ નથી. કમીશનને કોઈ પણ સુચના ગ્રાહ્ય નહોતી. પણ તેઓએ એવું કબુલેલું, કે પ્રાન્તનો નાણું સંબંધી વહીવટ ચલાવવાની મુખ્ય સત્તા પ્રાન્તિક ધારાસભાઓને આપવામાં આવે, તો મહેસુલના વિભાગ અત્યારે જે રીતે પાડવામાં આવે છે તેની જરૂર રહે નહીં, અને મહેસુલનાં કેટલાંક ખાતાં તો પ્રાન્તને

પૂરેપૂરી રીતે હવાલે કરવાં પડે, જ્યારે વડી સરકાર માટે કેટલાંક રાખવાં પડે. કમીશનના બે કમીશનરો સર સ્ટેનીંગ એડગરલી અને મી. હચીન્સ બહુમતિની ભલામણોથી સંતુષ્ટ થયા નહીં અને તેમને આ સંબંધે જુદી નોંધ કરી છે. તેમના મત પ્રમાણે પ્રાન્તિક સરકારોને મહેસુલની સ્વતંત્ર ઉપજ સોંપવી તથા જુદા કર નાંખવાની સત્તા આપવી,–આવો અંતિમ હેતુ હોવા જોઈએ. એટલું કે આવી જાતની સત્તા ઉપર હિંદી સરકારનો તથા હિંદી પ્રધાનનો સામાન્ય અંકુશ કાયમ રહે. વળી પ્રાન્તિક ધારાસભાને જે મોટી સત્તાઓ આપવાની ભલામણ કરવામાં આવી છે, તે જોતાં, કમીશનના રિપોર્ટમાં પ્રાન્તોને નાણાંના વહીવટ માટે જેટલી સ્વતંત્રતા આપવાની ભલામણ કરવામાં આવી છે, તે કરતાં ઘણીજ વધારે સ્વતંત્રતા આપવાનો વખત આવી લાગ્યો છે, એવું પણ તેમને જણાવ્યું હતું. આ ઉપરથી એમનો આગ્રહ એવો હતો કે પ્રાન્તિક સરકારોને કર નાંખવાની કેટલીક જુદી સત્તાઓ આપવી, જેથી નાણાં સંબંધી જવાબદારી છે તેથી વધુ પ્રમાણમાં નાંખી શકાય. હાલ સ્થિતિ આવા પ્રકારની છે. નાણાંના વહીવટ માટે પ્રાન્તિક સરકારો જવાબદાર છે, પણ તેના સાધનો માટે તેમને હિંદી સરકાર ઉપર આધાર રાખવો પડે છે. જો ખર્ચનો બચાવ કરવો હોય તો સૌથી સરસ સાધન તો એ છે, કે ખર્ચ માટે જે સત્તા જવાબદાર હોય તેજ સત્તા જોઈતાં નાણાં માટે જવાબદાર હોવી જોઇએ. જેટલો બોજો ઉપાડવાની લોકોની શક્તિ હોય તેના પ્રમાણમાં ખર્ચ કરવાની પ્રાન્તિક સરકારોની જવાબદારી નથી. તેટલા માટેજ અલ્પમતિ કમીશનરોએ એવો મત દર્શાવ્યો હતો, કે સરકારે પ્રાન્તિક રાજ્યોમાં એક સૌથી મોટા ગુણને દબાવી દીધો છે અને આથી દેશની નાણાં પદ્ધતિ ગેરવાજબીપણે એક સરખી અને જડ થઈ ગઇ છે.

## કોન્ગ્રેસની યોજના.

એટલા માટે જો હિંદી રાજ્યનો વિકાસ સંગીન પાયા ઉપર કરવો હોય, તો પ્રાન્તિક રાજ્યોને પૂર્ણ નાણાંની સ્વતંત્રતા, એટલે

કે ઉછીનાં નાણું લેવાની તથા લોન ઉભી કરવાની તથા સ્થાનિક કરો નાંખવાની વગેરે સત્તાઓ પણ આપવી જરૂરની છે. પ્રાન્તિક સ્વરાજ્યનો મૂળ પાયો નાણાંની સ્વતંત્રતા છે. કોન્ગ્રેસ અને લીગની યોજનામાં પ્રાન્તો માટે નાણાંની સ્વતંત્રતાના સંબંધમાં જે સુધારાઓ સુચવવામાં આવ્યા છે, તે તત્વતઃ વેલ્બી કુમીશન તથા શાહી કુમીશન આગળ લોકનેતાઓએ જે વિચારો જાહેર કર્યા હતા તેને, તથા અમલદારોએ જે ચર્ચા કરી હતી તેનાં સાધારણ વલણને મળતા છે. ઠરાવો આ પ્રમાણે છેઃ જકાત, ટપાલ, તાર, ટંકશાળ, મીઠું, અફીણ, રેલ્વે તથા દેશી રાજ્યો કનેથી ખંડણી, આ સર્વને બાદ કરતાં, મહેસુલનાં બાકીનાં બધાંજ સાધનો પ્રાન્તિક હોવાં જોઈએ. મહેસુલને જુદાં જુદાં ખાતાંઓમાં વિભાગી નાંખવી નહીં. પ્રાન્તિક સરકારો હિંદી સરકારને નકકી કરેલી રકમો આપે, એટલું કે જ્યારે ખાસ અને અણચિંતવ્યા પ્રસંગો ઉભા થાય ત્યારે આ રકમોમાં વધઘટ થઇ શકે. આ ઠરાવો સિદ્ધાન્તમાં સંગીન છે અને નાણાંના સંબંધમાં પ્રાન્તોની હાલ જે સ્થિતિ છે તેથી આગળનો સુધારો સુચવે છે. બંગાળાના માજી ગવર્નર સર ચાર્લ્સ ઈલીઅટે વીસ વર્ષ પહેલાં આવાજ સુધારા માટે આગ્રહ કર્યો હતો. પ્રાન્તના હાકેમ તરીકે હાલની નાણાંની પદ્ધતિમાં તે અન્યાય જોઇ શકેલો તે ઉપરથી જબરા ફેરફારો વાસ્તે તેણે માગણી કરેલીઃ આ ફેરફારનો મુખ્ય મુદ્દો એ હતો કે પ્રાન્તની સઘળી મહેસુલ પ્રાન્તિક ગણાવી જોઇએ; વડી સરકાર કુલ ઉપજમાંથી અમુક ટકા હક તરીકે લે. હાલના એકહથ્થુ વહીવટ મુજબ હિંદી સરકાર એક ઠેકાણેથી આખા ખંડનો નાણાંનો વહીવટ કરે છે. જાણે આખા યુરોપનો એકજ તીજોરીમાંથી અમલ કરવાનો યત્ન થતો હોય નહીં, એની જોડે આ સરખાવી શકાય. દેશની વિશાળતા, વસ્તીની ભિન્નતા અને પ્રાન્તિક પદ્ધતિઓની વિવિધતાને લીધે હાલની પદ્ધતિમાં જબરો ફેરફાર થવોજ જોઇશે. હાલની પદ્ધતિથી પ્રાન્તિક રાજ્યો ભૂખે મરે છે, તેમની વૃદ્ધિ ને વિકાસ અટકી ગયા છે, પ્રાન્તોમાં

લોકોનો સુધારો થઈ શકતો નથી. બેશક પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવે તો વડી સરકારની સ્થિતિમાં ફેર પડયા વિના રહે નહીં, કારણકે હાલમાં તો તેના ખર્ચાળ હાથ ઉપર કોઈ પણ જાતનો સંતોષકારક દાબ નથી. પ્રાન્તિક પદ્ધતિનો ચૂસ્ત પ્રતિપાદક સર ડેવીડ બાર્બર મક્કમપણે કહેતો કે કાંતો વડી સરકારના વહીવટને અટકાવી દેવો અગર પ્રાન્તિક સરકારને ભૂખે મારવી, જો આવાજ સવાલ ઉપર પ્રશ્ન આવી અટકે, તો હું કહીશ કે ભલે વડી સરકારનો વહીવટ અટકી પડે. વડી સરકારનું તંત્ર કેવી રીતેચાલે છે તેના લાંબા અને જાતીય અનુભવ ઉપર આ વિચાર બંધાયલો છે.

## ધારાસભાઓ.

વડી ધારાસભા તથા પ્રાન્તિક ધારાસભા દ્વારા નાણાંના વહીવટ ઉપર હાલ કોઈ પણ જાતના પ્રજાકીય અંકુશ નથી. ૧૮૯૨ ના હિંદના કાઉન્સીલ એકટ મુજબ જ્યારે કોઈ પણ નવો કર નાંખવાનો હોય ત્યારેજ નાણાંને લગતા પ્રશ્નો ઉપર વડી ધારાસભામાં ચર્ચા થઈ શકતી. ૧૮૯૨ લગી એવા ૧૬ પ્રસંગો મળેલા જ્યારે નવો કાયદો પસાર થતા અગાઉ ચર્ચા થએલી. આ સઘળા વખત દરમ્યાન ઉપર જણાવેલ ૧૬ પ્રસંગો વિના કરોનો વિચાર કરવા માટે કોઈ પણ જાતની રાજ્યયંત્રણા અસ્તિત્વમાં નહોતી, અને નાણાંનો સભાસદ તથા કારોબારી સરકાર દેશમાં નાણાંના સંબંધમાં બેસુમાર સત્તા ભોગવતા. વડી તથા પ્રાન્તિક ધારાસભામાં નાણાંના સંબંધમાં ચર્ચા ઉઠાવી શકાય એવા હક ૧૮૯૨ ના કાયદાથી પહેલવહેલો આપવામાં આવ્યો. આ હકનો વ્યવહારમાં અર્થ એટલો કે બજેટ ઉપર સામાન્ય ટીકા કરવાનો હક સંપાદન થયો. ૧૯૦૯ માં નાણાંના સંબંધમાં ઠરાવો લાવવાનો હક આપવામાં આવ્યો, અને આવી જાતનો ઠરાવ મંજુર કરવો કે મંજુર ન કરવો એ પ્રાન્તિક સરકારની મરજી ઉપર છે. લૉર્ડ માર્લીનો તો એવો ઇરાદો હતોજ કે પ્રાન્તિક નાણાંના વહીવટમાં ધારાસભાઓનો અસરકારક

અવાજ હોવો જોઇએ. પણ જે નિયમો ઘડવામાં આવ્યા છે તે આવી જાતની સત્તા આપતા નથી. નાણાં ઉપર છેવટનો અંકુશ કારોબારી સરકારનો જ હોવો જોઇએ એવી રાજનીતિ અદ્યપિ ચાલે છે. પણ યોગ્ય નિયમો કરી ધારાસભાઓને આ સત્તા અપાવી જોઇએ.

## નાણાંના વહીવટમાં સત્તાવિભાગ.

પ્રાન્તોમાં નાણાંના વહીવટ ઉપર પ્રજાકીય અંકુશ કેટલા પ્રમાણમાં વિકાસ પામ્યો છે, તે ઉપર નાણાંની સ્વતંત્રતાનો આધાર રહે છે. આવી જાતનો અંકુશ હાલ નથી તેથી સરકારના એકહથ્થુ વહીવટનો તથા હિંદી સરકારના કાબુનો બચાવ થઇ શકે છે. શાહી કમીશને એટલું કબુલ કર્યું હતું, કે પ્રાન્તિક નાણાંના વહીવટ ઉપર પ્રાન્તિક ધારાસભાઓનો અંકુશ મૂકવો હોય, તો પ્રાન્તોને મહેસુલનાં નિરનિરાળાં ખાતાં આપવાં પડશે, તથા બજેટ ઉપર નાણાં સંબંધી લાગલાગટ વધારે સત્તાઓ પણ આપવી જોઇશે. તેઓએ એવી પણ ભલામણ કરી હતી કે કર આપનારાઓના પ્રતિનિધિઓવાળી ધારાસભાઓને પ્રાન્તિક નાણાંના વહીવટ ઉપર સત્તા આપવાની હોય, તો ખસુસ પ્રાન્તિક સરકારોને ખાસ પ્રાન્તિક કર નાંખવાની તથા જાહેર મહેસુલનું ખર્ચ અત્યાર કરતાં જરા વધારે મોકળે હાથે કરી શકે, એવી સત્તા પણ આગળ જોઇશે. શાહી કમીશને જે ગોળ ગોળ રૂપમાં ભલામણો કરી છે તે ઉપરથી એકહથ્થુ વહીવટનો કુડચો કેમ ચાણવો એની દિશા માલુમ પડે છે. પણ આ ભલામણો મીન્ટો મોર્લીના સુધારા અગાઉ કરવામાં આવી હતી. દેશના નાણાં સંબંધી વહીવટમાં સભાઓ વાજબી ભાગ લે, અને અંદાજપત્રો તૈયાર કરવામાં બીન અમલદારી સભાસદોના સંગીન હાથ હોય, તેવો સુધારાઓનો હેતુ હતો. સુધારાનું ખાસ લક્ષણ કાર્યક્ષેત્ર ઘણુંજ વિશાળ, દુરંદેશી અને સંગીન હોવું એ છે. આ આશાઓ સફળ નીવડી નથી. માટે હવે તો ચોખ્ખી રીતે ધારાસભાઓની સત્તાઓ પ્રાન્તિક

વહીવટોના આખા કાર્યક્ષેત્ર ઉપર એવી રીતે વધારવામાં આવે કે કારોબારી અમલ સારી રીતે અંકુશમાં રહી શકે, તો પ્રાન્તિક સ્વરાજ્યના સવાલનો નીવેડો આવી જાય. હિંદી સરકાર અને હિંદી પ્રધાન. પ્રાન્તિક સરકારોને કર નાંખવાની તથા નાણાં ઉછીનાં લેવાની સ્વતંત્ર સત્તા આપવામાં આવે તે સામે વાંધો ઉઠાવે છે, તેનું સંતોષકારક સમાધાન એવી રીતે થઇ શકે, કે શાહી કમીશન પ્રાન્તિક ધારાસભાના જે પ્રકારના અંકુશની વાત કરે છે તેવો અંકુશ ઉત્પન્ન કરવામાં આવે. જો આવી જાતની સત્તા આપવામાં આવે તો જ હિંદી સરકાર નાણાંના વહીવટ ઉપર અંકુશ ધરાવે છે તે પાછો ખેંચી લેવાય; ત્યાં લગી કદાપિ નહીં. આ મહત્વના ફેરફાર માટે વારંવાર ચર્ચા કરવામાં આવી છેઃ અને જવાબદાર અધિકારીઓ તથા નેતાઓ એક જમાનો થયાં તેની માગણી કરી રહ્યા છે. કોન્ગ્રેસ–લીગ તેમની યોજનાથી પ્રાન્તોને લગતા નાણાંના વહીવટ ઉપર પ્રજાકીય કાબુ આવે એવી જે માગણી કરી છે, તેની ભૂતકાળમાં ઘણી ચર્ચા થએલી છેઃ જેથી પ્રાન્તોને વિભક્ત રાજ્યવહીવટ કરવાની સત્તા મળે તથા લોકોને પોતાનો અવાજ સાચી અને અસરકારક રીતે સંભળાવવાનું બને. વડી અને પ્રાન્તિક સરકારો વચ્ચે મહેસુલ અને સત્તાઓની વહેંચણી કરવી એ જરી ગુંચવણ ભરેલું તથા મહેનતવાળું કામ છે. પણ હિંદમાં સ્વરાજ્યની ભાવના સિદ્ધ થવાની હોય તો નાણાંમાં જોડીયા પદ્ધતિનો સ્વીકાર કર્યા વિના થઈ શકશે નહીં. એક બાજુએથી હિંદ જેવડા ખંડની નાણાં સંબંધી સત્તા એક હાથમાં રહે, અને બીજી બાજુએથી સ્વરાજ્ય ભોગવતાં ને સ્વતંત્ર પ્રાન્તિક રાજ્યોનો વિકાસ થાય, એ તદ્દન અજુગતું છે. બ્રિટિશ સામ્રાજ્યનાં સંયુક્ત રાજ્યોમાં પ્રાન્તિક તેમજ વડી સરકારો વચ્ચે મહેસુલને વહેંચ્યાના તથા અચત મહેસુલના વાર્ષિક ચૂકાદાના ઘણા ઉપયોગના દૃષ્ટાંતો મળી આવે છે. સામ્રાજ્યની રાજ્યયંત્રણા માટે, તથા પ્રાન્તિક તથા વડી સરકારો વચ્ચે મહેસુલની સમજુતી માટે, રાષ્ટ્રમંડળને લાયકનાં

કાર્યોથી નરમ કાયદા ઘડવામાં આવ્યા છે. પ્રાન્તિક વહીવટ સામે હવે ધારાસભામાં મજબુત પ્રજાકીય તત્વ ઉભું કરવામાં આવ્યું છે, જેની દૃષ્ટિ પ્રગતિ અને સુધારણા પ્રત્યે વળેલી હોય છે. અગાઉ ગમે તેવી સ્થિતિ હશે, પણ લોકો ઇચ્છે તે પ્રમાણે ખર્ચો કરવાનું પ્રજાકીય પ્રતિનિધિઓનું એવું સતત દબાણ થવા માંડયું છે કે પ્રાન્તિક સરકારો હવે તે વેઠી શકે એમ નથી. "નાઇન્ટીન સેંચ્યુરી" નામના માસિકમાં હિંદની પુનર્ઘટનાના લેખમાં લૉર્ડ સીડનહામે પ્રાન્તિક સ્વરાજ્ય ઉપર ઘણોજ ભાર મૂકયો છે, તે ખરૂં છે. પણ હિંદના રાજ્યબંધારણમાં પ્રજાકીય તત્વ કેટલું ઉમેરવામાં આવે છે, તે ઉપર પ્રાન્તને લગતી નાણાંની સ્વતંત્રતાનો સવાલ ટીંગી રહ્યો છે.

---

# પ્રકરણ ૯ મું.

## પ્રાન્તિક સરકારો.

### વહીવટી સ્વાતંત્ર્ય.



પ્રાન્તો જોડે નાણાં સંબંધી કેવી ગોઠવણો કરવામાં આવી છે, તે વિશે મેં આગલા પ્રકરણમાં ધ્યાન ખેંચ્યું છે. નાણાંના સંબંધમાં પ્રાન્તિક સરકારોની જેવી પરાધીનતા છે, તેવીજ પરાધીનતા તેમના રાજ્યવહીવટને લગતી બીજી પ્રવૃત્તિઓમાં પણ હોય, એ તો સ્વાભાવિક પરિણામ છે. દેશની અંદરનો વહીવટ પ્રાન્તિક સરકારોના હાથમાં છે. જમીનનું મહેસુલ, જંગલો, ખેતી, ઢોરનાં દવાખાનાં, કેળવણી, પોલિસ, દવાખાનાં અને સુધરાઇ કામો તથા સ્થાનિક સ્વરાજ્ય વગેરે ખાતાંઓ ચોખ્ખાં પ્રાન્તને લગતી બાબતો છે. સદહું ખાતાંની બહુવિધ પ્રવૃત્તિઓની હાલત જુદા જુદા પ્રાન્તોમાં જુદી જુદી હોવાથી, વડી સરકારને તે બધાને પહોંચી વળવા જેટલી પાવરધી ગણી શકાય નહીં. રાજ્યવહીવટમાં, રાજનીતિમાં, નોકરીની જગાઓ પૂરવામાં, પગાર તથા પેન્શનની વગેરે સર્વ બાબતોમાં સામાન્યપણે સમાનતા જાળવવામાં આવી છે, તેથી આવશ્યક પરિણામ એ આવ્યું છે કે રાજ્ય કાર્યસાધક નીવડયું નથી. પ્રાન્તિક રાજ્યની ઘણી શાખાઓમાં સ્વાતંત્ર્યનો તથા સ્થિતિસ્થાપકતાનો અભાવ જોવામાં આવે છે. છતાં કહેવું જોઇએ કે ૩૦–૪૦ વર્ષના રાજ્યવહીવટમાં સત્તાનો વિભાગ સારા પ્રમાણમાં કરવામાં આવ્યો છે, અને પ્રાન્તિક રાજ્યોએ કંઇક અંશે સ્થિરતા પ્રાપ્ત કરી છે; પણ હાલમાં જેવી તરેહનો સત્તાવિભાગ થયેલો છે, તેથી વડી સરકારને દરમ્યાનગીરી કરતાં અટકાવી શકાય એમ

નથી, અને એકહથ્થુ સત્તા ભોગવવા પ્રત્યે તેનાં વલણો છે તે જાણીતી વાત છે. ખરૂં તો એકહથ્થુ સત્તા ભોગવવા માટે કેટલા પ્રમાણમાં દરમ્યાનગીરી થશે, તથા કેવા પ્રકારની વૃત્તિઓ કામ કરશે તે અમલદારો ઉપર આધાર રાખે છે; કારણકે અત્યારે તો હિંદી રાજ્ય તથા વહીવટી ખાતાં તથા પ્રાન્તિક રાજ્યોની શરીરઘટના અમલદારોની બનેલી છે.

પ્રાન્તિક રાજ્યો ઉપર હિંદી રાજ્ય હાલમાં કેવા પ્રકારે અંકુશ ભોગવે છે, તેની રીતો માટે ટુંકો ઉલ્લેખ કરવો પ્રારંભમાં જ જરૂરનો છે. પ્રથમ તો, પ્રાન્તિક રાજ્યોને રાજ્યવહીવટનાં જે ક્ષેત્રો સોંપવામાં આવ્યાં છે, તેમાં પણ તેમની રાજ્યકીય સ્થિતિ હિંદની સરકારના એજન્ટો તરીકેની છે. આ અને વર્તમાન નાણાંની સ્થિતિ ઉપરથી પ્રાન્તિક સરકારોના કાર્યો ઉપર હિંદી સરકાર જે સંપૂર્ણ અંકુશ દાખવે છે, તેનો બચાવ થઇ શકે છે. રાજ્યવહીવટનાં દરેક ખાતાંઓમાં પ્રવૃત્તિ કેવા પ્રકારની હોવી જોઇએ, એ બાબતની સામાન્ય રાજનીતિની દિશા હિંદની સરકાર નક્કી કરે છે. હિંદની સરકારની તથા હિંદી પ્રધાનની પરવાનગી વગર પ્રાન્તિક રાજ્યવહીવટમાં કાંઈ નવું વિચલન થઈ શકતું નથી. આ ઉપરાન્ત ઘણા લાંબા વખતથી સંખ્યાબંધ રિપોર્ટો તથા વાર્ષિક ખર્ચના હિસાબો તથા ખાતાં સંબંધી નિયમો અને ધારાઓથી નાણાંની જે હદો મુકરર કરવામાં આવી હોય, તેનાથી પોતાની રાજનીતિનું અનુસરણ થાય છે કે નહીં, તેની કસોટી વડી સરકાર કરે છે. અંતે ઇન્સ્પેક્ટર જનરલ, તથા ડીરેક્ટર-જનરલો પ્રાન્તોમાં તપાસ કરવા માટે નીકળે છે, અને પ્રાન્તિક ખાતાંઓ કેમ ચાલે છે તે બાબતની માહિતીથી વડી સરકારને વાકેફગાર રાખે છે.

પ્રાન્તિક રાજ્યો ઉપર વડી સરકાર જે પ્રકારનો અંકુશ ધરાવે છે તેની મર્યાદાઓ માટે વિસ્તારથી વિવેચન કરવું શક્ય નથી, પરંતુ પ્રાન્તિક રાજ્યવહીવટની ઘણીજ અગત્યની શાખાઓની સ્થિતિ કેવી છે, એ બાબત હું ટુંકમાં જણાવીશ,

# જમીનનું મહેસુલ.

જમીનની મહેસુલના વહીવટમાં જેટલી ગંભીર અને સાંગોપાંગ ઉદારતા જોઇએ, તેટલી વહીવટના બીજી કોઈ શાળામાં ભાગ્યેજ જોઈતી હશે. મધ્યપ્રાન્તના લેફ્ટેનન્ટ ગવર્નરને ત્રણ પ્રાન્તોની જમીનની મહેસુલનો અનુભવ હતો. તેણે શાહી કમીશન સમક્ષ આ બાબતમાં એવી ફરિયાદ કરી હતી કે વડી સરકારની મહેસુલી રાજનીતિ એવા પ્રકારની હતી કે સઘળાં પ્રાન્તિક સરકારોને એકજ જાતનો મહેસુલી વહીવટ ઘડવાની જરૂર પડી છે, અને સમાનતા પ્રાપ્ત થાય એ દૃષ્ટિથી વડી સરકારે મહેસુલી વહીવટમાં સ્થાનિક અનુભવોને તથા અભિપ્રાયોની હઠસેલી મૂક્યા છે. આ દેશમાં ખેતીનો ઉદ્યમ મુખ્ય હોવાથી પ્રાન્તિક રાજ્યોમાં જમીનનું મહેસુલ નકકી કરવાનું તથા જમીનને લગતા બીજા નાના મોટા અસંખ્ય સવાલોનો નીવડો આણવાનું કામ સ્વાભાવિક રીતે સર્વોપરી કામ થઇ પડયું છે. પ્રાન્ત પ્રાન્તની જમીનના મહેસુલમાં ફેરફાર હોય છે, એટલુંજ નહીં પણ સ્થાનિક સંજોગો અગર રિવાજોને લીધે એકજ પ્રાન્તના જુદા જુદા ભાગોમાં મહેસુલ જુદા જુદા પ્રકારનું હોય છે. દરેક પ્રાન્તને પોતાનો મહેસુલી રિવાજ, પોતાનો મહેસુલી કાયદો, તથા બોર્ડ ઓફ રેવન્યુ તથા નાણાંના કમીશનરે તથા પ્રાન્તિક સરકારે કાઢેલા પોતાના હુકમો હોય છે. આ ખાતામાં વડી સરકારે રાજનીતિના સામાન્ય માર્ગો નક્કી કર્યાં છે અને કેટલીક બાબતમાં ચોક્કસ પ્રતિબંધો પણ નાંખ્યા છે. સમાધાનો તથા મુદતને લગતા સામાન્ય સિદ્ધાન્તો માટે વડી સરકારની મંજુરી જોઇએ છે. હિંદી પ્રધાનની સંમતિથી વડી સરકારે વખતો વખત સમાધાનની મુદત, મહેસુલ નક્કી કરતાં ધ્યાનમાં રાખવી જોઇતી બાબતો, તથા સરકાર કેટલી હદ લગી માગણી કરી શકે તે, વગેરે બાબતોને લગતા સવાલો માટે સામાન્ય નિયમો ઘડી રાખેલા છે. આ બાબત ખેતી વર્ગના સામાન્ય ભલાની હોવાથી વડી સરકાર તેને રાજ્યકીય અગત્ય આપે છે, અને તેટલા માટે તેનો નિર્ણય

તેમને પોતાને હસ્તક રાખેલો છે. સમાધાનો તથા તેને મળતી બીજી બાબતોમાં બીજા પ્રાન્તો કરતાં મુંબાઇ તથા મદ્રાસે બેશક વધારે છૂટ ભોગવી છે. છતાં, મહેસુલ મુલ્તવી રાખવાના તથા માફ કરવાના, જમીનદારોએ સુધારો કર્યો હોય તેની ઉપર મહેસુલના દર નક્કી કરવાના, જમીનમાં સરકારના માલકી હકોને બોબદલો કેવી રીતે કરી શકાય એ બાબતના, તથા ખાણોના સંબંધમાં શા લાભો આપી શકાય એ બાબતના, વડી સરકારે તથા હિંદી પ્રધાને સામાન્ય નિયમો ઘડયા છે. આ સઘળી બાબતોમાં સ્થાનિક અનુભવની તથા સ્થાનિક સ્થિતિઓની અનુકૂળતાઓ તથા પ્રતિકૂળતાઓ સાચવવાની સતત જરૂર જણાય છે, તે માટે વડી સરકારે તથા હિંદી પ્રધાને સંખ્યાબંધ નિયમો ઘડી ખબરો આપેલી છે: આ નિયમો પ્રાન્તિક સરકારોને બંધનકારક છે.

## દુકાળ સંબંધી રાજનીતિ.

નાણાં સંબંધી વર્ત્તમાન રિવાજ મુજબ પ્રાસંગિક દુકાળોના સંબંધમાં જે અસાધારણ ખર્ચો થાય છે તે માટે વડી સરકાર જવાબદાર છે. પ્રાન્તોને નાણાં સંબંધી અલગ જવાબદારી નથી. નાણાં સંબંધી સમાધાનોથી કેવળ ચાલુ સાધારણ રાજ્યવહીવટની જરૂરિયાતો પૂરી પડે છે. દુષ્કાળ સહીસલામતિ યોજના એ એક પ્રકારની એવી યોજના છે કે જેથી વડી સરકાર તથા પ્રાન્તિક સરકાર વચ્ચે શરૂઆતમાં દુકાળનું ખર્ચ વહેંચી નાંખવામાં આવે છે. આમ વર્તમાન સ્થિતિ એવી છે કે કોઇ પ્રાન્તમાં ખરેખર મહાન્ સંકટ ફેલાઇ વળે તો કહેવાતાં નાણાંનાં સમાધાનો ઉંધાં વળી જાય છે. દુષ્કાળનિવારણનો ખરો વહીવટ પ્રાન્તિક રાજ્યોના હાથમાં છે, જ્યારે વડી સરકાર નિવારણ માટેની પદ્ધતિ તથા નિયમો નક્કી કરે છે: વળી પ્રાન્તિક દુકાળ કાયદા માટે પણ વડી સરકારની મંજુરી આવશ્યક છે. જુદા જુદા પ્રાન્તોમાં કેટલો કેટલો પાક થશે તે, દુકાળ ઝઝુમી રહ્યો હોય તો તે, જો દુકાળ હોય તો પ્રાન્તિક સરકાર તેના નિવારણ

માટે શાં શાં પગલાં ભરવા માગે છે તે, નિવારણુ માટે ક્યાં ક્યાં પગલાં લેવાયાં છે તથા લોકની સ્થિતિઓ કેવી છે તે, વગેરે સર્વ બાબતો વડી સરકારને તથા હિંદી પ્રધાનને પૂરેપૂરી જણાવવી પડે છે. હાલની પદ્ધતિ પ્રમાણે વડી સરકારના હાથમાં અંકુશ હોવાથી પ્રાન્તિક સરકારો એજન્ટ તરીકે પોતાની ફરજ બજાવે છે કે નહીં, તથા તેમને સારૂં નક્કી કરેલી રાજનીતિ પ્રમાણે વર્તે છે કે નહીં, એ બાબતની ખાતરી કરી વડી સરકારને સંતોષ મેળવવાનો હોય છે. સ્થિતિ આવા પ્રકારની હોવાથી તાલુકાના તથા જીલ્લાના અમલદારોએ બોર્ડ ઓફ રેવન્યુને તથા પ્રાન્તિક સરકારને ઋતુ સંબંધી અઠવાડીઆના રિપોર્ટો તૈયાર કરી મોકલવાના હોય છે. બોર્ડ ઓફ રેવન્યુ તથા પ્રાન્તિક સરકારે વડી સરકારે મોકલવાના હોય છે, તથા તેને મળતા સંખ્યાબંધી હિસાબો પણ તૈયાર કરવાના હોય છે.

## જંગલોનો વહીવટ.

શરૂઆતથીજ એવું નક્કી કરવામાં આવ્યું હતું કે જંગલોની બાબતમાં પ્રાન્તિક સરકારોને પૂરેપૂરી વહીવટી સત્તા હોવી જોઇએ. દરેક પ્રાન્તની જમીનનું મહેસુલ, રીતરિવાજો તથા વહેમો ફેરફાર વાળા હોવાથી જંગલના વહીવટમાં પ્રાન્તિક સરકારોને પૂર્ણ સ્વતંત્રતા જોઇએ, અને આ સંબંધમાં જો સમાન પદ્ધતિ દાખલ કરવામાં આવે તો તે નિષ્ફળ નીવડવાની, આ બીનાનો હમેશાં સ્વીકાર કરવામાં આવ્યો છે. વડી સરકારે જે નિયમ વડે જંગલોના ઇન્સ્પેકટર-જનરલની નિમણુક કરી તેમાં એવું જણાવવામાં આવ્યું છે કે ઘણા ખરા પ્રાન્તોમાં જંગલનો વહીવટ પ્રાન્તિક સરકારોને પૂરેપૂરો સ્વાધીન હોવો જોઇએ. આવું છતાં આ અધિકારીની નિમણુક થવાથી વડી સરકારનો કાબુ વધતો ગયો અને શાહી કમીશને આ બીનાને ટેકો આપ્યો. એટલે હવે દેશના આ જંગલોની સામાન્ય રાજનીતિ માટે વડી સરકાર જવાબદાર છે, અને તેથી સ્વાભાવિક રીતે આ રાજનીતિ પ્રમાણે

વર્તન કરવામાં આવે છે કે નહીં, તે જોવાને હકદાર છે. સામાન્ય ઠરાવો તથા નાણાં સંબંધી નિયમો વડે આ રાજનીતિ વડી સરકારે નક્કી કરેલી છે, અને એ રીતે પ્રાન્તિક સરકારો ઉપર વધુ અંકુશ પ્રાપ્ત કર્યો છે: ઇમ્પિરિયલ જંગલકોડથી પ્રાન્તિક સરકારોની સ્વતંત્રતા અંકુશમાં આવી છે. શાહી કમીશને આખા સવાલનો તપાસ કરી એવો અભિપ્રાય જણાવ્યો હતો, કે જંગલના તથા જમીનના વહીવટમાં ઘણું સરખાપણું છે, અને બન્નેની બાબતમાં અર્થશાસ્ત્રની તેમજ રાજનીતિની દૃષ્ટિથી પ્રાન્તિક સરકારોએ દિલસોઝી બતાવવાની છે. તેઓએ એવી ભલામણ કરી હતી કે જંગલ સંબંધી રાજનીતિ નક્કી કરવામાં આવેલી હોવાથી, અને પ્રાન્તોમાં સારી રીતે તૈયાર થયેલ અમલદારવર્ગ કામ કરતો હોવાથી, કોઈ પણ જાતના એકહથ્થુ વહીવટની જરૂર બંધ થઇ છે. આમ છતાં, વહીવટી તેમજ નાણાં સંબંધી વડી સરકારના સામાન્ય અંકુશનો અંત આવ્યો નથી.

## ખેતીને લગતું બંધારણ.

ખેતીને લગતી વ્યવસ્થામાં દરેક મોટા પ્રાન્તોમાં ખેતી સંબંધી પ્રાન્તિક ખાતાં રચવામાં આવ્યાં છે. જરૂરિયાતોના પ્રમાણમાં પ્રાન્તિક સરકારો ખેતી સંબંધી તેમની રાજનીતિનો બરાબર રીતે વિકાસ કરી શકે છે કે નહીં, તે સવાલ પણ વિચારવા જેવો છે. ખેતી સંબંધી કેળવણી તથા શોધખોળના સંબંધમાં વડી સરકારનું ખેતીખાતું પ્રાન્તિક ખાતાને દોરે છે, જેઓ સર્વસામાન્ય રીતે એક સરખા ધોરણ ઉપર રચાએલાં છે. હમણાં ખેતી સંબંધી પરિષદ્ ભરાઈ હતી; તેનો હેવાલ જોવાથી જણાશે કે આખા દેશ માટે સામાન્ય રાજનીતિ પ્રવર્તાવવાનો યત્ન કરવો એ કેટલું નિષ્ફળ છે. પ્રાન્તિક સરકારો કે જેમને પોતાના પ્રાન્તોની બહુવિધ સ્થિતિઓને અનુકૂળ વર્તન રાખવું પડે છે, તેઓ પરિષદ્‌ના ઠરાવોમાંથી કાંઈ વધારે બોધ પામી શકે નહીં. ઢોર ખાતામાં પણ ૧૮૯૨ માં વડી સરકારનો

ઇન્સ્પેકટર જનરલ નિમાયો હતો. આ અમલદાર આ ખાતાના કામોમાં પ્રાન્તિક સરકારને સલાહ અને સૂચનાઓ આપે છે.

## કેળવણી સંબંધી રાજનીતિ.

કેળવણીની બાબતમાં, પ્રાન્તિક રાજ્યોને દોરવા માટે આખા હિંદને વાસ્તે કેળવણીના વિકાસ સંબંધી સામાન્ય નિયમો ઘડવાની પણ એવીજ ઇચ્છા જણાય છે. ૧૯૦૧ માં લૉર્ડ કર્ઝને કેળવણી ખાતાના પ્રાન્તિક ડિરેકટરોની તથા કેળવણીના સંબંધના બીજા ઉસ્તાદોની સભા પોતાના પ્રમુખપણા નીચે ભરી હતી. આ પરિષદ્‌નું એક પરિણામ તો એ આવ્યું કે કેળવણી ખાતાના એક વડા ડિરેકટર–જનરલની નિમણુક કરવામાં આવી; તેની આગળ આવતી બાબતોમાં કુલ કેળવણીના સંબંધમાં શું શું કરવું જોઇએ એવી સલાહ વડી સરકારને આપવાની તેની ફરજ હતી. પણ હવે આ જગા કાઢી નાંખવામાં આવી છે અને તેની જગાએ કેળવણી ખાતાના કમીશનરની નિમણુક કરવામાં આવે છે. આ અમલદારને ડિરેકટર જનરલ અગર કેળવણી ખાતાનો કમીશનર ગમે તે કહો, પણ તેને પ્રાન્તોમાં નિયમસર મુલાકાતો કરવાની હોય છે, કેળવણી ખાતાં તપાસવાનાં હોય છે તથા પ્રાન્તિક સરકારોને તેમજ તેના કેળવણી ખાતાના અધિકારીઓ જોડે તે ખાતાના સંબંધમાં મસલત કરવાની હોય છે. કેળવણીના વિકાસ માટે ૧૯૦૪ તથા ૧૯૧૬ માં એમ બે વખતે વડી સરકારે બે ઠરાવો પ્રસિદ્ધ કર્યા છે. આ ઠરાવોમાં પ્રાથમિક કેળવણીથી માંડીને વિશ્વવિદ્યાલય કેળવણી સુધીનું સર્વગ્રાહી અવલોકન કરવામાં આવ્યું છે. અને આખા હિંદની કેળવણીની પ્રગતિનું તેમજ સ્થિતિઓનું નિયમિતપણે અવલોકન થાય છે, એટલુંજ નહીં, પણ જે સાધારણ નિયમો લાગુ કરવા જેવા હોય તે પ્રાન્તિક સરકારોને મોકલી આપવામાં આવે છે. આ સામયિક રિપોર્ટો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કેળવણીના ધોરણમાં પ્રાન્ત પ્રાન્ત વચ્ચે ઘણોજ તફાવત હોય છે, પણ વડી સરકાર મફત ને

ફરજિયાત પ્રાથમિક કેળવણી, માધ્યમિક કેળવણી તથા વિશ્વ વિદ્યાલય કેળવણીના સંબંધમાં તેમજ શાસ્ત્રીય તથા ઔદ્યોગિક કેળવણીના સંબંધમાં આખા દેશ માટે એક સામાન્ય રાજનીતિ નક્કી કરે છે. આ બાબતોમાં પ્રાન્તિક સરકારો કાંઇક સ્વતંત્રતા ભોગવે છે, પણ એવું છતાં દરેક પ્રાન્ત વડી સરકારના સામાન્ય અંકુશ નીચે ઘણા પ્રમાણમાં હોય છે. હાલની નાણાંની પદ્ધતિ જોતાં વડી સરકારનો આ અંકુશ બરાબર છેઃ વડી સરકાર કેળવણી માટે નાણાં સંબંધી વહીવટ માટે જવાબદાર હોવાનો દાવો કરે છે.

## વડા ઇન્સ્પેકટર–જનરલો.

રાજનીતિના સામાન્ય માર્ગો નક્કી કરવા ઉપરાન્ત વડી સરકારે વડા ઇન્સ્પેકટર–જનરલોની યા તો ડિરેકટર–જનરલોની નીચેનાં ખાતાંઓમાં નિમણુંકો કરી છેઃ–(૧) ખેતી, (૨) શિલ્પ ખાતું, (૩) કેન્ટોન્મેન્ટ મેજીસ્ટ્રેટો, (૪) ગુનાહશોધક ખાતું, (૫) વેપારી ખાતું, (૬) કેળવણી, (૭) જકાત અને મીઠું, (૮) સળગી ઉઠે એવા પદાર્થો સંબંધી, (૯) જંગલો, (૧૦) ભુસ્તર વિદ્યા, (૧૧) નહેર કામ, (૧૨) દવાખાનું, (૧૩) છાપખાનું તથા સ્ટેશનરી, (૧૪) સુધરાઈ ખાતું. આમાંની છ જગાઓ તો ૧૯૦૧ પછી હયાતીમાં આવી. આ અમલદારોની નિમણુક થવાથી વડી સરકાર પ્રાન્તિક વહીવટમાં જે સત્તા ભોગવતી તેમાં તેનો અંકુશ વધવા પામ્યો છે, અને આથી પ્રાન્તિક અધિકારીઓ બીનજવાબદાર થતા જાય છે. આ અને આવી નિમણુકો થવાથી મુંબાઈ સરકારના કહેવા મુજબ સૌથી અગત્યનું પરિણામ એ આવ્યું છે કે "લાગતા વળગતા ખાતાઓમાં પ્રાન્તિક સરકારોને બદલે વડી સરકાર જવાબદાર થવા લાગી છે, અને વડી સરકાર ઇન્સ્પેકટર જનરલની ઉતાવળીઆ અને અર્થ વગરની મુલાકાતના પરિણામે તે જે કાંઇ સલાહ અને ખબર આપી શકે, તે અનુસાર કામ કરે છે. આવું ખાસ કરીને સેનિટેશન ખાતામાં, કેળવણીમાં, વેપારી ખાતામાં તથા ગુનાહશોધક ખાતામાં બને છે." ખરૂં છે કે આવી નિમણુકો કરી પ્રાન્તિક

સરકારો તેમની સીધી જોખમદારી તથા સત્તાથી છૂટી જાય એવો વડી સરકારનો ઇરાદો નથી; પણ ઇન્સ્પેક્ટર-જનરલોની આવી નિમણુકો થવાથી પરિણામ એ આવ્યું છે કે પ્રાન્તિક સરકારો અગાઉ જે સ્વતંત્રતા થોડા પ્રમાણમાં પણ ભોગવતી હતી તે નાશ થવા લાગી છે, અને તેને ઠેકાણે "૭ માસ વધારે વખત સુધી દૂર વસતા" અમલદારોનો શાસ્ત્રીય અને કેટલેક અંશે રાજ્યકીય અંકુશ સ્થાપિત થવા લાગ્યો છે. કેળવણી, સુધરાઈ, વેપારી, જકાત ને મીઠું, દવા, છપાઈ તથા સ્ટેશનરીને લગતી બાબતોમાં સાધારણ ઉસ્તાદોની જરૂર જણાતી નહોતી. આ ખાતાના સાધારણ વહીવટમાં ઈન્સ્પેકટરો તથા ડિરેકટરો જે કાંઇ ખાસ મદદ આપે છે તે ઘણી કીમતી પણ હોતી નથી. "તેમને ભાષાનું જ્ઞાન હોતું નથી; આખા પ્રાન્તના પ્રદેશની મુલાકાત લેવા માટે તેમને ફક્ત થોડાજ દિવસ હોય છે; તેથી ખાતાના હાથ નીચેના નોકરો જે કાંઈ ઉતાવળી ખબર આપે તે એકઠી કરવા ઉપરાન્ત તેઓ કશું વધારે કરી શકતા નથી; આને "તપાસ કરી" તથા "દોરવણી આપી" કહેવામાં આવે છે!"

## પ્રાન્તિક સરકારના અભિપ્રાયો.

પ્રાન્તિક વહીવટની જુદી જુદી શાળાઓ ઉપર વડી સરકાર હાલમાં જે અંકુશ ધરાવે છે તેની સામે વાંધો ઉઠાવતાં શાહી કમીશનને મુંબાઈની સરકારે નીચે પ્રમાણે લેખી જવાબ આપ્યો હતો:—"હિંદના સઘળા પ્રાન્તોમાં વિવિધ જાતની કેવી સ્થિતિ પ્રવર્તી રહી છે તેનો અનુભવ અને જ્ઞાન આખા હિંદની વડી સરકારને હોઇ શકે નહીં, એ સ્પષ્ટ છે. તેટલા માટે પ્રાન્તિક વહીવટમાં વડી સરકાર પ્રાન્તિક સરકારો કરતાં વધારે બાહોશ ગણી શકાય નહીં, કારણકે પ્રાન્તિક રાજ્યાધિકારીઓ શકિતમાં વડી સરકારથી ખાસ કરીને ઉતારતા નહીં પણ સાધારણ રીતે બરોબરીઆ હોવાના, જ્યારે આ બાબતના જ્ઞાનની બાબતમાં સમગ્રપણે ચઢીઆતા હોવાના. આથીજ વડી સરકાર નાની નાની બાબતોમાં પણ અતિ સત્તા ધરાવે છે. તેનું એક પરિણામ

તો એ આવે છે કે પ્રાન્તિક સરકારોની મહેનત અને તેના અમલદારોની સંખ્યા ઘણી વધી પડે છે. પત્રવ્યવહારની બાબતમાં વડી સરકાર સ્થાનિક બાબતોથી કોઇ પણ રીતે વાકેફગાર હોય એવું ધારી શકાય નહીં. તેથી કાગળ ઉપર દરેક બાબત પૂર્ણ લંબાણથી દૂર વસનાર અમલદારને સમજાવવાની ફરજ પડે છે. આથી વહીવટ કરવામાં તથા સ્થાનિક સવાલોનો અભ્યાસ કરવામાં જે વખત જવો જોઇએ તે ન જતાં, સ્થાનિક અધિકારીઓ જે બાબતના સારા જાણકાર હોય છતાં તેને સમજાવવામાં, તથા અમુક ઠરાવો વડી સરકાર મંજુર કરે એ માટે મથન કરવામાં, યાતો સ્થાનિક સ્થિતિને પ્રતિકૂળ હોય એવી જાતનાં પગલાં ભરતાં વડી સરકાર અટકે એ બાબતમાં યત્ન કરવામાં ગાળવો પડે છે. આ કર્મકાંડ કરતાં કરતાં એટલો બધો વખત જાય છે કે તે માની પણ શકાય નહીં."

આવી જાતના સામાન્ય અંકુશનો અને ઈન્સ્પેકટર જનરલોની નિમણુકનો બચાવ એક કારણસર થઈ શકે છે. કાયદા પ્રમાણે પ્રાન્તના સુરાજ્ય બદલ વડી સરકારજ હિંદી પ્રધાનને જવાબદાર છે. તેટલા માટે જુદા જુદા પ્રાન્તોમાં શું ચાલી રહ્યું છે તેની ચાલુ માહિતી મળે એ અર્થે કાંઈ યંત્રણાની જરૂર તો છેજ. અને આ ઈન્સ્પેકટર–જનરલોની નિમણુક એટલા પુરતીજ કરવામાં આવે છે કે પ્રાન્તિક રાજ્યો ઉપર જે અંકુશ વડી સરકાર ધરાવે છે તેનો વાજબી અમલ થઈ શકે. આ વડા ઈન્સ્પેકટર–જનરલોની હયાતીથી વડી સરકારની એકહથ્થુ સત્તામાં ઘણોજ વધારો થઇ પડયો છે. આથી પ્રાન્તિક સરકારો ઘણી ધાસ્તીમાં આવી પડી છે. બીજી તરફથી વડી સરકાર પણ એવું માનતી જણાય છે કે ખાસ અમલદારોની નિમણુક થવામાંજ ચોક્કસ એકહથ્થુ સત્તા રહેલીજ છે. તેમના મત પ્રમાણે વર્તમાન રાજ્યતંત્રના વિકાસમાં વિશેષપણું એ ખાસ ગુણ છે; અને ઇન્સ્પેકટર–જનરલોની નિમણુક થવાથી વડી સરકારનાં તેમજ પ્રાન્તિક રાજ્યોમાં વહીવટીખાતાં શાસ્ત્રીય રીતે કાર્યસાધક નીવડવા પામ્યા

છે. શાહી કમીશને એવું પણ શોધી કાઢયું છે કે ઇન્સ્પેકટર–જનરલની નિમણુકથી એકહથ્થુ સત્તામાં વૃદ્ધિ થવા તરફ વલણ સ્થાપિત થયું છે. અને જો આ વલણને દાબમાં રાખવું હોય તો વડા ઇન્સ્પેકટર–જનરલોનાં કામો બરાબર રીતે નક્કી થવાં જોઇએ. તેમના મત પ્રમાણે પોલિસ, નહેરકામ, સુધરાઇ, જકાત, કેળવણી, ખેતી અને જંગલો જેવી બાબતો પ્રાન્તિક વહીવટ તળેજ મુખ્યત્વે કરીને હોવી જોઇએ. ઇન્સ્પેકટર–જનરલ નવાજ વહીવટી એજન્ટો હોવાથી તેમને ઉપયોગમાં લેતાં ઘણી સંભાળ રાખવાની છે. તેમના માનવા પ્રમાણે ઇન્સ્પેકટર–જનરલો જે પ્રકારની દખલ કરે છે તે વર્તમાન પદ્ધતિને "ઘણીજ ધાસ્તીરૂપ" છે. આ જોખમોમાંથી તથા વલણોમાંથી શી રીતે રક્ષણ થઇ શકે તે માટે તેમને વિસ્તારી ક્રમ નક્કી કર્યો છે. પણ ગમે તેટલા અંકુશો તથા દાબ મૂકો, છતાં એકહથ્થુ સત્તાની ચાલુ પદ્ધતિમાં જે સાહજિક ખોડો છે તે દૂર થઇ શકવાનીજ નથી.

## નહેરકામ.

હવે નહેરકામ તથા રેલ્વેખાતા વિશે લખીશ. આ બન્ને બાબતોમાં પ્રાન્તિક સરકારોની સ્થિતિ ઘણીજ અસંતોષકારક થઇ પડી છે. પ્રાન્તિક રાજ્યોમાં જાહેર કામોની સાધારણ રચના કેવી રીતે થવી જોઇએ, એ વડી સરકારે નક્કી કર્યું છે. જુદા જુદા દરજ્જાના અમલદારોને પગાર શો શો આપવો, તેમની નોકરી તથા તેમનાં કામો કેવી જાતનાં હોવાં જોઇએ, આ સર્વ વડી સરકારેજ નક્કી કર્યું છે. નહેરકામ માટેના ખર્ચ વાસ્તે તથા બીજાં જાહેર કામો વાસ્તે વડી સરકાર પોતે જવાબદાર છે. આ બાબતનાં ખર્ચો વડી ખાતાની ચાલુ મહેસુલમાંથી યા તો ઉછીની રકમોમાંથી અપાય છે. નહેરકામ માટે નાણાં પુરાં પાડવામાં હાલ કંઇક અંશે મુશ્કેલી પડે છે. ઘણાંખરાં ઉત્પાદક કામો વાસ્તે નાણાં વડી સરકાર પુરાં પાડતી આવી છે, અને દરેક પ્રાન્તના નહેરકામ માટે કેટલાં નાણાં ખર્ચવામાં આવશે, તે વડી સરકારની

નાણાં સંબંધી હાજતો ઉપર આધાર રાખે છે. નહેરકામ પ્રાન્તિક થવાં જોઇએ કે નહીં, એ સવાલ નહેરકામ કમીશન આગળ ઘણો ચર્ચાયો હતો. એવું સૂચવવામાં આવ્યું હતું કે નહેરકામો જો પ્રાન્તિક બને અને નવાં અગર જુનાં નહેરકામો માટે સમાધાનીથી જે રકમો જુદી પાડવામાં આવી હોય તેમાંથી બચત રકમ વાપરી દેવાની છૂટ પ્રાન્તિક સરકારોને આપવામાં આવે, તો વ્યવસ્થા સંભાળવાળી અને કરકસરવાળી બનશે, અને નહેરકામો ઘણા પ્રમાણમાં વિસ્તાર પામશે. નહેરકામોની વ્યવસ્થા પ્રાન્તિક કરવામાં આવે તો ફાયદો થાય એ વાત નહેરકામ કમીશને કબુલ કરી હતી. બેશક વડી સરકારની નહેરકામ સંબંધી હાલની રાજનીતિથી ફાયદા તથા ગેરફાયદા બન્ને છે. પણ પ્રાન્તિક સરકારોને લાગે છે કે હાલની પદ્ધતિથી નહેરકામની પ્રગતિ ઘણી મંદી છે, કારણ કે સઘળા પ્રાન્તોની યોજનાઓને મંજુર કરવાનું તથા તે સટે નાણાં પુરાં પાડવાનું કામ એકજ સત્તાને કરવું પડે છે. નહેરકામ કમીશને નવાં નહેરકામોને પ્રાન્તિક કરવા સંબંધી તથા પ્રાન્તિક જવાબદારી વધારવા માટે પણ જે ઠરાવો કર્યા છે, તે અમલમાં મૂકવામાં આવ્યા નથી. નૌકા તથા નહેરકામનો વિકાસ થાય તથા તે પ્રત્યે સતત લક્ષ અપાય એ માટે દરેક પ્રાન્તમાં નૌકા અને નહેરકામની બોર્ડ સ્થાપન થવી જોઇએ, એવી મહાન નહેરખાતાના એન્જીનીઅર, સર આર્થર કોટનની તીવ્ર ઇચ્છા હતી. તેના મત પ્રમાણે દરેક પ્રાન્તની કારોબારી સભા આવા સવાલો વિચારવા માટે બાહોશ ગણી શકાય નહીં. તેટલા માટે એન્જીનીઅર ઉપરાન્ત, બે ત્રણ માણસોની જુદી જુદી બોર્ડ દરેક પ્રાન્તમાં હોવી જોઇએ, જેઓ પ્રાન્તને લગતાં આવાં કામો કરે. નહેરકામ અને તેને લગતી નહેરોની દેખરેખ સિવાય તેમની કને બીજું કાંઈ પણ કામ હોવું જોઇએ નહીં. આવી જાતનાં બધાંજ કામો તેની ઉપર નાંખવાં, અને આ એક કામ માટેજ તેમનો બધો વિચાર, વખત અને શક્તિ વપરાવાં જોઇએ.

હિંદની પ્રથા કેવા પ્રકારની છે તેની ચાવી સર આર્થર કોટને ટુંકમાં નીચેના શબ્દોમાં આપી છે:

"હિંદમાં આ બાબતમાં મોટું દુઃખ તો એ છે કે ઉપરી અધિકારીઓ, તેમને ફુરસદ કે અનુભવ ન હોવા છતાં, બધુંજ પોતાની જાતે કરવા માગે છે, અને ઝીણી ઝીણી બાબતોમાં પણ માથું મારે છે. માણસને કામ કરવા દેવામાં આવતો નથી એટલુંજ નહીં, પણ તેને બોલવા દેવામાં સુદ્ધાં નથી આવતો; ઠંડે કાળજે તેને એવું કહેવામાં આવે છે કે તેની ટીકા જરૂરની નથી. જો તે આટલેથીજ મુંગો થતો નથી, તો તેના અનુભવો અને સ્થાનિક જ્ઞાનનાં પરિણામો પ્રગટ થતાં અટકે તે વાસ્તે, આથી પણ વધારે અસરકારક ઇલાજો લેવામાં આવે છે.

"બોર્ડો કામ કરવામાં ઘણી મંદી છે એવી તરેહના ઘણા વાંધા ઉઠાવવામાં આવ્યા છે: પણ આ વાતની ઉહાપોહ થવી જોઇએ. જો બોર્ડમાં નાલાયક માણસો ન હોય, અગરતો અકુદરતી રીતે તેમના ઉપર વહીવટી બોજો લાદવામાં ન આવ્યો હોય, તો બોર્ડ જોઇએ તે કરતાં વધુ વખત લેજ નહીં. બેશક જે બોર્ડમાં એકસ–ઓફીશિયો એટલે બીજાં કામો કરવાનાં છે એવા માણસો, કે જેઓ તેમની લાયકાતને લીધે આવા ખાસ કામો ઉપર નીમવામાં ન આવ્યા હોય તેવા માણસો હોય તો તે તદ્દન બેહુદુંજ કહેવાય. નહેરકામ અને જાહેર કામો માટે ખાસ સભાસદો બોર્ડમાં ગોઠવવા જોઇએ. અને પછી જો સંસ્થા કામ ન કરે તો ઉપાય એ છે કે સભાસદોને કાઢી મૂકવા ને તેમની જગાએ વધારે સારા માણસો લાવવા. આ ઉપરથી એવું ધારવાનું નથી કે એવી અગત્યની જગાએ અમુક માણસોને લાવવો અને પછી એવું ધારવું કે તેને તો ખસેડી શકાયજ નહીં. જ્યાંસુધી તે તે હોદ્દા ઉપર હોય ત્યાં સુધી તેને એક સદ્‌ગૃહસ્થ, અક્કલવાળો, પ્રામાણિક અને સમર્થ ગણવો; પણ તેનામાં એવા ગણાવવાની લાયકાત ન હોય તો, તેની જગાએ બીજા લાયક માણસને મૂકવોજ જોઇએ, આવી સ્થિતિમાં ગમે તેવા માણસને નિભાવી લેવો. અને પછી તે મૂર્ખ હોય એવી જાતની પગલે પગલે વર્તણૂક દાખવવી–તે એટલે સુધી કે તેના ઉપર રૂ. ૫) નો પણ વિશ્વાસ મૂકી શકાય નહીં, તે જાહેર કામોની બોર્ડ સાથે ચાલી શકે નહીં. મોટે ભાગે પોતાને મન પસંદ કામ કરે, એવી જાતની છૂટ બોર્ડને આપવીજ જોઇએ. બચતનો મોટો

ભાગ ખર્ચવાની કુલ મુખત્યારી તેનીજ હાવી જોઇએ. સરકાર કેવળ કાર્ય-ક્રમ અને પરિણામોના રિપોર્ટ માગી શકે, અને આમાં ઢીલ થવી જોઇએ નહીં;—ઢીલનું મુખ્ય કારણ તે સભાસદો જ હોય છે.

## નિષ્ક્રિયતાની ફિલસુફી.

" કાર્યક્ષેત્ર કેટલું બધું વિશાળ છે, અને તે પેટે કેટલી નજીવી રકમ ખર્ચવામાં આવે છે, આનો જ્યારે આપણે વિચાર કરીએ છીએજ ત્યારે આપણે ખચિત કહી શકીએ છીએ કે આખા હિંદમાં જાહેર કામો માટે તદ્દન બેદરકારી બતાવવામાં આવી છે. જો આપણે આગણા ઋણમાંથી છૂટા થવું હોય તો જે કામ સો વર્ષમાં થઇ શકયું હોત, તે કામ આપણે એક દશકામાં કરવું જોઇએ. આ કામ પૂરૂં કરવા સૌથી મોટા સમર્થ માણસોની જરૂર પડશે. જો અત્યાર લગી કોઇ પણ જાતની ભૂલ કરવામાંથી રક્ષણ થઈ શકયું હોય તો તે હતું કે કાંઈ પણ કામજ કરવુંજ નહીં. જાહેર કામની બોર્ડના દરેક સભાસદે તથા સક્રેટરીએ પોતા સમક્ષ એક કાગળ રાખી મૂકવો જોઇતો હતો, અને તે કાગળમાં "તે કર, તે કર, તે કર," એવું લખેલું હોવું જોઇતું હતું. અત્યારસુધીનો મુદ્રાલેખ એવો હતો કે. "કાંઇ કર નહીં, કાંઈ પણ કર નહીં; કોઇને કાંઇપણ કરવા દે નહીં, ભલે ગમે તેટલું નુકશાન વેઠો; ભલે દુકાળથી માણસો મરી જાઓ; પાણીની તંગી વગર તથા રસ્તાના અભાવે ભલે કરોડો રૂપીઆનો મહેસુલમાં ટોટો પડો, પણ કાંઇ પણ કામ કર નહીં; " પૈસાનું નુકશાન થાય એ માટે આપણને દરકાર નથી; તે તો કાંઈ પણ વિસાતમાં નથી; હાઇડ્રોલીક કામોના અભાવને લીધે દરેક વર્ષે લાખો રૂપીઆની ખોટ જાય છે અને તેથી આવાં કામો માટે થોડા લાખ ખર્ચવા તે કશા હિસાબમાં નથી, પણ બસ કાંઈ કરવુંજ નહીં. જે કલેકટરના હાથમાં લાખો માણસોની સુખાકારી છે અને દર વર્ષે ૩૦ થી ૪૦ લાખનું મહેસુલ છે, તેની આગળ દરેક કામ કરાતા અગાઉ આવવુંજ જોઇએ; આવું છતાં ઉપરીની પરવાનગી વગર સો પૌંડ પણ ખર્ચવાની તેને સત્તા નહીં. તે તેની આગળ આવેલા કામને બોર્ડ ઓફ રેવન્યુ કને મોકલી આપે, પણ તેમને પણ સો પાઉંડ ખર્ચવાની પરવાનગી આપવાની સત્તા ન મળે! તેથી બોર્ડ ઓફ રેવન્યુ કનેથી કામ પ્રાન્તિક સરકાર પાસે જાય છે. પણ જો યોજના સો પાઉંડથી વધારે ખર્ચની હોય તો તેમના હાથ પણ બંધાયલા; તેથી તે કામ વડી

સભા કને મોકલાવું જોઇએ: મોટાં રાજ્યો કે જેમને "નાના પ્રાન્તો" કહેવામાં આવે છે તેની તંગીઓ તથા હિતો પ્રત્યે વડી સભા કાન આગળ હાથ ધરતી હોવાથી, ખર્ચ કરવાની જવાબદારી તથા અસગવડમાંથી છૂટા થવાની આતુરતાથી ઇંગ્લાંડની સરકાર આગળ સદરહુ યોજના મોકલે. ત્યાં પહોંચ્યા પછી પણ તેને બે વધારે બોર્ડોમાંથી પસાર થવું પડે: પરિણામ એ આવે છે કે જોઇએ તેમાંનું કશુંજ થતું નથી."

સર આર્થર કોટને આ અભિપ્રાય જણાવ્યાને ૩૦–૪૦ વર્ષ થયાં. સત્તાવિભાગની યોજનાને લીધે નહેરકામ બાબત નાણું મંજુર કરવાની પ્રાન્તિક સરકારોની સત્તામાં અલબત વધારે કરવામાં આવ્યો છે, પણ જે પ્રથા માટે તેને આટલો બધો તિરસ્કાર દાખવ્યો હતો તે હજી પણ હયાત છે. પ્રાન્તિક સરકારો પોતાની સ્વતંત્ર નહેરકામને લગતી યોજના હિંદી સરકારની મંજુરી વિના ઘડી શકતી નથી, યા તો તેને વધારવા માટેની કોઈ પણ યોજનાને અગર કાર્યક્રમ અમલમાં લાવી શકતી નથી.

## પ્રાન્તિક રેલ્વે રાજનીતિ.

રેલ્વેની બાબતમાં સ્થિતિ આથી વધારે ખરાબ છે. જોકે અત્યારે રેલ્વેનો વહીવટ એક હાથમાં રાખવાની રાજનીતિ જરૂરની તેમજ લાભદાયક છે, છતાં તેથી પ્રાન્તિક વહીવટોની અસર જકડાઈ ગઈ છે અને લોકમાં અસંતોષ પેદા થયો છે. હિંદી સરકારે રેલ્વે બોર્ડની સ્થાપના કરી, તેને પોતાનાં કામો સુપ્રત કર્યાં છે. ખરૂં જોતાં રેલ્વેનો વહીવટ કરવા એક નવા નામ નીચે રેલ્વે બોર્ડ એ એક વધારાની નવી વડી સેક્રેટરીએટ બની છે. જાહેર કામ ખાતાની રેલ્વે એ એક શાખા હતી. તે નાબુદ થઈ, અને આ બોર્ડને રેલ્વે ખાતું સ્વાધીન કરવામાં આવ્યું. આ બોર્ડ એક પ્રમુખ અને બે સભાસદોની બનેલી હતી. હિંદના રેલ્વેના કાયદા મુજબ ગવર્નર–જનરલ–ઈન–કાઉન્સિલને જે કેટલાં કામો સોંપવામાં આવ્યાં હતાં, તે કામો બોર્ડને સોંપવામાં

આવ્યાં. રાજ્ય નાણું ઉભાં કરે છે અને રેલ્વે ખરી રીતે રાજ્યની કંપનીઓ છે. ઘણી રેલ્વે પ્રાન્તિક નહીં હોવાથી વડી સરકારની દેખરેખ બેશક જરૂરની છે. પણ રાજ્યવહીવટની બીજી શાખાઓમાં ચાલે છે તેમ, હિંદી સરકારની રાજનીતિ પ્રમાણે રેલ્વે બોર્ડની સ્થાપના થઈ, ત્યાં લગી હિંદી સરકારે પ્રાન્તિક રાજ્યોને નિયામક અને વહીવટી જે કાર્યોની સત્તા આપેલી, તે મુજબ તેઓ અમલ ચલાવતાં હતાં. રેલ્વે બોર્ડની સ્થાપના સાથે લાગલગો પ્રાન્તિક સરકારો પાસેનો રેલ્વેને લગતો વહીવટ પાછો ખેંચી લેવામાં આવ્યો, અને તેમને આપેલી સત્તાઓ બોર્ડને આપવામાં આવી. આમ રેલ્વેના વહીવટો ઉપર પ્રાન્તિક અમલનો તેમજ સેક્રેટરીએટનો અંત આવ્યો છે. આવી જાતના ફેરફારોથી પરિણામ એ આવ્યું છે કે પ્રાન્તોમાં મુસાફરો જે સગવડ ભોગવતા તે બાબતમાં પ્રાન્તિક સરકારો કશું પણ કરી શકતી નથી, અને તેમને ઠેકાણે એકહથ્થુ સત્તાનો અંકુશ સ્થાપિત થયો છે. લોક તેમજ પ્રાન્તિક રાજ્યો બન્ને વર્તમાન બંધારણથી અસંતુષ્ટ છે. અને કેટલીક પ્રાન્તિક સરકારોએ નિરર્થકપણે હાલની પદ્ધતિથી થતાં અનિષ્ટો સામે વાંધા ઉઠાવ્યા છે. રેલ્વે માટે તાલુકા બોર્ડ તૈયાર કરવા માટે પ્રાન્તિક રેલ્વે રાજનીતિની ખીલવણી કરવા થોડા વખત ઉપર કેટલીક પ્રાન્તિક સરકારોને પ્રસંગો મળેલા. આવી જાતનાં પ્રાન્તિક કામો માટે હિંદી સરકારે ઉત્તેજન પણ આપ્યું. પણ લાઈનો બાંધવાના તેમજ તૈયાર કરવા માટે નાણાંને લગતા ઘણા સવાલો ઉભા થાય છે. હાલમાં પ્રાન્તિક સરકારોનો જે ઉતરતો દરજ્જો છે, તેને લીધે બોર્ડોનો ઘણા મોટા ગેરલાભો વેઠવા પડે છે. પ્રાન્તિક સરકારોની વાજબી અસર આ અગત્યના વહીવટમાં તદ્દન અદૃશ્ય થવા પામી છે.

## કાયદેસર સત્તાવિભાગ.

પ્રાન્તિક વહીવટો ઉપર વડી સરકાર જે પ્રકારનો અને જેટલો અંકુશ ધરાવે છે તે વિશે મેં ટુંકમાં લખ્યું છે. થોડા

વખતમાં નાણાં તથા વહીવટને લગતી બાબતોમાં સત્તાવિભાગ થવાથી જે પ્રકારની મોટી પ્રગતિ થવા પામી છે, અને તેટલા માટે ચાલતી પદ્ધતિ કાયમ રાખવા માટે જે દલીલો આગળ લાવવામાં આવે છે, તે તરફ હું આંખ મીંચતો નથી. પણ હાલની સ્થિતિને ધ્યાનમાં લેતાં પણ મોટા પાયા ઉપર સત્તાવિભાગ થવો જોઇએ એ એક અત્યંત વહીવટી જરૂરિયાત છે. રાજ્યકીય પ્રવૃત્તિઓ પાશ્ચાત્ય પદ્ધતિ ઉપર વધારે ને વધારે પ્રમાણમાં થતી હોવાથી, જો સ્થિતિ કાયમ રહે, તો ભવિષ્યમાં આથી પણ વધારે કફોડી સ્થિતિ થવા પામે. કેળવણી અને ઉદ્યોગોની જબરી વૃદ્ધિથી તેમજ સામાજિક કાર્યક્ષેત્રમાં સુધારા માટે વધતા જતા કામથી પણ ભવિષ્યના રાજ્યભારમાં ઘણોજ ઉમેરો થવાનો. દેશના વિકાસ માટે ઘણા ઘણા સવાલોના ફડચા આણવાના છે. આ જાતની જવાબદારીઓ પૂરી કરવાને પ્રાન્તિક સરકારો માટે પણ ઘણો અવકાશ જોઇએ. બધાં ખાતાં હાલમાં ત્વરિત પ્રગતિ કરી રહ્યાં છે. ૧૮૫૮ માં જે ધોરણ ઉપર પ્રાન્તિક સરકારોનું બંધારણ વિચારમાં હતું, તેવું બંધારણ જો ખરેખર સુધારો કરવો હોય તો આવશ્યક પગલું છે. તેમ થશે તોજ પ્રાન્તો નૈતિક તેમજ આર્થિક પ્રગતિ વધારે સારા પ્રમાણમાં મેળવી શકશે. પ્રાન્તિક વહીવટને જે ખાતાં સોંપવામાં આવે તે ખાતાં ચલાવવા પ્રાન્તિક સરકારોને સત્તા આપવી, તથા પ્રાન્તના અંદરના વહીવટ માટે હિંદી સરકારની તેમજ હિંદી પ્રધાનની જવાબદારીઓ દૂર કરવી; કાયદો ઘડી આપણે ચોક્કસ સત્તાવિભાગ કરવાથીજ આ કામ સિદ્ધ થાય એમ છે. કાયદો નક્કી કરે એ હદમાં રહી પ્રાન્તિક રાજ્યો પોતાની કુલ મુખત્યારી ચલાવે; તેમાં હાલમાં છે એવાં બંધનો ખપમાં આવે નહીં. હાલની રાજ્યસ્થિતિ જોતાં જો પ્રાન્તિક સ્વરાજ્ય આપવું હોય તો, તેની યોજનામાં નાણાં તેમજ વહીવટને લગતી સત્તાની કાયદાથી આ પ્રમાણે વહેંચણ કરવી, એજ તેનું મુખ્ય અંગ હોવું જોઇએ. પ્રાન્તિક રાજ્યોનું બંધારણ, પ્રાન્તિક રાજ્યો તથા વડી સરકારોનાં નિરનિરાળાં કાર્યક્ષેત્રો, મુંબાઇ સરકારે જે ભાવના

ઉપર નક્કી કરવાને આગ્રહ કર્યો છે, તે પ્રમાણે તેમને ઠેઠ તળી-એથી કાયદો ઘડી નક્કી કરવાં. અત્યારે તો આ દેશની જવાબદારી હિંદી પ્રધાન તથા હિંદ સરકારને માથે છે; એટલું કે વહીવટી સંગવડની ખાતર કેટલીક સત્તાઓ પ્રાન્તિક સરકારો એજન્ટો તરીકે કામ કરે એ માટે તેમને સોંપવામાં આવી છે. પણ આ ક્રમ પલટાવવો જોઇએ. રાજ્યનાં જે કામો પ્રાન્તો ન કરી શકે એવાં હોય તેવાં કામોજ વડી સરકારને સોંપવાં જોઇએ.

## અસરકારક પ્રજાકીય અંકુશ.

આવી રીતે પ્રાન્તિક સ્વતંત્રતા માટેની વકીલાત કરતાં મેં મારે કહેવાનું સ્પષ્ટ કહી દીધું છે. હિંદમાં હાલનાં પ્રાન્તિક રાજ્યો એવાં છે કે તેઓ સંપૂર્ણ રીતે અમલદારોને વશ છે, પ્રાન્તિક ધારાસભાઓને નહીં. જે ધારાસભા પ્રજાકીય પ્રતિનિધિ-ઓની બનેલી હોય છે અને જેની હયાતી છેવટે કર આપનારા-ઓના મત ઉપર આધાર રાખે છે, તેને પ્રધાનમંડળ જવાબદાર હોય છેઃ મેં ક્યારનુંએ બતાવ્યું છે તેમ, આપણે અહીં હિંદમાં પ્રાન્તિક રાજ્યો ઉપર આવી જાતનો કોઇ પણ પ્રકારનો દાબ તેમજ અંકુશ નથી. પ્રાન્તિક સરકારો તેમના કર વાપરે છે, પણ તેઓ કર આપનારાઓને જવાબદાર નથી. પ્રાન્તિક સરકારોના વહીવટો ઉપર હિંદી સરકારજ માત્ર અસરકારક ટીકા કરી શકે છે. સત્તાવિભાગના કાયદાથી પ્રાન્તિક સરકારો ઉપરથી આવી જાતનો દાબ અને અંકુશ દૂર થવાં જોઇએ. પ્રાન્તિક વહીવટો સ્વતંત્ર કરવામાં આપણો હેતુ વહીવટની દોરી હાથમાં ધરનાર અમલદારોની સત્તા વધારવાનો નથી. જો હિંદી સરકારનો વર્તમાન અંકુશ તથા તેની દેખરેખ ઢીલાં કરવાં હોય, યાતો દૂર કરવાં હોય, તો તેને ઠેકાણે પ્રાન્તિક કારોબારી ખાતા ઉપર પ્રજાકીય મંડળનો અસરકારક દાબ અને અંકુશ આવવાં જોઇએ. હિંદના નાણાંશાસ્ત્રી સર જેમ્સ મેસ્ટને બાદશાહી કમીશનને કહ્યું હતું

કે હિંદના રાજ્યબંધારણમાં પ્રજાકીય તત્વ આમેજ કરવામાં ન આવે તથા નાણાંને લગતાં ઓછામાં ઓછા થોડાં ખાતાંઓ ઉપર પણ તેમનો અસરકારક અંકુશ બેસારવામાં ન આવે, ત્યાં લગી પ્રાન્તિક કર વધારવાની જે સગવડો હાલ છે તેમાં વધારો કરવો, એ સામે ઘણા વાંધા છે. સદ્‌ગત મિ. ગોખલેએ પણ એવો મત જાહેર કર્યો હતો કે જો પ્રાન્તને લગતી બાબતોમાં છેવટની અધિકારની ગાદી પ્રાન્તોમાં થવાની હોય, તો તે કેવળ એકજ ધોરણ પર થઇ શકેઃ પ્રજાકીય પ્રતિનિધિઓને એવી સ્થિતિમાં મૂકાવા જોઇએ કે પ્રાન્તિક રાજ્યવહીવટ ઉપર તેઓ સંગીન અને વધતો જતો દાબ લાવી શકે. નાણાં અને વહીવટને લગતો અંકુશ જે હાલ વડી સરકાર ધરાવે છે, તેમાંથી જો પ્રાન્તિક સરકારોને છૂટી કરવી હોય તો ત્રણ સરતો લાગુ કરવી જોઇએ. પ્રથમ, સર્વ અગત્યનાં પ્રાન્તોમાં એક ઇંગ્લાંડમાંથી નીમાએલ ગવર્નર અને કારોબારી સભા હોવી જોઇએ. અંગ્રેજોની જાહેર જીંદગીની સ્વતંત્ર હવામાં ઉછરેલું તાજું મન રાજ્યવહીવટના સવાલોનો ફેંસલ લાવવા માટે જરૂરનું છે. તેના મત પ્રમાણે આ દેશના રાજ્યની ભારે જવાબદારીઓને પહોંચી વળવા એકજ વ્યક્તિ કરતાં ત્રણ ચાર માણસોની જરૂર વધારે છે. બીજું, પ્રાન્તિક ધારાસભાઓમાં પ્રાન્તિક બજેટો મતથી પાસ થવાં જાઇએ. અને ત્રીજું, જ્યારે જ્યારે ધારાસભાના અમુક લોકનિયુક્ત સભાસદો સભાના પ્રેસિડન્ટને એક નોટીસ મોકલે કે સભા સમક્ષ પ્રાન્તને લગતી અમુક બાબત ચર્ચા માટે લાવો, તો તે બાબત સભા સમક્ષ ચર્ચા માટે આવવી જોઇએ. બીજી અને ત્રીજી સરતોથી વડી સરકાર નાણાં અને વહીવટની બાબતોમાં જે અંકુશ હાલ ધરાવે છે તેનો કેટલોક અંશ કર આપનારાઓના હાથમાં આવે, તેજ હેતુ રહેલો છે. ૧૯૦૯ માં ધારાસભાઓ વિસ્તીર્ણ થઈ તે અગાઉ એક અનુભવી અમલદારના તથા તે વખતના એક અગ્રગણ્ય પ્રજાનાયકના આવા વિચારો હતા. મીન્ટો–મોર્લીના સુધારા થવા છતાં સ્થિતિ કાંઈ ખાસ સુધરી નથી. પ્રાન્તિક સરકારોનાં નાણાં

તથા વહીવટની રાજનીતિ ઉપર કાંઈ પણ દાબ બેસારવામાં પ્રાન્તિક ધારાસભાઓ તદ્દન નિષ્ફળ નીવડી છે. પ્રજાકીય પ્રતિનિધિઓ કેવા નિરાશ થયા છે તથા ખાસ કરીને નાણાંના સંબંધમાં બીનઅધિકારી ટીકા સામે પ્રાન્તિક સરકારો કેવી વજ્ર જેવી કઠણ નીવડી છે, તેનો પુરાવો જુદી જુદી પ્રાન્તિક સભાઓના હેવાલો વાંચવાથી જણાશે. તેટલા માટે જો પ્રાન્તિક સ્વરાજ્ય મંજુર કરવાનું હોય, તો પ્રાન્તોના વહીવટમાં પ્રાન્તિક ધારાસભાઓનો અવાજ સાચો અને અસરકારક હોવો જોઇએ. રાષ્ટ્રીય કોન્ગ્રેસે તથા મુસ્લીમ લીગે પ્રાન્તિક રાજ્યોના બંધારણ સંબંધી જે યોજના ઘડી છે, તેનું રહસ્ય આ છે.

---

## પ્રકરણ ૧૦ મું

### પ્રાન્તિક સરકારો

### ધારાબંધનને લગતી સ્વતંત્રતા.





માં પ્રાન્તિક સરકારોને સ્વતંત્ર કાયદા કરવાની સત્તા હતી; તે વર્ષના પાર્લામેન્ટના કાયદાથી આ સત્તાઓ પાછી ખેંચી લેવામાં આવી, અને પૂરેપૂરી ગવર્નર-જનરલ ઇન્-કાઉન્સિલને સોંપવામાં આવી; વળી તે ધારાસભામાં ચોથો સભાસદ ઉમેરવાનો તેમને અધિકાર આપવામાં આવ્યો. પ્રાન્તિક સરકારોને પોતાને યોગ્ય લાગે એવા કોઈ પણ જાતના કાયદાની તથા ઠરાવની યોજના તથા મુસદ્દા ગવર્નર-જનરલ ઇન્-કાઉન્સિલને મોકલવા પૂરતોજ અધિકાર હતો. પછી આ ઉપર ગવર્નર જનરલ ઇન્-કાઉન્સિલ જે ઠરાવો પસાર કરે તે, તે રાજ્યોને મોકલી આપવામાં આવતા. બ્રિટિશ તેમજ દેશી રાજ્યના લોકો માટે, પરદેશીઓ તેમજ બીજાઓને માટે, ન્યાયમંદિરો તથા બીજાં સર્વ ઠેકાણાં માટે શ્રીમાન સમ્રાટના હિંદી રાજ્યના કોઈ મૂલક માટે ગવર્નર જનરલ ઇન્-કાઉન્સિલ કાયદા કરી શકે એવી તેને ચોખ્ખી સત્તા હતી. ૧૮૩૩ ના ચાર્ટરથી મદ્રાસ અને મુંબાઈની સરકારો પાસેથી કાયદા ઘડવા સંબંધી જે સત્તા લેઇ લેવામાં આવી હતી, તે ૧૮૬૧ ના હિંદના કાઉન્સિલ એકટથી પાછી સોંપવામાં આવી. આ કાયદાની કલમો તથા તે ઉપરના પછીના સુધારાઓનો ૧૯૧૫ ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટમાં સમાવેશ કરવામાં આવ્યા છેઃ કાયદા મુજબ પ્રાન્તિક ધારાસભાઓની તથા વડી ધારાસભાની કાયદા કરવાની સત્તાઓ સમવર્તક

છે; પણ કેટલીક ખાસ બાબતનો કાયદો કરવા માટે પ્રાન્તિક ધારાસભાને ગવર્નર જનરલની પરવાનગી લેવી પડે છે. ખાસ બાબતો આ છેઃ હિંદનું (પ્રજાઋણ) ચલણ અને નોટોને લગતો કાયદો, ટપાલ અને તાર, **શ્રીમાન સામ્રાટની** નૌકા તથા લશ્કરી બળનાં રક્ષણ અને કવાયતને લગતો તથા હિંદી પ્રજાના કોઈ પણ વર્ગના ધર્મના હકો તથા રિવાજોને લગતો કાયદો એવીજ રીતે પેટંટો તથા ગ્રન્થના કોપીરાઇટનો કાયદો, પરદેશી તથા દેશીરાજ્યોને લગતો કાયદો, ગવર્નર જનરલની પરવાનગી વગર પ્રાન્તિક ધારાસભાથી થઇ શકતો નથી. બ્રિટિશ **સામ્રાજ્યના** ફેડરલ બંધારણમાં વડી સરકાર અને પ્રાન્તિક ધારાસભાઓ વચ્ચે સત્તાઓની જે રીતે વહેંચણી કરવામાં આવી છે, તેની રૂઇએ પ્રાન્તિક ધારાસભાની સત્તાઓની આવી મર્યાદા નક્કી થઇ છે. સત્તાઓ અને કાર્યોની હદ વધારે સ્પષ્ટપણે ચોક્કસ કરવામાં આવી છે. અને આ પ્રમાણેની ફેડરલ પદ્ધતિ મુજબ કાયદો કરવાની સમવર્તક સત્તા ઘણી ઓછી કરી દેવામાં આવી છે. આવી સમવર્તક સત્તા પણ ખાસ ઉપયોગી નીવડે છે, અને અત્યારે પણ પ્રાન્તને લગતી કોઇ અગત્યની બાબત ઉપર પ્રાન્તિક ધારાસભા કાયદો ઘડવાની ના પાડે ત્યારે આવી અનામત સત્તા ખપમાં લાગે છેઃ મદ્રાસ અને મુંબાઇ સિવાય લાંબા વખત સુધી તો બીજા પ્રાન્તોમાં પ્રાન્તિક ધારાસભાઓજ નહોતી. જે પ્રદેશોમાં લફ્ટેનન્ટ ગવર્નરો તથા કમીશનરો રાજ્ય ચલાવતા તે પ્રદેશો માટે હિંદની વડી ધારાસભાને કાયદા ઘડવા પડતા, પણ જુદા જુદા પ્રાન્તોમાં પ્રાન્તિક ધારાસભાઓ સ્થાપિત થવાથી સ્થિતિ સારી રીતે સુધરી છે, અને પ્રાન્તિક કામ માટે કાયદો કરવાની જરૂર હોય તો હવે વડી ધારાસભા તરફ નજર નાંખવી પડતી નથી. રાષ્ટ્રમંડળની ભાવનાના જે પાયા ઉપર હિંદની ધારાસભાઓની સ્થાપના કરવામાં આવી છે, તે અત્યાર સુધી ખીલી શકી છે, તેના કરતાં ભવિષ્યમાં તેજ પાયા ઉપર વધારે ખીલી શકશે; અને હવે તો પ્રાન્તો પૂર્ણ સ્વતંત્રતાનો અમલ શી રીતે કરી શકે, એ ધોરણ ઉપર તેનો વિકાસ થવો જોઇએ. કાયદો બાંધવામાં જે

સમવર્તક સત્તા હાલમાં હયાત છે, તેનો પ્રાન્તોએ કદીયે ઉપયોગ કર્યો નથી. વડી અને પ્રાન્તિક ધારાસભાઓ વચ્ચે સત્તાઓનું ફરીથી વર્ગીકરણ કરવાની જરૂર છે. આ સિવાય પણ પ્રાન્તિક રાજ્યોમાં પ્રાન્તિક ધારાસભાની સત્તાઓ બીજી રીતે મર્યાદિત કરી દેવામાં આવી છે. એક મર્યાદા તો એ છે કે પ્રાન્તિક ધારાસભામાં કોઇ પણ કાયદો પસાર થયો હોય તે માટે ગવર્નર જનરલની નામની મંજુરી જોઇએ છે. બીજી મર્યાદા એ છે કે બીજી ધારાસભાઓના કાયદાઓને રદ કરવો હોય અગર તેમાં સુધારા કરવા હોય તો તેમ ગવર્નર જનરલની પરવાનગી વગર થઇ શકતું નથી. ત્રીજી મર્યાદા એવી છે કે ચુંટણી કરવાના નિયમો તેમજ વધારાના સભાસદોની નિમણુક ગવર્નર જનરલજ કરી શકે છે. આ ત્રણ મર્યાદાઓ ઉપરાન્ત, એક સૌથી અગત્યની મર્યાદા તો એવી છે કે ધારાસભા માટે કામકાજ કરવા માટેના કેટલાક ધારા તથા સામાન્ય લોકહિતની બાબતોની ચર્ચા કરવા માટેના ધારા, નાણાં સંબંધી સ્ટેટમેન્ટ તથા બજેટ, આ સર્વ માટે ગવર્નર જનરલની પરવાનગી જોઇએ. આ મર્યાદાઓ માટે હું યોગ્ય સ્થળે લખીશ.

## વહીવટી અંકુશ.

છતાં, સ્થિતિ આવી છે: કાયદાની રૂઇએ વડી ધારાસભાની તેમજ પ્રાન્તિક ધારાસભાઓની સમવર્તક સત્તાઓ હોવા છતાં, પ્રાન્તિક સરકારો કાવદાઓને લગતી દરેક બાબતમાં વડી સરકારના વહીવટી અંકુશ નીચે છે. આથી પ્રાન્તોની સ્વતંત્રતા તથા પ્રગતિને ક્ષતિ પહોંચે છે. સંખ્યાબંધ ખરિતાઓ, પત્રો તથા ઠરાવોના દાખલાઓથી કાયદાની પ્રથમની તથા પાછળની સ્થિતિ બંધનમાં આવી પડે છે. પ્રાન્તિક સભામાં પ્રાન્તિક સરકારે કાયદાની બાબતમાં શું કરવું જોઇએ, એ બાબત ચોક્કસ સૂચનાઓ વડી સરકારે આપેલી હોય છે; આ સૂચનાઓ પ્રમાણે પ્રાન્તિક સરકારો ચાલવાને બંધાએલી છે. કોઇ કાયદામાં કાંઇ

સિદ્ધાન્તને લગતો મહત્વનો સવાલ સમાએલો હોય તો, આવા સવાલ માટે વડી સરકારનાં વહીવટી ખાતાંને પૂછી નિશાકરણ આણવામાં આવે, ત્યાં સુધી બીલ દાખલ કરવાની પ્રથમ રજુઆત પણ હવે થઈ શકતી નથી. મદ્રાસ અને મુંબાઈ સરકારોની બાબતોમાં બીલોને દાખલ કરતાં પહેલાં તેના મુસદ્દા હિંદી પ્રધાનને ખરિતા સાથે મોકલવા પડે છેઃ બીજા પ્રાન્તોને વડી સરકારની અને તેની મારફત હિંદી પ્રધાનની પરવાનગી લેવી પડે છે. જો કોઈ પણ કાચા બીલમાં શિક્ષાને લગતી કલમો હોય તો કાયદેસર વડી સરકારની પરવાનગી અગાઉથી માગવી પડે છે, અને તે માટે વડી સરકારની ધારાસભાના ખાતાને કાચો મુસદ્દો મોકલવો પડે છે. જો આવી જાતના કાયદા માટે ઉપલી સત્તાની પરવાનગી મળતી નથી, તો પ્રાન્તિક સરકાર પ્રાન્તિક ધારાસભામાં બીલ રજુ કરી શકતી નથી. જો એવું બને કે બીલને લગતા સુધારા રજુ થાય અને તે એવા હોય કે પ્રાન્તિક સરકાર તે મંજુર કરવાને તૈયાર હોય પણ બીલના વિષયની બહારના હોય, તો એવા હુકમો કરવામાં આવેલા છે, કે પ્રાન્તિક સરકારે બીલને પસાર થતાં વિલંબ થાય એવાં પગલાં લેવાં, અને દરમ્યાન સુધારાઓ મંજુર રખાય એવી જાતની વડી સરકારની અગર હિંદી પ્રધાનની પરવાનગી મેળવવી. પ્રાન્તની અંદરની સ્થિતિને લાગુ પડે એવા કાયદાઓ ઘડવાના સંબંધમાં તથા પ્રાન્તિક કારોબારી કામોના સંબંધમાં આ અને આવાં બીજાં બંધનો હાલ નકામાં છે, એટલુંજ નહીં, પણ તેનાથી પ્રાન્તિક કાયદાઓની વૃદ્ધિ તથા પ્રાન્તોમાં સ્વરાજ્યના આત્માનો વિકાસ થતાં અટકી ગયો છે. મદ્રાસમાં કાયદાની હાલની સ્થિતિ માટે વિચાર કરીએ. શાહી કમીશનની ભલામણોનું પરિણામ એ આવ્યું છે કે છેલ્લા દશકાથી ધારાઓ માટે સંખ્યાબંધ ઠરાવો સરકારની આગળ છે. આ બીલો શહેરની કારપોરેશન, જીલ્લાની મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો, શહેર રચના, ખોરાક અને વનસ્પતિ, ચૂકાદો આપનારી પંચાયતો વગેરેને લાગતાં છે. આ

સઘળાં બીલો પ્રાન્તનેજ લાગુ પડે છે અને ખુદ એજ પ્રાન્તમાં તે માટે કેવો લોકમત છે, તે દૃષ્ટિથી તેને તપાસવાનાં છે. વડી સરકારના જવાબદારીને તેમાં લાગતુંવળતું કાંઇજ નથી. વડી સરકારના સેક્રેટરીઓ તેની લંબાણ તપાસ કરે, સરખામણી કરે, ટીકા કરે તેનો અર્થ તો એટલોજ થાય કે પ્રાન્તે જે કામ કર્યું છે તે ફરી ફરીને કરવું અને નકામો વખત ગુમાવવો. સારૂં રાજ્ય ચલાવવું હોય તો આવા વિલંબો ઘણાજ નુકશાનકારક છે. પ્રાન્તની અંદરના વહીવટને લગતા કાયદા પસાર કરવાની બહારના કોઈ પણ જાતના અંકુશ વગરની છેવટની સત્તા પ્રાન્તિક ધારાસભાઓને શા માટે ન હોવી જોઇએ, એ સમજી શકાતું નથીઃ પ્રાન્તોને માટે વડી સરકારે ધારાઓની બાબતમાં જે રાજનીતિ નક્કી કરી છે, તેને અનુસરતો અમુક કાયદો નથી, એવા કારણસર, ચોખ્ખી રીતે પ્રાન્તનેજ લાગુ પડતા કાયદાઓ પસાર કરવાની પરવાનગી વડી સરકારે કેટલીએ વખત આપી નથી.

## કાયદો ઘડવાનું બંધારણ ને પ્રજામત.

બ્રિટિશ હિંદમાં કાયદો ઘડવાનું કામ ખાસ કરીને અંગ્રેજોનું મંડળ કરે છે. તેઓ અંગ્રેજી મત કઇ તરફ વહે છે તેના પ્રવાહને અનુસરે છે. રાજ્યબંધારણના કાયદા ઉપર લખનાર મિ. એ. વી. ડાઇસીએ કહ્યું હતું કે એંગ્લોઇન્ડિયન અમલદારો અંગ્રેજ લોકમતની બદલાતી લાગણીઓને માન આપી શકે નહીં; પણ એ તો ચોક્કસ છે કે તેઓ હિંદી લોકમતના પ્રતિનિધિરૂપ નથી. ઇંગ્લાંડમાં ધારામત અને લોકમત એ કાયદાને લગતા ફેરફારોના વિકાસનાં મુખ્ય અંગો છે. હાઇ કોર્ટોની સ્થાપના ને અંગ્રેજી કેળવણીની વૃદ્ધિથી પ્રાન્તોમાં ન્યાયમત સતત વધતો જાય છે. અને આ સાથે પ્રાન્તિક ધારાસભાઓની સ્થાપનાથી કાયદા કેવા પ્રકારના હોવા જોઇએ, એ માટેના મતને પોષણ મળવાની વધારે તકો મળી છે. ધર્મ અગર સામાજિક રિવાજોને લગતા તેમજ તેવીજ બાબતો માટે ખાસ કરીને કાયદા દાખલ કરવાના હોય, તો

વડી સરકાર સંભાળ લેતી, અને આવી સંભાળ જરૂરની હતી. હાલમાં જે પ્રમાણેની પ્રાન્તિક ધારાસભાઓ છે, તેઓને મજબુત લોકમતની દોરવણી વગર પોતાની મેળે પોતાને જોખમે કામ કરવું પડે છે. એટલા માટે જરૂરનું તો એ છે કે પ્રાન્તિક કાયદો થવા માટે અગત્ય છે કે કેમ, અગર તે કેવા પ્રકારનો હોવો જોઇએ, તે નક્કી કરવામાં પ્રાન્તનો લોકમત એજ સૌથી મુખ્ય અંગ જોઇએ; અને ધારાસભામાં ચુંટણીનું તત્ત્વ પ્રધાન હોય તો પછી વડી સરકારના કડક અંકુશની જરૂર પણ ન રહે. આવો અંકુશ સામાજિક ફેરફારોની વૃદ્ધિ થવા દે નહીં, પણ પ્રાન્તની લોકલાગણી અનુસાર અલેખી કાયદાની સખતાઈ હવે ઢીલી થાય એ ઘણુંજ જરૂરનું છે.

પ્રાન્તિક કાયદાની વૃદ્ધિ ન થવામાં એક હરકત તો એ છે, કે એક પ્રાન્ત કરતાં વધારે પ્રાન્તોને લાગુ પડતા હોય એવા કાયદા તથા આખા હિંદને લાગુ કરી શકાય એવો સામાજિક સામાન્ય કાયદા વડી સરકાર પોતે ઘડે, એવું તેનું વલણ વિશેષ હોય છે. કાયદા કરવા પ્રત્યે બધાજ પ્રાન્તોમાં લોકમતનું ધોરણ એક હોતું નથી. કાયદાના ઘણા અગત્યના ખરડાઓ ઉપર પ્રાન્તિક મત ઘણો જુદો પડે છે. એવું બને કે અમુક સુધારો એક પ્રાન્તના તે વખતના લોકને ગ્રાહ્ય ન હોય, અને છતાં તેજ સુધારો બીજા પ્રાન્તમાં વગર વાંધે ગ્રહણ કરવામાં આવે અને કાયદારૂપે પસાર પણ થાય. જો એક પ્રાન્તમાં અમુક કાયદો થશે તો તે ઉપર તેજ પ્રાન્તમાં પદ્ધતિસર વિચાર કરવાની વૃત્તિ થઇ આવશે, એટલુંજ નહીં, પણ બીજાં પ્રાન્તો જેઓ એટલે સુધી જઇ શકયાં નથી, તેઓ પણ તે ઉપર વિચાર કરશે. એક, પ્રાન્તમાં ધારો પસાર થશે, તે પાછળ પડી ગએલા પ્રાન્ત માટે સિદ્ધ સત્ય તરીકે વધારે ને વધારે થતો જશે. મદ્રાસ લૉ જર્નલના તંત્રી સર સી. સંકરન નાયર, જેઓ વાઇસરોયની કારોબારી સભાના એક હિંદી સભાસદ છે, તેમણે પ્રાન્તિક ધારાસભાઓને વધારે સ્વતંત્રતા હોવી જોઇએ, એ વિષે આગ્રહ-

પૂર્વક લખ્યું હતું. હિંદુધર્મના કાયદાનો કાયદારૂપે સંગ્રહ કરવો કે કેમ, એ વિષય ઉપર એ માસિકમાં આવું લખાણ હતું.

"હિમાલયથી કેપ કોમોરીન સુધી એમ આખા હિંદને લાગુ કરી શકાય એવો હિંદુના કાયદાની કોઇ પણ શાખાનો સંગ્રહ કરવો એ વાઇસરૉયની સભા માટે અસંભવિત છે. છતાં જુદા જુદા પ્રાન્તોની ધારાસભાઓ તે ઉપર કાયદા કરી શકે."

"વડી ધારાસભા કરતાં આવી સભાજ આવો કાયદો કરવા વધારે પાત્ર છે. વડી ધારાસભા કરતાં પ્રાન્તિક ધારાસભામાં જુદી જુદી કોમો તથા વર્ગોના પ્રતિનિધિઓ સારા પ્રમાણમાં હોય છે. દાખલા તરીકે અમુક કાયદો હાથમાં લેવો જોઇએ કે કેમ, એનો નિર્ણય કલકત્તાની સભા કરતાં પ્રાન્તિક સભા વધારે સંતોષકારક રીતે કરી શકે. ખરી વાત છે કે પ્રાન્તમાં જુદા જુદા વર્ગો તરફથી પ્રતિનિધિત્વ સંતોષકારક નથી; છતાં વડી ધારાસભામાં તો હાલ મદ્રાસ તરફથી એકજ બીનઅધિકારી સભાસદ બેસે છે, આવો એક પ્રતિનિધિ પણ લાંબા વખત સુધી તો નહોતો. હિંદુઓ વિશે બોલતાં એક તામિલ અને એ તેલુગુ એમ બે છે; અને એક પશ્ચિમના કિનારા તરફથી આવે છે. જો આમાં એક ઉમેરવામાં આવે તો સારો સુધારો થાય: પણ વાઇસરૉયની સભા માટે તો આવા પ્રતિનિધિત્વની પણ આશા નથી. આપણા સામાજિક સંબંધમાં કેટલી ઝડપથી ફેરફારો થાય છે તેની નોંધ પ્રાન્તિક સભાઓ વધારે સારી રીતે લઇ શકે છે; અને આ ફેરફારો શાથી થાય છે અગર આપણા કાયદાની આવા ફેરફારો ઉપર શી અસર થાય છે, તેની પણ તુલના તેઓ કરી શકે છે. આખા હિંદ સાથે સંબંધમાં હોવાનું વાઇસરૉયની સભાથી બની શકે તે કરતાં જે પ્રાન્તના લોકો માટે કાયદો ઘડવાનો હોય તેના સંબંધમાં તેમનો પ્રાન્ત વધારે સંબંધમાં હોવાનો. જો કોઇ પણ જાતનું બીલ અહીંની પ્રાન્તિક સભામાં રજુ થાય તો લોકો તેની અંતઃ પ્રવેશી ટીકા કરવાના. કલકત્તાની સભામાં તે દાખલ કરવામાં આવે તો તેટલી ટીકા થવાની નહીં. કારણ કે પ્રાન્તિક સભા ઉપર લોકમતની અસર વધારે હોવાની. આ કારણોને લીધે વડી સભામાં કાયદો પસાર થવાથી કાયદા થવાના હોય, તેની અસર તેટલાજ પ્રમાણમાં અહીં થવાની નહીં."

"અને, અમારા મત પ્રમાણે નીચે બતાવેલી હદવાળો કાયદો હિંદના એકજ ભાગ માટે લાગુ થશે, જો કે બીજા પ્રાન્તો તે માટે તૈયાર નથી,

રાજ્ય એટલું બધું વિશાળ છે, સામાજિક સ્થિતિઓ એટલી બધી જુદી જુદી છે, કે બીજા પ્રાન્તો આગળ વધવાને તૈયાર નથી માટે એક પ્રાન્તે કે એક વર્ગે ભોગ આપવાની જરૂર નથી. ઉલટું, એક પ્રાન્તનો અનુભવ બીજા પ્રાન્તોને અને આખા હિંદને પણ માર્ગદર્શક થશે. પાછળ પડી ગએલા પ્રાન્તો વધારે આગળ વધેલા પ્રાન્તોના અનુભવનાં ફળ ભોગવી શકશે, અને આખા દેશ માટે સામાન્ય સિદ્ધાન્તો ઉપર જે પ્રકારનો કાયદો જરૂરનો હાય, તેવા કાયદા પ્રત્યે આખા જમાના જેટલી કદાચ આગળ પ્રગતિ કરવા સશક્ત થશે.”

## પ્રાન્તિક કાયદાઓની વૃદ્ધિ.

તેટલા માટે વડી સરકાર અને પ્રાન્તિક સરકારો વચ્ચે કાર્યોની જેવા પ્રકારની હદ નક્કી કરવામાં આવી હોય, તેના ધોરણ ઉપર સાધારણ રીતે કાયદા બાંધવાનું કામ થવું જોઇએ. વડી સરકારનાં વડાં કાર્યોને લાગુ પડતા જે કાયદાઓ હોય તે વડી ધારાસભા એકલાજ હાથમાં લઈ શકે; બાકીના બીજા બધા જે પ્રાન્તિક કાર્યોને લગતા હોય તે પ્રાન્તિક ધારાસભાઓ પાસે રહેવા જોઇએ. ૧૯૦૮ માં મુંબાઇની સરકારે ધારાસભાની સ્વતંત્રતા માટે જે આગ્રહી વકીલાત કરી હતી, તેનું રહસ્ય આ હતું. તે યોજનાઓ પ્રમાણે, પ્રાન્તિક ધારાસભાઓની સત્તાની જે મર્યાદા નક્કી કરવામાં આવી હોય અગર જે સત્તાઓ તેમને આપવાની હોય, તેની હદમાં રહી તેઓ કાયદાઓ કરી શકે એવો પૂર્ણ અધિકાર તેમને મળવો જોઇએ. અને વડી સરકારની મંજુરી યાતો પરવાનગી એવા કાયદાની બાબતમાં મંગાવવી જોઇએ, કે જેથી વડી સરકારના વહીવટની કોઇ શાખાને લાગુ પડતા હોય. પ્રાન્તમાં લોકમતની વૃદ્ધિને લીધે તથા પ્રાન્તિક ધારાસભાઓ પ્રતિનિધિત્વવાળી બને એવો હેતુ હોવાને લીધે આવી યોજનાનો મુદ્દો સંગીન તથા બરાબર છે. આખા હિંદમાં સમાન પ્રકારના કાયદા પ્રવર્તે એવા હેતુથી પ્રાન્તિક કાયદાઓને ઉત્તેજન આપવામાં આવતું નથી. પણ આ હેતુને મર્યાદામાં રાખવામાં આવતો નથી. મિ. ભુપેન્દ્રનાથ બાસુનો દીવાની લગ્નનો કાયદોજ જુઓ. આવો કાયદો તદ્દન ઇચ્છવા

જોગ હતો; છતાં, વડી ધારાસભામાં તે સામે જબરો વિરોધ ઉઠયો: પણ જો આ બીલને એવા પ્રાન્તની ધારાસભામાં લાવવામાં આવ્યો હોત, કે જ્યાં તેવા પ્રકારનો ફેરફાર ગ્રહણ કરવાને લોકમત તૈયાર હતો, તો ઘણું કરીને તે પસાર થઈ ગયો હોત. મ્યુનિસિપાલિટીઓવાળા ગામોમાં મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરી શકાય એવું ખાનગી બીલ મુંબાઈની ધારાસભામાં લાવવા માટે વડી સરકારે હમણાં પરવાનગી આપી છે. પણ થોડા વખત ઉપર મિ. ગોખલેએ વડી ધારાસભામાં એ બીલ માટે હિમતથી અને જોશભેર વકીલાત કરી હતી, છતાં કાંઈ પણ પરિણામ આવ્યું નહોતું. વડી સરકાર આવી બાબતમાં પ્રાન્તિક કાયદા થાય એવી પરવાનગી આપે, એ પગલું બરાબર છે.

## ધારાસભાની સ્વતંત્રતા.

પણ નાણાં તથા વહીવટી સ્વતંત્રતા વગર ધારા બાંધવાની સ્વતંત્રતાથી કાંઇ શુભ થવાનું નથી. દાખલા તરીકે મફત અને ફરજિયાત કેળવણી લો. આવા દેશમાં મફત અને ફરજિયાત કેળવણી માટે નાણાં પૂરાં કરવાની જવાબદારી વડી સરકારની છે એવું અત્યારસુધી મનાતું હતું. મિ. ગોખલેના બીલનો મુખ્ય મુદ્દો એ હતો કે ખર્ચ સરકાર તેમજ સ્થાનિક સંસ્થાઓ વચ્ચે ૨/૩ ને ૧/૩ ના પ્રમાણમાં વહેંચાઈ જવું જોઇએ. હવે જો પ્રાન્તિક ધારાસભામાં મફત અને ફરજિયાત કેળવણીને લગતો કાયદો લાવવામાં આવે તો પ્રાન્તિક સરકાર આમાં ખર્ચ આપશે કે કેમ એની ચોખવટ થવી જોઇએ; કારણકે હાલમાં નાણાં સંબંધી કાંઈ પણ જાતની મદદ સરકાર આપશેજ એવા પ્રકારની ગેરંટી વગર મફત અને ફરજિયાત કેળવણીનું બીલ મ્યુનીસીપાલીટીઓ-વાળા ગામોમાં દાખલ કરવામાં આવશે, તો જે બાબત ઉપર બીલની ફતેહમંદીનો આધાર છે, તે મુખ્ય બાબત નિશ્ચિત થયા વિનાની અધુરી રહે. આવા પ્રાન્તિક સ્વતંત્રતાના સવાલનો ઘણી બાજુએથી વિચાર કરવાનો છે અને તેને આખા તરીકે ગણવાનો છે.

# બંધારણમાં ફેરફારો.

પ્રાન્તને લગતી નાણાં, વહીવટ તથા ધારાની બાબતોમાં પ્રાન્તિક સરકારોની હાલની સ્થિતિ શી છે, તે મેં ટુંકામાં જણાવ્યું છે. જે બે દસ્તાવેજો ઉપરથી પ્રાન્તિક સરકારોની સત્તાઓની મર્યાદા નક્કી કરવામાં આવી છે તે અગત્યના દસ્તાવેજોનું આપણે સ્મરણ કરીશું. શાહી કમીશન આગળ જુબાની આપતાં વડી સરકાર તરફથી સર હેર્બર્ટ રીઝલીએ આ બે દસ્તાવેજો બતાવ્યા હતા અને કહ્યું હતું કે પ્રાન્તિક સરકારો તથા વડી સરકારે વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે, તે બતાવવા માટે સદરહુ લેખોમાં લાગુ કરવામાં આવતા નિયમો છે. ૧૮૩૪ તથા ૧૮૩૮ માં કોર્ટ ઓફ ડીરેકટરોએ જે ખરિતા લખેલા તેમાં આ અંકુશનાં લક્ષણો આપેલાં છે, અને પ્રાન્તિક સરકારોની ખરી સ્થિતિ શી છે, એ સમજવા માટે મહત્વના છે. ૧૮૩૩ ના ચાર્ટર આકટ ઉપર વડી સરકારને લખતાં, કોર્ટ ઓફ ડીરેકટરોએ નીચે પ્રમાણે જણાવ્યું હતું:—

"હિંદના સર્વ ભાગો ઉપર રાજ્ય કરવાની, તથા તે રાજ્ય સારૂં નીવડે તેની જોખમદારી તમારી હોવાથી, તે સારૂં શી રીતે નીવડે એવું કરવાની બધી સત્તાની કુલ અખત્યારી તમારી છે. પ્રાન્તિક અધિકારીઓ કેટલા પ્રમાણમાં તથા કેવી રીતે રાજ્ય ચલાવવાની સત્તાઓનો અમલ કરી શકે, તથા જો સદરહુ સત્તાઓને તમારા હાથમાં રાખવામાં આવે તો કેટલા પ્રમાણમાં અને કેવી રીતે તેઓ રાજ્ય ચલાવવાની સત્તાઓનો અમલ શ્રેષ્ઠ રીતે કરી શકે, એ વિચારવાનું કામ તમારૂં છે. તમે રાજ્યના જેટલા ભાર માટે પ્રાન્તિક અધિકારીઓમાં પૂરેપૂરો વિશ્વાસ મૂકો,—કારણ કે એવા કામોની ઝીણી ઝીણી બાબતોમાં દરમ્યાનગીરી કરવી એ તમને ફાયદો કરનારૂં ન નીવડે;—અને સામાન્ય રીતે બધી વસ્તુઓ સારી સ્થિતિમાં હોય, અને કોઇ કાળે કાંઇ બને, અને તમારે વિના વિલંબે માથું મારવાની જરૂર પડે, તો તેમ કરી શકો એવી જાતની વસ્તુસ્થિતિની, તમને ખાતરી હોય તો, આ બાબતનો પુરતો ખ્યાલ લઇ, તમારે ઠીક લાગે તે નિર્ણય કરવો એવો તમારો ધર્મ છે."

"સાધારણ રીતે એ ખુબ યાદ રાખવાનું છે કે સર્વ બાબતોમાં જ્યાં રાજ્યતંત્રનો સત્તાક્રમ હોય ત્યાં વડી સત્તા તેમજ તેની હાથ નીચની સત્તાઓમાં ડહાપણ અને અનુદાત્તપણું જોઇએ. હિંદી મહારાજ્ય જેવા રાજ્ય માટે ખાસ કરીને આ સત્ય છે. વાજબી અંકુશ ક્યાં પૂરો થાય છે અને નજીવી, કંટાળાભરેલી, તથા દરમ્યાનગીરી કરનારી દખલ ક્યાં શરૂ થાય છે, તેની હદ બાંધવી એ ધારાસભાઓ માટે અસંભવિત છે. ને અમારી સુચનાઓમાં પણ અમે નક્કી કરી શકતા નથી ગવર્નર જનરલ ઇન્–કાઉન્સિલ તેમજ ગવર્નરો તેમની વ્યવહારિક બુદ્ધિનો ઉપયોગ કરી કાયદાના ખરા આત્માને અનુસરી પ્રવર્તાવશે એવી અમને આશા છે. હાથ નીચેના રાજ્યની યોગ્ય પદવી અને સત્તા કાયમ રહે, અને સાથે સાથે સર્વોપરી સત્તાને પણ બાધ ન આવે, એવી રીતે વર્તન કરવામાં આવશે, એ માટે અમને શંકા નથી.

"હાથ નીચેનાં રાજ્યો અમારી સાથે સીધો પત્રવ્યવહાર ચલાવી શકશે. પણ અમને લાગે છે કે અમારા ઉપર જે પત્રો આવે તેમાં જે અગત્યના પત્રો હોય તેની નકલો તમને તરતજ મળવી જોઇશે. આથી તેઓ શું કામ કરે છે તેનો પુરાવો તમારી આગળ રહે, અને તમે એ માટે જે સૂચના કરો તેનો લાભ પણ અમને મળી શકે, કારણ કે તમે વિના વિલંબે એના સંબંધ અમારા ઉપર લખાણ કરો એવી અમારી ઇચ્છા છે. તમારા હાથ નીચેનાં રાજ્યો સાધારણ રીતે શું કામ કરે છે તેના હેવાલ જોવા તુમારનો કેટલો ભાગ અગર અન્ય લખાણો તમને નિયમસર મળવા જોઇએ, એ તમારી ઇચ્છાની વાત છેઃ કાંઇ પ્રસંગ ઉભો થાય અને તમારે તપાસ કરવાની હોય અને તે માટે તમારે બીજા લેખી પુરાવા જોઇએ, તો તે પણ તમારે નક્કી કરવાનું છે."

૧૮૩૮ માં કોર્ટ ઓફ ડીરેકટરોએ ફરીથી હિંદી સરકાર ઉપર ખરિતો મોકલેલો તેમાં જણાવ્યું હતું કેઃ—

"વિલિયમ ચોથાના કાયદાઓના ને ૪ ભાગના ૮૫ પ્રકરણમાં ૮૫ કલમથી બધા પ્રાન્તોને લગતા દીવાની તેમજ લશ્કરી વહીવટના સંબંધની સર્વ બાબતોમાં હાથ નીચેનાં રાજ્યો ઉપર દેખરેખ રાખવાની તથા અંકુશ ધરાવવાની પૂર્ણ સત્તા ગવર્નર–જનરલની છેઃ આ ગૌણ રાજ્યોએ બધીજ બાબતોમાં ગવર્નર જનરલના હુકમો તેમજ લખાણોને માન આપવાનું છે; અને તેને (ગવર્નર જનરલને) પોતાની ફરજ અદા

કરવા દેખરેખની તથા અંકુશની જે સત્તા અદા કરવી પડે, તે માટે ૫૮ મી કલમ પ્રમાણે ગૌણુ રાજ્યો પોતાના રાજ્યોમાં જે હુકમો તથા કાયદાઓ પસાર થવાના હોય તે બધાની ખરી નકલો ગવર્નર જનરલ ઇન્-કાઉન્સિલને નિયમસર મોકલવી; વળી જે કામો જણાવવા જેવાં જણાય તે, અગર ગવર્નર જનરલ ઇન-કાઉન્સિલ જે જે વખતે માગે તે સર્વ તે વખતે જણાવવું."

ખરે, ગવર્નર જનરલ ઇન્-કાઉન્સિલ તેની હાથ નીચેના પ્રાન્તોના પ્રાન્તિક રાજ્યવહીવટની ઝીણી વિગતમાં ઉતરીને માથું મારે તે અનિષ્ટ તેમજ અવ્યવહારૂ છે; છતાં કોર્ટ ઓફ્ ડીરેકટરોના મત પ્રમાણે જે લોકનું નસીબ તેમને સ્વાધીન કરવામાં આવ્યું હોય, અને તેમને લગતો અમુક કાયદો પસાર કરવાનો હોય, જે તેમના અભિપ્રાય મુજબ પ્રાન્તને અગર આખા રાજ્યને નુકસાનકારક હોય, અને આમ છતાં કોઇ પણ જાતની ટીકા વગર તથા ખપ પડે તો તેમની અસરકારક દરમ્યાનગીરી વગર તે કાયદો પસાર થઇ જાય,-જો આવું પરિણામ આવે, તો ગવર્નરજનરલે પોતાની ફરજ બરાબર બજાવી ન કહેવાય. પ્રાન્તિક રાજ્યો જોડે હિંદની સરકાર કેવા સંબંધમાં છે, તે માટેના સાધારણ સિદ્ધાન્તોનું કાયદેસર કથન આ વચનમાં સમાયલું છે, તેટલા માટે હિંદની સરકાર પ્રાન્તોમાં જે કાંઇ બને તેને માટે જવાબદાર છે. કયી બાબતો પ્રાન્તિક સરકારોને મુખ્ય કરીને સોંપી શકાય કે જેથી ખાસ અપવાદરૂપેજ એવી બાબતોમાં તેઓ દરમ્યાનગીરી કરી શકે, તથા કયી બાબતોમાં તેઓનો અંકુશ વધારે ઝીણો અને સતત હોવો જોઇએ, આનો વિવેક કરવો હિંદી સરકારના હાથમાં છે. ઉપર બતાવેલા કાયદાના તથા ખરિતાઓના આધારે વડી તથા પ્રાન્તિક સરકારો વચ્ચે હાલનાં કાર્યોની વહેંચણ થઈ છે.

## શાહી કમીશનના વિચારો.

૧૮૩૩ તથા ૧૮૩૪ માં જ્યારે હિંદી રાજ્ય ઐકય પામવાની ગતિમાં હતું, ત્યારે પ્રાન્તિક રાજ્યોની પૂર્ણ પરાધીન અવસ્થા

હોવી એ જરૂરનું હશે. પણ હાલની વ્યવસ્થા પૂરેપૂરી અકાલીન થઇ પડી છે. શાહી કમીશને પ્રાન્તિક સરકારોની સ્થિતિનું ટુંકું વર્ણન આ પ્રમાણે કર્યું છેઃ

તેઓએ જણાવ્યું હતું કે હિંદની સરકાર "ભૂતકાળમાં કાર્ય-સાધકપણાના વિચારોથી લેવાઇ ગઇ હતી. તેમના હાથ નીચેના એજન્ટોમાં જવાબદારીની તીવ્ર બુદ્ધિ વિકાસ પામે, તથા પ્રાન્તિક લાગણીઓ અને ઉતરી આવતા રિવાજો પ્રત્યે પુરતું વજન આપવું જોઇએ, આવી અગત્ય જરા પણ સરકારે વિચારી નથી. વર્તમાન રાજ્યવ્યવસ્થામાંથી ઉત્પન્ન થતાં નિઃશંક અનિષ્ટો પ્રત્યે તેમને તિરસ્કાર બતાવ્યો હતો. તેઓએ એવો મત જાહેર કર્યો હતો કે જો હિંદી રાજ્યો હાથ નીચેના હોદ્દેદારોના કામોની નિરૂપયોગી વિગતોમાં દખલ કરતાં બંધ પડે, તો કામનો બોજો ઘણો હલકો થઇ જાય. દખલ થવાથી તો ઘણાં કામોમાં એવું બને છે કે વહીવટી સત્તાની રૂઇએ જે કામ પહેલી સ્થિતિએ ક્યારનુંએ પુરૂં થઇ ગયું હોય છે, તે ફરી ફરીને કરવું પડે છે. તેઓએ એવી ભલામણ કરી હતી કે પ્રાન્તિક રાજ્યોને તેમજ તેમના હાથ નીચેના હોદ્દેદારોને જે વિગતવાર રાજ્યવહીવટ સુપ્રત કરવામાં આવ્યો હોય તે મક્રમપણે વધારવો; વળી રાજ્યના સાધારણ કામમાં વધતા જતા બોજાનો નીવેડો નિર્ણિતપણે આણી શકે, એનો સ્વીકાર કરવો; આવી જાતની તેમની ભવિષ્યની રાજનીતિ હોવી જોઇએ."

મેં એક કરતાં વધારે વખત કહ્યું છે કે પ્રાન્તિક સર-કારોની સ્વતંત્રતા સિદ્ધ કરવી હોય તો કાયદો ઘડીને તેમનાં કાર્યો તથા સત્તાની વહેંચણ ફરીથી કરવાથી ઇષ્ટ સુધારો થઈ શકશે.

## ૧૭૭૩ નો રેગ્યુલેટિંગ કાયદો.

૧૭૭૩ નો રેગ્યુલેટીંગ કાયદો પસાર થયો તે અગાઉ બંગાળા, મુંબાઇ તથા મદ્રાસના પ્રાન્તો એકમેકથી ખરી રીતે સ્વતંત્ર હતા. દરેક રાજ્ય પોતાના રાજ્યમાં પૂર્ણ રીતે સ્વતંત્ર હતું અને તે ફક્ત ઇંગ્લાંડમાં વસતી કંપની સરકારને જવાબદાર હતું. ૧૭૭૩ ના રેગ્યુલેટિંગ કાયદાથી બીજા પ્રાન્તો ઉપર બંગાળાનું આધિપત્ય નક્કીપણે જાહેર કરવાં આવ્યું હતું. ખાસ કરીને નવી લડાઈ કરવી હોય, સલાહ કરવી હોય, કરારો કરવા

હોય તો બીજા બે પ્રાન્તોના પ્રેસીડેન્ટ તથા તેની સભા ફોર્ટ-વિલિયમ (કલકત્તા)ના ગવર્નરજનરલને વશ વર્તતા. ૧૭૯૩ ના કાયદાથી બીજા બે પ્રાન્તોના દીવાની તથા લશ્કારી ખાતા ઉપરનો અંકુશ વધારે સખત કરવામાં આવ્યો. નવા મૂલકોની પ્રાપ્તિ-દેશના જુદા જુદા પ્રદેશોમાં લડાઇઓ ઉપરની દેખરેખ, અને હિંદમાં અંગ્રેજી રાજ્યનો જમાવટ, આ સર્વને લીધે વડી સરકારના હાથ વધારે મજબુત બનાવવાની જરૂર પડી. અને આખરે ૧૮૩૩ નો ચાર્ટર એકટ પ્રસિદ્ધ કરવામાં આવ્યો કે "ઉપર જણાવેલા સર્વ મૂલકો ઉપેર સર્વ દીવાની તથા લશ્કરી રાજ્ય ઉપર તથા હિંદના મહેસુલ ઉપર દેખરેખ રાખવાની, તેને દોરવાની તથા તેના ઉપર અંકુશ ધરાવવાની કુલ સત્તા ગવર્નર જનરલ અને તેના સભ્યોમાં આથી આરોપિત કરવામાં આવે છે ને આવશેઃ તેઓ 'હિંદના ગવર્નર જનરલ ઇન્–કાઉન્સિલના' નામથી ઓળખાશે." ૧૭૯૩ ના કાયદામાં પ્રાન્તો ઉપરની સત્તાને લગતી જે કલમો હતી, તેનો ૧૮૩૩ ના કાયદાની ૬૫ તથા ૬૭ મી કલમોમાં પણ વિસ્તાર કરવામાં આવ્યો છે.

## ૧૮૩૩ નો ચાર્ટર એકટ.

૧૮૩૩ નું બીલ જ્યારે વિચારમાં હતું, ત્યારે તે તરફ લક્ષ ખેંચાયું હતું. આ બીલથી પ્રાન્તિક રાજ્યોના વહીવટ તથા ધારાને લગતી સ્થિતિ પરાધીન કરી દેવામાં આવી હતી. આજ બીલ પછીથી ૧૮૫૮ માં ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા એકટ રૂપે પસાર થયું હતું. મિ. ગ્લેડસ્ટને મિ. હાલીડેનો અભિપ્રાય યાદ કર્યો હતો કે દેશીઓ પોતે જાતે રાજ્ય ચલાવવાને લાયક થાય, એવી રીતે તેમને તૈયાર કરવા, એ ગ્રેટ બ્રિટનનો આ દેશ છે. તેનો એવો મક્કમ વિચાર હતો કે હિંદના રાજ્યવહીવટ અર્થે કાયદા કરવા માટે ગમે તે વ્યવસ્થા કરવામાં આવે, પણ તે એવી હોવી જોઇએ કે દેશીઓ તેમની શક્તિ અનુસાર રાજ્ય કરવાને કામમાં ભાગ લઈ શકે, અને તે દ્વારા તેઓને બહાર લાવી શકાય. તેની દલીલ એવી હતી કે જેઓ હાલ હિંદના રાજ્ય માટે છેવ-

ટનો ચુકાદો કરવા માગે છે તેઓ કોઈ પણ જાતનો કાયદો ઘડતાં, આ વિચાર તરફ પૂરેપૂરૂં લક્ષ આપશે, એટલુંજ નહીં પણ આ વિચારને કાયદાના એક ભાગરૂપે બનાવશે: જો આમ થશે તોજ આવો કાયદો થોડો ઘણો પણ કીમતી નીવડશે. છતાં તેણે આગળ બોલતાં એવું પણ જણાવ્યું હતું કે હાલમાં હિંદમાં સ્થાપિત કાયદાની સામે સરકાર વિરૂદ્ધ હથિયાર લઇને ઘણા માણસો ઉભા થએલા છે: માટે દેશની આવી અનિશ્ચિત સ્થિતિમાં આ દૃષ્ટિ તરફ જોઇએ તેવું લક્ષ આપી શકાય એમ નથી.

## ૧૮૫૮ માં મિ. ગ્લેડસ્ટનના વિચારો.

સરકારે કાયદો પસાર કર્યો તેમાં પ્રાન્તિક રાજ્યોના બંધારણ વિશે બોલતાં, મિ. ગ્લેસ્ટને એવીજ વજનદાર ટીકાઓ કરી હતી, જે હાલમાં ઘણી રસિક થઈ પડશે. તેણે કહ્યું હતું કે:—

"આપણને લાગે છે કે જાણે એક ઘડીઆળ જેવા યંત્ર સાથે આપણે કામ કરવાનું છે અને તેથી હિંદ માટે કાયદો ઘડતાં પ્રાન્તિક રાજ્યો વિશે વિચાર કરવાનો અવકાશ નથી. પણ, પાર્લામેન્ટ અગાઉ આવો મત ધરાવતી નહોતી. હિંદના પ્રાન્તિક રાજ્યને લગતા મુખ્ય સવાલોનો ફડચો આવી ગયો છો અને તેથી તેમને પાછળ ફેંકી દેવામાં તથા ઇતર બાબતો હાથમાં લેવામાં કશી હરકત નથી, એવો મત હિંદના જેઓ સારી રીતે ભોમીઆ છે તેઓ ધરાવતા નથી. દરેક પ્રાન્તમાં પ્રાન્તિક રાજ્ય સ્વતંત્રતાના ધોરણ ઉપર રચાવું જોઇએ, કે એક સરકારના હાથમાં કુલ સત્તા સોંપી કલકત્તાના ગવર્નર જનરલના હાથ નીચે પ્રાન્તિક રાજ્યને પુરેપુરૂં મૂકવું, એ સવાલ ઘણોજ ચર્ચાયો છે. પૂર્વે પ્રાન્તિક રાજ્યો ઘણીજ સ્વતંત્રતા ભોગવતાં; કારણ કે હિંદ જોડે ઇંગ્લાંડ સંબંધમાં આવ્યું તે વખતના ઇતિહાસમાં કલકત્તા સર્વોપરી સત્તાનું મથક નહોતું. પણ આ સ્વતંત્રતા ૧૮૩૩ માં ઘણી ખંડિત થઇ. હાલ પ્રાન્તિક રાજ્યો એ બે પ્રકારની પદ્ધતિઓનું સંમિશ્રણ છે, આ કંઇક એવુંદુ છે. દરેક પ્રાન્તિક રાજ્ય પોતામાં પૂર્ણ છે. જે મૂલક ઉપર ગવર્નર અધિપતિ તરીકે બિરાજે છે, તે ઉપર જાણે તે સ્વતંત્રપણે રાજ્યકારભાર ચલાવતો હોય તેમ તેને મદદ કરનાર સભ્યો છે; બીજી રીતે તેની સ્વતંત્ર સત્તાઓને અત્યંત ઘટાડી દેવામાં આવી છે. સાધારણ રીતે

બોલતાં, તે ઉપ—ગવર્નર છે, જે ગવર્નર જનરલ જેટલી સત્તા આપે તેટલીજ ધારી શકે છેઃ વળી સાથે સાથે તેને પોતાની સભા છે, જે ઉપરથી એમ લાગે છે કે જાણે તે સ્વતંત્ર અમલ ધરાવતો હોય. આપણે અત્યારે હિંદના આખા રાજ્યને ફરીથી ઉકેલી જોઇએ છીએઃ આવે પ્રસંગે હિંદી રાજ્ય એકહથ્થુ બનાવવું કે કેટલાક પ્રાન્તો અમુક હદ સુધી સ્વતંત્ર બને એવું કરવું, તેનો વિચાર ખરે આપણે કરવો ઘટે. જો તમે એમ ધારતા હો કે હિંદી રાજ્ય એકહથ્થુ સત્તાવાળું બનાવવું, તો સવાલ એ ઉભો થાય છે કે નાના પ્રાન્તોના ગવર્નરોને સભાઓ સોંપવી કે કેમ, કારણ કે એ ઉપરથી તો એમ જણાય કે તેઓ સ્વતંત્ર રાજ્યકારભાર ચલાવે છે; અગર તો તેઓને કલકત્તાની વડી સભા જ્યાં તેમને લાગતી વળગતી મહત્વની બાબતોનો નિર્ણય કરવામાં આવવાનો હોય તેમાં તેમને પ્રતિનિધિ તરીકે બોલાવવા કે નહીં; આ સવાલ ઉભો થાય છે. આ સવાલો ઘણાજ ગંભીર છે અને હિંદી રાજ્યનો સવાલ વિચારતાં બરાબર રીતે લાગુ પડે છે; કંપની સરકારનો ચાર્ટર તાજો કરતા અગાઉ આનો વિચાર કરવામાં આવ્યો હતો. આવું છતાં, હાલની સરકારે તેમજ માજી સરકારે આ ઉપર કાંઇ પણ ચોક્કસ અભિપ્રાય આપેલો નથી.”

## મિ. જોન બ્રાઇટ.

વળી મિ. જોન બ્રાઇટે અનેકહથ્થુ સત્તાવાળાં પ્રાન્તિક રાજ્યો ઉપર ઘણો ભાર મૂક્યો હતો. તેણે કહ્યું હતું કેઃ “સરકાર તેમજ કમિટી સમક્ષ એક વાત લાવવા ઇચ્છું છું અને એજ વાત ઉપર હું મુખ્ય આધાર રાખીશ. મારા માનવા પ્રમાણે સાધારણ પ્રગતિ મારફત કોઇ પણ જાતનો સુધારો કરવામાં આવે તો તેથી વ્યવસ્થા તૂટી જશે નહીં. તમારા રાજ્યને તમારે ફક્ત અનેકહથ્થુ સત્તામાં વહેંચી દેવાનું છે. તમારે હિંદમાં સુધારાનું એક પણ પગલું ભરવું હોય તો ફીરંગી લોકનીજ એક ભાષા જાણનારની પ્રાન્તના ગવર્નર તરીકે નિમણુક કરવી અને સાધારણ ફીરંગીઓથી કંઇક વિશેષ બુદ્ધિવાળા ફીરંગીઓની તેના હાથ નીચેના અધિકારીઓ તરીકે નિમણુક કરવી! હિંદ ઉપર ઇંગ્લાંડ કેટલા વખત સુધી રાજ્ય કરવા માગે છે, એ સવાલ છે. આ સવાલનો કોઇ જવાબ દેતો નથી, અને કોઇ જવાબ દઈ શકે એમ નથી. ભલે તે ૫૦ વર્ષ લગી ચાલે અગર ૧૦૦ વર્ષ લગી ચાલે; પણ સાધારણ અક્કલવાળો કોઈ પણ માણસ શું એવું માની શકશે કે જુદી જુદી જાતની વીસ પ્રજાવાળો તથા

વીસ ભાષાવાળો દેશ સદાને માટે એક સમૂહમાં બાંધી શકાય ? અને એકતા પામેલા તથા ચિરંજીવ થએલા એક મહારાજ્યમાં જમાવી શકાય ? આવી વસ્તુ તદ્દન અસંભવિત છે, એમ હું માનું છું. છતાં આપણે યત્ન કરીશું તો ભવિષ્યમાં હારવાના: આપણે આ દૃષ્ટિથી ભવિષ્ય ઉકેલવાનું છે." મિ. બ્રાઇટના મત પ્રમાણે એક રાજ્ય હેઠળ આખા હિંદના જુદા જુદા ભાગોને એક કરવા એ અસંભવિત છે. તેની યોજના એવી હતી કે દરેક પાંચ જુદા જુદા પ્રાન્તોનું રાજ્ય જુદું જુદું અને લગભગ સ્વતંત્ર હોવું જોઇએ; અને આ રાજ્યો સીધાં ઈંગ્લાંડની સરકારને અધીન રહે. ગવર્નર જનરલ ઈન્-કાઉન્સિલ નીચેનું વડી સરકારનું રાજ્ય નાબૂદ થવું જોઇએ. જે ત્રણ બીલો તથા ઠરાવો લાવવામાં આવ્યા હતા, તેમાં એવી કોઇ પણ દરખાસ્ત ઘુસાડવામાં આવી નહોતી,--કે હિંદના બળવાથી એવી અપવાદરૂપ સ્થિતિ ઉત્પન્ન થવા પામી છે, જેને પહોંચી વળવા કામચલાઉ એક વર્ષ માટે એવું બંધારણ બાંધવું કે કોર્ટ ઓફ ડીરેકટર્સ એક સભામાં બદલાઇ જાય અને સામ્રાજ્યનો જવાબદાર પ્રધાન નામદાર રાણીના નામમાં હિંદનું રાજ્ય ચલાવે. મિ. ગ્લેડસ્ટને કહ્યું હતું કે જો આ માર્ગ લેવામાં આવ્યો હોત, તો હિંદી રાજ્યના સવાલોની તથા બંધારણની તપાસ વધારે સંતોષકારક રીતે તેમજ વધારે સંગીનપણે લેવા પાર્લામેન્ટ સશક્ત થઇ શક્ત.

## લોર્ડ સ્ટેન્લી.

સરકારની તરફેણમાં બોલતાં લોર્ડ સ્ટેન્લીએ પાર્લામેન્ટને કહ્યું કે બે સવાલો અને તે પણ એક બીજાથી તદ્દન જુદા એવા બે સવાલો વિચારવાના છે: જેવા કે, હિંદમાં હિંદનાં કામોને લગતો રાજ્યવહીવટ, અને તે વહીવટ કરનારનું બંધારણ, જે ઈંગ્લાંડમાં રહી હિંદના રાજ્ય ઉપર સામાન્ય નિર્દેશ અને અંકુશનો અમલ કરી શકે. તેમને મુખ્ય કરીને બીજા સવાલનો વિચાર કરવાનો છે. દેશીઓની સામાજિક સ્થિતિમાં ઉન્નતિ થાય, તથા તેમને રાજ્યકીય સત્તા મળે, એ બન્નેની જરૂરિયાત વિશે

મિ. ગ્લૅડસ્ટને જે ટીકા કરી છે, તે સાથે તે પૂરેપૂરા સંમત છે; પણ તે એવા મતનો છે કે જે વખતે હિંદના વતનીઓની સરકાર સામે વૈરભાવની લાગણીઓ છે, તેવો વખત આવા સવાલોની વિચારણા માટે અનુકૂળ નથી. તેટલા માટે મિ. ગ્લૅડસ્ટને જે ઘણો વિશાળ મુદ્દો ઉઠાવ્યો છે તેનો ઉતાવળે વિચાર કરી નાખવો, એ ઠીક નથી. ભવિષ્યની કોઈ પણ પાર્લામેન્ટ અગર પ્રધાન આ આખા વિષયને તેના સર્વગ્રાહી રૂપમાં વિચાર ચલાવવાને મુખત્યાર છે. આમ ૧૮૫૮ માં ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ પાર્લામેન્ટમાં પસાર થયો તે દેખીતી રીતે એક જરૂરિયાતનો કાયદો હતોઃ છતાં, હિંદ માટેનું સ્વરાજ્ય અને પ્રાન્તો માટેની પૂર્ણ સ્વતંત્રતા, આ જેઓએ ૧૮૫૮ માં પાર્લામેન્ટના વિવેચનોમાં ભાગ લીધેલો તેમના મનમાં હાજર હતાં.

## ત્યાર પછીના કાયદા.

આમ ખરી રીતે ૫૦ વર્ષ પછી આપણે જેવી સ્થિતિમાં હતા તેવી સ્થિતિમાં છીએ. પ્રાન્તિક રાજ્યોના બંધારણની શી સ્થિતિ છે, તે તપાસવાની તસ્દી નથી લીધી પાર્લામેન્ટે યા તો નથી લીધી કોઇ અંગ્રેજ પ્રધાને! આ પછી જે જે સુધારા પસાર થયા છે તે ઘણા ખરા હિંદી પ્રધાનની સત્તાને લાગુ પડે છે, અને પ્રાન્તોની રાજ્યબંધારણની સ્થિતિ ૧૮૫૮ માં જેવી નક્કી કરવામાં આવી હતી, તેમજ આજે પણ કાયમ રહી છે, એટલે કે તે હિંદી સરકાર તથા હિંદી પ્રધાનને તદ્દન પરાધીન છે. ૧૯૧૫ માં ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ જે એક સુરચના કરવા માટેનો કાયદો હતો, તેમાં પ્રાન્તિક રાજ્યોની સ્થિતિ બરાબર તેજ શબ્દોમાં વર્ણવામાં આવી છે. તે કાયદાની ૩૩ ને ૪૫ મી કલમમાં સ્પષ્ટ જણાવ્યું છે કે "હિંદના દીવાની તથા લશ્કરી રાજ્ય ઉપરની દેખરેખ, સત્તા તથા અંકુશ ગવર્નર જનરલ ઇન્-કાઉન્સિલને આપવામાં આવ્યાં છે, જેને હિંદી પ્રધાનના સઘળા હુકમોને તાબે વર્તવું પડે છે, તથા દરેક પ્રાન્તિક રાજ્યને ગવર્નર જનરલ ઇન્-

કાઉન્સિલના હુકમોને માન આપવાના હોય છે, તથા જે જે બાબત જણાવવી જરૂરની જણાય તથા જે માટે ખબર માગવામાં આવી હોય તેનો તથા સર્વ કાર્યોના હેવાલોની ખબર ખંતપૂર્વક આપવાનો હોય છે, અને પ્રાન્તોને લગતી સઘળી બાબતોની દેખરેખ, સત્તા તથા અંકુશને વશ વર્તન કરવું પડે છે." હિંદી પ્રધાન તથા ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલની સાથે પ્રાન્તિક રાજ્યો કેવા સંબંધમાં છે તે આ કલમો ઉપરથી જણાય છે.

હિંદમાં પ્રાન્તિક રાજ્યોનું બંધારણ બરાબર થાય તો સારૂં તે માટે ગ્લેડસ્ટનને તથા બ્રાઇટને જે અગમચેતી હતી તેને ૫૦ કરતાં પણ વધારે વર્ષ થયાં. જો આ દેશમાં સ્વરાજ્યનો પાયો નાંખવાનો હોય તો હિંદના રાજ્યબંધારણમાં પ્રજાકીય તત્ત્વને મજબૂત કરી, પ્રાન્તિક રાજ્યો સ્વતંત્ર થાય, એવી જાતની યોજના થવાથીજ બની શકશે. એવું કહેવાય છે કે જ્યારે કોઈ અપવાદો ઉભા થાય છે, ત્યારે સંજોગોના દબાણને લીધેજ અંગ્રેજ કાયદાબાજો કલમને એક ગોદે ન્યાયસિદ્ધ અને જરૂરી પરિણામો નિપજાવનાર કોઇ મહાન સિદ્ધાન્તને અમલમાં લાવવા પ્રેરાય છે. જે સિદ્ધાન્ત માટે આપણે લડીએ છીએ તે સિદ્ધાન્તને વિખ્યાત રાજપુરૂષોએ ૧૮૫૮ ના કાયદા વખતે ચર્ચામાં ભાગ લઇને ૫૦ વર્ષ અગાઉ નક્કી કર્યો છે.

---

# પ્રકરણ ૧૧ મું.

## પ્રાન્તિક ધારાસભાઓ.



### બંધારણ અને સંખ્યા.

"તે નામદાર ઉમરાવે ગઈ રાત્રે કહ્યું હતું કે ગમે તેમ હો પણ સતત અલ્પમતિમાં હોવું, એ કાંઇ મહાન કષ્ટરૂપ નથી, અને તેને એવી સ્થિતિમાં હોવા છતાં ચિરંજીવ શી રીતે થઈ શકાય છે, એ બનાવવા દૃષ્ટાંતરૂપે પેલા આંકડા બતાવ્યા હતા. મારા ઉમરાવ સાહેબ, કેટલીક વેળા દેખાવો ઠગારા હોય છે; ભવે મીઠી મઝાક કરીએ, પણ જો હમેશજ આપણા મત વિરૂદ્ધજ કામ થતું હોય તો સામાન્ય ચારિત્ર્ય ઉપર સ્વભાવ અને મન ઉપર કેવી માઠી અસર થાય છે, તેનો જો નામદાર ઉમરાવને અનુભવ ન હોય તો ભલે તે કલ્પના કરે. હું ઘણા ગંભીરપણે કહું છું કે અમે હોદ્દા ઉપર આવ્યા તે અગાઉના દશ વર્ષ લગી અમારી જે સ્થિતિ થઈ હતી તેમાં જો નામદાર ઉમરાવ હિસ્સેદાર હોત, તો હું કહું છું તે કેટલું સાચું છે તે તેઓ નામદાર સમજી શકત. તે દશકાના અંતમાં અમારામાંના ઘણા ખરાનો જાહેર જીવનમાંથી રસ ઉડી જવા માંડયો હતો, અને એવું લાગતું કે આના કરતાં તો બગીચા ઉછેરવા એ વધારે બહેતર, અને જો નાણાંને લગતો આ જરૂરનો પ્રશ્ન કે જેથી આ સભાના કામકાજમાં નવું ચેતન આવ્યું, તે ઉભો થયો ન હોત તો મને ખાતરી છે કે કેટલાકે સંબંધ તોડી પણ નાંખ્યો હોત.

(અર્લ ઑફ ક્રૂ, ઈન્ડિયન કાઉન્સિલ બીલ, ઉપર ચર્ચા. ૧૯૦૯)

વખત જતાં હિંદ સંપૂર્ણ સ્વતંત્રતા માટે સ્વાનુભવ કરવા સ્વરાજ્યની પ્રાપ્તિ કરે, આ સવાલમાં એક વાત સમાએલી છે: કારોબારી ખાતા ઉપર હાલ ઉચ્ચ પ્રકારના અમલદારી વર્ગનો કાબુ ચાલે છે, તેને ઠેકાણે પ્રજાકીય કાબુ આવવો જોઇએ. લોકનિયુક્ત સભાસદોએ સુધારાની જે ટીપ મોકલી છે તેમાં તેમને બતાવ્યું છે કે ૧૮૩૩ થી ૧૯૦૯ સુધી હિંદનું રાજ્ય તદ્દન

પરદેશી અને પ્રજાને અલ્પ અંશે પણ જવાબદાર નહીં એવા અમલદારોથી ચાલતું આવ્યું છે. આવો મહાન પરિવર્ત સત્ય કરવો હોય તો એક ચોક્કસ પગલા તરીકે જે મહાન સંક્રાન્તિનો કાળ માથા ઉપર ઝઝુમી રહ્યો છે, તેને લાયક એવું કરવું જોઇએ કે ધારાસભાઓની સંખ્યા તથા તેનાં કાર્યોને વધારી તેનું બંધારણ ફરીથી રચાય.

## સંખ્યા.

પહેલું, પ્રાન્તિક ધારાસભાઓની સંખ્યા કેટલી હોવી જોઇએ એ સવાલ છે. આગળ બતાવવામાં આવ્યું છે તેમ મદ્રાસ, મુંબાઈ, બંગાળા, સંયુક્ત પ્રાન્ત, બિહાર ને ઓરીસાની હાલની વધારેમાં વધારે સંખ્યા ૫૦ ની છે; પંજાબ, મધ્યપ્રાન્ત, આસામ ને બ્રહ્મદેશની ૩૦ ની છે. નાનાં પ્રાન્તોમાં હાલની ખરી સંખ્યા આથી ઓછી છે. રાષ્ટ્રીય કોંગ્રેસ તથા લીગની યોજના એવી ભલામણ કરે છે કે મોટા પ્રાન્તો માટે સંખ્યા ૧૨૫ ની તથા નાનાં પ્રાન્તો માટે ૫૦ થી ૭૦ સુધીની હોવી જોઇએ. અહીં એ પણ જણાવવું જોઈએ કે મિ. ગોખલેની યોજના પ્રાન્તિક ધારાસભાઓ માટે ૭૫ થી ૧૦૦ ની વચ્ચે સંખ્યા નક્કી કરે છે. જુદા જુદા પ્રાન્તોના વિસ્તાર તથા સંખ્યા તરફ જોતાં, એમ લાગે છે કે કોંગ્રેસ-લીગની ધારા સભાઓ માટેની સંખ્યાના ઠરાવો જો કાંઇ ચુક કરતા હોય તો તે એ છે કે સંખ્યા ઘણીજ સમધારણ છે ને હાલ કરતાં સંખ્યા ફક્ત બમણીજ થાય છે.

હાલ જે પ્રાન્તોમાં ધારાસભાઓ છે, તેનું ક્ષેત્રફળ તથા સંખ્યા નીચે પ્રમાણે છે:—

| પ્રાન્તો. | ક્ષેત્રફળ—ચોરસ મૈલ. | વસ્તી. |
|---|---|---|
| મદ્રાસ, | ૧૪૧,૭૨૬ | ૪૧,૪૦૫,૪૦૪ |
| મુંબાઈ, | ૧૨૩,૦૬૪ | ૪૯,૬૭૨,૬૪૨ |
| બંગાળા, | ૭૮,૪૧૨ | ૪૫,૪૮૩,૦૭૭ |

| | | |
|---|---|---|
| સંયુક્ત પ્રાન્ત | ૧૦૭,૧૬૪ | ૪૭,૧૮૨,૦૪૪ |
| બીહારને ઓરીસા | ૮૩,૨૦૫ | ૩૪,૪૯૦,૦૮૪ |
| પંજાબ | ૯૭,૨૦૯ | ૧૯,૯૭૪,૯૫૦ |
| મધ્ય પ્રાન્ત ને બીહાર | ૧૦૦,૩૪૫ | ૧૩,૯૧૬,૩૦૮ |
| આસામ | ૫૨,૯૫૯ | ૬,૭૧૩,૬૩૯ |
| બ્રહ્મદેશ | ૨૩૦,૭૩૮ | ૧૨,૧૧૫,૨૧૭ |

આ ઉપરથી જોઇ શકાશે કે સંયુક્તરાજ્ય કરતાં મદ્રાસ, મુંબાઈ અને બ્રહ્મદેશ, કદમાં મોટાં છે. વસ્તીમાં પણ બંગાળા, સંયુકતપ્રાન્ત તથા મદ્રાસ સંયુકતરાજ્યની લગભગ બરાબર છે. હાલની યોજના સ્વીકારવામાં આવે તો દર દશ લાખની વસ્તીએ અડસટ્ટે ૨ પ્રતિનિધિઓ આવે, જ્યારે સંયુકતરાજ્યમાં દશ લાખની વસ્તીએ અડસટ્ટે ૧૫ પ્રતિનિધિઓ આવે છે.

## પ્રતિનિધિત્વનો સિદ્ધાન્ત.

કોંગ્રેસ–લીગની યોજના એવી છે કે પ્રાન્તિક ધારાસભાઓના સભ્યો બને તેટલા વિશાળ પાયા ઉપર સીધા પ્રજાથી ચુંટાવા જોઇએ. હરકોઈ ઠેકાણે પ્રજાકીય સંસ્થાઓની ફતેહમંદી પ્રતિનિધિત્વ કેવા વિશાળ પાયા ઉપર છે, એ ઉપર આધાર રાખે છે, એટલે કે, મતદાર મંડળોનું બંધારણ કેવું છે તથા બને તેટલા માણસોને મત આપવાની છૂટ છે કે કેમ, એ ઉપર આખરે આધાર રાખે છે; પણ વર્તમાનનો વિચાર કરતાં આપણે ભૂતકાળ ભૂલી જવાનો નથી, અને આપણે ચુંટણીની હાલની રચના તરફ અલક્ષ કરી શકતા નથી. પ્રતિનિધિત્વ માટે કેવી પદ્ધતિ હોવી જોઇએ એ સવાલની ચર્ચા ૧૮૯૨ નો કાઉન્સિલ એકટ પસાર થયો તે અગાઉ કરવામાં આવી હતી, તથા ત્યાર પછી પણ આ વિશે વારંવાર વિચાર કરવામાં આવ્યો છેઃ ૧૮૯૨ માં જે સિદ્ધાન્તો નક્કી કરવામાં આવ્યા હતા તેને આધારે મુખ્યત્વે હાલની ચૂંટણીની રચના રચવામાં આવી છે. ૧૮૮૬ માં તથા તે અરસામાં લોર્ડ ડફરીનની સરકારે ધારાસભાઓને મોટી

કરવા માટે ચર્ચા કરી હતી. તે વખતે અમલદારી મત એવો હતો કે "હિંદ એ જુદી જુદી જાતો, પ્રજાઓ, ધર્મો જેઓ એક બીજાથી ઘણી રીતે જુદા પડે છે, તેનો સમૂહમાત્ર છે, આ સત્યને સારી રીતે સમજવું ને તેનો સ્વીકાર થવો જોઇએ અને પછી સભાઓનું ચાલતું બંધારણ ઢીલું બનાવવાનો રસ્તો" નક્કી કરવો જોઇએ. સર ચાર્લ્સ ઍટકિન્સને એવું જણાવ્યું હતું કે બહુવિધ અને વિરોધી હિત ધરાવતી પ્રજા, ધર્મો, જ્ઞાતિઓ અને પંથોમાં વહેંચાઈ ગએલી હોવાથી, જે અર્થમાં યુરોપમાં પ્રતિનિધિત્વ કહેવામાં આવે છે, તે અર્થમાં અહીં પ્રતિનિધિત્વ હોવું એ દેખીતી અસંભવિતતા છે. "૧૮૯૨ નો કાયદો પસાર થયો તે વખતે પાર્લામેન્ટમાં આવાજ અભિપ્રાયો જણાવવામાં આવ્યા હતા. લોર્ડ કિમ્બર્લીના વિચાર પ્રમાણે યુરોપ જેવા મોટા અને જુદી જુદી જાતોવાળા વિશાળ દેશમાં પાર્લામેન્ટની પદ્ધતિ ઉપર પ્રતિનિધિત્વ હોય એ વિચારજ મનુષ્યોના મગજની એક ગાંડી કલ્પના છે. લોર્ડ નોર્થબ્રુક એવા મતનો હતો કે જુદી જુદી જાતો તથા ધર્મોના લોકનું જુદું જુદું વર્ગવાર પ્રતિનિધિત્વ હયાતીમાં આવે, એવી યોજના થવી જોઇએ." તેણે ખાસ કરીને એવી ચિન્તા દર્શાવી હતી કે નાની કોમો, જેવી કે મુસલમાનો જેવી કોમોના હિતોનું બરાબર રીતે રક્ષણ થવું જોઇએ. દાખલા તરીકે મુસલમાનો દેશના જુદા જુદા ભાગોમાં ઘણે ઠેકાણે ઓછી સંખ્યામાં છે. સાધારણ વિચારનો વેગ આવો હતો: વસ્તી કરતાં પ્રજા કેટલા વર્ગોની બનેલી છે, કયાં કયાં હિત માટે પ્રતિનિધિત્વની જરૂર છે, આ ધોરણ ઉપર સભ્યોની સંખ્યા કેટલી હોવી જોઇએ, તેનો નિર્ણય થવો જોઇએ. ૧૮૯૨ ના ઈન્ડિયન કાઉન્સિલ એકટ પ્રમાણેના નિયમો ઘડતી વખતે લૉર્ડ લેન્સડાઉનની સરકારે આ વિચારોને મુખ્યત્વે કરીને વજન આપ્યું હતું. ખેતી, વેપાર, ઉદ્યોગો, કેળવાએલા મધ્યમ વર્ગ તરફથી પ્રતિનિધિઓ તથા થોડી વસ્તીવાળી જુદી જુદી કોમોના પ્રતિનિધિઓ લાવી શકાય, એવી જાતની પ્રતિનિધિત્વની યોજના મંજુર કરવામાં આવી હતી. માટેજ જમીનદારો તથા નાના દરજ્જાના જમીનમાલિકો, ખેડુત વર્ગ, વેપાર, ઉદ્યોગ તથા મુસલમાન જેવી ઓછી વસ્તીવાળા

વર્ગમાંથી ચુંટણી કરનાર મંડળો ઉભાં કરવામાં આવ્યાં છે: વળી જીલ્લા બોર્ડો તથા મ્યુનીસીપાલ સભાઓ કે જેઓજ ફક્ત તે વખતે હયાતીમાં હતી તેમની તરફથી તથા યુનીવર્સીટીઓ તરફથી પણ પ્રતિનિધિઓ મૂકવામાં આવે છે. ૧૮૯૨ માં વર્ગના ધોરણ ઉપર પ્રતિનિધિત્વ સ્થાપવા જે નિયમો અંગીકાર કરવામાં આવ્યા હતા, તેજ નિયમો ૧૯૦૯ ના હિંદી કાઉન્સીલ એકટની કલમો ઉપર ચર્ચા થતી હતી, ત્યારે પણ ફરીથી કબુલ કરવામાં આવ્યા હતા. અને તેટલા માટેજ પ્રાન્તિક તથા વડી સભાનું હાલનું બંધારણ ૧૮૯૨ થી આજ નિયમો ઉપર રચાયલું છે.

## મીન્ટો-મોર્લીના સુધારા.

જે કાયદામાં મીન્ટો-મોર્લીના સુધારાનો સમાવેશ કરવામાં આવ્યો હતો, તેથી હિંદમાં જાણે પ્રતિનિધિવાળાં રાજ્યપદ્ધતિનો આરંભ થતો હોય એવો દેખાવ રજુ થયો, પણ કોઈ પણ અર્થમાં તે સત્ય નથી. પશ્ચિમના દેશોમાં પ્રતિનિધિવાળી સંસ્થાઓ માટે સાધારણ રીતે જે વિશ્વવ્યાપી નિયમોનો અંગીકાર કરવામાં આવ્યો છે, તેવી જાતની પ્રતિનિધિવાળી સંસ્થાઓ આપણને એ કાયદાથી મળતી નથી. ઉલટું, ગ્રેટ બ્રિટનના, અગર સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના અગર યુરપખંડના પ્રજાકીય સંસ્થાઓ ધારણ કરતા અન્ય દેશના વતનીઓ પ્રત્યેક ઐક્ય પામેલી સમાજ કહેવાય છે, તે અર્થમાં હિંદીઓ ઐક્ય પામેલ સમાજ નથી, એવાં વચન ઉપર જોઈએ તે કરતાં વધારે ભાર મૂકવામાં આવ્યો હતો. અને હિંદમાં બ્રિટિશ સરકારના રાજ્યની સ્થાપના થઈ, ત્યારથી પ્રજાને એક કરવા તરફ જે બળો કામો લાગેલાં છે, તે પ્રત્યે જોઈએ એ કરતાં ઘણુંજ ઓછું વજન આપવામાં આવ્યું છે. લોર્ડ મોર્લીએ તે વખતના સંજોગોને અનુલક્ષી સરકાર સાથે એકમત પ્રગટ કર્યો હતો અને કહ્યું હતું કે " ધારાસભાઓના બંધારણ માટે વર્ગીય અને કોમીક હિતોના ધોરણ ઉપર પ્રતિનિધિપણું રચવું એમાંજ મતદાર મંડળ ઉભાં કરવાનો વ્યવહારૂ માર્ગ રહેલો છે: હાલ તો પ્રજામતના ધોરણ

ઉપર ચુંટણી થવી જોઇએ, એ સિદ્ધાન્તને મનમાંજ રાખી મૂકવા જેવા છે; અંતિમ લક્ષ્ય તો આ સિદ્ધાન્ત પૂરો પાડવાનો છે, પછી રાજ્યતંત્ર ગમે તે સ્વરૂપ પકડે." આમ સભ્યોની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો. પણ ૧૮૯૨ માં જે કોમી ધોરણ ઉપર પ્રતિનિધિપણું અસ્તિત્વમાં આવ્યું, તેજ ધોરણ પર તથા બંધારણ તથા સ્વરૂપમાં પણ તેજ ધોરણ ઉપર મતદાર મંડળો રચાયલાં છે.

મારે આ બાબતનો ઉલ્લેખ એટલા માટે કરવો પડયો છે કે પ્રજાકીય ધોરણ ઉપર આપણે અત્યારે ગમે તે યોજના તૈયાર કરીએ, છતાં આપણે ચાલુ યોજનાને તદ્દન વિસરી શકતા નથી. એક કરતાં વધારે પ્રાન્તિક સરકારે જણાવ્યું છે કે પ્રતિનિધિપણાનો હક એક વખત આપ્યા પછી જલદીથી તે પાછો ખેંચી શકતો નથી, અને તેમ કરતાં ઘણીજ કડવાશ અને અસંતોષ પેદા થવાનાં. શું હાલ જે મતદાર મંડળો છે તેમને નાબુદ કરી શકાય એમ છે? જો એમ કરી શકાય, તો પ્રતિનિધિ માટે કઇ યોજના તેનું સ્થાન લેશે? આવા ધોરણ ઉપર વિસ્તારી કોઇ યોજના હજુ સુધી નક્કી થઇ નથી. જો કે આ સ્થિતિએ એવી યોજના તૈયાર કરવી જરૂરની નથી, છતાં સિદ્ધાન્તનો સ્વીકાર થવા માટે તે દિશા તરફની પ્રગતિના સાધારણ માર્ગોને તપાસવાથી તે સરળ થઇ શકશે. જે વર્ગો ને જે કોમો સ્વાતંત્ર્યનો આ હક હાલ ભોગવે છે, તેમની પાસેથી જો તે હક છીનવી લેવામાં આવે, તો કટ્ટો વિરોધ થવાનો. મને તો આ સવાલનો સૌથી ઉત્તમ ફૂડચો એવો લાગે છે કે મતદાર મંડળો જે અસ્તિત્વમાં છે, તેમને હાલ તો બને તેટલાં કાયમ રાખવાં, અને સ્થાનિક ધોરણ ઉપર નવી જગાઓ આપવી.

## બીનસરકારી બહુમતિ.

આરંભમાંજ હું પ્રાન્તિક ધારાસભાઓની બીનસરકારી બહુમતિનો ઉલ્લેખ કરીશ અને વ્યવહારમાં તે કેવી રીતે કામ કરે છે તે જણાવીશ. વડા પ્રધાન મિ. ઍસ્કવીથે એવું જાહેર

કર્યું હતું કે ધારાસભાઓ એ કેવળ એક જાતનાં યંત્રો છે, અને અમલદારી વર્ગંજ તેનાં દોરડાં ખેંચી ગતિ આપી શકે છે, એવી જાતની લાગણી પ્રજામાં ઉત્પન્ન ન થાય, એ સૌથી વધારે ચાહવા જોગ છેઃ આ દૃષ્ટિથી બીનસરકારી તત્ત્વની વધુમતિ હોય, એ વધારે અગત્યનું છે. તેટલા માટે પ્રાન્તિક ધારાસભાઓમાં અમલદારી બહુમતિ કાઢી નાંખવામાં આવી, અને તેની જગાએ નામનીજ બીનસરકારી બહુમતિ ઉભી કરવામાં આવી. પ્રાન્તિક સભાઓમાં આ બહુમતિ કેવા પ્રકારની છે, તે ૧૯૦૯ માં જ્યારે સુધારાની યોજનાઓ ઉપર પાર્લામેન્ટમાં ચર્ચાઓ થઈ તે વખતે જ અગાઉથી જણાઈ આવી હતી. મિ. ઍસ્કવીથે પોતે કહ્યું હતું કે "બીનસરકારી બહુમતિ ઉભી કરવી, એ આચારમાં પ્રજાકીય તત્ત્વવાળી બહુમતિ ઉભી કરવા બરાબર નથી; તેઓને પ્રજાના પ્રતિનિધિઓ કહી શકાયજ નહીં. બીનસરકારી તત્ત્વ ઘણે અંશે તો સરકારનિયુક્ત સભ્યોનું બનેલું હશે; તેટલા માટે એનો અર્થ એવો નથી કે તમે અમુક વર્ગના તથા કોમી હિતવાળા ચુંટાયલા પ્રતિનિધિઓને સભામાં બહુમતિ આપો છો. આ ફેરફારને બરાબર ધ્યાનમાં લેવાનો છે. તમારી બીક નામનીજ છે." અર્લ પર્સીના વિચાર પ્રમાણે જે સરકારે ૧૯૦૯ નો હિંદી કાઉન્સિલનો કાયદો કર્યો, તેને સરકારનિયુક્ત સભ્યો પ્રજાકીય સભ્યો વિરૂદ્ધ સરકાર તરફ બહુ ભાગે મત આપશેજ, એવો જો સંભવ ન લાગ્યો હોત તો તે બીનસરકારી બહુમતિ આપવા કબુલજ થાત નહીં. તેના મત પ્રમાણે "બીનસરકારી બહુમતિ એ એક જાતનો ખોટો પડછાયો માત્ર હતો." ઉમરાવોની સભામાં લૉર્ડ એમ્પહીલે જણાવ્યું હતું કે "અમલદારો અને બીનઅમલદારો વચ્ચે રસાકસીના પ્રસંગો ભાગ્યેજ ઉભા થશે. થશે ખરા, પણ એવા સંજોગો વખતે અમલદારોનો અગર જમીન માલેકો જેવા કોમીના પ્રતિનિધિઓનો અગર ચેમ્બર્સ ઑફ કોમર્સ તરફના પ્રતિનિધિઓનો ટેકો મળશે, અને વ્યવહારમાં બીનસરકારી બહુમતિ એ ખરી બહુમતિ નહીં નીવડે પણ તે ફક્ત નામનીજ બહુમતિ નીવડશે." ભાગ્યેજ આવાં સાચાં અને દીર્ઘદર્શી વચનો બોલાયાં હશે. લોર્ડ મોર્લી પોતે પણ બીનસરકારી સભ્યો સાથે મળી કામ કરશે કે કેમ, એ વિશે

શંકા હતી. તેણે કહ્યું હતું તેમ સભામાં જુદાં જુદાં હિતો ધરાવનાર પ્રતિનિધિઓ હોય તથા સત્તાની વૃદ્ધિ સાથે વધતી જતી જવાબદારીનો જેઓને ખ્યાલ હોય, એવા સર્વ બીનસરકારી પ્રતિનિધિઓ સાથે મળી સરકારના ખરડા સામે થાય એ બનવા જોગ નથી. સંભવિત છે કે ઓછામાં ઓછા કેટલાક બીનસરકારી અમલદારો સરકાર તરફ મત આપવાનાજ.

## પૂર્ણ નિષ્ફળતા.

આ ભવિષ્યવાણી પૂરેપૂરી ખરી પડી છે. સભાઓમાંનું યુરોપીઅન બીનસરકારી તત્ત્વ, પછી તે ભલેને સરકારનિયુક્ત હોય યા ચુંટાયલું હોય, તેને ઘણીખરી બાબતોમાં સરકાર જોડે પોતાને એકરૂપ ગણ્યું છે, અને સરકારી હિંદી બીનઅમલદારી સભ્યોએ અપવાદ સિવાય સાધારણ રીતે સરકારની તરફેણમાં મત આપ્યા છે. પ્રાન્તિક ધારાસભાના બંધારણનું બરાબર પૃથક્કરણ કરવામાં આવે, તો જણાશે કે અમલદારો પછી તે યુરોપીઅનો તથા સરકારનિયુક્ત બીનઅધિકારી હિંદીઓ હોય, તે બધાને સાથે લેતાં, તેમની સંખ્યા પ્રજાનિયુક્ત પ્રતિનિધિઓના કરતાં વધારે છે. પ્રાન્તોના વડાઓને બાદ કરતાં મદ્રાસ, મુંબાઇ, બંગાળા, સંયુક્ત પ્રાન્ત, બીહાર તથા ઓરીસા, પંજાબ તથા બ્રહ્મદેશ તથા મધ્ય પ્રાન્તના અમલદારોની સંખ્યા, ૧૯, ૧૮, ૧૭, ૨૮, ૧૭, ૧૦, ૬ અને ૧૨ ની છેઃ એવીજ રીતે યુરોપીઅનોની સંખ્યા ૭, ૪, ૮, ૩, ૪, ૨ ને ૩ ની છેઃ એવીજ રીતે સરકારી બીનઅમલદારી હિંદીઓની સંખ્યા ૪, ૧૩, ૫, ૮, ૩, ૫, ૭ ને ૪ ની છે. આવા સંજોગોમાં મીન્ટો-મોર્લીના સુધારાથી પ્રાન્તના કામો ઉપર ચર્ચા કરવાની તકો મળી, પણ તેઓ પ્રજાની ઇચ્છા બર લાવવામાં તદ્દન નિષ્ફળ નીવડ્યા, એ બીના અચંબો પમાડે એવી નથી. પ્રજાકીય હિંદી સભ્યોએ પોતાની ઇચ્છાનુસાર જાહેર નાણાંના ખર્ચની દિશા બદલવા પ્રાન્તિક સભાઓમાં ફોગટપણે અને નિરાશાજનક કેવા યત્નો કર્યા છે, તેનો હેવાલ એ

આ બાબતની એક ક્ષોભ ઉપજાવનારી વાર્તા છે. હાલ જે રૂપમાં ધારાસભાઓ અસ્તિત્વ ધરાવે છે, તે કેવી નિષ્ફળ છે, તેની વધારે ખાતરી જેને કરવી હોય, તેને પ્રાન્તિક ધારાસભાઓના હેવાલો વાંચી જોવા.

## સભાઓમાં અમલદારી તત્વ.

પણ, હકીકત આ પ્રમાણે છે: "સરકારની મદદે પ્રાન્તિક ધારાસભાઓમાં અમલદારી તત્ત્વ હોવું, એ શું જરૂરનું છે?" હાલનું બંધારણ જોતાં આ અખતરો જરૂરનો કે ઇચ્છવા જોગ નથી. સરકાર અમલદારી તેમજ બીનઅમલદારી સભ્યોના આખા મંડળની બનેલી છે: આમાં બીનસરકારી બહુમતિને અગર અમલદારોની સંખ્યામાં બહુમતિને દાખલ કરવી એ અર્થ વગરનું છે. સર બશ્યામ આયંગરે ભાર મૂકી કહ્યું હતું કે ધારાસભાઓમાં અમલદારી બહુમતિ હોય, અગર સભાના સામાન્ય સભ્યો સાથે વધારાના અમલદારી સભ્યો મત આપે, અગર સામાન્ય સભ્યો તથા પ્રમુખ એકજ મત આપે, આવો ખયાલ રાખવો, તે વર્તમાન હિંદના રાજ્યબંધારણની મુખ્ય ભાવનાઓ વિરૂદ્ધ છે. તેમના મત પ્રમાણે તો, "ધારા બાંધવાને લગતી સરકાર ગવર્નર, સામાન્ય સભ્યો અને નિમાયલા તથા ચુંટાયલા વધારાના સભ્યોની બનેલી છે: કાયદાઓ તથા નિયમો ઘડવા માટે રાજ્યનો આ એક સંવર્તક તથા અભાજ્ય ભાગ છે: આ મંડળને ભાગી નાંખી તેમાંથી બીનસરકારી સભ્યો વિરૂદ્ધ અમલદારી સભ્યોના ટેકા ઉપર સ્થિતિ કરતી કારોબારી સરકાર ઉભી કરવી, તેને માટે કાંઈ પણ પ્રમાણ નથી." તેણે એવું પણ કહ્યું હતું કે અમલદારો તથા સરકારી બીનઅમલદારી સભ્યોની કાયમની બહુમતિ ન હોય, ત્યાં લગી ધારાસભાનું કામ સહિસલામતપણે તથા સંતોષકારક રીતે ચાલી શકે, એવું હિંદના કાઉન્સિલ એકટને પ્રસિદ્ધપણે જાહેર કરવું પડે, તેમાંજ તે કાયદાને નામોશી રહેલી છે. આથી તો જાણે પરોક્ષપણે એવી સમજુતી કરવામાં આવી છે, કે કોઈ સભ્ય ગમે તે વિષય સભા આગળ લાવી તે વિષય ઉપર જે તકરારો અગર જે માર્ગ પકડે તેનાથી

વિરૂદ્ધ કોઇ પણ અમલદાર સભ્યથી જઇ શકાય નહીં, અગર તેનો અનુભવ તથા વિચારો પહેલાનાં કરતાં જુદા પ્રકારના હોય, છતાં પણ તે રજુ કરી શકાય નહીં. આટલા માટેજ અમલદાર સભ્યો સભાના વિવેચનમાં સાધારણ રીતે ભાગ લેતા નથી. જ્યારે ફક્ત મત લેવા ઉપર વાત આવે ત્યારે તેઓ તો હમણાં માત્ર મત નોંધાવવા બેસે છે. આમ સભા માટે તેઓ એક જાતનું વધારાનું નકામું અંગ છે. સભાના ચાલતા કામમાં તેમનો અનુભવ તથા સલાહ આપી, તેઓ અમુક વર્ગના સભ્યો તરીકે ભાગ ન ભજવે તો વધારે સારૂં તો એ છે, કે તેઓએ ત્યાં બેસવુંજ ન જોઇએ. દેશના પ્રગતિમાન જીવનમાં જે સમર્થ માણસોની મોટી સંખ્યા હાલ ભાગ લે છે, તેમને રાજકીય શિક્ષણ પ્રાપ્ત કરવાની તકો મળતી નથી, એવી હાલની સભાઓનું બંધારણ છે. પ્રાન્તિક સભાઓ કદમાં અને સંખ્યામાં બરાબર થાય એ સૌથી વધારે અગત્યનું છે. સભાઓ એવી હોવી જોઇએ કે તેમાં દરેક પ્રાન્તના લાખો માણસ તરફથી જીવતું પ્રતિનિધિત્વ દાખવી શકાય.

માટેજ ધારાસભા પૂર્ણપણે પ્રજાકીય સભ્યોની હોય, એજ સાચું આદર્શ છે. છતાં કોન્ગ્રેસ એવું ઠરાવે છે કે હાલને માટે સભાનો ⅕ મો ભાગ સરકારી સભ્યોનો હોવો જોઇએ, જેથી સભાઓની અંદર અગત્યની નાની કોમો તરફના પ્રતિનિધિઓ તથા શાસ્ત્રીય પ્રકારનો કોઇ કાયદો હોય તો તે ઉપર પોતાના ખાસ અભ્યાસનો લાભ આપી શકે એવા અમલદાર ત્યાં આવી શકે. પ્રજાનિયુક્ત સભામાં સરકારી તત્ત્વ હોવું, એ બેશક, એક જાતનું પુરાતનપણું છે, પણ આ કલમ થોડા વખત સુધીના અખતરા માટે છે, અને તે એવા હેતુથી દાખલ કરવામાં આવી છે, કે આ સંસ્થાઓનું કામ સરલપણે ચાલે એ માટે જરૂર જોગા બધા વર્ગો તરફથી યોગ્ય પ્રતિનિધિપણું અસ્તિત્વમાં આવે તો સારૂં.

## કોમી પ્રતિનિધિપણું.

હમણાં મદ્રાસ ઇલાકામાં એક નવી અને ન્હાના રૂપ ઉપર ન-બ્રાહ્મણ હિલચાલનો એક વિરૂદ્ધ ફાંટો ઉભો થયો છે. આ

હિલચાલનું મૂળ શું છે, એ તપાસવું નિરર્થક છે. કેળવણી માટે, સંસ્કૃતિના ધર્મો તથા ફરજોના શિક્ષણ માટે, તથા મોટા હોદ્દાઓની વૃદ્ધિ માટે, છે તેથી વધારે તકો મળે, આવી સ્વાભાવિક ઇચ્છામાં, આનું મૂળ કારણ રહેલું છે. હિંદી સમાજોની આ મહત્વાકાંક્ષાઓ કુદરતી ને વાજબી છે. પણ તેની સિદ્ધિ સદાની પેઠ દૂર ને આઘે છે. જો આમ છે તો હિંદની રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષાઓ ઉપર જે માગણીઓ રચાયલી હોયે, તેવી દક્ષિણ હિંદની ન–બ્રાહ્મણ વસ્તીની માગણીઓને શી રીતે ના પાડી શકાય? તેઓની અંદર કેળવણીનો વિકાસ થાય, એવી વાજબી સગવડો કરી આપવી જોઇએ. તેઓ એકઠા થઈ પોતાના પગ પર કોઈ સ્વાલમ્બી યત્નો કરે તેમાં, યાતો કોઇ બીજી કોમો તે વાસ્તે યત્નો કરે તેમાં, સર્વ વિચારવન્ત માણસોની સહાનુભૂતિ અને ટેકો છે. જો સરકાર જાહેર નોકરીઓમાં તેમની તરફ ખાસ વલણ દેખાડતી હોય, અગર કેળવણીની સગવડો પૂરી પાડતી હોય, અને તેમની આવી માગણીઓ તરફ ઉદાસીન વૃત્તિ ન ધરાવતી હોય, તો તેમાં દોષ નથી. હોદ્દાની બાબતમાં પક્ષપાત બતાવવામાં આવે છે, અને દિવસે દિવસે વધતી જતી કેળવણી સાથે આની સંખ્યા વધતી જશે, તેને માટે જરા પણ શંકા નથી. સંસ્કૃતિના ધર્મો ને ફરજોની બાબતમાં સર્વ સ્વદેશભક્તો તેઓની સાથે મળી કામ કરવાને આતુર છે અને તેમના સહકારપણાનો તથા મદદનો સત્કાર કરે છે. સરકાર પાસે સભ્યોની નિમણુક કરવાની જે સત્તા આપવામાં છે, તેનો ઉપયોગ પ્રતિનિધિઓમાં કાંઇ અણુસરખાપણું હોય તે પૂરૂં કરવા અર્થે તો થાય છે.

## હેતુઓ તથા લક્ષ્યો.

આ હિલચાલના હેતુઓ સમજવામાં ઘણી ગેરસમજ તથા ગોટાળો થએલો છે; અને આથી તેની શક્તિ અન્ય કોમો પ્રત્યે અનિષ્ટ વૈરભાવ બતાવવામાં કેટલીકવાર વપરાઈ છે. આ નવી

હિલચાલનો રાજકીય કાર્યક્રમ હવે સ્પષ્ટ થતો લાગે છે; અને તેમની એક પરિષદ્‌માં જે ઠરાવો મંજુર થયા છે, તે જોતાં સ્પષ્ટ થાય છે કે રાષ્ટ્રીય કોન્ગ્રેસના રાજદ્વારી પ્રતિનિધિઓના વિચારો અને આ હિલચાલના નાયકોના રાજદ્વારી હેતુઓ એક સરખા છે.

તેમની માગણીઓમાં એક માગણી એવી છે,–કે ધારાસભાઓ પ્રજાનિયુક્ત સભ્યોની સંગીન બહુમતિવાળી થાય એવી રીતે વિસ્તૃત થવી જોઇએ; સર્વ કોમો તથા વર્ગો તરફથી યોગ્ય પ્રમાણમાં પ્રતિનિધિઓ ચુંટાય એવી ગોઠવણ થવી જોઇએ; અને મતદારો માટેનો પ્રદેશ નક્કી કરતાં દરેક જીલ્લાવાર ઓછામાં ઓછાં એક સભ્ય પ્રતિનિધિ તરીકે ચુંટાય એવો ઠરાવ પણ થવો જોઈએ. વળી એવી પણ સૂચના કરવામાં આવી છે,–કે કારોબારી સભાના અર્ધા સભ્યો હિંદીઓ હોવા જોઇએ; અને તેવા સભ્યોની નિમણુક એવી રીતે થવી જોઈએ કે તેથી જુદી જુદી કોમોની જરૂરિયતો શી છે, એ બાબતનું હિત જળવાય: અને કેળવણી, સુધરાઈ, સહકારીપણું, ખેતી અને રેજિસ્ટ્રેશનની બાબતનાં સ્થાનિક ખાતાંઓમાં ધારાસભાના બીનસરકારી અમલદારોનો અવાજ પ્રવર્તવો જોઇએ. યુદ્ધ પછી સામ્રાજ્યની પુનર્ઘટનાની યોજનામાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો સાથે હિંદનો સરખા ભાગીદાર તરીકેનો દરજ્જો સ્વીકારાવો જોઇએ, એવી સવિશષ માગણી પણ તેઓએ કરી છે. બ્રિટિશ સરકારના રાજ્યનો હેતુ હિંદમાં સ્વરાજ્ય સ્થાપવાનો છે, એવા તેમના જાહેર વચન માટે પણ તેઓ માગણી કરે છે. આમ દરેક મુખ્ય મુખ્ય બાબતોમાં આ નવી હિલચાલના નાયકોની રાજદ્વારી મહત્વાકાંક્ષાઓ રાષ્ટ્રીય કોન્ગ્રેસની મહત્વાશંક્ષાઓને બરાબર મળતી છે. પ્રતિતિધિઓ માટે તેમને જે ચોકસ યોજના બહાર પ્રસિદ્ધ કરી છે, તેમાં દરેક જીલ્લાવાર મૂલકી ધોરણ ઉપર પ્રતિનિધિઓ ચુંટાવા જોઇએ એવી માગણી કરવામાં આવી છે. દરેક ઇલાકામાંથી મૂલકી ધોરણ પર પ્રતિનિધિઓ ચુંટવામાં આવે તે ઉપરાન્ત, હિંદુ સમાજની દરેક કોમ તથા જ્ઞાતિ

તરફથી પ્રતિનિધિની જુદી ચુંટણી થવી જોઇએ, એવો ઇરાદો આ યોજના ઘડનારાઓનો હોય, એવું હું માની શકતો નથી. જે નાની સમાજો છે તેમની તરફથી વાજબી પ્રમાણમાં પ્રતિનિધિઓ આવે એવો હેતુ હશે, એમ લાગે છેઃ જો આમ હોય, તો યોજના તદ્દન વાજબી છે.

## અભિપ્રાયો, ૧૯૦૮.

છતાં, ૧૯૦૭ માં હિંદી સરકારે જ્ઞાતિના ધોરણ ઉપર પ્રતિનિધિઓ દાખલ કરવાની જે યોજના કરી હતી, તેને સમર્થન આપવાના ટેકારૂપ આ માગણી કરવામાં આવી હોય, તો જાણવું જોઈએ—કે મદ્રાસ ઇલાકાના તેમજ આખા હિંદના ન—બ્રાહ્મણ એવા વિચારવન્ત તેમજ શિક્ષિત નાયકો કે જેમની દીર્ઘદષ્ટિ તથા રાજનીતિતના માટે ભાગ્યેજ બે મત હોઈ શકે, —એવા નાયકોએ તે વખતે તેવી યોજનાને સર્વસ્થળે નિંદી કાઢી હતી. કોમી ધોરણ ઉપર પ્રતિનિધિઓની ચુંટણી થવી જોઇએ એવી જેની માગણી છે, તેવા કેટલા વર્ગોના થોડા પ્રતિનિધિઓના અભિપ્રાયો શા હતા, તેનોજ માત્ર હું ઉલ્લેખ કરીશ. મદ્રાસના રેજિસ્ટ્રેશન ખાતાના નિવૃત્ત થએલા ઇન્સ્પેકટર જનરલ, દીવાન બહાદુર મી. રાજરતન મુદલીયરે મદ્રાસ સરકારને જણાવ્યું હતું કે "કોમ અને જ્ઞાતિના ભેદો ઉપર મતદાર મંડળો ઉભાં કરવામાં આવે એ ભાવના ખરી નથી; પણ ભિન્ન ભિન્ન લાભો તથા ધંધારોજગારના જેવા કે વેપાર, ઉદ્યોગ વગેરેનો ધોરણ ઉપર યોગ્ય પ્રમાણમાં પ્રતિનિધિની ચુંટણી થવી જોઇએ, એવો તેનો ચોક્કસ મત હતો."

મદ્રાસના જમીનદાર એસોસિએશનના પ્રમુખે એવું કહ્યું હતું કે તેમની સંસ્થા એવું જણાવવા માગે છે કે "જે યોજના તૈયાર કરવામાં આવી છે, તેમાં જ્ઞાતિ તથા કોમવાર પ્રતિનિધિઓની ચુંટણી કરવાનો સિદ્ધાન્ત એના પ્રધાન અંગરૂપે બહાર નીકળી આવે છે, પણ તે ધોરણ ઘણુંજ વાંધાભરેલું છે. જો

આવા ધોરણ ઉપર ચુંટણું થાય તો "સાંસારિક બાબતોમાં જ્ઞાતિ-ભેદની જે મહત્તા ઘટવા લાગી છે તે કાયમની થઈ પડે અને લોકોમાં પ્રગતિ માટે એકતાની જે લાગણી જરૂરની છે, તેની વૃદ્ધિ થતાં અટકી પડે. વળી વ્યવહારમાં આવા સિદ્ધાન્તો ને મૂકતાં અસંખ્ય મુશ્કેલીઓ ઉભી થવાની." મદ્રાસની કારોબારી સભાના સભ્ય એવા બોબીલીના મહારાજાએ આ નવા સિદ્ધાન્તને વખોડી કાઢયો હતો અને એવું જણાવ્યું હતું કે પ્રતિનિધિઓની ચુંટણી કરતી વેળા મહત્વનાં આર્થિક હિતો પ્રત્યે લક્ષ આપવાની જરૂર છે એ ખરૂં, પણ જો કેવળ વૃત્તિક્ષોભક વિચારોનેજ વજન આપવામાં આવશે તો હમણાં જે બળો દેશની એકતા લાવવામાં કામે લાગેલાં છે, અને તેટલા માટે જેઓ આવકારદાયક ગણાવાં જોઈએ તથા પોષણ પામવાં જોઇએ, તેઓ એક બીજાની સામે લડી મરશે. આ રીતે તો બ્રાહ્મણ અને ન-બ્રાહ્મણ વચ્ચેનો ભેદ વધારે જબરો થતો જશે." કોલેનગોડના વલીઆ નામબીડી, નામદાર વસુદેવ રાજે, પણ આ ચોક્કસ શબ્દોમાં પોતાની અનિચ્છા જાહેર કરી હતી.

"કેવી રીતે જગાઓ પુરવી એ સંબંધમાં સરકારે જે યોજનાઓ તૈયાર કરી છે, તે પદ્ધતિ તદ્દન અવ્યવહારૂ છે. જ્યાં પશ્ચિમની વિદ્યાથી જ્ઞાતિભેદો દરરોજ ઓછી મહત્તાવાળા થતા જાય છે, ત્યાં રાજદ્વારી કારણો આપી સરકાર આવા જ્ઞાતિભેદો કાયમ કરવા માગે છે, એવો પુકાર પણ ક્યારનોયે ઉઠાવવામાં આવ્યો છે."

"ધારાસભાના પ્રતિનિધિઓ માટે જ્ઞાતિ અને કોમો વચ્ચે ભાગલા પાડવામાં આવે તે ઘણું જ વાંધા ભરેલું છે. ધારાસભામાં જ્ઞાતિનાં કે ધર્મનાં કાંઇ હિતો જાળવવાનાં નથી. અંગ્રેજી નિશાળો તથા કોલેજોમાં જે જાતની કેળવણી અપાતી તેનો આખો વેગ, તથા અત્યાર સુધી સરકાર જે સાધારણ રાજનીતિને અનુસરતી તેનો હેતુ, એવો હતો કે જ્ઞાતિ અને ધર્મોની ઉપેક્ષા કરવી અને લોકો તેવી ઉપેક્ષા કરે તેવું શીખવવું. બ્રાહ્મણો અને ન-બ્રાહ્મણો, હિંદુઓ, મુસલમાનો અને ખ્રીસ્તીઓ માટે જુદી નિશાળો નથી. માણસ ગમે તે ન્યાતનો હોય, છતાં દેશના કાયદા એક જ છે. મનુના કાયદા હવે નવો ઉદ્ધાર પામે અને તેનો અમલ થાય,

એ સંભવિત તેમજ ઇચ્છવા જોગ નથી. હવે લોકોને કહેવું કે તમારી જુની જ્ઞાતિસંસ્થા કને પાછા જાઓ અને ધારાસભાના સભ્યો ચુંટવા તેમને ફરીથી રચો, એ ઘણું મોડું છે. જ્ઞાતિ તેમજ બીજાં વિભેદક બળો સામે ઘણા જમાનાઓથી આ દેશમાં જે બળવાન શક્તિ કામ રહી છે, તે સંયોજક અને તંદુરસ્ત શક્તિને વળગી રહેવાની રાજનીતિ સરકારે પાળી છે. જે યોજનાનો ખરડો તૈયાર કરવામાં આવ્યો છે, તેમાં આ રાજનીતિને દેખાતી રીતે ઊંધી વાળવામાં આવી છે. અંગ્રેજ સરકારની જે ડહાપણુદાર રાજનીતિ હેઠળ જાતીય ભેદો અને ભાગલાઓને દાબ નીચે રાખવામાં આવ્યા છે, તેઓ જો યોજનાનો સ્વીકાર થાય તો પાછા જીવતા થશે. દેશમાં જ્ઞાતિ એ હાલ જ એક જડ સંસ્થારૂપ છે. આ સંસ્થાને, હજુ પણ વધારે જડ બનાવવામાં આવે, તેની સામે બધાએ અને ખાલ કરીને સરકારે થવું જોઇએ. રાજકીય સ્વતંત્રતા માટે જ્ઞાતિ ધોરણનો અંગીકાર કરવો, એ મારા મત પ્રમાણે મોટી ગંભીર ભૂલ છે. કયા ધોરણ પ્રમાણે એક એક ઇલાકાની પ્રજાનાં ન-બ્રાહ્મણ તત્વોને એકઠાં કરવાં એ સ્પષ્ટ નથીઃ એક મથાળા નીચે આ તત્વોના અસંખ્ય વર્ગોને ઉપ-વર્ગો પડેલા છે. જેવા બ્રાહ્મણ તથા મુસલમાન તથા ખ્રીસ્તીઓ વચ્ચે જબરા તફાવતછે, તેવાજ આ વર્ગો ને ઉપવર્ગો વચ્ચે છે. યોજનાની દલીલ પ્રમાણે તો દરેક ન-બ્રાહ્મણ જ્ઞાતિને જુદા જુદા પ્રતિનિધિનો હક મળવો જોઇએ. ખરૂં પૂછતાં જ્ઞાતિ તથા ધર્મો માટે જુદા પ્રતિનિધિઓનો જે સિદ્ધાન્ત યોજનામાં સ્વીકારવામાં આવ્યોછે, તે ઘણોજ લુલો છે, અને તેનાથી ઘણી વિચિત્ર સ્થિતિઓ ઉત્પન્ન થવાની. વળી વ્યવહારમાં આ યોજનાને અમલમાં લાવતાં પણ ઘણી મોટી મુસ્કેલીઓ નડવાની. આખી ઇલાકાની એક જ્ઞાતિના સર્વ માણસોને એક વર્ગ હેઠળ એક મતદાર મંડળ તરીકે જોડવા, એ ઘણું જ અસંતોષકારક છે."

જો સ્થળસંકોચ ન હોત, તો **મીન્ટો-મોર્લી**ના સુધારા ઉપર ચર્ચા ચાલતી હતી, તે વખતે ઉચ્ચ પદવીએ પામેલા તથા પ્રખ્યાત એવા અન્ય ન-બ્રાહ્મણ નાયકોએ કેવા અભિપ્રાયો આપ્યા હતા, તે સુગમતાથી અહીં નોંધી શકત.

## રેવન્યુ બોર્ડ.

પ્રજાનો મત લીધા પછી મદ્રાસની સરકારે યોજનાને પૂરેપૂરી નકામી ઠરાવી હતી. પણ તેનો મત આપતા પહેલાં

મદ્રાસની મહેસુલી બોર્ડના ચાર અનુભવી સનદી નોકરોએ તે બાબતમાં જે મત આપ્યા હતા, તે જણાવવા ઠીક પડશે.

"તેઓ કહે છે કે જેઓના હિત ખાતર આ યોજના પ્રસિદ્ધ કરવામાં આવી હતી તેઓ ઉપકાર માનવાને બદલે તેનો સ્વીકાર પણ કરતા જણાતા નથી. ઉલટું આ એક પ્રકારની પ્રપંચરચના છે, એવો સખત અને સર્વવ્યાપી વ્હેમ જોવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે હયાત ફાંટાઓ વધારે પહોળો રકવાનો, રાષ્ટ્રીયતાની લાગણી જે દેશમાં વધતી જાય છે તેને રોકવાનો તથા 'છૂટા પાડો ને અમલ ભોગાવો' એ કહેવતને લાગુ કરી અંગ્રેજ સરકાર પોતાનું સર્વોપરાપણું સિદ્ધ કરવા માગે છે, એવો ઇરાદો યોજનામાં જણાય છે."

આ શંકાઓ તદ્દન અસ્વાભાવિક છે, એવું બોર્ડ કહી શકતી નથી. ધર્મના ધોરણ ઉપર નહીં, પણ કોમી ધોરણ ઉપર ખાસ મુસલમાનોની બાબતમાં તે વર્ગની ખાસ બરાબર ચુંટણી માટે પગલાં લેવામાં આવે તે માટે કારણો છે. ઐતિહાસિક દૃષ્ટિએ મુસલમાનો ગમે તેવી સ્થિતિમાં હો, પણ તેઓ એક જાતિ છે. બીજી જ્ઞાતિઓ તથા ધર્મો માટે જુદા પ્રકારની પ્રતિનિધિપદ્ધતિ હોવાની એવી જરૂર જણાતી નથી.

આ ઉપરાન્ત સરકાર જ્ઞાતિ વચ્ચેનો ભેદ ટાળવા હમેશ આતુર રહેતી, તે પોતાનો સ્વાર્થ સાધવા હવે જ્ઞાતિઓ વચ્ચે વિરોધ ઉત્પન્ન કરાવવા માગે છે,—આવા આરોપ સિવાય પણ બોર્ડને લાગે છે, કે આવી યોજનાને વ્યવહારમાં મૂકી કામ કરવું, એ પાર ન પડી શકે તેવી મુશ્કેલી છે. જે મંડળ તરફથી પ્રતિનિધિ ચુંટાવાનો હોય અગર જે મંડળના લાભોનું તે પ્રતિનિધિ રક્ષણ કરવાનો હોય, તે મંડળ વધતું ઓછું એકરંગી હોવું જોઇએ. એ તો દેખીતું છે કે પ્રાન્તના બધા બ્રાહ્મણો, અગર પ્રાન્તના બધા મુસલમાનો અગર પ્રાન્તના બધા ખ્રીસ્તીઓ આવી જાતનાં મંડળો કહેવાય નહીં. કુમ્બકોનોનમના બ્રાહ્મણો, ગંજમના ચુરિયા બ્રાહ્મણો તથા મલબારના નામક દરીઆ આવી તદ્દન જુદી જુદી કોમો એક પ્રતિનિધિને પસંદ

કરે, એ મનાય તેવું નથી. પ્રોટેસ્ટન્ટ ધર્મની ઘણી શાખાઓ-વાળા ખ્રીસ્તીઓ, રોમન કેથોલિકો તથા મલબારના સીરિયન ખ્રીસ્તીઓ તથા કંઈક અંશે મલબારના મુસલમાનો, દક્ષિણના લબાઈઓ તથા રાઠોર તથા પ્રાન્તના આથી તદ્દન જુદા મુસલમાનોની બાબતમાં પણ તેવુંજ છે.

## મદ્રાસની સરકાર.

મદ્રાસની સરકારે પ્રજાના તેમજ પોતાના અભિપ્રાયનો ટુંકો હેવાલ નીચે પ્રમાણે આપ્યો હતો:—

"છેલ્લી સુચના તરફ જે સર્વસામાન્ય તથા સ્પષ્ટ નાપસંદગી બતાવવામાં આવી હતી, તેવી નાપસંદગી હિંદી સરકારની કોઈ પણ સુચના પ્રત્યે બતાવવામાં આવી નહોતી. વર્ગના ધોરણ ઉપર મતદાર મંડળો ઉભાં કરવાની મોટી વ્યાવહારિક મુશ્કેલી ઉપરાન્ત, જાતિ, જ્ઞાતિ તથા ધર્મના ધોરણ ઉપર પ્રતિનિધિપણું દાખલ કરવાના સિદ્ધાન્તને બધે ઠેકાણેથી વખોડી કાઢવામાં આવ્યો છે."

સરકારને લાગે છે કે વર્ગવાર ધોરણ ઉપર પ્રતિનિધિઓ ચુંટવાની કોઈ પણ યોજનાની વિનાશક ખામી એ છે, કે આખા પ્રાન્ત ઉપર તથા બીજા મોટા ભાગ ઉપર પ્રસરાયલા વર્ગો માટે મતની શી રીતે રચના કરવી, તથા તેને શી રીતે ચુંટવો, એ એક વ્યવહારૂં મુશ્કેલી છે. તેટવા માટે ૧૯૦૮ માં મદ્રાસ સરકારને વર્ગવાર મતદાર મંડળો માટેની યોજનાઓ ગ્રાહ્ય લાગી નહીં. આ ઇલાકાની બહાર વસનાર સદ્ગત મિ. આર. સી. દત્ત, સી. આઇ. ઈ.ના ડહાપણ ભરેલા શબ્દો લખી, વિષય બંધ કરીશું. તેમણે કહ્યું હતું કે,

"આ નવી યોજનામાં ભય રહેલો છે. તેમાંથી અદેખાઇયો ને દ્વેષો ઉભરાશે, દરરોજના જીવનમાં ફાટો પડશે, અને ભવિષ્યમાં તોફાનો જાગશે. જુદી જુદી કોમોમાં એવી મહત્વાકાંક્ષાઓ જન્મ પામશે, જે પૂરી પાડી શકાય નહીં તો અસંતોષ ફેલાશે અને રાજકર્ત્રી સત્તાની ન્યાયવૃત્તિ તથા વાજબીપણા વિશે ઉલટી જાતની અસરો પ્રવર્તશે. પ્રોટેસ્ટન્ટો તથા રોમન કેથોલીકો માટે જુદાં જુદાં મતદાર મંડળો ઉભાં કરી યુરોપીઅન રાજ્યો

ધાર્મિક ભેદોને ચિરંજીવ બનાવતા નથી. હિંદમાં પણ આવી ડહાપણ ભરેલી અને નિષ્પક્ષપાત વૃત્તિ જળવાવી જોઇએ."

આ વખતે મદ્રાસની પેઠે બીજા ભાગોમાં પણ કોમી પદ્ધતિ ઉપરનો પ્રતિનિધિત્વનો વિચાર તુચ્છકારી કાઢવામાં આવ્યો હતો. કેટલાક પ્રાન્તોની વસ્તી મોટે ભાગે હિંદુ સમાજની છે, માટે તેની જુદી જુદી કોમો તરફથી પ્રતિનિધિઓ ચુંટવાનો નિયમ ઘડવો, એ સ્પષ્ટ રીતે અસ્થાને છે. આવું પગલું ઘણી અવગતિ કરાવનારૂં પગલું થઇ પડે. આથી તો આખા હિંદમાં જે પ્રજાકીય લાગણીની એકતા સ્થાપન થઇ ચૂકી છે, અને જેનાથી હિંદુ તથા મુસલમાન, પારસી તથા સિખ, પંજાબી તથા મદ્રાસી વચ્ચેના ભેદો ટળી ગયા છે, તે તુટી જાય. પ્રતિનિધિનું કોઈ પણ ધોરણ દાખલ થયા પછી તેને ફેરવવું એ ઘણું અઘરૂં કામ છે. માટે હાલ જે યોજનાઓ કરવામાં આવે તે એવી હોવી જોઇએ કે પ્રજાકીય વિકાસના સાચા આદર્શો જોડે બંધ બેસતી હોવી જોઇએ, એટલા માટે મૂલકી ધોરણ પર પ્રતિનિધિઓની ચુંટણી થાય, એવી જાતની યોજનાને ખીલવવા આપણે બને ત્યાં સુધી યત્નો કરવા. આમ થવાથી બધા મતદારોને એકજ પત્રકે લાવી શકાય, જેથી દરેક જ્ઞાતિના તેમજ ધર્મોના માણસને રાજ્યકીય બુદ્ધિ ખીલવવાની તથા યથાશક્તિ તેમના દેશની સેવા કરવાની પૂરતી તકો મળી શકે.

## મુસલમાનો.

મુસલમાન કોમને જુદા પ્રતિનિધિત્વનો હક આપવામાં આવ્યો છે, એ ઉપરથી આવી કોમીક પ્રતિનિધિપણાની હાલની માગણીને ટેકો મળે છે. જ્યારે પાર્લામેન્ટમાં મીન્ટો-મોર્લીના સુધારાઓ ઉપર ચર્ચા થતી હતી, ત્યારે આ સવાલ ઉપર પુષ્કળ લક્ષ આપવામાં આવ્યું હતું; છતાં કહેવું જોઇએ કે લોર્ડ મીન્ટો વચનો આપી બંધાઈ ગયો હતો, તે વચનોજ આ ચર્ચાનો અંત લાવવામાં નિર્ણયાત્મક નીવડયો. મુસલમાનોને જુદું પ્રતિનિધિત્વ

આપવામાં આવશે, એવા વચનો ઘણી વખતે આપી લૉર્ડ મીન્ટો બંધાઈ ગયો હતો: તેટલા માટે વાઈસરોયે જે વચનો આપેલાં તે હિંદી પ્રધાનને પાળવાં પડયાં. મુસલમાન કોમ એ એક અગત્યની નાની કોમ છે, અને તેટલા માટે તેમની તરફનું વર્તન જુદા પ્રકારનું હોવું જોઇએ, એવું લૉર્ડ મોર્લીએ કબુલ કર્યું હતું; પણ તેને ધાર્મિક ભેદ નાપસંદ હતો અને રાજકીય બાબતમાં કોમીક મતપણું પ્રવેશ પામે એ તેની રાજદ્વારી વૃત્તિ ઓને ઘણું અકારૂં હતું. તેટલા માટે મતદાર મંડળો માટેની યોજના સ્થાપવાનો તેને ઠરાવ કર્યો, જેથી મુસલમાનો તરફથી નક્કી કરેલા પ્રમાણમાં પ્રતિનિધિઓ ચુંટી શકાય. ઉમરાવોની સભામાં તેણે કહ્યું હતું કે " એવી ગોઠવણ થાય કે હિંદુઓ તથા મુસલમાનો સાથે મળી એક નિશ્ચિત મતદાર મંડળ તરીકે મત આપે, તો મુસલમાનોને યથેચ્છ વસ્તીના પ્રમાણમાં મુસલમાન પ્રતિનિધિઓ ચુંટવાનું બની શકશે, એવી તેની માન્યા છે. " વળી એવું પણ કહ્યું હતું કે આ યોજનાના મૂળ પાયામાં રાજકીય બાબતોમાં એકસંપ તથા સહકારિતા ખીલે, એવી તેની રાજદ્વારી દૃષ્ટિ સમાએલી હતી; અને મોટા અનુભવી હિંદી અધિકારીઓના વિચારો પણ આ દૃષ્ટિને મળતા હતા. છતાં, સદરહુ યોજનાથી કામ થઇ શકશે કે કેમ, એ વિશે હિંદી સરકારને શંકા હોવાથી, લૉર્ડ મોર્લીને સરકારની ઇચ્છાનુસાર તે યોજનાને દિલગીરી સાથે છોડી દેવી પડી. એટલે હાલમાં નાની કોમ માટે જુદા પ્રતિનિધિત્વને સ્વીકૃત રાજકીય સિદ્ધાન્ત તરીકે હયાતીમાં આવેલ છે. હિંદુ સમાજમાં વિભેદક તત્વો પાશ્ચાત્ય કેળવણીની અસરથી ઝડપથી અદૃશ્ય થતાં જાય છે, છતાં હજુ સુધી તેવાં તત્ત્વો તેના બંધારણમાં અસ્તિત્વમાં છે, એટલાજ કારણથી શું હિંદુ કોમોને આ સિદ્ધાન્ત લાગુ કરવો, એ વાજબી છે ? આ દેશના અન્ય પ્રગતિમાન માણસોની પેઠે ન-બ્રાહ્મણી ચળવળના નાયકોનું આદર્શ પણ બધી કોમો એકરૂપતા પામે એવું છે. સામાજિક ભેદો જે અસ્તિત્વમાં આવ્યા છે, તેમને આપણે રાજકીય બાબતોમાં કાયમ કરવા જોઇતા નથી. ગયા

પ્રસંગે આવો મત ઘણાજ સખ્ત રૂપમાં પ્રગટ થયો હતો. ઘણા મતો પૈકી એકજ મતનો હું અહીં ઉલ્લેખ કરીશ. આ પ્રાન્તના ઉદાર અને ઉપયોગી જમીનદારી કોમનો મત આપીશ. પિત્ત-પુરમના રાજાએ કહ્યું હતું કેઃ

"સામાજિક તથા ધાર્મિક સુધારકોએ એક પછી એક જ્ઞાતિઓ ઉન્નતિનાં પૈડાંને રોકી રાખે છે, એમ કહી જ્ઞાતિને ઉતારી પાડી છે. જે દેશનો મુદ્રાલેખ 'આગળ વધો' એવો છે, તે દેશની પ્રકાશિત સરકાર જ્ઞાતિભેદોને વધારે ખુલ્લા કરવાનોજ માત્ર નહીં, પણ તે ભેદોને કાયમ કરવાનો વિચાર કરે છે, એ ઘણુંજ આશ્ચર્યકારક છે."

"સદ્‌ગત મિ. પ્રકાશ મુદલીઅર જેવા હિંદુ, નામદાર નવાબ સૈયદ મહમદ બહાદુર જેવા મુસલમાન તથા સદ્‌ગત મિ. જામ્બુલીંગમ મુદલીઅર જેવા શૂદ્રને સર્વ લોકોએ ચુંટી કાઢેલા છે અને તેઓ પ્રશંસા તથા આભારને પાત્ર નીવડયા છે."

મુસલમાન જેવી નાની કોમોને પણ જુદું પ્રતિનિધિત્વ આપવામાં આવે, તેને પણ સદરહુ રાજાએ વખોડી કાઢયું હતું. "નાની કોમોને પણ ખાસ પ્રતિનિધિત્વનો હક આપવામાં આવે તેની તરફેણમાં હું એટલા માટે નથી, કે સામાન્ય લોકથી જુદા પ્રકારના કાયદાની અમને જરૂર નથી, કારણકે તેમને એવાં ખાસ જુદાં હિત નથી." છતાં, એક વખત પગલું ભરવામાં આવ્યું છે એટલે કોન્ગ્રેસ આ સવાલને ફરીથી ઉઘાડવા માગતી નથી. જે કાંઇ બની ચૂકયું છે, તેનેજ માત્ર તેણે કબુલ કર્યું છે. એનો અર્થ એવો થતો નથી, કે આ સિદ્ધાન્ત લંબાવવો જોઇએ. હાલ મતદારોની ગોઠવણ માટેની કોઈ પણ યોજના સ્વીકારતા અગાઉ આપણે યાદ રાખવાનું છે, કે આ દેશના રાજ્યબંધારણમાં મહાન ફેરફારો થવાની વકી છે. ભવિષ્યમાં એકજ જાતના મતદારોનો શી રીતે વિકાસ થાય, એ આપણું લક્ષ્ય છે.

## મૂલકવાર મતદાર મંડળો.

એટલા માટે આપણે પ્રતિનિધિત્વની એવી યોજના સ્વીકારવી જોઈએ કે તેથી સર્વ કોમો તથા ધર્મોના માણસોને સભામાં

પ્રતિનિધિઓ તરીકે આવવાની પુષ્કળ તકો મળે, ને સાથે સાથે સંયુક્ત રાજકીય કાર્યની મૂળ ભાવનાને આંચ ન આવે. હવે લોકોને જીલ્લાનો એક વહીવટી ભાગ તરીકેનો સારી રીતે અનુભવ છે. જીલ્લાની રાજ્યદ્વારી પ્રવૃત્તિઓ તથા તેના જીવન જોડે સ્થાનિક સ્વદેશાભિમાન બહુ અંશે અનુસ્યૂત હોય છે. મદ્રાસ સાથે મદ્રાસ પ્રાન્તમાં ૨૫, બંગાળામાં ૨૮, મુંબાઈ ને સિંધમાં ૩૨, બીહાર ને ઓરીસામાં ૨૧ જીલ્લાઓ છે. જીલ્લાના બધા વર્ગોમાં સાધારણ રીતે એકજ પ્રકારની લાગણી પ્રવર્તે છે. હાલના સંજોગોમાં ઉમેદવારોને જાણી શકાય તે કરતાં નાના સ્થાનિક ભાગોમાં તેઓ વધારે સારી રીતે જાણીતા હોય છે. મીન્ટો–મોર્લીના સુધારાના સંબંધમાં ચર્ચા ચાલતી હતી, તે વખતે મદ્રાસ સરકારે તેમની પ્રથમની યોજનાઓમાં મૂલકી પ્રતિનિધિત્વની સુચના કરી હતી. ૧૯૦૯ માં જે યોજનાનો સ્વીકાર થયો, તે લોકોના પ્રતિનિધિત્વના ધોરણ કરતાં વર્ગોના ધોરણ ઉપર વિશેષે કરીને રચાએલી હતી. નાણાં અને વહીવટને નિયમમાં રાખી શકાય એવી ઢબ મુજબની સ્વાધીન સંસ્થાઓનો આ દેશમાં વિકાસ કરવો હોય તો વર્ગોના ધોરણ ઉપર નહીં, પણ પ્રજાકીય ધોરણ ઉપર પ્રતિનિધિઓની ચુંટણી થાય, એવી કોઇ પદ્ધતિ દાખલ કરવાનો આરંભ કરવો જોઇએ; અત્યારે તો જીલ્લાવાર પ્રતિનિધિઓ ચુંટાય એજ એકજ માર્ગ તરફ પ્રયાસ કરવો ઠીક જણાય છે. પાર્લામેન્ટમાં ચર્ચા ચાલતી હતી ત્યારે સર હેન્રી કોટને એક સુધારો મૂકયો હતો. આ સુધારો એવો હતો કે ચુંટણી માટે જે કાંઇ નિયમો ઘડવામાં આવે તેમાં અગત્યની નાની કોમો તથા ખાસ સંસ્થાઓ માટે નિયમો ઘડયા પછી, ગ્રામ્ય પંચાયતના ધોરણ ઉપર મૂલકી મતદારો મારફત સાધારણ લોકો તરફથી યોગ્ય પ્રમાણમાં પ્રતિનિધિઓ ચૂંટાય, એવા નિયમો પણ થવા જોઇએ. ગ્રામ્ય પંચાયતોનો ઘણા વખતથી અંત આવ્યો છે: અને ધારાસભાના પ્રતિનિધિઓ ચુંટવા બાબતની યોજના શોધી કાઢવાને આવી કૃત્રિમ ગ્રામ્ય પંચાયતો અગર મંડળો કાંઇ પણ કિમ્મ-

તનાં નથી. મતદાર મંડળ તરીકે જીલ્લાનો પ્રદેશ એ અનુકૂળ યોજના થશે અને એકજ પત્રક ઉપર સંગીન પ્રગતિનાં બધાંજ તત્ત્વો આવશે. બધી કોમોના આગેવાનોમાં અન્યોન્ય શુભેચ્છા અને સહનશીલતા જોવામાં આવે છે, એ શુભ ચિન્હો છે. મને ખાતરી છે કે દક્ષિણ હિંદમાં આ સવાલનો નિવેડો થોડા વખતમાં આવી જશે.

## મત આપતા હકની વિસ્તીર્ણતા.

છેવટે, સંગીન પ્રજાકીય ધોરણ ઉપર જેમ બને તેમ વધારે મત આપવાનો હક આપવો, એ જરૂરનું છે. હમણાં આ હક કેટલા પ્રમાણમાં આપવામાં આવ્યો છે અને કેટલા પ્રમાણમાં તે વધારી શકાય એમ છે, તે જાણવા માટે એક પ્રાન્તની સ્થિતિઓ તપાસીશું. દાખલા તરીકે મદ્રાસને લો: મ્યુનિસિપલ સભાઓ તથા જીલ્લા બોર્ડો જીલ્લાઓનાં નવ મંડળોમાં નવ સભ્યોને ચુંટે છે. આ નવ મતદાર મંડળોની કુલ સંખ્યા ૩૩૬૯ ની છે. જમીનદારોની બાબતમાં પ્રાન્ત બે મતદાર મંડળોમાં વહેંચાઇ ગયો છે; આ બન્ને મંડળોમાં મત આપવાનો હક ૨૭૭ નો છે. પ્રાન્તના આ જમીનદારોમાંથી નાના જમીનદારો બે સભ્યોને ચુંટી કાઢે છે; આ બન્ને મંડળોમાં મતદારોની કુલ સંખ્યા ૨૩૧૩ ની છે. મલબાર જીલ્લાઓના તથા દક્ષિણ કેનેરાના જમીનદારોનું ખાસ મતદારમંડળ છે; તેમાં ૪૪૪ મત આપનારા છે. મુસલમાનનાં જુદાં બે મતદાર મંડળો છે; તેમાં ૧૩૬૮ મત આપનારા છે. મદ્રાસ યુનિવર્સિટીમાંથી એક સભ્ય ચુંટી કાઢવામાં આવે છે; તેની ચુંટણી સાધારણ તેમજ ઓનરરી કુલ ૧૮૦ ફેલોઝ કરે છે. હવે વેપારી સંસ્થા, વેપારી મદ્રાસ ચેમ્બર અને પ્લેન્ટિંગ કોમના પ્રતિનિધિઓ આવે છે: આ સંસ્થા ૨૬ પેઢીઓની બનેલી છે, જેઓ પોતાના પ્રતિનિધિઓ મારફત મત આપે છે: વેપારી ચેમ્બરના ૪૦ સભાસદો છે અને વાવનાર કોમ ૧૩ સંસ્થાઓની બનેલી છે, જેના સભાસદોની સંખ્યા કાંઇ મોટી નથી. મદ્રાસની

કૉરપોરેશનમાંથી ૩૬ કમિશનરો એક પ્રતિનિધિની ચુંટણી કરે છે. આથી જોઈ શકાશે કે મદ્રાસની ધારાસભામાં ૪ કરોડ ૧૦ લાખની કુલ વસ્તીમાંથી ૧૦,૦૦૦ કરતાં પણ ઓછા મતદારો ૨૧ સભ્યોની ચુંટણી કરે છે. ન્યાયદૃષ્ટિએ આવી સ્થિતિ ચાલુ રાખી શકાશે નહીં. રાજ્યદ્વારી સત્તાનો અમલ થવા સારૂ રાજ્યદ્વારી જવાબદારી પ્રાપ્ત કરવાની હોય, તો વર્તમાન મતદાર મંડળોની રચનાઓ મારફત તે સિદ્ધ થઈ શકે એમ નથી. અન્ય પ્રાન્તો કરતાં મદ્રાસમાં સીધી ચુંટણી વિશેષે કરીને પ્રવર્તે છે અને ઉપરના આંકડાઓ ફક્ત મદ્રાસનેજ લાગુ પડે છે. પ્રાન્તોમાં હાલ જે રિવાજ ચાલે છે તે પ્રમાણે પ્રજાનિયુક્ત સભ્યોમાં ઘણાખરાઓ મ્યુનિસિપાલિટીઓ તરફથી તથા તાલુકા બોર્ડો તરફથી આવે છે; અને મુંબાઈ તથા સંયુક્ત પ્રાન્ત જેવાં પ્રાન્તોમાં એવા નિયમો કરવામાં આવ્યા છે કે દરેક મ્યુનિસિપાલિટી તથા જીલ્લા બોર્ડ પોતાના પ્રતિનિધિની નિમણુક કરે, અને આ પ્રતિનિધિઓ મતના ધોરણ ઉપર ચુંટણી કરે. ઉપર પ્રમાણે નિમાયેલ પ્રતિનિધિઓને ચુંટવાનો ગમે તે માણસને પૂર્ણ અધિકાર હોય છે અને કોઈ પણ જાતની સમજુતી તેમને બંધનકારક નથી. દરેક મ્યુનિસિપાલિટી મત આપનાર કેટલા પ્રતિનિધિઓને મોકલી શકે, તેનો આધાર દરેકની વસ્તી ઉપર છે. ૫ થી ૧૦ હજારની વસ્તીવાળી મ્યુનિસિપાલિટી એક મતદાર પ્રતિનિધિની નિમણુક કરી શકે; ૧૦ થી ૨૦ હજારવાળી ૨ પ્રતિનિધિઓની કરી શકે; એમ દરેક ૨૦ હજાર ઉપર ૧૦ હજાર તથા કંઇ ઓછા દીઠ એક વધારે પ્રતિનિધિની નિમણુક કરી શકે છે. જીલ્લા બોર્ડો માટે પણ ૧૦૦,૦૦૦ થી ઓછી વસ્તીવાળો જીલ્લો હોય તો ૧, તથા ૧૦૦,૦૦૦ થી વધારે પણ ૨૦૦,૦૦૦ થી ઓછો હોય તો ૨ પ્રતિનિધિઓની ચુંટણી કરી શકે. જોઈ શકાશે કે મુંબાઇ ઇલાકામાં આ રીતે લોકલ બોર્ડોના તથા મ્યુનિસિપાલિટીઓના ૮ સભ્યોને ચુંટી કાઢનાર પ્રતિનિધિઓ કોઇ પણ વખતે ૪૦૦–૫૦૦ થી વધારે હોઈ શકેજ નહીં. સંયુક્ત પ્રાન્તમાં છેલ્લી ચુંટણી

વખતે મ્યુનિસિપાલિટીના એક મતદાર મંડળમાં ૧૬ પ્રતિનિધિઓથી એક સભ્ય ચુંટી કાઢવામાં આવ્યો હતો. ચુંટણી બની શકે તેટલી સીધી પ્રજાથી કરી શકાય એ માટે ચુંટણીની આખી પદ્ધતિ બદલાવી જોઇએ. દરેક પ્રાન્ત-માં એવા ઘણા ભણેલા અને લાયક માણસો છે, જેઓ હાલની ચુંટણીના રિવાજથી ઉમેદવાર તરીકે બહાર પડી શકતા નથી. હિંદના સમાજે હિંદનાં રાજ્યદ્વારી કાર્યો સમજી શકે તથા સ્વરાજ્યના સિદ્ધાન્તો અને તેના તંત્રમાં સાધારણ રીતે પ્રપાત કરી શકે, એવો જો મજબુત યત્ન કરવાનો હોય, તો ચુંટણીના નિયમનો ફેલાવો ઉદાર પાયા પર થવો જોઇએ. ઉપર બતાવવા-માં આવ્યું છે કે મૂલકી ધોરણ પર મતદાર મંડળોનું બંધારણ બાંધવું, એજ પ્રગતિની સાચી દિશા છેઃ આમાં જેઓ રૂ. ૫૦ થી ઓછું મહેસુલ ન આપતા હોય એવા જમીનના કબજેદારો તથા અમુક હદ સુધીનો જેઓ ઇન્કમટેક્ષ ભરતા હોય તેવાઓને મત આપનારાઓના પત્રકોમાં નોંધી શકાશે. મિ. ગોખલેએ પણ એવું સુચવ્યું છે કે દરેક જીલ્લાવાર બે સભ્યોની ચુંટણી મૂલકી ધોરણ પર થવી જોઈએઃ જો આ સુચના સ્વીકારવામાં આવે તો મદ્રાસમાં ૧૦૦ માંથી ૫૦ સભ્યો જીલ્લાઓ તરફથી આવે. ચુંટનારાઓની લાયકાત ઉપર જણાવવામાં આવ્યું તે પ્રમાણે રાખવામાં આવે, તો મૂલકી ધોરણ પર સભ્યો ઘણી સારી સંખ્યા-માં આવી શકે. છેલ્લા અંદાજ પ્રમાણે મહેસુલી ધોરણ પર ૧,૯૨,૩૦૦ માણસો મતદારો તરીકે લાયક છે; આ ઉપરાંત ઇન્કમટેક્સ આપનારા તે તો જુદા. આમ મતદારોની સંખ્યા ઘણા સારા પ્રમાણમાં વધારી શકાય. બાકીની જગાઓ હાલ જે ધોરણ પર ચુંટણી થાય છે, તે ધોરણ પર રચાયલા નવા ધોરણ પર આવી શકશે. આ દરેક મતદાર મંડળોના મત આપવાની સ્વતંત્રતા વધારવી પડશે. થોડાં વર્ષો ઉપર એક એવી દરખાસ્ત લાવવામાં આવી હતી કે મદ્રાસ કોરપોરેશન તરફના સભ્યની ચુંટણીની કોરપોરેશનના પ્રતિનિધિઓ એકલાજ નહીં, પણ સાથે

કોરપોરેશનના કમીશનરોની ચુંટણી કરનારા, પણ ચુંટણી કરવામાં ભાગ લે: મદ્રાસની કોરપોરેશને આ દરખાસ્તને કબુલ રાખી નહીં. આ તદ્દન સ્વાભાવિક હતું. જો દરખાસ્ત કબુલ કરવામાં આવે તો કોરપોરેશનના ૩૯ સભાસદોની હમણાં જે ચુંટણી કરવાની સત્તા છે, તે જતી રહે. આમ વર્તમાન પદ્ધતિ નાબુદ કરવાની દરખાસ્ત ફાવી શકશે નહીં. માટે હું તો એવું સુચવીશ કે ભલે મદ્રાસની સિટી કોરપોરેશન જેમ હાલ બે સભ્યોની ચુંટણી કરે છે, તેમ ચુંટણી કરવાનું ચાલુ રાખે: પણ આ સાથે કર આપનારા બે સભ્યોની ચુંટણી કરે છે, તેવી ચુંટણી કરવાનું ચાલુ રાખે; અને આ સાથે કર આપનારા બે વધારે સભ્યોની ચુંટણી કરે. નવ સભાસદોની ચુંટણી કરવા મ્યુનિસિપાલિટીઓ તથા જીલ્લાબોર્ડોનાં નવ મતદાર મંડળો છે. તેમની રચના છે તેમનું તેમ ભલે રહે: પણ આ ઈલાકાની ૫૦,૦૦૦ થી વધારે વસ્તીવાળી નવ મ્યુનિસિપાલિટીઓને વધારામાં એક પ્રતિનિધિ મોકલવાનો હક મળવો જોઇએ, એમ કહી હું એવું સુચવવા માગતો નથી, કે આ મ્યુનિસિપાલિટીઓના મતદાર પત્રકોમાં જેઓ સઘળાઓનાં નામ હોય, તેઓ સઘળા ધારાસભાની ચુંટણીઓમાં ભાગ લે. આ મતદારોનો વર્ગ દેશને લગતી ઉંડી રાજનીતિના પ્રશ્નો સમજતા હોતા નથી. જેમ ગામડાઓ માટે તેમ આમને માટે પણ ઉંચા પ્રકારની લાયકાતવાળાં ખાસ મતદાર મંડળો નીમવાં પડશે. પણ ચુંટણી કરનાર મંડળો એવાં મોટાં હોવાં જોઇએ કે ચુંટણી કરવામાં બને તેટલા વધારે માણસો ભાગ લઇ શકે; અને નહીં કે ફક્ત કમીશનરો તથા કાઉન્સેલરો. આમ ગામડાઓનું તેમજ શહેરોનું અસરકારક પ્રતિનિધિત્વ અસ્તિત્વમાં આવશે. બીજા પ્રાન્તોમાં પણ મોટાં શહેરો અને ગામડાઓ છે: તેમને પણ પ્રતિનિધિત્વનો હક આપી શકાય. શહેરો તથા ગામડીઆના પ્રતિનિધિત્વ માટે સુચના કરવામાં ગ્રેટ બ્રિટનમાં ચુંટણી કરનારાઓના હકમાં જે વધારો કરવામાં આવ્યો હતો તેનો, તથા ઉદ્યોગોની વૃદ્ધિ થવાથી તથા શહેરી વસ્તીમાં વધારો થવાથી

પાર્લામેન્ટના અનુદાર રાજ્યદ્વારી પુરૂષોને મતદાર મંડળોમાં મોટો ફેરફાર કરવો પડયો હતો તેનો, અનુભવ મારી નજર આગળ છે. વસ્તીપત્રકો થયા પછી દર દશકે મતદાર મંડળનાં ધોરણો સામયિક ફરીથી તપાસાય એવો પણ કાયદો કરવો પડશે. આવો કાયદો ૫૦,૦૦૦ કરતાં વધારે વસ્તીવાળી મ્યુનિસિપાલિટીઓ માટે તો ખાસ જરૂરનો હોવો જોઇશે. કેટલાંક સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં પણ મત આપવાની પદ્ધતિઓ તથા રિવાજોને લગતા આવાજ કાયદા અસ્તિત્વમાં છે. યુનિવર્સિટી સેનેટ પણ હાલ મોકલે છે તેમ ભલે એક સાધારણ સભાસદ તથા એક વધારે સભાસદ મોકલવાનું ચાલુ રાખે; પણ ઉત્તર વિભાગના તેમજ દક્ષિણ વિભાગના એમ બન્ને વિભાગવાર જીલ્લાઓમાંથી ગ્રેજ્યુએટો બે સભાસદો મોકલે એવો હક તેમને આપવો જોઇએ. કોંગ્રેસ-લીગની યોજના મુજબ મુસલમાનો ૧૫ ટકા પ્રમાણેની જગાઓ મેળવવાને હકદાર છે. હિંદના ખ્રિસ્તીઓ પણ અગત્યનો નાનો વર્ગ હોવાથી તેમને પણ ચુંટણી કરવાનો હક મળવો જોઇએ, અને હું સુચવીશ કે તેમની તરફથી ૩ સભાસદો ચુંટાય. એક મદ્રાસ શહેર તરફથી, એક ઉત્તર વિભાગ તરફથી તથા એક દક્ષિણ વિભાગના જીલ્લાઓ તરફથી વેપાર અને ઉદ્યોગની બાબતમાં હિંદની વેપારી કોમને ચુંટણી કરવાનો હક હજુ સુધી મળ્યો નથી. હું સુચવીશ કે મદ્રાસ શહેરની હિંદી વેપારી કોમોને બે સભ્યોની, તથા ઉત્તર તેમજ દક્ષિણ વિભાગોના જીલ્લાવાર વેપારી કોમમાંથી દરેક એક સભ્યની, ચુંટણી કરવાનો હક મળવો જોઇએ. યુરોપીઅનના ઉદ્યોગ વેપાર સટ્ટે હાલ ત્રણ સભાસદો આવે છેઃ આમાં એનો ભલે વધારો થાય. જમીનદારો માટે મતદારોનાં જુદાં મંડળો છે તે જેમ હાલ છે, તેમનાં તેમ ભલે રહે; પણ તેમના સભાસદોની સંખ્યા બેથી ચારની કરવી જોઈએ. નાના જમીન માલેકો માટે જુદાં મતદાર મંડળો રાખવાની જરૂર નથી; કારણ કે મૂલકી ધોરણ પર મતદારોમાંના ઘણાખરા આ વર્ગનાજ રહે. મારા ધારવા પ્રમાણે અહીં સુચ-

વવામાં આવી છે તેવી કોઈ યોજના જો ગ્રહણ કરવામાં આવે, તો સઘળા વર્ગોમાં તેમજ કોમોમાં રાજકીય લાગણી દૃઢ થશે. ખેડુત એ હિંદી સમાજનું મુખ્ય અંગ છે. તેમના તરફથી જે સભાસદો હાલ વસે છે, તેમને તેમના હિતોનું સદાયે રક્ષણ કર્યું છે. છતાં, મૂલકી ધોરણ પરના પ્રતિનિધિઓ ઘણે ભાગે આ વર્ગોમાંથી આવશે. પ્રજાકીય સવાલોની ચર્ચામાં ઉત્સાહી દોરવણી આપવાનું કેળવાએલા વર્ગોથી પણ સારી રીતે બની શકશે. મારો મત પ્રમાણે આવી કોઈ યોજના સ્વીકારવાથી પણ પ્રતિનિધિત્વ માટે જે હમણાં માગણી કરવામાં આવે છે, તેના હેતુઓ પણ સિદ્ધ થશે.

---

# પ્રકરણ ૧૨ મું

## પ્રાન્તિક ધારાસભાઓ

## ચુંટણીની રચના, પદ્ધતિ ને સત્તાઓ.



હિંદને લગતા પાર્લામેન્ટમાં પસાર થએલ કાયદાઓ કેવા સંકુચિત હોય છે, તે ૧૯૦૯ ના ઇન્ડીઅન કાઉન્સીલ એકટ ઉપરથી પૂરેપૂરૂં સાબિત થાય છે. આ કાયદાથી જે સુધારાઓ કરવામાં આવ્યા તેમાં ચુંટણીદારોના બંધારણ તેમજ ચુંટાયલાઓની લાયકાતો માટે કાંઈ પણ નિયમો ઘડવામાં આવેલા નથીઃ જે કાયદાથી હિંદમાં પ્રતિનિધિત્વનું તત્વ વિસ્તૃત થવાનું હોય, તેમાં આ બાબતો ઘણીજ અગત્યની લેખાયજ. પાર્લામેન્ટે તો ગવર્નર-જનરલની સભાને સત્તા આપી-કે "કેવા નિયમો પ્રમાણે ને કેવી રીતથી કોઇ પણ ધારાસભાઓના વધારાના મેમ્બરો તરીકે હિંદમાં વસનાર માણસોની નિમણુક થવાની છે કે ચુંટણી થવાની છે તે માટેના, અને સદરહુ સભાઓના કોઈ પણ નિયુક્ત અગર પ્રજાકીય મેમ્બરની શી લાયકાતો હોવી જોઇએ તે માટેના, તથા આ કલમ નીચે ઈતર બાબત માટે બીજા નિયમો ઘડવા પડે તે માટેના, તેમજ એવી રીતે ઘડવામાં આવેલા નિયમો અમલમાં શી રીતે લાવી શકાય તે માટેના," નિયમો ઘડવા. બેશક હિંદમાં પ્રતિનિધિપણું કેવા પ્રકારનું જોઇએ, તે વિશેની સંતોષકારક યોજના ઘડી આપવા પાર્લામેન્ટ લાયક ગણી શકાય નહીં. ફક્ત આપણે મતદારોનોજ વિચાર કરવાનો નથી, તેમના મતની કીમ્મત પણ આંકવાની છે, અને આનો આધાર રાજકીય સત્તા જુદા જુદા વર્ગોમાં તેમજ મંડળોમાં કેવી રીતે વહેંચવી, એ ઉપર રહેલો છે. પ્રતિનિધિઓની ચુંટણીની જે યોજના મદ્રાસને લાગુ પડે, તે મુંબાઇ અગર બંગાળાને લાગુ નયે પડે. એટલા માટે એ તો

દેખીતુંજ છે કે ચુંટણી કરવાની યોજના હિંદમાં નક્કી થવી જોઇએ. આવાં કારણોને લીધે આ નિયમો હિંદી પ્રધાનની ખાસ મંજુરીથી ઘડવાની સત્તા ગવર્નર જનરલને અપાઈ. આવી રીતે અપાએલી સત્તાની રૂએ પ્રાન્તિક ધારાસભાઓનું બંધારણ કેવું હોવું જોઇએ, હિંદમાં ચુંટણીની વ્યવસ્થાનો કેવી રીતે વિકાસ થઈ શકે, તથા મતનો હક શી રીતે વિસ્તાર પામે, આ સર્વ બાબતોનું વિવેચન હિંદની વડી કારોબારી સભાને હસ્તક રહ્યું. એવો કાયદો કરવામાં આવ્યો છે કે હિંદની વડી ધારાસભા આ નિયમો સામે કાયદો લાવી શકે નહીં, કે તેમાં ફેરફાર કરી શકે નહીં. પ્રાન્તિક ધારાસભાઓને પણ તેમનું બંધારણ ઘડવામાં કાંઇ પણ અવાજ નથી. વસ્તુસ્થિતિ એવી છે કે પ્રાન્તની સરકાર જે સુચનાઓ કરે છે તે અનુસાર બહારની કારોબારી સત્તા ધારાસભાઓનું બંધારણ નક્કી કરે છે. આવી રીતે તે વખતની હિંદની સરકારને તથા હવે પછી થનાર હિંદની સરકારને ૧૯૦૯ના ઇન્ડીઅન કાઉન્સીલના કાયદાથી એવી કોરી હુંડી મળી કે ધારાસભાઓના બંધારણની બાબતમાં તે પોતાને રૂચતું કરી શકે. મી. બાલ્ફરે બરાબર બતાવ્યું હતું કે સરકારે "જાણી બુઝીને તેમજ સંભાળપૂર્વક કાળજી રાખી છે કે ભવિષ્યની હિંદી સરકારને બરાબર જેવા જોઇએ તેવાજ પ્રતિનિધિઓ લાવતાં અટકાવી શકાય એવું કાયદામાં કશું પણ નથી. તે વખતની હિંદની સરકારે મુસલમાનોને ગેરવાજબી પ્રતિનિધિત્વ આપવા વચન આપ્યું. બીજા વખતની કોઇ સરકાર કોઇ બીજી સમાજને ગેરવાજબી પ્રતિનિધિપણાનો હક આપે, તો તેમ કરતાં રોકવાને આ દુનિયામાં કશુંજ નથી."

આમ સરકાર કારોબારી ખાતાને કબજામાં રાખે છે એટલું જ નહીં, તે ધારાસભાઓના બંધારણને પણ નક્કી કરે છે. કારોબારી સરકારને આ સત્તા આપવાનું મુખ્ય કારણ તો એ છે કે હાલની ધારાસભાઓ પ્રજાના ખરા પ્રતિનિધિઓની બનેલી નથી. ઉલટું, એવી માન્યતા ઉપર કામ ચાલે છે કે સર્વ સમાજોના હિતો માટે કારોબારી સરકાર સંભાળ રાખે છે અને એક ત્રાહિત

સત્તા તરીકે હિંદની સરકાર આ સવાલોનો નિર્ણય વધારે સારી રીતે લાવવા પાત્ર છે. જો ચુંટણીથી પ્રજાના ખરા પ્રતિનિધિઓ આવે એવો વિકાસ હિંદમાં કરવોજ હોય, તો ધારાસભાઓ ગમે તેટલી અધુરી હોય તોપણ કારોબારી સરકાર કનેથી આ સત્તા લેઇ ધારાસભાને સોંપાવી જોઇએ. આમ થશે તોજ ખરી પ્રતિનિધિઓવાળી સંસ્થાઓનો વિકાસ થશે. હિંદમાં ધારાસભાઓનું બંધારણ તથા કામ નક્કી કરવાની કારોબારી સરકારની આ સત્તા તરતજ બંધ થવી જોઇએ. સ્વાયત્ત સંસ્થાઓના સ્વતંત્ર વિકાસમાં તે વિઘ્નરૂપ છે. જે રાજ્યમાં મુખ્યત્વે કરીને અધિકારીઓનીજ સત્તા ચાલતી હોય, તેવી સરકારના હાથમાં દેશનાં પ્રતિનિધિવાળાં મંડળો સંપૂર્ણ પોષણ માટે સુપ્રત થઇ શકે નહીં. મતદાર મંડળોના બંધારણ તથા ચુંટણીના હકને લગતા ઘણા ગુંચવણી ભરેલા સવાલો છે, જેમનો નિર્ણય દેશની ધારાસભાઓના યોગ્ય કાયદાઓથીજ થઇ શકે. હાલ તો હિંદની સરકાર પ્રાન્તિક રાજ્યો સાથે પત્રવહેવાર ચલાવી પ્રતિનિધિઓનું આખું ધોરણ નક્કી કરે છે.

## કામકાજને લગતા નિયમો.

આટલોજ અગત્યનો બીજો સવાલ સભાઓનું કામકાજ કેમ ચલાવવું તેના નિયમો સંબંધી છે. આમાં ધારાસભાઓને કશો પણ અવાજજ નથી. નાણાં સંબંધી આંકડાઓનું વાર્ષિક વિવેચન કરવાની, તથા જાહેર હિતને લગતા સાધારણ સવાલો સંબંધી દરખાસ્તો રજુ કરવાની, તેમજ સવાલો ને ઉપસવાલો પછવાની સત્તાઓ પહેલીજ વાર મીન્ટો–મોર્લીના સુધારાથી ધારાસભાઓને પ્રાપ્ત થઇ. રાજ્યબંધારણને લગતા આ અગત્યના હકોના સંબંધમાં પ્રાન્તિક સરકારો પોતાની ધારાસભાઓના કામકાજને લગતા નિયમો ગવર્નર જનરલની સભાની પરવાનગીથી ઘડી શકે છે. આને લગતા સુધારાના કાયદામાં સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે આવી રીતે ઘડાયલા નિયમોને રદ કરવાનો તથા તેમાં ફેરફાર

કરવાનો અધિકાર હિંદની વડી ધારાસભાને તથા પ્રાન્તિક ધારાસભાઓને બિલકુલ નથી. આમ ધારાસભાઓના કોઇ પણ જાતના વિવેચન અગર સંબંધ વગર ગવર્નર જનરલ સાથેની મસલતથી પ્રાન્તિક સરકારોએ ૧૯૦૯ માં નિયમો ઘડયા છે. અર્થાત વસ્તુસ્થિતિ એવી થઇ પડી છે કે સભાઓ પોતે પોતાનું કામકાજ નક્કી કરી શકતી નથી; ગવર્નરે અગર લેફ્ટેનન્ટ ગવર્નરે તેમને માટે જેવી જાતના નિયમો ઘડયા હોય તેને વશ તેઓને વર્તવું પડે છે; અને સભાઓને તે સંબંધમાં સુધારોવધારો કરવાની યાતો ફેરફાર કરવાની અગર તે ઉપર છૂટથી વિવેચન કરવાની તક સુદ્ધાં મળતી નથી. કામકાજને લગતા નિયમો ઘડવાની આખી સત્તા હાલ તો ગવર્નરને સોંપવામાં આવેલી છે, અને તેમની ટીકા અગર વિવેચન કયાં સુધી ચલાવવા દેવામાં આવશે તે નક્કી કરવામાં પણ સભાઓનો હાથ નથી. પ્રાન્તિક સરકારોએ તથા ગવર્નર જનરલ ઇન્–કાઉન્સિલે જે નિયમો ઘડયા છે, તેનાથી સભાની વિવેચન કરવાની છૂટ ઘણીજ ઓછી થઈ ગઈ છે. કાયદો થતાં અવલ પાર્લામેન્ટમાં આ લાગણી ઉશ્કેરનારા પ્રતિબંધો કેટલા મોટા છે, તે બતાવવામાં આવ્યું હતું, અને સદરહુ બીલ જ્યારે કમીટીમાં ચર્ચાતું હતું, ત્યારે મી. ડોનાલ્ડ સ્મીટને સુધારાની એવી દરખાસ્ત રજુ કરી હતી, કે પોતાનું કામકાજ નક્કી કરવામાં સભાઓનો થોડો પણ અવાજ હોવો જોઇએ. પણ આ સુધારો રદ ગયો હતો. જુદા જુદા પ્રાન્તોમાં રદ કરવામાં આવેલી દરખાસ્તોનું તથા જે કારણોથી તે રદ કરવામાં આવેલી તેનું પત્રક તૈયાર કરવામાં આવે, તો તેમાંથી મજેદાર શિક્ષણ મળે એમ છે: જોઇ શકાશે કે ઠરાવને લગતા વિષય ઉપર હિંદી પ્રધાન સાથે અગર તો હિંદની સરકાર સાથે પત્રવ્યવહાર ચાલતો હોવાથી તેને લગતા ઠરાવો મૂકી શકાતા નથી; કેટલાક ઠરાવો માટે તો તેઓ લોકહિત વિરૂદ્ધ છે માટે તેનું વિવેચન થઈ શકશે નહીં, એવા કારણસર સભા આગળ મૂકવા દેવામાંજ આવેલા નથી; તથા ધારાસભાઓમાં ચાલતા વિવેચનો ઉપર કેવા કેવા

પ્રતિબન્ધો મૂકવામાં આવેલા, તેને લગતા બીજા વિવિધ દાખલાઓ બનેલા. દરેક સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓના હાથમાં કામકાજ કરવાની સત્તા હોય છે, ફક્ત હિંદનીજ ધારાસભાઓ અપવાદરૂપ છે. પોતાની સભાઓનું કામકાજ નક્કી કરવાની સત્તા મ્યુનિસિપાલિટીની સભાઓ તથા જીલ્લા બોર્ડો કને હોય છે. મુંબાઇ સરકારે બરાબર ટીકા કરેલી કે તેઓ મુંબાઈની કોર્પોરેશનના કરતાં પણ વધારે કનિષ્ઠ સ્થિતિમાં છે. થોડાજ મહીના ઉપર સર દીનશા વાચ્છાએ હિંદની વડી ધારાસભામાં થતા સ્વતંત્ર અને તંદુરસ્ત વિવેચન ઉપલા અંકુશો મૂકવા સામે ફરિયાદ કરી હતી, અને તેમના મતે સદરહુ સભા સ્વાધીન સભા નથી, એમ જણાવ્યું હતું. હાલના કામકાજને લગતા નિયમોમાં સુધારો કરવા તેમણે આગ્રહ કર્યો હતો. પ્રાન્તિક ધારાસભાઓમાં પણ આવીજ લાગણી વર્તમાન છે. આવા ઘણા ભારે પ્રતિબંધોમાંથી સભાઓ તરતજ મુક્ત થવી જોઇએ; આથી તો તેમની પ્રવૃત્તિઓ દબાઇ ગઈ છે અને ઉપયોગિતા ઘટી પડી છે.

## પ્રમુખ.

સભાઓના કામકાજ સંબંધી એક બીજી વાત પણ કહેવાની છે. હિંદની વડી ધારાસભાનો પ્રમુખ વાઇસરોય હોય છે, જ્યારે પ્રાન્તિક ધારાસભાઓના ગવર્નરો તથા લેફ્ટેનન્ટ ગવર્નરો પ્રમુખ હોય છે. તેમની મરજી મુજબ સભાઓની બેઠકો ભરવાને તથા મુલતવી રાખવાને તેઓ મુખત્યાર છે. જુદાં જુદાં ખાતાઓનો વહીવટ કેમ કરવો તેને લગતી સાધારણ રાજનીતિની તેમજ દેશના કારોબારની જોખમદારી વાઈસરાય તેમજ જીલ્લાના હાકેમોની છે. ધારાસભાઓમાં આ રાજનીતિ સામે વારંવાર ટીકાઓ કરવામાં આવે છે અને સરકાર જોરથી તેનો બચાવ કરે છે. વાઇસરાય, ગવર્નરો તથા લેફ્ટેનન્ટ ગવર્નરો કારોબારી રાજતંત્રના ઉપરીઓ છે; તેથી કારોબારી રાજ્યનાં કામો તેમના થકી થએલાં હોય છે; અને આ કામો સામે સભાઓમાં ઘણી વેળા

ટીકા કરવામાં આવે છે. જે રાજ્યવહીવટનો તે ઉપરી છે અને જે કામ તેના થકી થએલું હોય છે, તે સામે જે સભામાં ટીકાઓ થાય છે, તેનો પણ તેજ પ્રમુખ હોય છે,–એટલે આમની સભામાં પ્રમુખને જે સ્થાન હોય છે તે સ્થાન તેને અહીં હોય છે. ફેર માત્ર એટલો કે અહીંનો પ્રમુખ સરકારી સભાસદ તરીકે હોય છે, જ્યારે આમની સભામાં તે એકે પક્ષનો હોતો નથી, ને આથી સભાનો દરેક વર્ગ તેનામાં વિશ્વાસ મૂકે છે અને તેનો નિષ્પક્ષપાતપણામાં શંકા લાવી શકતો નથી. સભાઓના નિયમોનો અમલ કેમ કરવામાં આવે છે, તેના છેલ્લા આઠ વર્ષના અનુભવ ઉપરથી જણાય છે કે ધારાસભામાં જીલ્લાનો ગવર્નર તેમજ ગવર્નર જનરલનાં કામો ટીકા યા વિવેચનને પાત્ર ન થાય તે અત્યંત ઇચ્છવા જોગ છે. જે રાજ્યનો પોતે ઉપરી હોય તેવા રાજ્યનું કામ ખોટું છે એવી તકરાર ઉઠાવવામાં આવે, ત્યારે તેઓ નિયમ બહાર જઈ, પ્રમુખ તરીકે અમલદારોની તરફેણમાં પોતાનો હાથ લંબાવે, તો તે કેવળ માનુષિક છે. માટે ગવર્નર તેમજ વાઈસરાયને એવી જગાએજ ન મૂકવા, કે જેથી તેમની નિષ્પક્ષપાતવૃત્તિ સામે જરા પણ શંકા લાવી શકાય. ધારાસભાઓમાં અમલદારો તથા બીનઅમલદારો વચ્ચેની ફાટ સુપ્રસિદ્ધ છે. સભાઓના કામકાજ પ્રસંગે એવી ઘણી બાબતો આવે છે, જ્યારે એક પક્ષ અગર બીજાને પ્રમુખને અપીલ કરવી પડે છે. ૧૮૯૨ ના હિંદના કાઉન્સિલ એક્ટ પહેલાં અમલદારો તેમજ બીનઅમલદાર સભાસદો સભાના કોઇ પણ કાયદા ઉપર પોતાની મરજી મુજબ મત આપતા, પણ ત્યાર પછી એવો નિયમજ થઇ પડયો છે કે અમલદારો એક સાથે એકમત આપે: આ બીનઅમલદારો પણ ઘણી બાબતોમાં તો કોઇ પણ જાતનો હુકમ ન છતાં એકતરફી મત આપે છે. આમની સભામાં પ્રમુખના નિષ્પક્ષપાત માટે કાયદેસર નિયમજ કરવામાં આવ્યો છે કે સભાસદોના મત લેતાં બે બાજુના મત સરખા થાય તોજ પ્રમુખ પોતાનો મત આપવા હકદાર બને છે, અને આવે પ્રસંગે તેને મત આપવોજ પડે છે.

પાર્લામેન્ટના વહીવટ અનુસાર વિવેચનમાં ભાગ લેવાના સભાસદ તરીકેના તેના હકોનો તે અમલ કરી શકતો નથી. એવી જાતની દરમ્યાનગીરીથી પ્રમુખની નિષ્પક્ષાતવૃત્તિની જે ઉચ્ચ ભાવના છે તે ખંડિત થાય. પાર્લામેન્ટનો ઇતિહાસકાર કહે છે કે છેલ્લા બે જમાનાઓથી આવી જાતની દરમ્યાનગીરીનો એ કે દાખલો મોજુદ નથી. સભાની બહાર તેમજ અંદર તેમજ તેના પોતાના મતદારો આગળ પણ હરકોઇ પ્રકારની રાજ્યદ્વારી તકરારથી અલગ રહેવાનું તેને ફરમાન હોય છે. પ્રમુખની સ્થિતિનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે:—

"પ્રમુખના મતદારો મત આપવા જતા નથી, એટલુંજ નહીં, પણ હાલના રાજેતા મુજબ પાર્લામેન્ટ આગળ આવેલા કોઇ પણ કાયદાની તરફેણમાં અગર વિરૂદ્ધ મત આપવાનું તેમના પ્રતિનિધિ કહી શકતા પણ નથી. રાજનીતિ ઉપર વિવેચન કરવાને પ્રમુખ તેના મતદારમંડળ આગળ કદી પણ મળતો નહીં હોવાથી, ચાલુ રાજ્યદ્વારી શિક્ષણનું એક સાધન તો તેમને માટે બંધ થાય છે. જે મતદાર મંડળમાંથી પ્રમુખ આવેલો હોય ત્યાંની રાજ્યદ્વારી સંસ્થા પણ બંધ પડે છે: કારણકે હાલના પ્રમુખને પ્રતિનિધિ તરીકે પાછા વળવા કોઇ પણ સ્થાનિક મંડળના જરૂર નથી હોતી, જો કે પોતાના પક્ષના ખરડામાં તે નાણાં ભરે છે. સદરહુ મતદારો તરફથી ચાલતાં છાપાંઓ તેમના પ્રતિનિધિની પાર્લામેન્ટને લગતી વર્તણુક ઉપર સારી કે ખોટી ટીકા કરી શકતાં નથી: અને પ્રતિનિધિત્વનાં સઘળાં તત્વોમાં તે મતદારમંડળ પ્રતિનિધિ વગરનુંજ રહે છે. જે મતદારમંડળનો પ્રમુખ પ્રતિનિધિ હોય છે તેના રાજ્યદ્વારી જીવનમાં જીવ હોતો નથી; કારણકે રાજ્યદ્વારી શિક્ષણની તેમજ રાજ્યદ્વારી સ્થાનિક સંસ્થાની સઘળી પ્રવૃત્તિઓ અટકી પડે છે. પણ કોઇ પણ મતદારમંડળ તેની આવી ક્ષણિક તેમજ સવિશેષ રાજ્યદ્વારી અશક્તિઓ માટે ફરિયાદ કરતું નથી અગર ચીડાતું નથી. આમના સભા તથા દેશ તેમના પ્રતિનિધિને જે માન આપે છે, તેમાં તેઓ પોતાને માન થએલું ગણે છે." હિંદની ધારાસભાના પ્રમુખની પણ લગભગ એવીજ સ્થિતિ હોવી જોઇએ. હાલ તો તેથી તદ્દન ઉલટુંજ છે. ૧૯૧૦ ના નવેમ્બરમાં મેં મદ્રાસની ધારાસભામાં હાજરી આપી તેની પહેલીજ બેઠકે એક એવો

ઠરાવ લાવવામાં આવ્યો હતો કે પ્રાન્તિક સરકાર દર વર્ષે ટેકરી ઉપર જાય છે તે જવાનું બંધ કરવું. સર આર્થર લોલીએ અડધા કલાક સુધી ઠરાવ વિરૂદ્ધ ઘણી જાતની દલીલો આપી વિવેચન સમેટી લીધું. સભાઓના કામકાજમાં પ્રમુખના ભાષણો ઉપર મત નક્કી થયાના અસંખ્ય દાખલાઓ છે. સભાના કેટલાક સભાસદોની નિમણુક ગવર્નર કરતો હોવાથી આ બાબતમાં અગત્યનો સુધારો થવાની જરૂર છે.

## બેઠકો.

ધારાસભાઓની બેઠકો ભરવામાં પણ ઘણી ફરિયાદો કરવામાં આવે છે, કે સભાઓ લાંબે લાંબે અંતરે ભરવામાં આવે છે ને દેશની બાબતો ઉપર વિચાર કરવાને જોઇતી તકો મળી શકતી નથી. હિંદની વડી ધારાસભામાં તેમજ મદ્રાસની પ્રાન્તિક ધારાસભામાં ઠરાવો લાવવામાં આવેલા કે સભાની બેઠકો વધારે વાર ભરાવી જોઇએ; પણ અમલદારોના અને સરકારી મેમ્બરોથી તેઓ લગભગ રદ થએલા. નામદાર મદનમોહન માલવીઆએ એવો આગ્રહ કરેલો કે દેશનાં કામો ઉપર વિવેચન થવા, નાણાં સંબંધી પદ્ધતિની તપાસ થવા, જાહેર ખર્ચો ઉપર ટીકાઓ કરવા તથા રાષ્ટ્રીય હિતના સવાલો ઉપર વિચાર ચલાવવા હજુ વધારે બેઠકોની જરૂર છે. મી. ભુપેન્દ્રનાથ બસુએ ભાર મૂકી કહેલું, કે હિંદની ધારાસભાઓ ભરવાની ગોઠવણ તદ્દન બેહુદી છે. "તેઓને ઘણા પ્રાન્તોના રાજ્યવહીવટોના, ઘણી જાતિઓના, ઘણા રાષ્ટ્રોના, ઘણા વર્ગોના, અને ઘણા વિવિધ તરેહના સંબંધોને લગતા સવાલો વિચારવાના હોય છે." આ સર્વ દલીલો કશા પણ ખપમાં આવી નહીં. મદ્રાસની ધારાસભાની બાબતમાં બોલતાં મદ્રાસના અમલદારોના પ્રતિનિધિ ના. મી. લાયનેલ ડેવીડસને હિંદની વડી ધારાસભામાં કહ્યું હતું કે મદ્રાસમાં ચાલુ બેઠકો ભરવામાં આવતી હોવાથી કંટાળાને લીધે કેટલાક ઠરાવો મૂકી દેવામાં આવે છે. તેને એવી સુચના કરેલી કે જો વધારે બેઠકો ભરવામાં

આવશે તો વધારે ઠરાવો લાવવામાં આવશે તથા વધારે સવાલો પુછવામાં આવશે. તેનું કહેવું એવું હતું કે હિંદની ધારાસભાની વધારે બેઠકો માટેની માગણી સ્વીકારાય તો પરિણામ એ આવવાનું કે પ્રાન્તો પણ એવોજ રસ્તો પકડે, અને વખત એવો આવી પહોંચે કે "ઠરાવોનો અંત આવે નહીં અને સવાલોના જવાબો દેતાં દમ નીકળી જાય." સભાસદો પૈકીના એક મી. ડેવીડસને યાદ દેવડાવ્યું હતું કે અમલદારો પ્રજાના નોકરો છે અને શેઠો નથી; જાહેર હિતની બાબતોમાં સભાઓ આગળ વધારે કામ આવે, તો નોકરોએ તેને વશ વર્તવાનું છે. મદ્રાસની ધારાસભામાં કારોબારી સભાના જુદા સભાસદ સર એલેકઝાન્ડર કાડર્યુએ કાયદાની તકરાર ઉઠાવેલી. તેણે દલીલ કરેલી કે વધારે બેઠકો માટે માગણી કરવી એ ગવર્નરની આપખુદ સત્તામાં પગપેસારો કરવા બરાબર છે. અત્યારે તો ગવર્નરને પોતાને ફાવે ત્યારે અને ફાવે તે જગાએ બેઠકો ભરવાની સંપૂર્ણ આપખુદ સત્તા છે. ધારાસભાઓના ઘણા સભાસદોનો તો જાતિ અનુભવ છે કે અગત્યના સવાલો પ્રજાની આગળ ખડા થએલા હોય, છતાં તે ઉપર વિવેચન કરવા પ્રજાના હિતની ખાતર પણ સભાઓ ભરી શકાતી નથી. કારણકે સભા ભરાવવાની ફરજ ગવર્નરને પાડી શકાતી નથી, ને તેને તેમ કરવાની ફરજ પડે એવો કાંઈ કાયદેસર ઈલાજ નથી. જે દેશોમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓનો અમલ ચાલે છે, ત્યાં પાર્લામેન્ટને બોલાવવામાં, તેની બેઠકને લંબાવવામાં, તેમજ વિસર્જન કરવામાં, ગવર્નર પોતાના પ્રધાનમંડળની સલાહ પ્રમાણે વર્તે છે, ને કેટલી વખતે તો સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનના ગવર્નરને પાર્લામેન્ટ વહેલી બોલાવવા માટે પ્રધાનોને દબાણ કરવું પડે છે. પણ હિંદમાં ગવર્નરના હાથમાં કુલ સત્તા છે. ધારાસભાને અગર તેમના કામકાજ ઉપર નઝર રાખનાર પ્રજાને સરકારી સભાસદો જવાબદાર નથી. ને સરકાર તેમની સલાહ પ્રમાણે ચાલે છે. ઠેઠ ૧૮૯૫ માં મી. ગોખલે એવી સુચના કરી હતી, કે સભાના ૧/૩ સભાસદો માગણી કરે, તો ગવર્નરે સભા બોલાવવી એવો

સુધારો હાલના કામકાજમાં કરવા જેવો છે. અદ્યપિ આ સુધારો થયો નથી. હાલના ધોરણ ઉપર મદ્રાસમાં એક બીજી જાતની દલીલ કરવામાં આવી હતી, કે કોઈ પણ જાતનો કાયદો કરવાનું કામ સભાને ન હોય તો સભા ભરી શકાશે નહીં. ૧૯૧૫ ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એકટની ૮૦ મી કલમનો ઘણો સંકુચિત અર્થ કરવામાં આવે છે. ૧૯૦૯ પછીની હિંદની ધારાસભાઓ ફક્ત કાયદાઓ માટેજ ભરવામાં આવી નથી. કોઇ પણ સભાસદ રાજ્યવહીવટને લગતા કોઇ પણ કામની ચર્ચા કરી શકે છે. પ્રાન્તોમાં ચાલતા રાજ્યવહીવટમાં સભાસદોને સાથે મળી કામ કરવાની તક મળે એ માટે દેખીતા નવા રાજ્યદ્વારી ફેરફારો કરવામાં આવ્યા છે.

આમ આ સર્વ બાબતોમાં સભાઓની રાજ્યદ્વારી સ્થિતિ વધારે મજબુત બનાવવાની જરૂર છે. ચુંટણીદારો ગોઠવવાની તથા સભાના કામકાજના નિયમો ઘડવાની સત્તા સભાઓને હસ્તક રહેવી જોઇએ. તેમને પ્રમુખની ચુંટણી કરવાની પણ સત્તા હોવી જોઇએ. અને ગવર્નર કારોબારી સરકારનો વડા તરીકે ભલે ચાલુ રહે, પણ ધારાસભાની બાબતમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં તેની સ્થિતિ છે, તેવીજ સ્થિતિ અહીં પણ રહેવી જોઇએ. ધારાસભાઓ બોલાવવાની જરૂર પડે તો ગવર્નરને તે બોલાવવીજ પડે, એવી ફરજીયાત કલમ પણ હોવી જોઇએ.

## ખર્ચ ઉપરનો અંકુશ તથા સાધારણ રાજનીતિ.

કારોબારી સરકાર ઉપર પ્રાન્તિક ધારાસભાઓનો કેવો અંકુશ હોવો જોઇએ, એ વિશે આગલા પ્રકરણોમાં સાધારણ રીતે ઉલ્લેખ કર્યો છે. નાણાં સંબંધી તથા રાજ્યવહીવટી સ્વતંત્રતા વગર તેમજ કર નાંખવાની સત્તા વગર પ્રાન્તિક સ્વરાજ્ય સંભવતુંજ નથી. પ્રાન્તિક સ્વરાજ્યોના બંધારણ વિશે લોર્ડ હાર્ડિજના દીલ્લીના ખરીતામાં સુચના કરવામાં આવી હતી; મી. ગોખલેની

સુધારાની યોજના અનુસાર પણ હિંદમાં પ્રાન્તિક સ્વરાજ્યો તરતજ હયાતીમાં આવવાં જોઇએ, એવો આગ્રહ કરાયલો છે. ચોખ્ખા પ્રાન્તને લગતા વહીવટમાંથી વડી સરકાર પોતાનો અંકુશ પાછો ખેંચી ન લે અને તેની જગાએ પ્રજાકીય અંકુશ સ્થાપિત ન કરે, ત્યાં લગી સ્વરાજ્ય મળ્યું કહેવાય નહીં. આપણને આપણા રાજ્યવહીવટના કામમાં આપણી જ ખરી સત્તા જોઇએ છીએ. સર સત્યેન્દ્ર સિંહના શબ્દોમાં, હિંદીઓને જવાબદાર કર્યા વગર હિંદી સરકારને વધારે સત્તા આપવી તે સરકારને વધારે જુલમગાર બનાવવા બરાબર છે. જ્યાં લગણ ધારા બાંધવાની સત્તા પ્રજાને આપવામાં ન આવે, ત્યાં લગણ વહીવટમાં સત્તાનો વધારો થવો જોઇતો નથી. બીજી તરફથી લોર્ડ સીડનહામ જેવા પણ છે, જેઓને લાગે છે કે મી. ગોખલે પ્રાન્તિક સ્વરાજ્યની જે યોજના તરતજ અમલમાં લાવવા માટે ઘડી છે, તે જો હયાતીમાં આવે, તો તેથી "બ્રિટિશ રાજ્યને ધોકો લાગશે એટલુંજ નહીં પણ તેની સઘળી ખરી સત્તા લૂંટાઈ જશે." પણ તે એવી આશા બતાવે છે કે એવો વખત આવશે, જ્યારે પ્રાન્તિક સ્વરાજ્ય લગભગ પૂરેપૂરૂં જમાવી શકાશે. અરે, આ દેશમાં પણ પ્રાન્તિક સ્વરાજ્ય માટે વિચિત્ર વિચારો પ્રવર્તે છે. મીસીસ બીસાંટના છુટકારાના સંબંધમાં લખતાં પાયોનીઅરે મી. મોન્ટેગુ ઉપર એવો આરોપ મૂકેલો કે એમ કરી તેણે પ્રાન્તિક સ્વરાજ્યની ભાવનાનો ભંગ કર્યો છે. યુરોપી મતને દર્શાવનારૂં આ પત્ર એવું માનતું જણાય છે કે પ્રાન્તિક સ્વરાજ્ય એટલે પ્રાન્તિક સરકારોની સત્તાઓમાં વધારો કરવો તથા તેમને નાનાં નિરંકુશ જુલમગાર રાજ્યો બનાવવાં. મી. મોન્ટેગુએ તથા કોઇએ એવું કદાપિ કહ્યું નથી. ઉલટું છેલ્લાં પચીસ વર્ષથી આ દેશમાં કારોબારી અમલ ઉપર પ્રજાકીય અંકુશ વધારવા પ્રત્યે રાજ્યકીય વિચારનો ઝોક વળેલો છે.

ફેરફાર કરવામાં મુખ્ય સરત આ હોવાથી, એવો સવાલ ઉઠાવવામાં આવ્યો છે કે પ્રાન્તિક સરકાર ઉપર ધારાસભાઓનો

અમલ સઘળા કામોને લગતો વિસ્તારવો ?—કે અમુક નિયમિત ખાતાંને ?—ધારાસભાઓના અંકુશ વિશે ઉલ્લેખ કરતાં ઑકસફર્ડમાં વ્યાખ્યાન આપતાં લોર્ડ ઈસ્લીંગટને નીચેના શબ્દો વાપરેલા: "કેટલાંક અમુક ખાતાંઓમાં સરકાર ધારાસભાની મદદથી, અગર કામ કરતા અગાઉ તેમની રાજનીતિ નક્કી કરવા તેની એક કમીટીને પુછી તે કમીટીની મદદથી કામ કરશે. આ પછી ધારાસભા તે ઉપર ચર્ચા કરશે અગર સુધારા સુચવશે. આથી વિરૂદ્ધ વર્તન કરવા માટે પુરતાં કારણો છે એવી ખાતરી ધારાસભાને નહીં કરી આપવામાં આવે તો સરકારને તે સુધારા સ્વીકારવા પડશે. જો કારોબારી ખાતાના હિંદી સભાસદોને યોગ્ય રીતે ચુંટવામાં આવશે તો બેશક ધારાસભાના પ્રજાનિયુકત સભાસદોની દૃષ્ટિને માન આપી સરકારની રાજનીતિ ઘડાશે. હાલ જે વિવેચનોમાં દમ નથી તેમાં જીવ આવશે; કારણકે આમ થશે તો હાલ જેમ હિંદી બોલનારાઓ હમેશ સામી બાજુ પકડે છે તેમ નહીં થવા પામે, અને યાદ રાખવાનું છે કે ધારાસભાને માન આપી સરકારની રાજનીતિ નક્કી થઈ હશે, તો પરિણામો માટે સભાને પણ જોખમદારી ખભે ચડાવવી પડશે. આપણે જે અરથમાં જાખમદારી સમજીએ છીએ, તેનું તાત્પર્ય આ છે."

ઍંગ્લો–ઇન્ડીઅન છાપખાનામાં તેમજ ઍંગ્લો–ઇન્ડીઅન અમલદાર વર્ગમાં "આ ભાવોનો" પડઘો એમ જુદે જુદે સ્થળે પડેલો છે: છુપી રીતે એવી સુચના કરવામાં આવે છે કે પ્રાન્તિક રાજ્યવહીવટમાં થોડાં ખાતાં ચુંટી કાઢવાં, અને આ ખાતાંની કુલ મુખત્યારી ધારાસભાઓને સુપ્રત કરવી; આમ સુપ્રત કરાયલાં ખાતાં લાંબા વખત સુધી ફતેહમંદ રીતે ચાલે નહીં, ત્યાં લગી બાકીનાં બધાં ખાતાં જેમ હાલ ચાલે છે તેમ ચાલવા દેવાં; અને તેના ઉપર અંકુશ છે તેમને તમે કાયમ રાખવો. એમ કહેવામાં આવે છે કે સુપ્રત કરવામાં આવનાર ખાતાં એવાં ન હોવાં જોઇએ, જેની કાર્યસાધકતા ઉપર જાહેર સુલેહશાન્તિનો અગર બીજાં શાસ્ત્રીય ઢબથી ચાલતાં ખાતાંનો આધાર રહેલો હોય. આ યોજના પ્રમાણે ધારાસભાને બે જુદી જાતનાં કામો હોવાનાં, જેમને જુદાં પાડવાની જરૂર રહેશે. મદ્રાસ મેઈલ આ પ્રમાણે આ મતનું સ્પષ્ટીકરણ કરે છે:—

" જુદી જુદી વખતે જે જે ખાતાં સભાઓના સંપૂર્ણ અંકુશને વશ કરવામાં આવશે, તેમાં તેઓ અધિકારથી વર્તશે. જે ખાતાંઓ હાલ છે તેમને તેમ રાખવામાં આવશે, તેઓના સંબંધમાં સભાઓ સલાહકાર તરીકે વર્તશે. આવા સંજોગોમાં સભાના બીનઅધિકારી સભાસદો બીજા કરતાં પહેલામાં સ્વાભાવિક રીતેજ વધારે રસ લેવાના. અને એ તદ્દન સંભવિત લાગે છે કે તેઓ ખર્ચનો ખાસ વધારો આગ્રહથી માગશે. જો તેમને નવી માગેલી સત્તાનો કાંઈજ અર્થ હોય, તો મુખ્યત્વે કરીને તે હવે આ છે, કે વિવેકપુરઃસર ખર્ચનો વધારો થવા દેવા જોઈએ. પરંતુ આમ થાય તો સભાઓ તે માટે પૂર્ણ જવાબદાર હોવી જોઈએ ચાલુ ખાતાંઓ હતાં તેમને તેમ રાખવામાં આવે, અને તેમની કનેથી—પૈસાનો બદલો થઇ નવાં ખાતાંઓના અંકુશ લાવવામાં આવે—એવું થવું ન જોઇએ. જો તેમનાં ખાસ કામો માટે તેમને વધારે ખર્ચ કરવો હોય, તો તેઓ ભલે નવા કર માટેની યોજના તૈયાર કરે, અને તે મુદ્દા ઉપર મતદારોને પૂછે; આથી કડવાશ ઉભી થવાનો સંભવ છે પણ ખરે તેની શિક્ષણીય અસરનો સ્વાનુભવ થશે. એક તરફથી સભાસદો મતદારોને મોટાં વચન આપે, ને બીજી તરફથી તેમની કનેથી પૈસાની માગણી કરે, —જ્યાં લગી આવી સ્થિતિ ઉભી ન થાય ત્યાં લગી રાજ્યદ્વારી શિક્ષણ માટે ખરચમાં વધારો કરવાની સત્તા સભાઓને આપવી તે નકામું છે. વ્યવહારમાં આમ બનવું જોઇએ: ખાતાની ફેરબદલી કરતા અગાઉ તેજ ખાતા માટે શો ખરચ કરવામાં આવતો તેનો સાધારણ અડસટ્ટો લઈ સભાને તે અડસટ્ટો આપવો: જો વધારે ખર્ચ કરવાનો આગ્રહ થાય તો ખાસ કરો નાંખવા; આમ સારાં કૃત્યો નીપજશે તો તે માટે સભાસદો લોકપ્રિય થશે ને સાથે સાથે નવા કર માટે ખાસ માગણીઓ કરશે તો એ માટે અપ્રિય પણ થશે."

આમ તૈયાર થએલી યોજનાના હેતુઓ સભાઓનો અંકુશ જેમ બને તેમ ઓછો કરવાનો, તથા કારોબારી રાજ્યનું ઉપરીપણું જાળવી રાખવાનો છે. એવું નિયોજવામાં આવ્યું છે કે બે જાતનાં બજેટો, બે જાતના ચોપડા અને બે જાતની કામગરીઓ હોવી જોઇએ. એકમાં કારોબારી રાજ્યના અમલદારો લોકના પૈસા પોતાની મરજી મુજબ વાપરવાને સ્વતંત્ર રહે, જ્યારે બીજામાં બીનઅમલદારી સભાસદો નિયોજે તે પ્રમાણે ખાસ પ્રાન્તિક કર નાંખી ખોટ પૂરી કરવામાં આવે.

સાધારણ રીતે એવું સુચવવામાં આવે છે કે ધારાસભાઓના અંકુશ નીચે સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી અને એક કે બે બીજાં એટલાં ખાતાંઓ મૂકવાં. જો આ યોજનાઓ સ્વીકારવામાં આવે, તો તેની વ્યવહારૂં અસર એ થવાની કે રાજ્યવહીવટમાં ધારાસભાઓનો અસરકારક અવાજ રહે નહીં. સભાઓની શક્તિમાં અણવિશ્વાસ લાવવાને કાંઇજ કારણ નથી. વડી સરકારનાં તેમજ મોટા પ્રાન્તિક રાજ્યોની ધારાસભાઓનાં કામકાજ બતાવે છે કે વાઇસિરોયે તેમજ વહીવટી વડાઓએ ધારાસભાઓનાં કાર્યોની ઘણાજ ઉંચા શબ્દોમાં પ્રશંસા કરેલી છે. લોર્ડ હાર્ડિંજે ૧૯૧૫–૧૬ માં પોતાના હોદ્દાને છોડતાં અગાઉ બજેટની ચર્ચા વેળાએ જે ભાષણ કરેલું, તેમાં જણાવ્યું હતું કે, " દુનિયાના જુદા જુદા ભાગોમાં મને જે અનુભવ થએલો છે, તે ઉપરથી હું કહી શકું છું કે સભાસદો વચ્ચે સદ્‌ભાવની જે લાગણી પ્રવર્તે છે, તથા સભાના કામકાજોમાં જે ગૌરવ જળવાઇ રહે છે, તે જોતાં આ વડી ધારાસભા બીજી કોઇથી ઉતરતી નથી. " પ્રાન્તિક સભાઓમાં પણ આવીજ કબુલાતો થએલી છે. ઠરાવો લાવવામાં જે ડહાપણ દેખાડવામાં તથા સરકાર સાથે હાથ મીલાવી ચાલવાની જે ઇચ્છા ને તત્પરતા બતાવવામાં આવતી તે બધાને વખાણવામાં આવી છે. સભાના કામકાજોના નિષ્પક્ષપાત અવલોકનકારોએ પણ સભાના કામકાજોના ગૌરવ તથા ગાંભીર્ય માટે તથા સભાસદોની શક્તિસંપન્નતા માટે ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી જણાશે કે આખા પ્રાન્તિક વહીવટ ઉપર ધારાસભાનો અમલ રહેવાથી પ્રજાકીય હિત અથડામણમાં આવી પડશે, એવો ભય વાજબી નથી. કોઇ પણ વર્ષનું ઘણુંખરૂં ખર્ચ તો દર વર્ષે એકનું એકજ હોય છે અને તકરારનો સંભવ નથી. વિશેષમાં પ્રજાકીય સભાઓનાં નાણાં સંબંધી વિવેચનોને લાગુ પડતા મુખ્ય સિદ્ધાન્તો વિસારી શકાશે નહીં. હાલના કાયદા પ્રમાણે પ્રાન્તની મહેસુલને લગતો કોઇ પણ કાયદો ગવર્નરની પરવાનગી પછીજ લાવી શકાય છે. સંયુક્ત રાજ્યમાં કોન્સોલીડેટેટ ફંડમાંથી જે કાયમ ખર્ચ પાડવામાં આવે છે, તે ઉપર વાર્ષિક

વિવેચન સાધારણ રીતે થતું નથી; આમાં સાધારણ રીતે સેના તેમજ નૌકાને લગતાં ખર્ચોના અંદાજનો તેમજ દીવાની નોકરીઓનો તેમજ કોઈ પણ વધારાનો તથા ખાસ ખર્ચનો સમાવેશ કરવામાં આવતો જણાય છે. ખર્ચને લગતા ઠરાવો પણ સાધારણ રીતે સરકાર પોતે લાવે છે, ને " અગાઉ થઈ ગએલા કાયદાથી સંકુચિત થયેલા ધોરણ ઉપર " નાણાંને લગતી બાબતોના વહીવટ ઉપર આમની સભા પોતાની સત્તાનો અમલ કરે છે. હિંદની ધારાસભાઓમાં વ્યવસ્થાને લગતા ચાલુ ખર્ચ માટે તકરાર ઉઠાવવામાં આવતી નથી; વિવેચન વ્યવહારિક રીતે નવા ઠરાવો ઉપર તેમજ આરોગ્ય, કેળવણી તથા દવાને લગતાં ખાતાંઓ માટે વધારે સારૂં ખર્ચ ફાજલ પાડવામાં આવે તે ઉપર કરવામાં આવે છે માટે પ્રાન્તનાં બધાં ખાતાંઓને લગતાં કાર્યો ઉપર સભાનો અંકુશ મૂકવામાં આવે તો રાજ્યતંત્ર ભાગી પડશે તથા રાજ્યવહીવટનું સંગીનપણે ખંડિત થશે, એવો ભય રાખવાનું કશુંજ કારણ નથી. સભાઓના નાણાં સંબંધી કામકાજની યોગ્ય વ્યવસ્થા થતાં, પ્રાન્તિક ખાતાંઓ ઉપર સભાના અમલથી કોઇ પણ હરકત ઉભી થવા પામશે નહીં.

---

# પ્રકરણ ૧૩ મું.

## જીલ્લાનો વહીવટ



" જીલ્લાનો ચાલતો વહીવટ વધારે પ્રજાકીય બનાવવામાં તથા સ્થાનિક સ્વરાજ્ય વધારે વિસ્તૃત કરવામાં ન આવે, ત્યાં લગી પ્રાન્તિક સ્વરાજ્યની યોજના અપૂર્ણજ રહેવાની. "

—મીઃ ગોખલેનું રાજ્યદ્વારી વારસપત્ર.

આગલા પ્રકરણોમાં પ્રાન્તિક સરકારે તથા વડી સરકારના બંધારણમાં થવા જોઇતા ફેરફારો કરવા તેમજ કારોબારી રાજ્ય-વહીવટમાં અસરકારક રીતે પ્રજાકીય અંકુશ લાવવા પણ મેં ધ્યાન ખેંચ્યું છે. વર્તમાન બદ્લાએલી સ્થિતિઓને પહોંચી વળવા જીલ્લાના રાજ્યદ્વારી તંત્રમાં થવા જોઇતા ફેરફારો માટે હવે લખીશ. બ્રિટિશ રાજ્યની ફતેહ યા નિષ્ફળતા આગલા પ્રકરણોમાં રાજ્યદ્વારી સુધારાઓ માટે જે ઉહાપોહ કરેલી છે તે ઉપરજ આધાર રાખતી નથી, પણ જીલ્લાનો અમલ કેવો હોવો જોઈએ તે ઉપર પણ આધાર રાખે છે. જીલ્લાઓના ઉપરી અમલદારોના દરરોજના સંબંધમાં હિંદના સાધારણ લોકનો જે જથ્થો આવે છે, તેમને માટે જીલ્લાના અમલદારો સ્થાનિક લાગણીને જવાબદાર હોવા જોઇએઃ આ બીના ઘણી અગત્યની છે. સત્તાવિભાગ શાહી કમીશનના સભાસદો પૈકીના એક મી. એચ. એલ. હીચન્સે બ્રિટિશ અમલના આ સવાલ ઉપર વાજબી રીતેજ ઘણોજ ભાર મૂકેલો. જો પ્રાન્તોમાં સ્વરાજ્યની સ્થાપના થાય, તો પ્રાન્તિક રાજ્યતંત્રના મધ્યમાં પ્રજાકીય કાબુ સ્થાપિત થવાનો. રાજ્યવહીવટમાં પ્રજાનો યોગ મેળવી વહીવટનો મધ્ય તેમજ શિખરનો ભાગ વધારે સ્વતંત્ર થાય એવો યત્ન લોર્ડ

મોર્લીના સુધારાઓથી કરવામાં આવ્યો હતો. પણ જીલ્લાના વહીવટમાં કશોજ ફેરફાર કરવામાં આવેલો નહીં. પાયામાં હિંદનો રાજ્યવહીવટ, મધ્યમાં પ્રાન્તિક સરકારો તથા તેમનો અમલ, ટોચમાં વડી સરકાર તથા તેની કારોબારી સભા ને ધારાસભા, અને આ સર્વની પાછળ પાર્લામેન્ટની મંજુરી, તેના કાયદા તથા તેના અંકુશને કાર્યમાં લાવી પ્રતિનિધિરૂપ વર્તતો હિંદી પ્રધાન તથા તેની સભા,--આમ વર્તમાન રાજ્યતંત્રની સાંકળ ઘડાયલી છે. પાયામાં યોગ્ય સુવ્યવસ્થા કર્યા વગર, મધ્યમાં તથા ટોચમાં રાજ્યતંત્રને સુધારવાથી, આખું યંત્ર બગડી જવાનું. માટે વર્તમાન જીલ્લાના અમલદારી વહીવટમાં ફેરફાર કરી, સ્વરાજ્યનો સંગીન પાયો નાંખી, સ્વરાજ્યની શરૂઆત કરવી જોઇએ. હિંદમાં જીલ્લો એ રાજ્ય વહીવટનો એક મુખ્ય ભાગ છે. અત્યારે દેશમાં ૨૫૦ જીલ્લાઓ કરતાં વધારે જીલ્લાઓ છે, ને તેઓ બધા કદમાં તેમજ વસ્તીમાં સરખા નથી. દર જીલ્લાનું સાધારણ ક્ષેત્રફળ ૪૪૩૦ ચોરસ માઇલ જેટલું, અગર સંયુક્ત રાજ્યના યોર્કસાયરના ૩/૪ ભાગ જેટલું છે. દર જીલ્લાની વસ્તી આશરે ૧૦,૦૦,૦૦૦ માણસની છે. દરરોજના વહીવટની સીધી જોખમદારી જીલ્લાના હાકેમોની છે, જેમાં કલેકટર મુખ્ય અધિકારી હોય છે, જે વળી જીલ્લાનો મુખ્ય મેજીસ્ટ્રેટ પણ હોય છે. જીલ્લામાંથી સરકારના સ્થાનિક પ્રતિનિધિ તરીકે પણ તે હોય છે. તે આખા વહીવટના સ્તંભરૂપ છે. જાહેરકામ ખાતું, ફોરેસ્ટ, હકસાઇખાતું, પોલીસ, માપણી તથા મહેસુલી સર્વ ખાસ ખાતાંનાં કાર્યો તેને સ્વાધીન છે. આમ બીજાં ખાતાંઓના સંબંધમાં મુખ્ય પદ ભોગવવા ઉપરાન્ત, ખેતી વર્ગની સુખાકારી તથા સાધારણ મહેસુલી અમલ માટેની તેની જવાબદારીને કોઇ પૂછનાર નથી.

### કલેકટરનાં કામો

સત્તાવિભાગ શાહી કમીશને કલેકટરોનાં વિવિધ કામોની ગણતરી નીચેના શબ્દોમાં કરી હતીઃ—

" કલેક્ટર તરીકે તે ફક્ત મહેસુલી શાખાઓને લગતી ઉઘરાણી માટેજ જવાબદાર નથી; પણ સરકાર અને આખી બ્રિટિશ રાજ્યની વસ્તીના કે જેટલી વસ્તીવાળા ખેતીવર્ગ વચ્ચે જે ઘણી જાતના સંબંધો હોય છે, તેની સાથે પણ તેને લેવાદેવા હોય છે. આમ જમીનને લગતા રેજીસ્ટ્રેશન, ફેર-બદલીઓ, છુટકારા તથા વેંચણીના સવાલો, જેમાંથી સરકારને મહેસુલ મળે છે, તે બધા સાથે તેને સંબંધ હોય છે; અને આમ કરવામાં હિંદના ઘણાખરા ભાગમાં અસંખ્ય ગરીબ ખેડુત લોકો સાથે તેને વહેવાર રાખવો પડે છે. એવીજ રીતે મોટા ઈલાકાઓમાં જમીનદારો તથા જમીન ખેડનારાઓ વચ્ચે ન્યાય ચૂકવવાનું, તેમજ વાલી તરીકે ઘણી મીલકતો તેમની દેખરેખ નીચે આવે તેનો વહીવટ કરવાનું કામ તે કરે છે. આખા જીલ્લાની સાધારણ હાલતની તેને સંભાળ લેવાની હોય છે, અને દુકાળના તથા જમીનને લગતા સખ્ત દુઃખમરાના વખતમાં લોકોને દુઃખમાંથી છોડાવવાની તથા બીજા ઉપાયો યોજવાની જવાબદારી તેને શીર છે. ખેડુતોને તગાવી પણ તેજ આપે છે, તેમજ ખેતી સંબંધી આંકડા પણ તેજ તૈયાર કરે છે. તેના જીલ્લાને લગતા ફોરેસ્ટ ખાતાનો સાધારણ અમલ કે જેમાં લોકોનાં આર્થિક તેમજ બીજાં હિતો સમાયલાં હોય છે, તે તેને હસ્તક હોય છે.

" મ્યુનિસિપાલિટીઓનાં કામો ચલાવવાની તથા તે ઉપર દેખરેખ રાખવાની ફરજ તેની છે. ઘણીવાર તો એક અગર વધારે મ્યુનિસિપાલિટીઓનો તે ચેરમેન અગર પ્રમુખ હોય છે. જીલ્લાબોર્ડોનો પ્રમુખ ઘણુંખરૂં તે હોય છે. અને જીલ્લાબોર્ડ તેના તાબા નીચેનાં સ્થાનિક બોર્ડોની મદદથી રસ્તાઓ, નિશાળો તથા દવાખાનાઓને નિભાવે છે, અને ગામડાઓની આરોગ્ય સુધારણાનું તથા રસી મૂકાવવાનું કામ પણ કરે છે. છેવટે, જીલ્લામાં બનતા દરેક અગત્યના બનાવોની ખબર પુરી પાડવાનું કામ તેનું છે. તેના જીલ્લાને લાગુ પાડવામાં આવતી દરેક યોજના ઉપર તેની સલાહ લેવામાં આવે છે.

" જીલ્લા મેજીસ્ટ્રેટ તરીકે જીલ્લાની સલાહ શાન્તિને લગતી સર્વ બાબતો માટે તે જવાબદાર છે: એક તરફથી તેના તાબાની ફોજદારી કચેરીઓનાં કામ તેને સ્વાધીન છે, તો બીજી તરફથી તે સ્થાનિક પોલીસ અમલદારો ઉપર સાધારણ દેખરેખ રાખે છે; અને તેને પોતાને ફોજદારી કેસો ચલાવવાનું તથા ફોજદારી અમલો સાંભળવાનું પણ [illegible] છે. "

આ બધાં કામો કરવામાં કલેકટર એકલો હોય છે અને તે પોતાની જવાબદારી ઉપર કરે છે. લોર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનું જે નાનકડું પગલું ભર્યું છે તે બાદ કરતાં, આપણે છેલ્લા સૈકાની શરૂઆતમાં જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં આજે પણ છીએ. આમ કહેવામાં હું સવાલને કેવળ પ્રજાની દૃષ્ટિથીજ ઉલ્લેખું છું. જીલ્લાને લગતા વહીવટની બીજી કોઇ પણ શાખામાં પ્રજાકીય અંકુશનો વિકાસ થયો નથી. ઉલટું, અમલદારી અંકુશ જુદે જુદે રસ્તે જામ્યો છે. મુંબાઇ સિવાય દરેક મોટા પ્રાન્તોમાં રેવન્યુ-બોર્ડ તથા નાણાં કમીશનરોને પ્રાન્તિક સરકારના તાબેદાર એજન્ટ તરીકે બનાવવામાં તથા નિમવામાં આવ્યાં છે. આમ પ્રાન્તના મહેસુલી વહીવટની નાની બાબતો ઉપર દેખરેખ પ્રાન્તિક સરકારની રાખવામાં આવી છે. આવી નિયામક સત્તાઓ ઉપરાન્ત કેટલાક પ્રાન્તોમાં તો જીલ્લાઓના વર્ગો ઉપર મૂલકી કમીશનરો નીમવામાં આવ્યા છે, જેઓ કલેકટરો ઉપર પોતાની નિયામક સત્તાઓનો સીધો અમલ કરે છે. આ મૂલકી કમીશનરો રેવન્યુ બોર્ડથી નીચેના દરજ્જાના હોય છે ને કલેકટરો ઉપર તેમની કને અપીલ કરી શકાય છે. તેમને નાણાં સંબંધી તથા વહીવટ સંબંધી કેટલીક સત્તા આપવામાં આવેલી હોય છે. અગર કલેકટરનો સીધો ઉપરી મૂલકી કમીશનર છે અને તેના ઉપર રેવન્યુબોર્ડ તથા સરકાર છે. જીલ્લાના અમલ ઉપર અમલદારોનો અંકુશ મૂકવાની આ પદ્ધતિ છેલ્લા સૈકામાં વિકાસ પામી છે. જેવી રીતે પ્રાન્તિક સરકારો ઉપર વડી સરકાર અને હિંદી પ્રધાનનો અમલદારી કાબુ પ્રવર્તે છે, તેવીજ રીતે આમાં પણ થાય છે. અદ્યપિ જીલ્લાના રાજ્યતંત્ર ઉપર પ્રજાકીય કાબુ પ્રવર્તે એવી જાતની પદ્ધતિનો વિકાસ કરવાનો કાંઈ પણ યત્ન થએલો નથી; જે કાંઇ થોડે અંશે થયો છે તે ફક્ત સ્થાનિક સ્વરાજ્યના સંબંધ પુરતો છે, ને તે માટે આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

## કલેકટરની પદવી.

છતાં રાજ્યતંત્રની જે ત્વરિત વૃદ્ધિ છેલ્લા સૈકામાં થવા પામી છે, તેનાથી કલેકટરની પદવી જુદે જુદે રસ્તે ખંડિત થઇ છે. મારા કહેવા પ્રમાણે મૂલકી કમીશનર તથા રેવન્યુ બોર્ડનો કાળુ તે પહેલો ફેરફાર. પ્રથમ તો એવો ઈરાદો હતો કે કમીશનર તથા રેવન્યુ બોર્ડને મહેસુલને લગતી બાબતોમાં ઘણી મોટી સત્તાઓ આપવી, પણ પ્રાન્તિક સરકારોના સેક્રેટરીઓમાં આની મુખ્ય દોરી હોવાથી એમ થવા પામ્યું નથી. હાલ તો આ બન્ને સત્તાઓ નાણાં તથા વહીવટને લગતા અધિકારો પરત્વે સરખામણીમાં નહીં જેવી છે. કમીશનરની તથા ખાસ ખાતાંઓની સ્થાપનાથી કલેકટરની પદવીને ધોકો પહોંચ્યો છે. તેઓએ કાંઈ પણ નવી જાતનું કામ કરવાની તેની સત્તાઓને લુંટી લીધી છે અને તેની લાગવગને નકામી કરી દીધી છે. વહીવટમાં તેમજ સેક્રેટરીઓના કાળુમાં સરખી પદ્ધતિઓ દાખલ થવાથી મુખ્ય ઓફીસમાં સત્તા બહુધા એકહથ્થુ થવા પામી છે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે કલેકટરની નાણાં તથા વહીવટને લગતી સત્તાઓ ઘણીજ ઓછી થઈ ગઈ છે. આમ થવાથી જીલ્લાના વડાની પદવી હલકી પડી ગઈ છે, અને નજીવા સવાલોના સમાધાન માટે ઉપરી અધિકારીઓને વારે વારે પૂછવાથી કામનો ફેંસલો ઘણા વખત સુધી લંબાય છે. આ દરેક અધિકારીએ સત્તાનો અમલ બને તેટલો એકહથ્થુ કરેલો છે. પરિણામ એ આવ્યું છે કે સીધો રાજ્યઅમલ ઘણો થોડો થઇ ગયો છે. અમલદારની દૃષ્ટિથી વસ્તુસ્થિતિ આવી થઇ છે.

## નવાં ચિન્હો.

પ્રજાબાજુએથી નવી અસરો પણ હયાતીમાં આવી છે. જીલ્લાઓને લગતા રાજ્યદ્વારી પ્રશ્નોમાં કેળવણીના ફેલાવાથી લોકોનો જીવ રસ લેતો થયો છે, અને હવે કલેકટરની જુના વખતની આપખુદ સત્તા અસંભવિત બની છે. રાજ્યવહીવટ ચલાવવામાં પોતાનું

સ્થાન પ્રાપ્ત કરી ત સરકાર સાથે કામ કરવાની ઇચ્છા રાખે છે. કેળવાયલા વર્ગોને રાજ્યવહીવટની જોખમદારીમાં ભાગ પડાવવા અર્થે, તથા તેમાં તેઓ રસ લઈ શકે એ અર્થે, દાખલ કરવાની જરૂર હવે જણાઇ છે. આવી નવી અસરોની વૃદ્ધિને લીધે જીલ્લાના વહીવટ ઉપર ટીકા કરનારાઓ અસ્તિત્વમાં આવવા લાગ્યા છે. પૂર્વે તેઓ અસ્તિત્વમાં નહોતા. જીલ્લાની સુખાકારીને લગતા ઘણા સવાલોમાં પોતાનો હાથ રાખવાની તેઓ અપેક્ષા રાખે છે. ખુદ જીલ્લામાં જવાબદારીથી ઘણી આફતોને જાહેરમાં લાવવાની જરૂર છે; આ માટે અત્યારે તો કાયદાના બંધારણની રૂએ કાંઈ માર્ગ નથી. એટલા માટે જીલ્લાના અમલથી લોક વધારે ને વધારે અસંબદ્ધ રહે છે. કારોબારી સત્તા સ્થાનિક સ્થિતિઓ જોડે વધારે ગાઢ સંબંધમાં શી રીતે આવે, તે દૃષ્ટિથી સત્તાવિભાગ શાહી કમીશનને નાણાં તથા વહીવટને લગતી સત્તાઓનો વિભાગ કરવા સંબંધે સવાલો તપાસવાનું કહેવામાં આવ્યું હતું. જીલ્લાને લગતા વહીવટની સુધારણા કેમ કરવી, તેવો કમીશન આગળ મુખ્ય સવાલ આવી પડયો હતો, અને આ વિષય ઉપર ઘણી મહેનત લેવામાં આવી હતી.

## બે ઉપાયો.

શાહી કમીશન આગળ સુધારકોના બે પક્ષે જુદી જુદી બે દિશાઓમાં તેનો ઉપાય બતાવ્યો. એક બાજુએ સાક્ષીઓ તરીકે અમલદારોની ઘણી મોટી સંખ્યા હતી. હલકી જાતના અને કંટાળો ઉપજાવે તેવા અંકુશમાંથી કલેકટર છૂટો થાય એ માટે, તથા ઘણી બાબતોનો નિકાલ તે ચાલતા કામેજ કરી નાંખે, ને તેનો અંત ઝટ લાવી દે એવી દૃષ્ટિથી, તેની સત્તાઓ હજુ પણ વધારવામાં આવે એ માટે, તેઓએ ઘણી જાતની સુચનાઓ કરેલી. આ હેતુથી કલેકટરની નાણાં તથા વહીવટ સંબંધી સત્તાઓ વધારવા શાહી કમીશન આગળ ખાસ સંખ્યાબંધ સુચનાઓ કરવામાં આવી હતી. આવાજ બીજા ઉપયોગી સવાલો પણ વિચા-

રવામાં આવ્યા હતા. મૂલકી કમીશનરોની જરૂરજ છે કે કેમ, એવો એક સવાલ હતો. રેવન્યુબોર્ડ ચાલુ રાખવી કે કેમ, એવો બીજો પ્રશ્ન હતો. કમીશનરના સંબંધમાં જીલ્લાના વડા તથા સરકાર વચ્ચે તે એક પ્રણાલિકારૂપ છે, ને અમલદારોની દુનિયામાં તેનું ઉપયોગીપણું દેખાતું નથી. આ જગાને કાઢી નાંખવા કેટલાક બીનઅમલદારી સાક્ષીઓએ એવી સુચના કરેલી કે આ અમલદારો જીલ્લાના વહીવટ ઉપર નથી ધરાવતા કાબુ કે નથી તેમનો કાંઈ દાબ. આમ છતાં શાહી કમીશન એવા અભિપ્રાય ઉપર આવ્યું, કે કમીશનરોની જગાઓ કાઢી નાંખવી તે ઇચ્છવા જોગ નથી. તેમની મુખ્ય દલીલ એવી હતી કે આવી જગાઓ નાબુદ થવાની સાથે એકહથ્થુ સત્તામાં અનિવાર્ય વધારો થશે. તેમનું કહેવું એવું હતું કે, "સત્તાવિભાગની સુરચિત યોજનામાં મોટી સત્તાઓ બહોળા અનુભવવાળાઓને તેમજ પ્રજા સાથે સંબંધમાં આવવાની પુષ્કળ તકો મળતી હોય તેવા મોટા પગારના અમલદારોને ખરૂં જોતાં આપવી જોઇએ." આ ઉપરથી કમીશનરની સત્તાઓ વધારવા માટે તથા તેમની પ્રતિષ્ઠા સુધારવા માટે વિવિધ સુચનાઓ કરવામાં આવી છે. રેવન્યુબોર્ડના વિષય ઉપર પણ જબરો એકમત હતો,–કે ખરી રીતે તેઓ વધારાનાં સેક્રટરીએટનાં ખાતાં હોય તેમ, વ્યવહારિકપણે સેક્રેટરીએટના જેવું જ કામ કરે છે અને હાલની આવી પદ્ધતિથી નકામું કામ બેવડાય છે. આ બાબતમાં પણ અમલદારીવર્ગ રાજ્યતંત્રનું આ અંગ કાયમ રાખવાની તરફેણમાં હતો, ને શાહી કમીશન એવા નિર્ણયપર આવ્યું, કે સભાવાળી સરકારો હયાતીમાં આવી હોય અગર આવવાની હોય, અગર જેમાં કારોબારી સભાઓ મજબુત બનાવવાની હોય, તેવા કેટલાક પ્રાન્તોમાં રેવન્યુબોર્ડનાં મહેસુલી કામોનો, વિસ્તૃત થએલી પ્રાન્તિક સરકારોમાં સમાવેશ થઈ જવો જોઇએ. એટલે તત્વતઃ જીલ્લાના વહીવટમાં શાહી કમીશને અમલદારી પદ્ધતિમાં કાંઇ તાત્વિક ફેરફાર કર્યો નહીં ને ખરૂં જોતાં તેને જ્યાં હતી ત્યાંને ત્યાંજ રહેવા દીધી.

## સલાહકાર મંડળો.

બીજી બાજુએથી જીલ્લાના વહીવટને સુધારવા બીનઅમલદારી સાક્ષીઓની મુખ્ય સુચના કુલેકટરની સત્તાઓ વધારવાની નહોતી; તેમની સુચના તો રાજ્યવહીવટનાં કાર્યોમાં જવાબદાર પ્રજાનાયકો સરકાર સાથે ભેળાય, એવી હતી. આવી દૃષ્ટિથી શાહી કમીશન આગળ બીન—અધિકારી સાક્ષીઓમાંના લગભગ બધાઓએ જીલ્લાવાર સલાહકાર તેમજ વહીવટી મંડળો સ્થાપવાની સુચના કરી હતી. જુબાની આપનાર ૬૮ અમલદારોમાંથી ૧૦ સલાહકાર મંડળો ઉભાં કરવાની તરફેણમાં હતા તથા ૮૦૪ બીનઅમલદાર હિંદી સાક્ષીઓમાંથી ૭૧ આ સુધારાની તરફેણમાં હતા.

## મી. ગોખલેના વિચારો.

ઘણા સાક્ષીઓએ સલાહકાર મંડળો શા માટે ઉભાં કરવાં તે લંબાણથી જણાવ્યું છે, પણ સદ્ગત મી. ગોખલેની જુબાનીનો જ ફક્ત ઉલ્લેખ કરીશું. તેમને કહેલું કેઃ—જીલ્લાના હાલના અમલમાં ત્રણ દોષો છે—છૂપગી, ચોખ્ખું અમલદારીપણું, તથા ખાતાવાર વિલંબીપણું. લોકના હિતના અગત્યના સવાલો અધિકારીઓના રિપોર્ટ ઉપરથી તેમની જાણબહાર વિચારાય છે ને નક્કી થાય છે. ફક્ત તેમને સાધારણ જાણ માટે છેવટના હુકમો જણાવવામાં આવે છે, જાણે કે લોકો હુકમો માનવાનેજ માત્ર સર્જાયેલા હોય નહીં! વચમાં ઘણાં ખાતાંઓ વધી પડવાથી ઉપરી ઓફીસોમાં ને નીચલી ઓફીસોમાં સતત પૂછપરછ કરવામાં આવે છે. તેનાથી નજીવી બાબતોમાં પણ કામ ફેંસલ થતાં દીર્ઘ ને કંટાળા ભરેલા વિલંબો થાય છે, અને અભણ ગામડીઆઓને આથી ખીજવાટ ને દુઃખ સહન કરવાં પડે છે. જીલ્લામાં કારોબારી રાજ્યનો મુખ્ય પ્રતિનિધિ કલેક્ટર હોય છે. નિરંકુશ સત્તાથી થતાં અનિષ્ટો રોકવા તેના કામ ઉપર દાબ મૂકવામાં આવેલા છે, પણ આ સર્વ દાબો અમલદારો તરફના હોય છે; આનો અમલ એકજ જાતની નોકરીના માણસોથી કરવામાં આવે છે. નિયમ પ્રમાણે આ માણસો તેમનાથી જુના અમલદારો હોય છે. તેઓ સત્તાનો દેખીતો ને ઘણો ભારે દુરૂપયોગ થતાં અટકાવી શકે, પણ કુશળ વહીવટની ખીલવણી કરવામાં તેઓ બહુ

કીમતી નથી, અને ફરજો તરત બજાવતાં તેઓ તેને ઘણે ભાગે દખલરૂપ તો થાય છે જ. વસ્તુસ્થિતિ જોતાં દૂરથી આવા અમલદારોનો દાબ દાખવવામાં આવે એ જોઇતું નથી, પણ જે લોકો ઉપર અમલ ચલાવવામાં આવે છે તેઓજ તેના કામ ઉપર કાંઇક અંકુશ મૂકી શકે એવી જરૂર છે. આ કાજે દરેક જીલ્લામાં બીનઅમલદારોની એક નાની સભા હોવી જોઇએ; તેના ⅔ સભાસદો તરીકે જીલ્લાબોર્ડના બીન–અમલદારોની ચુંટણી કરવી તથા ⅓ સભાસદોની કલેક્ટર નિમણુક કરે. સર્વ અગત્યની બાબતોમાં કલેકટર આ સભાની સલાહ લે, એવું હુ ઇચ્છું. હું તેને છે તેથી પણ વધારે સત્તાઓ આપું, જેનો અમલ તે સભાને સાથે રાખી કરી શકે. આમ થવાથી જીલ્લાના વહીવટને લગતા સાધારણ સવાલોનો નિકાલ ઉપરી અમલદારો પૂછ્યા વગર તરતજ તેજ વખતે લાવી શકશે."

## એક વ્યક્તિ શાસન.

જીલ્લામાં સલાહકાર મંડળો માટેની ઉપરની રજુઆત ઉપરથી આવા સુધારા માટે શાં કારણો છે તે જણાય છે. ભલે કોઈ પણ અમલદાર જાતે પોતે ગમે તેટલો હમદર્દી હોય, છતાં જીલ્લાને લગતા સુખાકારીના ઘણાખરા સવાલોની બાબતમાં તેના તાબાના નોકરોના રિપોર્ટ ઉપર આધાર રાખી કલેકટર પડદા પાછળ વર્ત્તન ચલાવે છે, ને લાગતાવળગતા લોકો શું કહેવા માગે છે તે સાંભળવાની તક આપ્યા વિના ફેંસલો લાવે છે. જીલ્લાના અમલમાં કઠણાઇ, સરખાઇ, ને ખાતાઈ મજબુતપણે ઘર કરી બેઠી છે, અને આથી બધી બાજુએ ઘણો અસંતોષ ફેલાઈ રહ્યો છે. વહીવટને લગતાં ઘણાં અનિષ્ટો નાબુદ થવા માટે તેજ જીલ્લાના જાહેરમતની સહાય લેવા જીલ્લાનો વડો તથા તેના તાબાના નોકરો જાહેર મતની તપાસ કરતા નથી. ને અગત્યના સ્થાનિક સવાલોને નક્કી કરવા ખાસ કરીને સ્થાનિક મત ઘણોજ કીમતી ગણાય. કિંતુ તેને જરા પણ વજન આપવામાં આવતું નથી. રૈયતની સુખાકારીને લગતા ઘણા સવાલોના ફેંસલા આણવામાં, જીલ્લાના અમલદારોને સ્થાનિક સહાય વગર કામ કરવું પડે છે, અને વહીવટ જોડે સ્થાનિક જાહેર મત એકરૂપ નહીં હોવાથી ચાલતા જીલ્લાના વહીવટમાં કાંઈ દમ લાગતો નથી.

## પ્રજા.

જો હિંદમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ સ્થાપન કરવાની હોય, તો જીલ્લાનો વહીવટ છે તેવો રહી શકશે નહીં. સત્તાને અધિકારનો ફેરબદલો પ્રજામાં ઉદારપણે થવો જોઇશે. એવી લાગણી થવી જોઇશે કે પ્રજાકીય સુખાકારીને લગતી બાબતો પ્રજાની મદદ, સહાય ને મંજુરીથી જ નક્કી થાય. જીલ્લાના વહીવટની યન્ત્રણામાં પ્રજામતને મોભાદાર સ્થાન હોવું જોઇશે. સુવ્યવસ્થિત અમલ માટે પ્રજા અને અધિકારો વચ્ચે જે એખલાસ જોઇએ તેનો વિકાસ સત્તા માત્ર એક અમલદાર કનેથી બીજા અમલદારમાં ખસેડવાથી થવાનો નથી. અધિકારીવર્ગ તથા પ્રજા વચ્ચે જે ભેદભાવ વધતો જાય છે, તે મટાડવા અમલદારોમાં જ સત્તાવિભાગ કરવાથી કામ સરે તેમ નથી. એથી તો એક જાતના અમલદારી વર્ગમાંથી બીજી જાતના અમલદારી વર્ગમાં વધારે સત્તા આવવા પામશે. એક અમલદારની સત્તા બીજા અમલદારને આપવાથી જીલ્લાના વહીવટમાં કાંઇ સુધારો થવાનો નથી. સત્તાવિભાગ શાહી કમીશન આગળ અમલદારી વર્ગના જે સાક્ષીઓ આવેલા તેમનું આદર્શ પણ એવું હતું,-કે જીલ્લાને લગતી બધી બાબતોમાં જીલ્લાના કુલેકટરને છેવટનો અધિકાર હોવો જાઇએ, ને સરકારનું કામ તો માત્ર તે ઉપર દેખરેખ રાખવાનું અગર તપાસવાનું હોઇ શકે. પણ ફેર આટલો છે. અમલદારી અંકુશને પ્રતિપાદન કરનારાઓ તપાસ કરવાનાં તથા હીસાબો જોવાનાં કામો કમીશનરને આપવા માગે છે, જ્યારે કેળવાએલો જાહેરમત તે ઠેકાણે પ્રજાકીય અંકુશ મૂકવા માગે છે. જો અમલદારી મતનો સ્વીકાર થાય, તો ચોક્કસપણે જીલ્લાનો વડો હાલ છે તેના કરતાં વધારે આપખુદ થવાનો. કમીશન આગળ લગભગ દરેક અમલદારે અમલદારી અંકુશ ઢીલો થવા દલીલ કરેલી;—જીલ્લાના વડાથી તેના તાબેદાર અમલદારો, કમીશનરથી કુલેકટર, પ્રાન્તિક સરકારથી કમીશનર ને રેવન્યુબોર્ડ, અને વડી સરકારથી પ્રાન્તિક સરકાર, એમ

દરેક સ્વતંત્ર થવાં જોઇએ. જે લોકોના પૈસા તેઓ ઉડાવે છે તેઓએ તો માત્ર હુકમોજ માનવા—અને રાજ્યવહીવટમાં તેમનો અવાજ હોવાની કાંઇ જરૂર નહીં! શાહી કમીશન આગળ સત્તા-વિભાગ કેવે પ્રકારે કરવો એના ઘણાખરા રસ્તાઓ આ મથાળા નીચે આવેલા હતા; છતાં જીલ્લાની વહીવટી યન્ત્રણા ઉપર પ્રજાકીય અંકુશ ખીલવવાનો કશો પણ યત્ન કરવામાં આવ્યો નહોતો. શાહી કમીશનનું બંધારણજ એવું હતું કે પ્રજાકીય અંકુશના વિકાસને પસંદ કરે નહીં. મી. આર. સી. દત્તને બાદ કરીએ તો તેમાં એકે બીનઅમલદારી હિંદી પ્રતિનિધિ નહોતો, ને દત્ત પોતે નિવૃત્ત થએલા અમલદાર હતા.

## શાહી કમીશન.

વર્તમાન જીલ્લાનો વહીવટ કેવો અપ્રિય છે અને ચાલતા રાજ્યમાં પ્રજાકીય તત્વ દાખલ કરવાની કેટલી બધી જરૂર છે, એ માટે ઘણો વિપુલ પુરાવો હોવા છતાં, શાહી કમીશન એવા ઠરાવ પર આવ્યું કે કુલેકટર સાથે જુદી સલાહકાર મંડળની જરૂર નથી. તેઓની મુખ્ય દલીલ એ હતી કે જીલ્લાબોર્ડમાં જીલ્લાના આગેવાન બીનઅમલદારોનો સમાવેશ કરવામાં આવે છે; આ બોર્ડ ઘણી બાબતો ઉપર કુલેકટરને સલાહ પુરી પાડવાનું યોગ્ય સાધન છે; જો કે ઘણી બાબતોમાં વહીવટી બાબતોનો સમાવેશ થતો નથી છતાં, તેઓ સાધારણ રીતે જીલ્લાને તેમજ તેના બીજા ઉપયોગી ભાગો તથા લોકોને લગતી બાબતો સાથે સંબંધવાળા હોય છે. બીજી દલીલ એવી હતી કે શાહી કમીશનના ધોરણે હાલના સંજોગોમાં કુલેકટર તેના સલાહકાર મંડળ સાથે તેના અમલને લગતી જોખમદારીઓ ભાગ પડાવે એ અસંભવિત છે. છતાં મી. દત્તે આ મતથી વિરૂદ્ધ મત દર્શાવ્યો હતો અને જણાવ્યું હતું, કે જો સલાહકાર મંડળ કુલેકટરને તેના વહીવટી કામોમાં મદદ કરે એવો કાયદો થાય, તો જીલ્લાનો વહીવટ ઘણોજ કાર્યસિદ્ધ અને લોકપ્રિય નીવડે. તેનો ચોક્કસ અભિપ્રાય

હતો કે જીલ્લાના અમલનું જુદાપણું એક વ્યક્તિ શાસનને લીધે છે. ને તેજ હિંદમાં અસંતોષનું ખરૂં કારણ છે. કમીશનના આ એક હિંદી પ્રતિનિધિએ આખા બીનઅમલદારી મતને અનુરૂપ પોતાનો મત દર્શાવ્યો, પણ તે નિર્થક ગયો.

## જીલ્લાબોર્ડ.

જીલ્લાના સાધારણ અમલને લગતી બાબતોમાં હયાત જીલ્લાબોર્ડની સંસ્થા સલાહકાર મંડળ તરીકે કામ કરશે એવો શાહી કમીશને ઉલ્લેખ કર્યો હતો. આ મતની તરફેણમાં કાંઈ કહી શકાય એમ છે. પણ જીલ્લાબોર્ડનાં કાર્યોમાં હાલ ફક્ત કેળવણી, આરોગ્ય, દવા અને રસ્તાઓનોજ સમાવેશ થાય છે. જીલ્લાબોર્ડ પ્રજાના નામમાં સત્તાપૂર્વક બોલી શકે તે પૂર્વે તેનાં કામો ઘણાં વધારે હોશે, અને તેનું બંધારણ કાંતો સલાહ-કાર તરીકે તથા જીલ્લાના વહીવટના બીજા ભાગોમાં વહીવટદાર તરીકે ઘડાવું જોઇશે. દેશના સાધારણ અમલ જોડે જીલ્લાબોર્ડ જેવા ઉપયોગી અંગને જોડી દેવામાં આવે તો આવો સુધારો આવકારદાયક લેખાશે. વહીવટી પ્રગતિની જરૂરીઆતો ઘણીજ ભારે છે. જો જીલ્લાનો અમલ સુધારવો હોય ને હાલના સંજો-ગોને અનુકૂળ બનાવવો હોય, તો વહીવટી દુનિયાની આ શાખામાં વગર વિલંબે પ્રજાકીય તત્વ દાખલ કરવું જોઇશે.

## ધારા સભાઓ.

૧૯૦૯ માં ધારાસભાઓ વિસ્તૃત થઈ ત્યારથી ઉપરના સુધારાની ઉપયોગિતા ઘણી વધી પડી છે. હાલમાં જીલ્લાના પ્રતિનિધિઓ સવાલો પૂછીને તથા ઠરાવો લાવીને સ્થાનિક દુઃખોને પ્રકાશમાં લાવી શકે, એવાં કાયદેસર મંડળો આ સભા-ઓજ છે. પ્રાન્તિક સરકાર કને આવી કોઈ બાબતો લાવવામાં આવે છે તો તેનો ખુલાસો સ્થાનિક અમલદારો કને પૂછવામાં આવે છે, અને આવા મળેલા ખુલાસાની હકીકત ઉપરથી સરકા-રના જવાબો ઘડાય છે. જીલ્લાઓમાં પ્રજામત વૃદ્ધિ પામવાથી

ધારાસભાના કામકાજમાં વધારો થયો છે. જીલ્લાઓના આવા સવાલો લાવી ઉપાયો યોજવા અર્થે આ કાર્યમંદિરનું એકે પ્રતિષ્ઠિત મંડળ નહીં હોવાથી, દરેક નાની મોટી તથા નજીવી ફરિયાદ પણ હાલ તો ધારાસભામાં લાવવામાં આવે છે. ધારાસભાઓનું કામ વધી જવાથી પ્રાન્તિક સરકારોએ બડબડવા પણ માંડયું છે. મને તો ખાતરી છે કે ભવિષ્યમાં આથી ઘણુંજ કામ વધી જવા પામશે. આનો દેખીતો ઉપાય એ છે કે જીલ્લાની સલાહકાર સભાઓ ઉભી કરવી, જ્યાં ચોખ્ખા સ્થાનિક સવાલો લાવી શકાય. આમ થશે તોજ પ્રાન્તને લગતા ઉપયોગી સવાલો માટે પ્રાન્તિક સરકારો તેમજ ધારાસભાઓ સ્વતંત્ર થશે. જ્યાં લગી કોઇ પણ જાતનું આવું પગલું ભરવામાં નહીં આવે, ત્યાં લગી વ્યક્તિગત દુઃખના ઉપાય માટે પ્રાન્તિક સભાઓના ઓરડા ચાલુ રહેવાજ જોઈશે. મદ્રાસની ધારાસભામાં બોલતાં સર અલેકઝાન્ડર કાર્ડ્યુએ કામનો બોજો વધી જવાની ફરિયાદ કરી હતી.

## ગ્રામ્ય પંચાયતો.

અત્યાર સુધી જીલ્લાનો વહીવટ કેમ સુધારવો એવા સાધારણ સવાલ ઉપર મેં વિવેચન કર્યું છે; આમ કહી એવું કહેવાનો મારો ઈરાદો નથી કે ચાલતા વહીવટનું આખું રૂપ એક દિવસમાં બદલી શકાય એમ છે. પ્રાન્તિક સ્વરાજ્યના કાર્યક્ષેત્રમાં પ્રજાકીય કાબુના તત્વને મંજુર કરવામાં આવ્યા છતાં, હાલનાં ખાતાંઓથી ભરેલી રાજ્યપદ્ધતિને લીધે ગામડાનું સામાજીક જીવન છિન્નભિન્ન થઈ ગયું છે. તેનો ઉદ્ધાર કરવા અદ્યપિ કાંઇપણ સંગીન કાર્ય કરવામાં આવ્યું નથી. લોર્ડ મોર્લીએ નિઃશંકપણે કહ્યું હતું કે જાહેરજીવનની શરૂઆત ગામડામાંથી થવી જોઇએ. આવું કહ્યાને દશ વર્ષ વીતી ગયાં, છતાં ગામડાને સ્વરાજ્યના એક ભાગરૂપ બનાવવાનો પ્રાન્તિક સરકારે કાંઇ પણ સાચો યત્ન આદર્યો નથી. ગ્રામ્ય પંચાયતોની સ્થાપના કરી કાયદો સુધારવા સંબંધે, તથા ગામડાને લગતા કેળવણી, ન્યાય,

ફોરેસ્ટ, આબકારી, દુકાળનિવારણ, પોલીસ, દવા અને આરોગ્યના સવાલોને પહોંચી વળવાની દૃષ્ટિથી તેમને ચોકસ સત્તાઓ આપવા સંબંધે, છેલ્લાં પચીસ વર્ષથી વિચાર ચાલે છે, છતાં કશું પણ કરવામાં આવ્યું નથી. ગામડાનાં સામાજીક જીવનનો પુનરૂદ્ધાર કરવા સત્તાવિભાગ શાહી કમીશને ઘણી જુદી જુદી જાતની ભલામણો કરેલી; અને આ ભલામણો માટે લખતાં વડી સરકારે જાહેર કરેલું કે પંચાયતો સ્થાપવાની કોઈ પણ રાજનીતિ દાખલ થતાં ઘણાં વર્ષો લાગશે ને તેમ કરવા ઘણી સંભાળ ને વિવેકની જરૂર પડશે. છતાં, તેમના મત પ્રમાણે કોઇ પણ વ્યવહારૂં યોજના લાગુ કરવા માટે, લાગતાવળગતા લોકોની સહાયથીજ બની શકશે, ને તેથી આ સવાલ પ્રાન્તિક સરકારોના હસ્તક રહેવો જોઇશે. આ તરફનો યત્ન સફળ નીવડે તે માટે તેમને નીચેના સર્વ સાધારણ સિદ્ધાન્તો નક્કી કર્યાં હતા:

(૧) પસંદ કરેલાં ગામડાઓમાં તથા ગામડા કરતાં વધારે મોટા કાર્યક્ષેત્રોમાં, જ્યાં સાધારણરીતે લોકો રાજી હોય ત્યાં અખતરાઓ કરવા. (૨) જ્યાં કાયદો કરવાની જરૂર પડે ત્યાં તેવો ઐચ્છીક તથા સાધારણ કાયદો દાખલ કરવો: વહીવટ તેમજ ન્યાયની બાબતોમાં પંચાયતોની સત્તાઓ તથા તેમનાં કામો દરેક ગામમાં સરખાં હોવાની જરૂર નથી. (૩) જે ભાગોમાં ન્યાયનાં તેમજ વહીવટનાં કામો પંચાયતોને આપી શકાય તેમ હોય તો તેવાં કામો તેમને સોંપવાં. (૪) જ્યાં ગ્રામ્ય પંચાયતો સ્થાપવામાં આવે ત્યાં હાલની ગામસુધરાઇ કમીટી તથા કેળવણી કમીટી ગ્રામ્ય પંચાયતોમાં ભેળવી દેવી. (૫) પંચાયતોનો ન્યાય સાધારણરીતે ઐચ્છીક રાખવો, પણ પક્ષકારો જેઓ પંચાયતો મારફત ન્યાય લેવાની ઇચ્છા ધરાવતા હોય, તેઓ તેમ કરવા લલચાય એ માટે વાજબી સગવડો કરી આપવી. દાખલા તરીકે, સ્ટામ્પ લેવાનું ઠરાવવામાં આવે તો તે ઘણોજ ઓછો રાખવો; કેસ ચાલવામાં કાયદાઓની બારીકીઓ બને તેકલી ઓછી કરવી ને હુકમનામાની બજવણી વધારે જલદીથી થાય એમ કરવું. (૬)

પ્રાન્તિક સરકારના કાબુ હેઠળ અગર અમલ હેઠળ રહે, એવી જાતની કર નાંખવાની સત્તાઓ પંચાયતોને આપવી, પણ કરનો બોજો એટલો બધો ન હોવો જોઇએ કે જેથી પંચાયતોના વિકાસમાં વાંધો આવે. (૭) વહીવટી સત્તા ભોગવનારી પંચાયતોનો કારોબારી સંસ્થા જોડે કેવી જાતનો સંબંધ હોવો જોઇએ, એ સ્પષ્ટરીતે નક્કી કરવું. જીલ્લાની અગર તાલુકાની બોર્ડ નાણું આપતી હોય તો આવી સંસ્થાઓ તેઓ ઉપર થોડીઘણી દેખરેખ રાખે, એ વાંધાભરેલું નથી.

આવા હેતુઓ અનુસાર જુદી જુદી પ્રાન્તિક સભાઓને લખવામાં આવેલું,–કે આવી પંચાયતોના બંધારણ માટે કાયદો કરવો. પણ અત્યાર સુધી યત્નો નિષ્ફળ નીવડયા છે. મદ્રાસની પ્રાન્તિક સરકારે આવી જાતનો કાયદો કરવા જે જે ઠરાવો લાવવામાં આવેલા, તેની સામે વાંધો લીધો, અને એવું કહી સંતોષ લીધો–કે સ્થાનિક બોર્ડ એકટની કલમોનો ઉપયોગ કરી મોટા કદનાં ગામડાઓમાં "લોકલ ફંડ યુનીઅનો" સ્થાપવાં અને બાકીને માટે નાનાં ગામડાઓમાં કાયદાઓ કરવાની સત્તાઓ વગરની "નામની પંચાયતો" સ્થાપવી,–જેઓ ગામ સાફ સાફ રખાવવાનું તથા રસો મૂકાવવાનું, તળાવો, મચ્છીમારખાતાં, ઢોરને ઉભા રહેવાનાં ઠેકાણાં તથા અનાજ સાફ કરવાની જગાઓ ઉપર દેખરેખ રાખવાનું, પાણીની નહેર કઈ તરફ લઇ જવી તેની વ્યવસ્થા કરવાનું, કુવા મરામત કરાવવાનું, ઘાસ ને બળતણ પુરાં પાડવાનું તથા ગામસાઈ ચરો તેમજ ગામડાની નિશાળોની વ્યવસ્થા રાખવાનું તથા બીજાં સ્થાનિક કામો કરવાનું કામ કરે. તે વખતેજ સરકારને કહેવામાં આવેલું કે નામની પંચાયતોને કામો સુપ્રતને કરવાથી, કાયદો કરવાની સત્તા વગરની પંચાયતો સ્થાપવાથી, કામ કદી પણ સિદ્ધ થઇ શકશે નહીં. આવું છતાં આ પંચાયતો તેમને સોંપવામાં આવેલાં બધાં કામો સાંગોપાંગ પાર પાડી શકશે, એવો મદ્રાસની સરકાર વિશ્વાસ રાખે છે તે ખરેખર

અર્થ ઉપજાવનારૂં છે. સંયુક્ત પ્રાન્તની સરકારે એક કમીટી નીમી હતી. તેને એવી ભલામણ કરી કે પંચાયતો સ્થાપિત કરવીજ હોય તો દીવાની, ફોજદારી, આરોગ્ય ને કેળવણીની બાબતોમાં તેને સત્તાઓ હોવીજ જોઇએ. કારણ કે પંચાયતો કેસો ચલાવે, પુરતું કામકાજ કરે, પુરતા પૈસા ખર્ચે અને આમ જવાબદારીની અને સચ્ચાઇની ભાવના તાજી રાખે, એ ઘણુંજ અગત્યનું છે. તેઓએ એવી ભલામણ કરેલી કે સાધારણ કાયદો પસાર કરવો ને તેનાથી જરૂરની આ સર્વ સત્તાઓ આપવી. સંયુક્ત પ્રાન્તની સરકારે આ બાબત ઉપર વિચાર સરખો આપ્યો નથી. બંગાળાની પ્રાન્તિક સરકારે જીલ્લાના આવા અમલને લગતો સવાલ તપાસવા એક કમીટી નીમી, અને આ કમીટીએ ગ્રામ્ય સંસ્થા પ્રત્યે કાંઇક લક્ષ્ય આપ્યું છે. એવું સમજાય છે કે એ બાબતમાં કાયદો તૈયાર કરવાનો વિચાર ચાલે છે. ગામડાના જીવનને વ્યવસ્થિત કરવા હજુ મુંબાઇ ઇલાકામાં કશું પણ ચોક્કસ કરવામાં આવ્યું નથી. મધ્યપ્રાન્તમાં સરકારે એવું ઉડાઉ વચન આપેલું કે આ સવાલ ઉપર વિચાર કરવામાં આવશે. ગામડાઓના સામાજીક જીવનનો પુનરૂદ્ધાર કરવા એટલા બધા લાંબા વખતથી વિચાર ચાલે છે કે હવે કોઇ પણ માણસ, સરકાર આ બાબતમાં કાંઇ પણ કરશે, એવી આશા સુદ્ધાં રાખતું નથી. એ તો જીલ્લાના અમલદારો અને પ્રાન્તિક સરકારો વચ્ચે તથા પ્રાન્તિક સરકારો અને વડી સરકાર વચ્ચેજ માત્ર આ બાબત ચર્ચાયાં કરવાની

## લોકલ બોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓ.

હાલમાં કોઇ પણ સંસ્થાઓમાં પ્રજાકીય કાણુનો કાંઇપણ અંશ હોય તો તે લોકલ બોર્ડોમાં તેમજ મ્યુનિસિપાલિટિઓમાં છે. લોર્ડ રિપનના નામ સાથે જોડાયેલી સ્થાનિક સ્વરાજ્યની યોજના નીચે આ સંસ્થાઓ ૧૮૮૨ માં સ્થાપન થઇ. ૧૮૮૨ માં સ્થાનિક સ્વરાજ્યના ઠરાવ ઉપર વડી સરકારે જણાવ્યું હતું, કે

"સાધારણરીતે એવું પ્રતિપાદન કરવામા આવે છે કે હિંદવાસીઓ સ્વરાજ્યની ભાવનાથી યોગ્યતાને તદ્દન અલગ રાખે છે, જાહેર કામોમાં નહીં જેવો રસ લે છે અને સરકારી નોકરો તેવાં કામો તેમની વતી કરે એ તેમને વધારે પસંદ પડે છે." ગવર્નર-જનરલે તેની કારોબારી સભામાં કહ્યું હતું, કે ઘણા અમલદારો જેઓ ઉપર પ્રમાણેની હકીકત જણાવે છે, "તેમની વાત ઉપર હું ગણું વજન આપતો નથી." તેમને વળી એવું પણ જણાવ્યું કે "દરવર્ષે જેમ જેમ દેશમાં સુધારાની પ્રગતિ થતી જાય છે અને આર્થિક સંપત્તિ વધતી જાય છે, તેમ તેમ વહીવટનું કામ ઘણું ભારે થતું જાય છે. સ્થાનિક અમલદારો ઉપર કામના પોટલા કેટલા વધી પડયા છે, તેની ફરિયાદો દરેક સરકાર દરવર્ષે કરી રહી છે. નોકરોની સંખ્યા વધારવા બધી બાજુએથી બુમો આવે છે. દરેક ખાતામાં એક સર્વસાધારણ ફરિયાદ તો એ કરવામાં આવે છે કે કામ જોઇએ એ કરતાં વધી ગયું છે. આવા સંજોગોમાં છૂટકારા માટે કાંઇ પણ ઉપાય શોધી કાઢવો એ ઘણુંજ જરૂરનું છે; મને પોતાને ખાતરી થઈ ચૂકી છે કે લોકો પોતાનાં કામોની વ્યવસ્થા બને તેટલી પોતાની જાતે કરી લે એવી રીતે તેમને લલચાવવા, એજ સરકાર માટે ડહાપણનો રસ્તો છે; જેથી રાજ્યદ્વારી કારણોને લઇને સરકારો અમલદારોના હાથમાં ન રાખવાને કાંઈ હરકત ન હોય તેવી બધીજ બાબતો માટે લોકો આત્માવલંબનની શક્તિ સંપાદન કરે, એવી જાતનો વિકાસ કરાવી શકે." સરકારની રાજનીતિ કેવા પ્રકારની છે તે માટે આવો સ્પષ્ટ ખુલાસો છતાં, અમલદારી વર્ગ પોતાની સત્તાઓ છોડવા ઘણોજ નારાજ છે. ૧૯૧૫ માં ૭૯૫ મ્યુનિસિપાલિટીઓમાંથી ફક્ત ૨૭૨ મ્યુનિસિપાલિટીઓને લોકનિયુક્ત યા સરકારનિયુક્ત બીનઅમલદાર ચેરમેન તરીકે હતો, જ્યારે બાકીની મ્યુનિસિપાલિટીઓ ચુંટાયલ અગર નિમાયલા અમલદારોના તાબામાં હતી. લોકલબોર્ડોની બાબતમાં તો સ્થિતિ આથી પણ વધારે કફોડી છે. જીલ્લાબોર્ડોમાં કલેકટરોજ અદ્યપિ પ્રમુખ તરીકે બેઠા છે, તથા તાલુકા બોર્ડોમાં પણ ઘણેખરે ભાગે સરકારી અમલદારોજ પ્રમુખ તરીકે હોય છે. મ્યુનિસિપાલિટીઓ તથા બોર્ડોના બંધારણમાં પણ અમલદારી તત્વ ઘણુંજ જોરદાર હોય છે. વર્તમાન સ્થિતિને ૧૯૧૫

માં વડી સરકારે તાળવી કાઢી હતી. તે ઉપરથી ચોખ્ખું જણાય છે કે ઘણાખરા પ્રાન્તોની જીલ્લા તથા તાલુકા બોર્ડોમાં ½ યા ⅓ ભાગ જેટલું અમલદારી તત્વ હોય છે અને કેટલાક પ્રાન્તોમાં તો પ્રજાકીય સભાસદોની બહુમતિ પણ નથી. આમ જીલ્લાનો વડો આ મંડળોનું બંધારણ અદ્યપિ ઘણે ભાગે નક્કી કરે છે અને બોર્ડો તથા મ્યુનીસિપાલિટીઓનો વહીવટ હજુ પણ અમલદારી વર્ગજ ચલાવ્યાં કરે છે.

જ્યાં બીનઅમલદારી ચેરમેન અગર પ્રેસિડન્ટ હોય તોપણ, ત્યાંની રાજનીતિ તથા કાબુ અદ્યપિ ઘણે ભાગે સરકારના હાથમાં તથા ખાતાંઓના ઉપરીઓના તથા બીજા અમલદારોના હાથમાં હોય છે. ૧૮૩૨ ના રિફૉર્મ એકટ પૂર્વે સંયુક્ત રાજ્યમાં સ્થાનિક અમલદારોની જેવી સ્થિતિ હતી, તેવીજ સ્થિતિ કેટલેક અંશે હાલ આ દેશમાં ચાલે છે. ત્યાં સ્થાનિક બાબતોનો વહીવટ રાજ્યથી અગર રાજયના નિમાયલાઓથી ચલાવવામાં આવતો. રિફોર્મ એકટથી પાર્લામેન્ટ પ્રજાકીય બની, અને આવી રીતે સુધરેલી પાર્લામેન્ટે એકદમ સ્થાનિક મંડળોને નાબુદ કર્યાં અને ગામડાઓમાં પ્રજાકીય રાજ્યનો ફેલાવો કર્યો. આથી સ્થાનિક સરકારનાં કાર્યો જે મંડળો કરતાં તે ૧૮૩૫ ના મ્યુનિસિપાલ કોરપોરેશન એકટની રૂએ ચુંટણીના ધોરણ ઉપર મૂકાયાં. આવોજ ફેરફાર આ દેશમાં પણ થતો લાગે છે. ધારાસભાઓના ફરીવારના બંધારણ પછી સ્થાનિક સ્વરાજ્ય પૂર્ણ પ્રજાકીય ધોરણ ઉપર વિસ્તૃત કરવા ઠરાવો સભામાં લાવવામાં આવે છે. છતાં અમલદારી અંકુશ નીચેથી આ દેશનાં સ્થાનિક મંડળોને સ્વતંત્ર બનાવવાનો સરકારે હજુ પણ રસ્તો ખોળી કાઢયો નથી.

## સ્થાનિક ખર્ચ માટે નવી યોજના.

સ્થાનિક મંડળોના મિશ્ર બંધારણનો સવાલ બાજુ પર મૂકતાં, એવા ઘણા અગત્યના સવાલો છે, જે ઉપર અદ્યપિ પુરતું ધ્યાન આપવામાં આવ્યુંજ નથી. હિંદમાં સ્થાનિક સત્તાઓને

અમલદારી અંકુશમાંથી મુક્ત કરવામાંજ તેમની સુવ્યવસ્થાનો માત્ર આધાર નથી. તેનો આધાર તેમનાં આર્થિક સાધનો શી રીતે સુધારવાં તે ઉપર પણ છે. તેમને જે બહોળાં કામો સુપ્રત કરવામાં આવ્યાં છે તે જોતાં, અને સાથે સાથે ઉત્પત્તિનાં સાધનો કેટલાં નજીવાં છે તે જોતાં, અચંબો થતો નથી,–કે આ દેશની સ્થાનિક સત્તાઓ તેમને સોંપાયલાં કામો સાંગોપાંગ પૂરાં પાડી શકે નહીં. આ દેશનાં સ્થાનિક મંડળોએ અમુક ધોરણ ઉપર મહેસુલમાંથી અમુક ભાગ લેવાની, અગર ખાસ કામો માટે બક્ષીસો લેવાની, એવી આર્થિક મદદ માટે ચોક્કસ યોજના ઉપર ઠરાવો તૈયાર કર્યા છે. સ્થાનિક સ્વરાજ્યનો આખો સવાલ વધારે સારાં આર્થિક સાધનો ઉપર આધાર રાખે છે, અને સત્તાવિભાગ કમીશન આગળ ઘણા પ્રતિષ્ઠ સનદી નોકરો જેવા કે સર હર્બર્ટ રિઝલી તેમજ સર જેમ્સ મેસ્ટને કબુલ પણ કરેલું, કે જીલ્લા બોર્ડ તેમજ મ્યુનિસિપાલિટીઓનાં સાધનો એવાં પુરતાં નથી, કે વહીવટના હાલના ધોરણ અનુસાર તે કામો પુરાં પાડી શકે. કેટલાકે તો એટલે સુધી કહેલું કે તેઓ વધારે સારૂં કરી શકતાં નથી એ બીના અચંબો પમાડનારી નથી. બલ્કે, તેઓ આટલુંય કરી શકી છે તેજ અચંબો ઉપજાવનારૂં છે. વહીવટમાં પ્રગતિના ધોરણ ઉપર જીલ્લા બોર્ડ તથા પ્રાન્તિક સરકાર વચ્ચે નાણાં સંબંધી મુદતીયા સમાધાન થયેલું હોય તો સારૂં, એવી કેટલાકે દલીલ કરેલી. આમ સ્થાનિક નાણાં માટે આપણે નવી પદ્ધતિની જરૂર છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## સનદી નોકરીઓ.



હિંદની રાજ્યકારી તેમજ રાજકર્ત્રી સત્તા હિંદની સનદી નોકરીના હાથમાં છે. હિંદના રાજ્ય-વહીવટનું એક મુખ્ય લક્ષણ એ છે કે જાહેર નોકરીઓમાં આ નોકરી સર્વોપરી છે. આ નોકરો મોટા પગારો તથા મોટાં પેન્સનો લે છે ને રાજ્યકારી કુલ સત્તા તેમના હાથમાં છે. આ નોકરીની મહત્તા એટલી બધી છે કે આ કાયમી અમલદારોને નિયમનમાં રાખવાને આ દેશમાં સ્વાધીન સંસ્થાઓ નથી. સંયુક્ત રાજ્યમાં તથા સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં, કાયમી સનદી નોકરો પાર્લામેન્ટના અંકુશ હેઠળ છે, ને પાર્લામેન્ટના નેતાઓની દેખરેખ નીચે તેઓ કામ કરે છે. ત્યાંના કાયમી સનદી નોકરો એવું કદીએ ભૂલી જતા નથી કે તેઓ કેવળ એક નોકરવર્ગ છે ને પાર્લામેન્ટની તીખી ટીકાને કોઇ પણ કાળે પાત્ર છે. હિંદમાં વસ્તુસ્થિતિ તદ્દન જુદા પ્રકારની છે. હિંદની સનદી નોકરોજ સરકાર છે; વ્યવહારૂં રીતે હિંદનાં કામો ઉપર સંયુક્ત રાજ્યની પાર્લામેન્ટનો કાબુ નહીં જેવો છે. આમ હિંદની રાજ્યપદ્ધતિ મુખ્યત્વે કરીને અમલદારપ્રધાન છે. જો આ દેશમાં પ્રજાકીય સંસ્થાઓ સ્થાપવાની હોય, તો નોકરીઓના આખા સવાલને તદ્દન જુદાજ દૃષ્ટિબિન્દુથી વિચારવો પડશે. જાહેર નોકરીના શાહી કમીશનના રિપોર્ટમાં મતભેદ જણાવતાં મી. અબ્દુર રહિમે આ દૃષ્ટિબિન્દુ જણાવી દીધું પણ છે. તેમણે કહ્યું છે કેઃ

જે દૃષ્ટિબિંદુઓથી કમીશનરોની બહુમતિ એ તથા મેં હિંદીઓની નોકરીઓનો સવાલ હાથ ધર્યો છે, તે તાત્વિકપણે જુદાં

છે. તેઓએ પોતાને આ સવાલ પૂછયો છેઃ-હિંદીઓ નોકરીમાં વધારે પ્રમાણમાં જોડાય તે સારૂં કયા કયા રસ્તા છે? પણ મારા મત પ્રમાણે સંતોષકારક પરિણામ લાવવા માટે ખરૂં દૃષ્ટિબિંદુ તો આ છેઃ-યુરોપમાંથી નોકરો ખાસ જરૂર જોગાજ ઉતારવાઃ- આ માટે કયી નોકરીઓમાં ને કેટલા પ્રમાણમાં ઈંગ્લાંડમાંથી નિમણુકો કરવી? બહુમતિના દૃષ્ટિબંદુથી તો એવો અર્થ થાય કે વહીવટમાં હિંદીઓને નોકરીઓ આપવા માટે ખાસ પગલાં ભરવાં જરૂરનાં છે, અને તેટલા માટે કેટલી જગાઓ તેમને આપવી, એ સવાલ ઉભો થાય છે. બધી સ્થિતિનું અવલોકન કરતાં મને ખાતરી થઇ છે, કે રાજ્યવહીવટનાં મોટાં ખાતાંઓમાં હિંદીઓ પગભર ન થયા હોય, તો તેમાં તેમનો દોષ નથીઃ તેમના માર્ગમાં ઘણી જાતનાં આડાં બંધનો નાંખવામાં આવ્યાં છે, તેને લઇનેજ એવી સ્થિતિ ઉદ્ભવી છે. ”

આવી સ્પષ્ટ અને ખુલ્લી રીતે હિંદીનું દૃષ્ટિબિંદુ પ્રગટ કરવા માટે મી. અબ્દુર રહિમનો આખો દેશ ઉપકાર માને છે.

## રાજ્યદ્વારી બુદ્ધિ.

ઘણી વેળા સવાલ ઉઠાવવામાં આવે છે,-કે હિંદી નોકરશાહીની પદ્ધતિથી શું ભૂતકાળમાં આવશ્યક રાજ્યદ્વારી કુનેહ પૂરી પડી શકી છે?-ને ભવિષ્યમાં પડશે? સવાલ અગત્યનો છે. સ્વરાજ્ય સ્થાપન કરવાની યોજના થવાની છે તે જોતાં હાલમાં તે ઘણો વધારે ઉપયોગી છે. હિંદની સનદી નોકરીને પરિણામે કુશળ વહીવટદારો ઉત્પન્ન થવા પામ્યા છે, ને તેમની સંપૂર્ણ પ્રામાણિકતા તથા શુદ્ધ બુદ્ધિનો સર્વદા સ્વીકાર કરવામાં આવ્યો છે. એમ છતાં, તેઓ સતત સરકારી કામો કરતા હોવાથી રાજનીતિના વિશાળ સવાલો ઉપર ખરો નિર્ણય લાવવાને આવશ્યકપણે પાત્ર ગણી શકાય નહીં. ઈંગ્લાંડના હાલના કેળવણી ખાતાના પ્રધાન દા. ફિશર આ સંબંધમાં શું કહે છે, તે ફરીથી જોઇશું. હિંદમાં જાહેર નોકરીઓના શાહી કમીશનનો

તે એક સભાસદ હોવાથી, અને હિંદના રાજ્યતંત્ર વિશેનું તેનું જ્ઞાન ઘણુંજ તાજું હોવાથી, તેના વિચારો વજનદાર લેખાશે. તે કહે છે કે "રાજકીય સમાપ્તિ માટે વારંવાર મોટા ધારાઓ ઘડવા મોટી યોજનાઓ તૈયાર કરવી પડે, અગર તો રાજ્યદ્વારી અભિપ્રાય માટે શિક્ષણરૂપ તથા દોરવણીરૂપ બને, એવી જાતની રાજકીય બુદ્ધિને, કેટલાક અપવાદો સિવાય હિંદી સનદી નોકરો તરફથી આખી જીંદગી નોકરીમાં ગાળ્યા છતાં ઉત્તેજન મળી શકે કે કેમ, એ સંદિગ્ધ છે. હિંદમાં અત્યાર લગી આવી બુદ્ધિની થોડીકજ જરૂર હતી. હિંદીઓમાં આ સંબંધમાં ચેતન વિચાર હોય તો તે બેશક રાજકીય પ્રશ્ન તરીકે બહાર પડતો નથી, પણ હવે તો પૂર્વની અમર શાન્તિ ખંડિત થઇ છે; એવું પણ બને કે તે થોડા વખત માટે હોય, અગર એવું પણ બને કે તે કદીએ પુનરવસ્થા પ્રાપ્ત કરે પણ નહી. ગમે તે હો; પાશ્ચાત્ય ધોરણ ઉપર કેળવાયલો વર્ગ જે પૌર્વાત્ય લક્ષો પાર પાડવા પાશ્ચાત્ય ફિલસુફીનો ઉપયોગ કરે છે, તેમની રાજ્યદ્વારી ટીકાઓ તથા વિવેચનોના યુગ આગળ આપણે આપણો હિસાબ આપવાનો છે." અવાર નવાર આ વસ્તુસ્થિતિ પ્રત્યે ઘણું લક્ષ ખેંચાયું છે. ને દા. ફિશરે હિંદના વર્તમાન રાજ્યવહીવટના નબળામાં નબળા ભાગ ઉપર પોતાની અંગુલિ ધરી છે. હિંદમાં હમણાં જે મોટી રાજ્યદ્વારી ભૂલો ને મુશ્કેલીઓ ઉભી થઈ છે, તે કારોબારી સરકારના માણસોને લીધેજ છે. તેઓ હિંદમાં રાજકીય પ્રગતિના વિશાળ મુદ્દાઓ સમજવા કમતાકાત છે. દેશમાં પ્રગતિમાન રાજકીય જીવનનો જે ઉષ્ણ પ્રવાહ વહી રહ્યો છે તેનાથી યુરોપીઅન અમલદાર અસ્પૃષ્ટ રહે છે. આવા પ્રવાહો સાથે એકરૂપ થવા પુરતી તેની રાજકીય દૃષ્ટિ હોતી નથી. ધારાસભાઓ વિસ્તૃત થવાથી આ દેશના જવાબદાર અમલદારોમાં કેવી રાજકીય દૃષ્ટિની તથા રાજકીય સંસ્થિતિઓના કેવા જ્ઞાનની જરૂર છે, એ હવે પ્રકાશમાં આવ્યું છે. વહીવટી શક્તિ સારી છે પણ કેવળ વિગતોની માહિતીજ ખપની નથી. હિંદના પ્રાન્તિક તેમજ વડી સરકારના અમલમાં વધારે વિશાળ, વધારે ઉદાર અને વધારે લોકપ્રિય નીતિની જરૂર છે. બ્રિટિશ રાજ્યબંધારણમાં જડ તેમજ ચેતન તત્વોનો સુયોગ છે, જેથી રાજકીય જીવનની વિશાળ દૃષ્ટિ

ઉપર સામાન્ય રાજનીતિ દાખલ કરી શકાય છે. દેશમાં જે માણસો રાજકીય જીવનમાં પડેલા હોય તેમની સહાય વગર પરદેશી રાજકર્ત્રી નોકરશાહી કદિ પણ લાંબો વખત રાજ્ય કરી શકે નહીં. કારોબારી સભાઓમાં હિંદી તત્વ દાખલ કરવા લોર્ડ મોર્લીનો હેતુ આ દિશા પ્રત્યે કાંઇ સુધારો કરવાનો હતો; પણ ફક્ત આટલાજ સુધારાથી વહીવટી રાજનીતિના વિશાળ પ્રશ્નો ઉપર કાંઇ અસર થઇ શકે નહીં. હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસે તથા મુસ્લીમ લીગે એવી સુચના કરી છે કે દેશની મોટામાં મોટી જગાઓ જેવી કે લેફ્ટેનન્ટ ગવર્નરોની તથા કારોબારી સભાના સભાસદોની, હિંદી સનદી નોકરી માટે અનામત રહેવી જોઇએ નહીં, પણ આવી જગાઓ સંયુકત રાજ્યમાં તથા હિંદમાં જાહેર જીવન ગાળનારાઓમાંથી પૂરાવી જોઇએ. છેલ્લા ભાષણમાં લૉર્ડ ઇશ્લીંગટને આ વિચારને સામાન્ય ટેકો આપ્યો છે, અને સર વિલિયમ વેડર્નબર્ન તથા અન્ય ઍન્ગ્લો ઇન્ડીઅન અમલદારોએ પણ એવાજ અભિપ્રાય પ્રગટ કર્યા છે. આ દિશામાં ફેરફાર થવાની ખાસ જરૂર છે. આથી સનદી નોકરોના લાભોને કેટલેક અંશ ધોકો પહોંચશે ખરો, અને સદરહુ નોકરી ઓછી આકર્ષક બનશે, પણ દેશની રાજ્યદ્વારી તથા સામાન્ય પ્રગતિ માટે તે જરૂરનું છે.

## બ્રિટિશ જવાબદારીનો પ્રકાર.

સનદી નોકરી તથા પોલીસખાતાની નોકરી વિશે ભલામણો કરતાં, જે કાંઈ "હિંદના સુરાજ્ય માટે બ્રિટિશ જવાબદારીનો પ્રકાર" કહેવાય છે, તે ઉપર કમીશનરોએ ઘણોજ ભાર મૂકયો હતો. બ્રિટિશ જવાબદારીનો તેમનો ખ્યાલ ખરૂં જોતાં એવો છે, કે જાણે મૂલકી રાજ્યવહીવટને લગતી મોટી જગાઓમાં હિંદીઓનો બહિષ્કાર કરવો. આવા ખ્યાલથી તો ૧૮૩૩ થી શાહી જાહેર કથનો તથા પાર્લામેન્ટનાં વચનો અપાયાં છે તેનો સીધી રીતે ભંગ થાય છે. શહેનશાહની સરકારે હમણાંજ બ્રિટિશ જવાબદારીનો પ્રકાર કેવો છે, તે જુદીજ રીતે સમજાવ્યો છે. હિંદી

પ્રધાને ચોખ્ખી રીતે જણાવ્યું છે કે શહેનશાહની સરકારની રાજનીતિ, કોઈ પણ જાતના અપવાદ સિવાય રાજ્યના દરેક ખાતા સાથે હિંદીઓનો સંબંધ વધે, અને બ્રિટિશ સામ્રાજ્યના અખંડ ભાગરૂપ હિંદમાં જવાબદાર રાજ્યની પ્રગતિ ધીરે ધીરે હયાતીમાં આવે, અને એ માટે સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓનો વિકાસ થાય, એવી છે. જો આ જાહેર વચનને અમલમાં મૂકવામાં આવે અને સ્વરાજ્યની સ્થાપના કરવામાં આવે, તો કમીશનરોની બહુમતિની ભલામણો પ્રમાણે પોલીસખાતામાં તેમજ મૂલકી ખાતામાં બ્રિટિશ અમલદારોની ઘણીજ વધુ પડતી સંખ્યાની હવે જરૂર રહેશે નહીં. હિંદી રાજ્યના સવાલો ઉપર બોલતાં લોર્ડ ઈસ્લિંગટને એવું કહેલું કે સનદી નોકરી તથા પોલીસ નોકરીની બાબતમાં કમીશને જે ભલામણો કરેલી તે હયાત સંજોગો ધ્યાનમાં રાખીને કરેલી છે. હિંદમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ સ્થાપન થવાની છે. તે જોતાં, ભવિષ્યના બે ત્રણ જમાનામાં આ નોકરીઓનું બંધારણ કેવા પ્રકારનું થશે, અગર થવું જોઈએ, એ વિશે ભવિષ્યવાણી ભાખવાની તેને ના પાડેલી. હિંદને સ્વરાજ્ય આપવામાં આવે, તો હિંદની સનદી નોકરીનું બંધારણ કેવા પ્રકારનું હોવું જોઈએ, એ સવાલ તદ્દન જુદીજ દૃષ્ટિથી વિચારાશે, તેની તેઓ નામદારને ચોખ્ખી ખબર હતી. એક તરફથી હિંદમાં સ્વરાજ્યની સ્થાપના થાય, અને બીજી તરફથી સનદી નોકરી માટે એક કાયમી વહીવટી રચના રચી કેવળ બહારના માણસો લેવાની વ્યવસ્થા થાય, આ બન્ને રાજકીય ભાવનાઓ પરસ્પર વિરૂદ્ધ અને અજુગતી છે.

## એકી વખતે બન્ને પરીક્ષાઓ.

જાહેર નોકરીઓ ઉપર ઈસ્લીંગટન કમીશનના રિપોર્ટમાં જે વિવિધ ને ગુંચવણભર્યા સવાલો ઉભા કરવામાં આવ્યા છે, તે વિશે હું લખવા માગતો નથી. હિંદના મૂલકી વહીવટને

લગતા કુલ ક્ષેત્રની તેમાં તપાસ કરવાની હતી, ને વડી સરકાર તેમજ પ્રાન્તિક સરકારોના તાબાનાં ૨૪ ખાતાંઓમાં ભરતી તથા વ્યવસ્થા શી રીતે કરવી, તેનો પણ તેમાં સમાવેશ કરવાનો હતો. બહુમતિના રિપોર્ટથી આખા દેશમાં ભારે નિરાશા ઉત્પન્ન થઈ. શાહી કમીશન જે નિર્ણયો ઉપર આવ્યું હતું તેમાંના નિર્ણયો ખોટા છે, એવી ખુલ્લી તકરાર હિંદની વડી ધારાસભામાં કરવામાં આવી હતી; ને ચર્ચા માટે બીનઅમલદારી સભાસદો તરફથી જુદા જુદા વિષયો ઉપર સંખ્યાબંધ ઠરાવો લાવવામાં આવ્યા હતા. હિંદી સનદી નોકરી માટેની પરીક્ષાઓ એકી સાથે બન્ને ઠેકાણે (ઈંગ્લાંડ ને હિંદમાં) થવી જોઇએ, એ વિષયની તકરાર ઠેઠ હિંદમાં સીધી શહેનશાહી રાજ્યની સ્થાપના થઈ ત્યારથી ઉદ્ભવી છે. હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસ ૩૦ વર્ષથી એકી વખતની પરીક્ષાઓ માટે માગણી કરી રહ્યું છે, ને ૧૮૯૩ માં આમની સભામાં આ બાબતનું ન્યાયયુક્તપણું સ્વીકારવામાં આવ્યું હતું. આ માગણી ફરીવારની કરવામાં યુરોપીઅનો તથા ઍંગ્લો–ઇન્ડિઅનો સિવાય હિંદની સર્વ સંસ્થાઓ તથા સર્વ પ્રાન્તો એકત્ર થયેલાં છે તથા એકમત છે. આવું છતાં, "બ્રિટિશ જવાબદારી એવા પ્રકારની છે" કે હિંદી સનદી નોકરીના બંધારણમાં બ્રિટિશ તત્વ મુખ્ય હોવું જોઇએ, એવી દલીલ કરી સદરહુ માગણી કમીશને નામંજુર કરી. આ નોકરીમાં દાખલ થતા હિંદીઓને અટકાવવા જે જે પ્રતિબંધો ઉભા કરવામાં આવેલા છે, તેનો બચાવ એવી રીતે કરવામાં આવે છે, કે બ્રિટિશ રાજનીતિના ધોરણ માટે તે બરાબર છે. હૈદ્રાબાદ, મૈસુર, વડોદરા તથા ત્રાવણકોરનાં દેશી રાજ્યો ચલાવવામાં હિંદીઓએ નામના મેળવી છે, અને સર સલારજંગ, સર ટી. માધવરાવ, સર સેષ્યા શાસ્ત્રી, સર શેસદ્રી આયર, સર એમ. વિશ્વરાય તથા મી. વી. પી. માધવરાવ જેવા હિંદી મુસદ્દીઓ નામના મેળવી શકયા, તે એથીજ કે તેમને હિંદમાં બ્રિટિશ રાજ્ય બહાર નોકરી કરેલી. આમાંના કેટલાકે દેશી રાજ્યોમાં પ્રતિનિધિ સંસ્થાઓ દાખલ કરી,

રાજ્યવહીવટની દેશી પદ્ધતિઓમાં જુદી જુદી રીતે સુધારા કર્યા તે સૌથી ઉત્તમ પ્રકારનું રાજ્યકૌશલ્ય દર્શાવ્યું. બ્રિટિશ હિંદમાં રાજ્યની ઉચ્ચા દરજ્જાની નોકરીઓ ફક્ત હિંદના સનદી નોકરો માટે અનામત રાખવામાં આવી છે, તથા ભરતી કરવાની એવી જાતની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે કે તેથી સનદી નોકરીની પરીક્ષા માટે ઘણા ઉમેદવારો હરિફાઇ કરી શકેજ નહીં. આમ સખ્ત પ્રતિબંધો આડે નાંખવામાં આવ્યા છે. વડી ધારાસભામાં બોલતાં નામદાર વાઇસરોયે એવું કહ્યું હતું, કે આ દેશમાં સ્વરાજ્યનો ગતિ ત્વરિત કરવા માટે એક માર્ગ તો એ છે, કે વિવિધ નોકરીઓમાં તેમજ ખાતાંઓમાં તથા સામાન્ય રીતે વહીવટની ઘણીજ જોખમદાર જગાઓમાં હિંદીઓને મોટા દરજ્જાની જગાઓ સતત વૃદ્ધિ પામતા પ્રમાણમાં આપવી. તેમણે એવું જાહેર કર્યું છે, કે "જો આપણે હિંદમાં ખરી પ્રગતિ કરવી હોય તો રાજ્યવહીવટનાં દરરોજનાં ઝીણાં ઝીણાં કામોમાં માહિતગાર એટલુંજ નહીં પણ આખી રાજ્યકળામાં કુશળ હોય એવા સંખ્યાબંધ માણસો હોવા જોઇશે." સનદી નોકરીમાં હિંદીઓની સંખ્યાજ માત્ર વધારવાથી આ દેશમાં સ્વરાજ્યની સ્થાપના થવાની નથી. એનાથી રાજ્યનું સ્વરૂપ બદલાય નહીં. પરદેશી અમલદારીથી દેશના જાહેર જીવનમાં કીમતી રાજ્યદ્વારી અનુભવ આપણને મળવો જોઇતો હતો, તે લુંટાઇ ગયો છે. તે હિંદીઓની નોકરીને તથા સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓના વિકાસને પ્રતિરોધક નીવડી છે.

## રાજકર્ત્રી ઑલિગાર્કી–(ઉચ્ચવર્ગ સત્તાક રાજ્યપદ્ધતિ.)

એવું કહેવામાં આવે છે કે જો હિંદને સ્વરાજ્ય આપવામાં આવે, અગર તો જો હિંદી સનદી નોકરીની પરીક્ષાઓ બન્ને ઠેકાણે લેવામાં આવે, તો હિંદમાં ઑલિગાર્કીનું રાજ્ય સ્થપાય. આવી દલીલ સનદી નોકરો જ કરે છે, જેઓ પોતે દુનિયાના પટ ઉપર એક કનિષ્ઠ પ્રકારની ઑલિગાર્કીરૂપ છે. સંયુક્તરાજ્ય જેવા પ્રજાકીય દેશમાં પણ આવી રાજકર્ત્રી

ઑલિગાર્કીની હયાતી હોવાનું અત્યારે સ્વીકારવામાં આવે છે. પ્રધાન-મંડળમાં ઑલિગાર્કી છે ને પાર્લામેન્ટમાં પણ ઑલિગાર્કી છે. અદ્યપિ બ્રિટિશ શાસનપદ્ધતિમાં ઑલિગાર્કીનાં ઘણાં લક્ષણો જળવાઇ રહ્યાં છે, ને સરખામણીમાં ઘણા અલ્પ માણસોના હાથમાં રાજ્યસત્તા ચાલુ રહેલી છે. તેમાંના ઘણા તો જન્મથીજ રાજ્યદ્વારી વાતાવરણમાં જન્મેલા ને ઉછરેલા હોય છે. સંયુક્તરાજ્યમાં પ્રજાકીય રાજ્યથી વિરુદ્ધ કેવા પ્રતિબંધો પ્રવર્તે છે, એ વિશે લખતાં "ઇંગ્લાંડનું રાજ્યશાસન" ના લેખક મી. સિડની લો કહે છે,—કે "લંડનનો સમાજ તરીકે સંખ્યામાં મોટો પણ સરખામણીમાં અલ્પ, ઉમરાવો, જમીનદારો, ધનવાનો ને રાજ્યકુશળ પુરૂષો એવા થોડા હજાર માણસો તરફના પ્રતિનિધિઓનો નાનો રાજકર્તા વર્ગ બનેલો છે. કોઇ પણ રાજ્યબંધારણનો ધારો કે રિવાજ એવું કહેતો નથી કે અમુક જાતના માણસોમાંથીજ પ્રધાનો નિમાવા જોઇએ. પણ સંજોગબળે હમેશાં એમજ થવા પામે છે." પછી તે છેલ્લાં પચીસ વર્ષ થયાં બ્રિટિશ પ્રધાનમંડળોના બંધારણનું પૃથક્કરણ કરે છે અને પ્રધાનો આ રાજકર્તા ઑલિગાર્કીમાંથી અદ્યપિ મોટા ભાગે કેવી રીતે આવ્યા આવે છે તે બતાવે છે. વસ્તુસ્થિતિજ એવા પ્રકારની છે કે રાજ્ય સાથે કોઈ પણ પ્રકારની ઑલિગાર્કી તો હોવાનીજ. આપણું મુખ્ય લક્ષ્ય એ હોવું જોઇએ કે આ રાજકર્ત્રી ઑલિગાર્કી રાજ્યદ્વારી સંસ્થાને બને તેટલું ઓછું નુકશાન કરી શકે. યુરોપીઅન ઑલિગાર્કી એવું માને છે કે દેશનાં હિત તથા પ્રગતિ માટે કાયમી હિતવાળી દેશી ઑલિગાર્કી કરતાં તેઓ પોતે વધારે જરૂરના છે. હિંદના સનદી નોકરો પોતાની સત્તામાં ઘટાડો કરનારી યોજનાઓ સામે કડવી નજરથી જુએ છે. ને તેમની ચાલુ સ્થિતિ જાળવી રાખવા વાસ્તે તેમાંના કેટલાક તો ઘણી વિચિત્ર દલીલો આગળ ધરે છે. તેમાંની એક દલીલ આ છે,—કે પશ્ચિમની કેળવણી લીધેલા વર્ગને સાધારણ જનસમાજ સાથે દિલસોજી નથી; આ વર્ગના વિચારો તે તેમના વિચારો નથી; ને અસંખ્ય માણસોના લાભાર્થે

તે વર્ગ તેમના પ્રતિનિધિરૂપ નથી. આવાં બેહુદાં આરોપણો સામે શાહી કમીશનના બન્ને હિંદી સભાસદોએ સખ્ત વાંધો ઉઠાવ્યો છે ને તેમનું પોકળપણું સંપૂર્ણ રીતે બહાર આણ્યું છે.

### ઍંગ્લો–ઇન્ડીઅનનો વિરોધ.

બીનઅમલદારી યુરોપીઅનો તેમજ ઍંગ્લો–ઇન્ડીઅનો પણ હિંદીઓને મોટા પાયા ઉપર જગાઓ મળે, એ માટે વિવિધ કારણો સર સામે પડયા છે. જાહેર નોકરીઓમાં હિંદીઓને મોટા પાયા પર રોકી શકાય નહીં એ સામે અનુત્તરીત દલીલ એ હતી, કે હિંદુ–મુસલમાનનો સવાલ લાંબા વખતથી લટકી રહ્યો છે. ૧૮૮૬ પછી સુભાગ્યે દેશની રાષ્ટ્રીય અભિલાષો જાગ્રત થતા ગયા, તેની સાથે મુસલમાનોની લાગણી પણ બદલાતી ગઇ. હિંદી રાષ્ટ્રીય કોન્ગ્રેસના રાજ્યદ્વારી આદર્શ સાથે મુસલમાનો પણ હવે એક થયા છે. કમીશન આગળ મુસલમાન સાક્ષીઓએ જુબાની આપેલી તેની સર્વગ્રાહી અવલોચના કરી, મી. અબ્દુર રહિમ એવા નિર્ણય ઉપર આવેલા છે કે, "તેમનું વલણ પણ અન્યોન્યના વલણને મળતુંજ છે—એટલે રાજ્યવહીવટ સાથે પ્રજાનો સંબંધ વધારે નિશ્ચિત અને વિસ્તૃત રૂપમાં થાય, અને પ્રતિબંધોને પૂરેપૂરા દૂર કરવામાં આવે, એવો છે." હિંદની સનદી નોકરી માટે જે મોટા દરજ્જાની નોકરીઓ અનામત રાખવામાં આવી છે, તે ધારણ કરવા માટે દેશીઓમાં રાજ્યદ્વારી કુશળતા અને સાધારણ લાયકાત નથી, એવી સુચનાઓ પણ કરવામાં આવી છે, અને દેશીઓ નવીન કામો કરવા, સત્તાનો અમલ બજાવવા, ખૂટી પડતાં સાધનો પુરાં પાડવા તથા અંકુશ દાખવવાની શક્તિઓ ધરાવતા નથી, આવાં બેહુદાં આરોપણો ઘણા વખતથી કરવામાં આવે છે. શાહી કમીશન આગળ ઘણાખરા યુરોપીઅન સાક્ષીઓએ આ અને આવી તકરારો ઘણા જોરથી પાછી રજુ કરી હતી.

### કેટલાક નવા વાંધા.

વડી ધારાસભામાં વિવેચન કરતાં મુંબાઇની વેપારી ચેમ્બરના પ્રતિનિધિ મી. હોગે નવીન જાતનો મુદ્દો ઉઠાવ્યો. તેણે કહ્યું,

કે જો કે મારી સંસ્થાએ મને કશું કહ્યું નથી, છતાં તેઓ સર્વ સ્વરાજ્યની તરફેણમાં છે. કારણ કે આવીજ દૃષ્ટિથી તરતનાં પગલાં ભરવાનો વખત આવી પહોંચ્યો છે, અને તેનું તેમને સારી રીતે ભાન છે. પણ આવું છતાં તેણે માગણી કરી કે અંગ્રેજોના વેપારી લાભોનું બરાબર રક્ષણ થવું જોઇએ. આ કરવાનો સર્વોપરી માર્ગ એ છે કે રાજ્યવહીવટમાં અંગ્રેજીપણું મુખ્યત્વે કરીને જાળવી-રાખવું. એટલા માટે બ્રિટિશ અમલદારો ઘણા વધારે પ્રમાણમાં નોકરીએ હોવા જોઇએ, એવી કમીશનની ભલામણને તેણે ટેકો આપ્યો. બંગાળાની વેપારી ચૅમ્બરના પ્રતિનિધિ સર હ્યુગ બ્રેએ એવો હક આગળ ધર્યો હતો કે અંગ્રેજી વેપારીઓએ હિંદના માણસોને પૈસા આપ્યા છે, માટે હિંદની સંપત્તિ માટે તેઓ પોતે જવાબદાર છે, તેની માગણી મુજબ તેમના હાથમાં એટલો કાબુ તો હોવોજ જોઇએ, કે જેથી વેપારી સમાજનાં હિતોનું રક્ષણ થઈ શકે. માટે કશા પણ ફેરફારો કરવાની જરૂર નથી. તેથી તેને નોકરીઓમાં ભરતી કરવા માટે જે જે વિવિધ ફેરફારો કરવાની ભલામણો કરનારા ઠરાવો સામે મત આપ્યો. તેણે કહ્યું કે યુરોપીઅન વેપારી સમાજ હિંદીઓ જોડે કામ કરવાને તૈયાર છે, પણ રાજ્યનું ગાડું જ્યારે કાદવમાં પડે ત્યારે તેને ઘસડી લઈ જવામાં બીજું પગલું ભરવા તે તૈયાર નથી. સવાલનું ખરૂં તત્વ શું છે ને તે કેટલું અસ્પષ્ટ રહેલું છે, તે આવી ટીકાઓ ઉપરથી જણાય છે. આગળ બતાવવામાં આવેલું છે તેમ, હિંદમાં સ્વરાજ્ય સ્થાપવું ને કાયમપણે ઈંગ્લાંડમાંથી યુરોપીઅન સનદી નોકરોને નોકરી પર લાવવા, એ અન્યોન્ય તદ્દન અજુગતું છે. વળી બીજી રીતે હિંદના રાજ્યવહીવટમાં બ્રિટિશપણું કાયમ રાખવું તેનો અર્થ એવો થતો નથી, કે અંગ્રેજી પ્રજામાંથીજ આવશ્યકપણે માણસોને નોકરીએ ચડાવવા. પછી જો એવી તકરાર કરવામાં આવે કે બ્રિટિશ અમલનાં લક્ષણો ગોરી ચામડીમાં જન્મ લીધા વગર પ્રાપ્ત થઇ શકતાં નથી, તો બીજી વાત. હિંદમાં બ્રિટિશ અમલને હવે લગભગ ૧૮૦ વર્ષ થયાં, છતાં એવી દલીલ કદીએ

આગળ ધારવામાં આવી નથી, કે હિંદીઓને વધતા જતા પ્રમાણમાં નોકરી પર લેવાથી અમલને આંચ આવી છે.

મી. હોગ એવી તકરાર કરે છે કે વેપારી લાભો માટે બ્રિટિશ અમલદારોની સંખ્યાની જરૂર છે, આ દેશના રાજ્યવહીવટમાં હિંદીઓના ચલણની કે કામની વૃદ્ધિ પ્રત્યે એક બીન-અમલદાર યુરોપીઅનને જે સ્વાભાવિક અણગમો હોય છે તેને લીધે છે. નોકરીમાં હિંદીઓનું પ્રમાણ વૃદ્ધિ પામવાથી અગર હિંદમાં સ્વરાજ્યની સ્થાપના થવાથી બ્રિટિશના વેપારી લાભો કોઈ પણ રીતે જોખમમાં આવી પડશે નહીં.

## કોન્ગ્રેસની યોજના.

આમ નોકરીની બાબતમાં ન્યાયયુક્ત સ્થિતિ હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રસ તથા મુસ્લીમ લીગે તેમની સુધારાની યોજનામાં બતાવી છે તે પ્રમાણે છે. હિંદની સનદી નોકરીઓ તથા ઇમ્પિરીઅલ નોકરીઓ પુરવા માટેની હિંદી પ્રધાનની સત્તા ગવર્નર–જનરલ–ઈન કાઉન્સિલને આપવી જોઇએ. જો પહેલા વર્ગની નોકરીઓ આવી રીતે હિંદીય બનાવવી હોય તો આ નોકરીઓ સાથે હિંદી પ્રધાનને કાંઇ પણ નિસબત ન હોવી ઘટે. તે એટલો બધો દૂર વસે છે કે અહીંની ચર્ચા ત્યાંસુધી પહોંચી શકતી નથી. આગળ બતાવ્યા પ્રમાણે હિંદની વડી સરકારનેજ આવી જાતની નિમણુક કરવાની સત્તા મળે એ બરાબર છે. આવું છતાં જો રાજ્યવહીવટનાં કામો માટે જરૂરનું હશે તો યુરોપીઅનોને નોકરીઓ આપવાની સત્તા વડી સરકાર આગળ ખુલ્લીજ છે. યોગ્ય વખત પૂરો થાય ત્યાંલગી યુરોપીઅન તત્વને નાબુદ કરવાનું કહેવામાં આવતું નથી. જો નોકરીઓ આપવાની સત્તા વડી સરકારને આપવામાં આવે તો દેશનો પ્રજામત શો છે, તે ધ્યાનમાં રાખી હિંદમાંજ તેની સતત તપાસ થઇ શકે.

## આધુનિક સ્થિતિ.

આ દેશનાં વિવિધ ખાતાંઓમાં દેશીઓની હાલ શી સ્થિતિ છે, તે શાહી કમીશનના પ્રસિદ્ધ થએલા બહુમતિ રીપોર્ટના ૩૪

માં ફકરામાં છે. તે ઉપરથી જણાય છે કે ૧૯૧૩ ના એપ્રિલની ૧ લી તારીખે ૧૦૭૬૪૦ જગાઓ રૂ. ૨૦૦ ના પગારની તથા તે ઉપરની હતી, તેમાં ૪૨ ટકા જેટલી જગાઓમાં દેશીઓ તથા શુદ્ધ એસિઆવાસી બ્રહ્મીલોકો હતા. આ પછી જેમ જેમ આપણે ઉંચે જઈએ તેમ તેમ સ્થિતિ વધારે કનિષ્ટ થતી જોવામાં આવે છે. રૂ. ૫૦૦ ની અગર તે ઉપરની ૪૯૦૦ જગાઓમાં યુરોપીઅનો તથા એંગ્લો-ઈન્ડીઅનોની ૪૦૪૨ એટલે ૮૦% ટકા જગાઓ સામે દેશીઓની ૯૪૨ એટલે ૧૯% ટકા જગાઓ હતી. આપણને મહીને રૂ. ૮૦૦) ના પગારની તથા તે ઉપરની નોકરી જોતાં લાગે છે કે ઘણે ભાગે આ જગાઓ દેખરેખ તથા અંકુશ ધરાવવાની સત્તાવાળી ઉચ્ચા દરજ્જાની જગાઓ છે. તેમાં યુરોપીઅનોની તથા એંગ્લો ઇન્ડીઅનોની ૨૨૫૯ એટલે ૯૦ % ટકા જગાઓ સામે દેશીઓની ૨૪૨=૧૦ % ટકા જગાઓ હતી. ૧૮૮૭ થી ૧૯૧૩ સુધીમાં આ સંબંધમાં કેટલી પ્રગતિ થઈ એ બાબતે બહુમતિ રિપોર્ટના ૩૪ માં ફકરામાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ૧૮૮૭ પછી રૂ. ૨૦૦) ના પગારની નોકરીઓની બાબતમાં ૩૪ થી ૪૨ ટકાની સરેરાસ જેટલો, રૂ. ૫૦૦) ના પગારની નોકરીઓની બાબતમાં ૧૨ થી ૧૭ ટકાની સરેરાસ જેટલો, રૂ. ૮૦૦) ની બાબતમાં ૪ થી ૧૦ ટકાની સરેરાસ જેટલો વધારો થયો છે. ૨૫ વર્ષના લાંબા સમયનું આ પરિણામ! ખરે, ત્રણ મુખ્ય સુધારા આ છે-(૧) રાજ્યવહીવટનું ઉચ્ચ આદર્શ જળવાઇ રહે તેવી રીતે નોકરીઓને દેશીમય કરવી, (૨) રાજ્યવહીવટનાં સર્વ ખાતાંઓમાં નોકરી કરવાની લાયકાત માટે દેશના જુવાનો તાલીમ લઇ શકે એવી સગવડવાળી જરૂરજોગી કેળવણીની સંસ્થાઓની હિંદમાં સ્થાપના કરવી, તથા (૩) દીવાની અમલ સોંઘો થાય એવી જાતના પગારોના દર નક્કી કરવા. યુરોપીઅન નોકરી એટલી બધી મોંઘી છે, કે જ્યાં ખરી જરૂર હોય ત્યાંજ તેનો ઉપયોગ લેવો. આજ તેનો મજબુત જવાબ છે.

## ન્યાય ને કારોબારી કામો.

હવે સો વર્ષથી જે વિષય માટે મથન કરવામાં આવ્યું છે તેવા ન્યાય ને કારોબારી ખાતાંઓને છૂટાં પાડવાના સવાલ ઉપર આવીશ. એકજ માણસમાં જીલ્લા મેજીસ્ટ્રેટ તરીકેના તથા કલેક્ટર તરીકેના કામોનો સંયોગ થવો તે, ફોજદાર ને મેજીસ્ટ્રેટના કામોનો, સરકારી વકીલ ને ફોજદારી ન્યાયાધિશના કામોનો, મહેસુલ ઉઘરાવનાર તથા મહેસુલી બાબતમાં અપીલ કોર્ટ તરીકે કામ કરનારના કામોનો—એમ સર્વનો કાંઇ વિચિત્ર ખીચડો એકત્ર કરવા બરાબર છે. કલેકટરના હાથ નીચે તેના તાબાના મેજીસ્ટ્રેટો હોય છે, ને મેજીસ્ટ્રેટો મહેસુલના તેમજ બીજા સામાન્ય કારોબારી કામો કરવા રોકવામાં આવેલા હોય છે. આ બાબતનો બચાવ એવી દલીલોથી કરવામાં આવે છે કે જો જીલ્લાનો કલેક્ટર પોતે મેજીસ્ટ્રેટ પણ ન હોય તો લોકોમાં તેનો મોભો નીચો પડી જાય. આ અને આવી તકરારોના સવાલ જવાબ ઘણીએ વેળાએ થયેલા છે ને સખ્તમાં સખ્ત શબ્દમાં ચાલુ પદ્ધતિને તુચ્છકારી કાઢવામાં આવી છે. બ્રિટિશ રાજ્ય શરૂ થયું તે દહાડેથી ઘણા નામાંકિત ઍંગ્લો–ઈન્ડીઅન રાજ્યકર્ત્તાઓએ ચાલુ પદ્ધતિ માટે પોતાની સખ્ત નાપસંદગી બતાવેલી છે, પણ હું તો કેવળ આ વિષયના અત્યારના ઇતિહાસનો ઉલ્લેખ કરીશ. ૧૮૯૯માં ઘણા પ્રતિષ્ઠિત પુરુષો જેવા કે લોર્ડ હોબહાઉસ, સર રિચર્ડ ગાર્થ, સર રિચર્ડ કાઉચ, બંગાળની હાઈ કોર્ટના વડા ન્યાયાધિશ સાહેબ, મુંબાઇની સનદી નોકરીના સર રેમંડ વેસ્ટ, સર વિલિયમ મર્કી, કલ્કત્તાની હાઇ કોર્ટના વડા જજ તથા અન્ય અનુભવી ન્યાયખાતાના અમલદારોની સહીઓવાળું એક મહત્વનું મેમોરિઅલ હિંદી પ્રધાનને બીડવામાં આવ્યું હતું. ત્યાર પછી ૧૯૦૮ માં વડી ધારાસભામાં વિવેચન થયું હતું. તે વેળાએ સર હાર્વે એડમસને સરકાર વતી એવું કબુલ કર્યું હતું, કે "જીલ્લાની સામાન્ય સલાહશાન્તિનો સવાલ હોય ત્યાં ફોજદારી કેસો માટે ન્યાયની કચેરીમાં નિષ્પક્ષપતાપણાની જે શિતળ હવા પ્રસરી

રહેવી જોઇએ તેવી સત્તા હોતી નથી." વળી તેના અભિપ્રાય પ્રમાણે "ન્યાયનો અમલ વિશુદ્ધ થાય એટલાથી બસ નથી. જ્યાં સુધી તે પ્રત્યે શંકાની નજર સરખી પણ ન નાંખી શકાય એવી સ્થિતિ થાય નહીં, ત્યાં સુધી ન્યાય આપણા રાજ્યના સ્તંભરૂપ થઈ શકે નહીં." સર હાર્વે એડમસને જાહેર કર્યું હતું કે વડી સરકારે અખતરા તરીકે સાવચેતીથી ભરેલો સુધારો દાખલ કરવાનો ઠરાવ કર્યો છે. અત્યાર લગી કશુંજ કરવામાં આવ્યું નથી. ૧૯૧૩ માં નામદાર બાબુ સુરેન્દ્રનાથ બેનરજી પાછો આ વિષય આગળ લાવેલા. સરકાર તરફથી બોલતાં સર રેજીનાલ્ડ ક્રેડકે એવું કહ્યું હતું કે પ્રાન્તિક સરકારો જોડે મસલત ચલાવતાં, કેટલીક વ્યવહારૂં મુસીબતો પ્રકાશમાં આવી છે, ને આ ઉપર પ્રાન્તિક સરકારો તથા વડી સરકાર વચ્ચે, તથા વડી સરકાર તથા હિંદી પ્રધાન વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે. ૧૯૧૩ લગી આ ઉપર લખાપટી ચાલતી હતી. હું ધારૂં છું કે હજુયે કદાચ તે પૂરી થઈ નહીં હોય.

## શાહી કમીશન.

જાહેર નોકરીઓ માટેના શાહી કમીશને આ સવાલને હાથ ધર્યો નહીં અને આવા અગત્યના વિષયને જાણી જોઇને પડતો મૂક્યો. આવા સંજોગોમાં એવા ઠરાવ ઉપર આવ્યા વિના રહેવાતું નથી કે કારોબારી સરકારને બને ત્યાં સુધી લાંબા સમય સુધી આ વિષય ઉપર વિચાર કરવાની કે કોઈ યોજના ઘડી કાઢવાની કે પૈસાની ગોઠવણ કરવાની ફુરસદજ નહીં મળે. ૩૦ વર્ષથી દરવર્ષે હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસે તથા તેને મળતી બીજી સંસ્થાઓએ આ ઉપયોગી સુધારા માટે મથન કરતી આવી છે. પણ સઘળું ફોકટ ગયું છે. વર્તમાન પદ્ધતિ એ રાજ્યવહીવટને નબળાઇરૂપ તથા વિઘ્નરૂપ છે. જેનો ન્યાયઅમલ શંકાની નજરથી તદ્દન વિયુક્ત ન હોય તે રાજ્ય કદિપણ સબળ હોઇ શકે નહીં. સમાજની આવી સ્થિતિમાં કામોનો એક ઠેકાણે સંયોગ હોવો, એમાં કારોબારી સરકારના બોજાની ચોખ્ખી નબળાઇ

રહેલી છે. સર હાર્વે એડમસને કહ્યું હતું કે "પ્રતિષ્ઠાના ભૂતને વિશાળ અર્થમાં આખું ફેંદી દેવામાં આવ્યું છે, ને હવે વડી સરકારની રાજનીતિ જીવન્ત ભાગરૂપ નથી." આવો અસ્વીકાર કર્યો છતાં પ્રતિષ્ઠાનું ભૂત એવું જબ્બર વળગેલું છે, કે તે સહેલાઈથી તરછોડી શકાતું નથી. ૧૯૧૨ માં કૅમ્બ્રિજમાં બોલતાં હાલના હિંદી પ્રધાને ઉલ્લેખ કર્યો હતો કે પ્રતિષ્ઠાની ભાવનાએ એક ભાવનારૂપે કે રાજનીતિરૂપે હિંદી સરકારના કામો ઉપર સત્તા ચલાવી રહી છે. તેણે કહેલું કે "ઓ હિંદ! જો આ શબ્દને અંગ્રેજી શબ્દકોષમાંથી લઇ લેવામાં આવ્યો હોત તો તારો ઇતિહાસ કેવો વધારે સુખમય હોત! પણ તારે ત્યાં અપ્રગતિમાન રાજ્યભાવનાના ઘણા કનિષ્ઠ અંશો અસ્તિત્વમાં હતા. જો, અમે ત્યાં દોષને મિટાડવા, અન્યાયને સુધારવા કે અનુભવને ગ્રહણ કરવા આવ્યા નથી. ભૂલો ભલે થાય. અમે તેને વળગી રહીશું ને 'બસ મેં કર્યું તે કર્યું' એવું કહેવા અમે સમર્થ છીએ, માટેજ અમે પ્રજામતને રંજાડવાનું ચાલુ રાખવાના. મેં પ્રતિષ્ઠાની ભાવના વિશે મારા વિચારો બીજે ઠેકાણે બીજી વેળાએ જણાવેલા છે. આ મોં ભરાઇ જાય એવા શબ્દનું આવાહન કરવાજ આપણે હિંદને ધારણ કરી રહ્યા નથી. ન્યાયપૂર્ણ સંસ્થાઓ દાખલ કરીને અને વખતના વહન સાથે રૈયતની સંમતિ મેળવીને આપણે રાજ્ય ચલાવવાનું છે." હવે પછીના હિંદી પ્રધાનો ને ઉપ–પ્રધાનો ગમે તેવો વિચાર કરે કે બોલે. જ્યાં સુધી પ્રજાને નિયામક સત્તા આપવામાં નહીં આવે, ત્યાં લગી આ બાબતમાં કે ઇતર બાબતમાં સુધારો કરવો અસંભવિત છે. હાલનું કારોબારી રાજ્ય કેવળ હિંદના વહીવટ ઉપર અમલ ચલાવે એમ નથી, પણ ધારાસભાનું બંધારણ પણ તેજ નક્કી કરે છે, તથા દેશનું ન્યાયખાતું પણ તેને તાબે છે. અન્ય દેશોમાં કારોબારી સરકાર, ધારાસભા અને ન્યાયખાતું વિવિધ રસ્તે અન્યોઅન્ય ઉપર અંકુશ ધરાવે છે. પણ આ બધી સત્તાઓનો સંબંધ કાયદાથી એવો નક્કી કરવામાં આવેલો હોય છે કે તેથી દરેક સ્વતંત્રપણે વર્ત્તી શકે છે. બીજે ઠેકાણે તેઓ એક બીજા પ્રત્યે ભલે અંકુશરૂપે વર્ત્તે; હિંદમાં તો સર્વ જાતની પ્રવૃત્તિઓમાં કારોબારી સત્તાજ સર્વોપરી છે.

---

# પ્રકરણ ૧૫ મું.

## લશ્કરી નોકરીઓ.



"પોતાના દેશનું રક્ષણ કરવા જવાબદારીની ભાવના જે દેશમાં નથી ત્યાં શહેરીપણાની સાચી ભાવના હોઇ શકે નહીં. મુશ્કેલી ઉભી થશે, તો બીજાઓ ટાળશે. બખેડો ઉભો થશે, તો બીજાઓ શાન્ત કરશે. ભય ઉત્પન્ન થશે, તો બીજાઓ મટાડશે. દેશ જો દુઃખમાં આવી પડશે, તો બીજાઓ તેનું રક્ષણ કરશે." જે દેશમાં લોકોની લાગણી આવી જાતની હોય, તો તે એવું બતાવે છે કે લોકો એવી ભૂમિકા ઉપર આવી પહોંચ્યા છે, જેમાં શહેરી તરીકેની જવાબદારીની કુલ ભાવના નિરસ્ત થઈ છે. આવી જાતની લાગણી ઉભી કરવામાં જે પદ્ધતિ જવાબદાર હોય તે સાધારણ મનુષ્ય પ્રાણીઓના ગૌરવ માટે બંધબેસતી નથી."

**સર, એસ, પી. સિંહા, હિંદી રાષ્ટ્રીય સભા, ૧૯૧૫.**

૧૮૫૭ ના હિંદના બળવા પછીની હિંદી સરકારની લશ્કરી રાજનીતિ લોક પ્રત્યેના અવિશ્વાસથી દોરવાઇ છે. તે દિશામાં જે જે પગલાં ભરવામાં આવ્યાં છે, તે તમામમાં લોકની લશ્કરી તાકાત કેમ ઘટે એ તરફજ દૃષ્ટિ રાખવામાં આવી છે. હિંદી બળવા વખતે હિંદી લશ્કરમાં યુરોપીઅનો કરતાં દેશીઓ ૧ થી ૮ ના પ્રમાણ જેટલા વધારે હતા. હાલનું પ્રમાણ ૧ થી ૨ નું છે. યુરોપીઅન લશ્કરોમાં લશ્કરી બળ કેવી રીતે વધે એ દિશામાંજ ઘણા મહત્વના ફેરફારો કરવામાં આવેલા છે. એક ફેરફાર તો એવો હતો કે રણક્ષેત્રને લગતાં તથા બીજાં તોપખાનાને લગતાં આયુધો ફક્ત એકલા યુરોપીઅનોના હાથમાં રહેવાં જોઇએ. બળવા પછી મોટા બે સિદ્ધાન્તો અમલમાં આવ્યાઃ બ્રિટિશ લશ્કર મોટી સંખ્યામાં રાખવાં ને તોપખાનું એકલા યુરોપીઅનોના હાથમાં રહેવા દેવું. હિંદી લશ્કરમાં ભરતી કરવાની તથા તેની

વ્યવસ્થા કરવાની રીતો પણ વિવિધ રીતે પૂરેપૂરી બદલી નાંખવામાં આવી. ૧૮૭૯ ના સેના સંસ્થા કમીશનરે એવી ભલામણ કરી કે પ્રાન્તિક સેનાપદ્ધતિ કાઢી નાંખવી ને વડી સરકારની દેખરેખ નીચે ચાર લશ્કરી ટુકડીઓ ઉભી કરવી. આ સુધારો સ્વીકારાયો, ને ૧૯૦૫ માં લોર્ડ કીચનરે લશ્કરી સંસ્થા માટેની નવી યોજના દાખલ કરી. ભરતી તથા વ્યવસ્થા કરવા આ સર્વ ફેરફારો ઉપરાન્ત, દેશીઓ લશ્કરી કવાયત લેવાના પ્રસંગો જ ન મેળવી શકે, એવી કડક રાજનીતિ સરકારે પણ ગ્રહણ કરી. ઐચ્છિક ટુકડીઓમાં દેશીઓને દાખલ કરવાની મનાઈ હતી. હિંદના લશ્કરી કાયદાનો આખા દેશમાં એવો કડક પણે અમલ કરવામાં આવ્યો કે ધાડો, લૂંટો તથા જંગલી જાનવરો સામે પણ પોતાનું રક્ષણ કરવાનાં સાધનો પણ લોકો પાસેથી છીનવી લેવામાં આવ્યાં. સેનાની ભરતી, લશ્કરી કવાયત ને હિંદી લશ્કરી કાયદાનો અમલ–આ ત્રણ બાબતો હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસની સ્થાપના થઈ, તે વખતથી હિંદમાં મોટા રાજ્યદ્વારી વિષયો તરીકે ભારે ચર્ચાને પાત્ર થયો છે. આવું છતાં આ ત્રણ ઉપયોગી બાબતોમાં લોકોની ઇચ્છા પૂરી પાડવા બદલ કશું સંગીન કરવામાં આવ્યું નથી.

## ચાલુ યુદ્ધમાં હિંદનો હિસ્સો.

સામ્રાજ્ય પ્રત્યે હિંદી પ્રજાની રાજભક્તિ વિશે સરકારને જે શંકા હતી તે સુભાગ્યે ચાલુ યુદ્ધથી વિલોપ થઈ છે. હિંદની તવારિખમાં પહેલીજ વાર હિંદી લશ્કરે યુરોપના મેદાનોમાં નામના મેળવી છે. અને વર્તમાન યુદ્ધના આરંભકાળથી ચોતરફ લડાઇની સર્વ રંગભૂમિઓમાં લશ્કરે જે સંગીન કામો કર્યાં છે, તે માટે તેનો જશ ગવાયો છે. હિંદી સિપાઇઓ કેનેડાઅનો સાથે યેપ્રેમાં લડયા; ગૅલીપોલીમાં તેઓ એન્ઝકો જોડે હતા; સેનાધિપતિ સ્મટ્સ દક્ષિણ આફ્રિકામાંથી પોતાની સેનાને લઇ આવ્યો, તે અગાઉ દક્ષિણ આફ્રિકામાં તેઓ ભયંકર મુશ્કેલીયો વચ્ચે લડ્યા

હતા. મેસોપોટેમિઆમાં માતબર સંકટોમાં તેમને કામ કરવું પડેલું. તેમના મહત્કાર્યની લશ્કરી સત્તાવાળાઓએ મોટી પ્રશંસા કરેલી છે. દુનિયાની લડાઇની સર્વ રંગભૂમિઓ ઉપર હિંદી લશ્કરોના શૌર્ય પ્રત્યે દુનિયાની ભારે નજર ખેંચાઇ છે. આ યુદ્ધમાં હિંદનાં દેશી રાજ્યોએ પણ પોતાનું બનતું કર્યું છે. ઘણા દેશી રાજાઓએ લડાઇના મોખરે બ્રિટિશોના હોદ્દેદારો તરીકે જાતે સેવા બજાવી છે. તેમની સામ્રાજ્ય સેનાએ યુરોપ તેમજ એસિઆના રણક્ષેત્રોમાં ભાગ લીધો છે.

લૉર્ડ હાર્ડિંજે હિંદ ઉપર વિશ્વાસ મૂક્યો, તેથીજ સર્વ કાંઇ બની શક્યું. યુદ્ધના પ્રારંભકાળથી હિંદ લગભગ બ્રિટિશ તેમજ હિંદી સેનાઓ વિનાનું થઇ ગયું હતું. લૉર્ડ હાર્ડિંજે આ દેશના લોકોને તકો આપી, તેથી સર્વ જાણ તેના ઘણા ઋણી છે.

## હિંદ શું શું કરી શકે ?

હિંદનાં લશ્કરી સાધનો કેવાં અખૂટ છે તથા તે એકંદરે સામ્રાજ્યને કેટલાં કીમતી છે, તે પ્રત્યે પણ લડાઇની શરૂઆતથી કેટલુંક લક્ષ ખેંચાયું છે. હિંદે સામ્રાજ્યની કેટલી સેવા કરી છે, તે વિશે મેં આગલા પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે. પણ બ્રિટિશ સામ્રાજ્યની લશ્કરી જરૂરીઆતો પુરી પાડવા માટે હિંદની સંભાવ્યશક્તિઓ કેટલી અગાધ છે, તેનો પૂરેપૂરો ખ્યાલ હજુ ઘણાને નથી. હિંદ સામ્રાજ્ય પ્રત્યે કેટલું વફાદાર છે અને અહીં આ દેશમાં લશ્કરી વય ને લાયકાતવાળા એવા લાખો માણસો છે, જેઓ ખુશીથી લશ્કરી ધંધો ગ્રહણ કરી શકે એમ છે, તેની ખાતરી માટે હિંદના તેમજ સંયુક્ત રાજ્યના અગ્રેસર રાજકર્તાઓને, આવી યુરોપીઅન યુદ્ધની જરૂર હતી. ઘણી ભવ્ય સેનાનું અંગભૂત બની શકે, એવી વીર કોમો અહિંયાં છે. ૧૯૧૪ ને ૧૯૧૫ માં હિંદી સેનાઓએ કેવો ભાગ ભજવ્યો હતો તે વિશે ઉલ્લેખ કરતાં, મી. વિન્સ્ટન ચર્ચિલે કહ્યું હતું કે “પશ્ચિમના

યુદ્ધમેદાનોમાં તેઓ એવી જગોએ હતા કે તેમની ખોટ પૂરવા બીજાં સાધનો તે વખતે દુર્લભ હતાં. તેઓ અપૂર્વ શૌર્ય અને કૌશલ્યથી લડ્યા. આપણા દુશ્મનો સામે વારે વારે ને ફરી ફરીને તેમને હુમલાઓ તેમજ બચાવો કરવા પડતા, ને તે સર્વમાં તેઓએ પ્રશસ્ત ભાગ ભજવ્યો. ગેલીપોલીમાં તેમજ સારી બેર તરફ ઓસ્ટ્રેલીઅન ભાઈબંધ સિપાઈઓની સાથમાં ગુર્ખાઓ હતા. આથી આખા ઓસ્ટ્રેલિઆમાં એવી અસર ઉત્પન્ન થવા પામી છે, જે કદિપણ ભૂલી જવાશે નહીં. ફ્લેન્ડર્સની બીની શિયાળું હવા, સતત નીતરતો વર્ષાદ ને ઝાકળના જલથી ભરચક ખાઈયો, કાદવ કીચડમાં નિવસન, આ સર્વ હિંદીઓ માટે ઘણું અસહ્ય ને ક્રૂર ને બોજારૂપ હતું." આગળ બોલતાં હિંદી લશ્કરોની ભરતી માટે કેવી વિશાળ ભૂમિ છે, એ વિશે તેને ઉલ્લેખ કર્યો હતો. મી. ચર્ચિલે કહેલું કે ૩૩ કરોડની વસ્તીવાળા હિંદ કનેથી ફક્ત એક લાખ હિંદી સિપાઈયોજ મળે તે હિંદ માટે તેમજ યુરોપ માટે ખોટું કહેવાય. શાન્ત વિચાર કરતાં તેને લાગેલું કે "આખરના વિજયી ફટકો મારવામાં આવે તે વેળાએ હિંદી મોટું લશ્કર યુદ્ધ માટે તત્પર હોય એવી સર્વે જાતની અપેક્ષા સરકાર રાખે છે." પણ મોટી મુશ્કેલી તો એ છે કે હિંદી લશ્કરના ઉપરી અમલદારો તરીકે હાલ તો યુરોપીઅનોજ છે.

## હિંદીઓ માટે કમીશનો.

શાહી ઢંઢારાઓ તથા વચનોની પરંપરા દ્વારા એવું નક્કી કરવામાં આવ્યું છે, કે જાહેર નોકરીઓમાં ભૂમિપુત્રોને વધારે પ્રમાણમાં જગાઓ આપવી. જાહેર નોકરી માટે જાતિભેદોને નાબુદ કરવામાં આવેલો છે ને લાયાકતનું ધોરણ ગ્રહણ કરવામાં આવ્યું છે. પણ જ્યાં હિંદના સવાલો હોય છે ત્યાં આચાર ને વિચાર વચ્ચે સદાયે ઘણું છેટું રાખવામાં આવે છે. આ સવાલો પૈકી એક સવાલ લશ્કરમાં હિંદીઓને કમીશન આપવા સંબંધી છે. રૂસિઆ ને ફ્રાન્સજ લશ્કરોમાં આફ્રિકાના સીધીઓ તથા એસીઆવાલીઓ વધારે માનપ્રદ જગાઓ પ્રાપ્ત કરી શકે છે. પણ બ્રિટિશ રાજ્યના ૧૮૦ વર્ષના અમલ પછી પણ હિંદીઓ એમ

કહી શકતા નથી, કે અમારા પોતાના દેશની લશ્કરી અમુક મોભાદાર પદવી પ્રાપ્ત કરવા અમે સશક્ત છીએ.

ચાલુ યુદ્ધથી લશ્કરી સંસ્થાની ઘણી ખોડો બહાર આવી છે. તેમાં હિંદીઓને કમીશનો મળવાં જોઇએ, એની અગત્ય કાંઈ ઓછી નથી. હિંદી સિપાઈની ટુકડીઓના સર્વ ઉપરી અમલદારો યુરોપીઅનો હોય છે. એક હિંદી સિપાઇ તો કમીશનના અનધિકારી અમલદાર તરીકેની ઉંચામાં ઉંચી જગા તરીકે રિસાલદાર, મેજોર અગર સુબેદાર મેજોર તરીકેની મેળવવાની અભિલાષા રાખી શકે. હિંદી મૈયાના પુત્રોની સ્થિતિ લશ્કરી ખાતામાં કાંઇ વધારે સારી થાય, એ માટે લગભગ હિંદી રાષ્ટ્રીય કોન્ગ્રેસની સ્થાપના થઇ ત્યારથી દેશ માગણી કરી રહ્યો છે. ૧૮૮૭ની હિંદી રાષ્ટ્રીય કોન્ગ્રેસની ત્રીજી બેઠક વખતે મદ્રાસમાં નીચેના શબ્દોમાં ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો:

" શહેનશાહ પ્રત્યેની હિંદી રૈયતની વફાદારી લક્ષમાં લેતાં, આ કોન્ગ્રેસનો મત એવો છે કે રાણી વિક્ટોરીઆના ઢંઢેરાનો અમલ કરાવો જોઇએ: આ દેશના વતનીઓને લશ્કરી ખાતાની ઉચ્ચા દરજ્જાની નોકરીઓ વ્યવહારૂ રીતે અપાવી જોઇએ; અને કાયદો નક્કી કરે તેવી રીતે હિંદી લશ્કરના અમલદારો તરીકે લાયકાત મેળવવા લશ્કરી તાલીમ લઇ શકે એ અર્થે હિંદી સરકારે લશ્કરી શાળાઓ સ્થાપવી જોઇએ. " આ ઠરાવ પસાર કર્યાને આજ ત્રીસ વર્ષ થયાં. ત્યાર પછીની દરેક કોન્ગ્રેસની બેઠકે લશ્કરી શાળાઓ માટે તથા લશ્કરી નોકરી માટે પદ્ધતિસર લડાયક કોમો સુવ્યવસ્થિત થાય એ માટે માગણી કર્યાં કરી છે. આવી રીતે હાથ કાપી નાખવા માટે કેળવાએલા હિંદીઓ પોતાની વફાદારી ઉપર જાણે અણછાજતું તથા ફોગટ કલંક મૂકાયેલું હોય, તથા લશ્કરી જીવન માટે જાણે આખો દેશ અપાત્ર ગણતો હોય, એમ જુએ છે. મુગલાઇના વખતમાં પણ દેશપુત્રો ઉચ્ચા દરજ્જાની મોટામાં મોટી કીર્તિવંત જગાઓ મેળવી શકતા, કિંતુ બ્રિટિશ રાજ્યની સ્થાપના પછી એક પણ હિંદી પછી તે ગમે તેટલો ઉચી પંક્તિનો,

ઉંચા વર્ગનો કે લશ્કરી લાયકાત વાળો હોય, છતાં તે કમીશનની આશા સરખી રાખી શકતો નથી. હયાત હિંદી સેનાના ધોરણ મુજબ તો કમીશનવાળા હિંદી અમલદારોનો સમાવેશજ થતો નથી. કોઇ પણ સીખ કે ગુર્ખો કે પઠાણ અદ્યપિ લશ્કરનો લેફ્ટેનન્ટ બન્યો નથી. બળવો થયાના કારણથી અવિશ્વાસને લીધે આ ગંભીર પ્રતિબંધ દાખલ કરવામાં આવેલો છે. બ્રિટિશ સરકારનું નાલાયકાતનું આવું ધોરણ સાધારણ હિંદી સિપાઈઓની બાબતમાં હોવાથી તેનાં દ્વાર કાયમ માટે બંધ થએલાં છે. એટલુંજ નહીં, પણ જે ઘણા હિંદીઓ લશ્કરી ધંધા વાસ્તે જન્મથીજ સંસ્કાર ને રસ ધરાવતા તેમનો માનપાત્ર ધંધો પણ બંધ થઇ ગયો છે. હિંદી સિપાઇ ઉપર આની નૈતિક અસર ઘણી ખરાબ થાય છે, અને ઉચ્ચા દરજ્જાના ઘણા મોટા લશ્કરી અમલદારોએ એવો મત દર્શાવ્યો છે, કે હિંદીઓને સેનામાં કમીશનને લાયક જગો આપવી. લૉર્ડ મીન્ટોના અમલ દરમ્યાન હિંદી પ્રધાન સાથે આ વાત પાછી ઉપાડવામાં આવી હતી, પણ તેનું કાંઈ પરિણામ આવ્યું નહીં. છેલ્લી બેઠક વખતે વડી ધારાસભામાં ના. વાઇસરોએ જાહેર કર્યું કે હિંદીઓને કમીશનો આપવાં કે નહીં એ સવાલ ઘણો જુનો છે; એક સરકાર પછી બીજી સરકારે એમ વારંવાર તે ઉપર વિવેચન કરેલું છે; ઘણાં વર્ષો વહી ગયાં અને છતાં આજ દીન સુધી કાંઇ પણ થઇ શક્યું નથી; ને હિંદની સરકારે હિંદી પ્રધાન ઉપર ખરિતો પણ મોકલ્યો છે. ત્યાંની શાહી સરકારે કરેલા ઠરાવો લોકમતને કેટલા મળતા આવે છે તે જોવા ખરિતો ક્યારે પ્રસિદ્ધ થશે તેની દેશ રાહ જુએ છે. આ સુધારો ક્યારનોય પાકી ગયો છે, ને જો આ દિશામાં મોટું પગલું ભરવામાં નહીં આવે, તો દેશમાં પાછો ઘણોજ અસંતોષ ફેલાઈ જશે. હવે હિંદ ફક્ત શરૂઆતોથીજ સંતોષ માનશે નહીં. આ દેશમાં તેમજ સંયુક્ત રાજ્યમાં ઘણા સુધારાઓ મુલતવી રખાય છે તથા રખડી પડે છે, તેનો આપણને ઘણો કડવો અનુભવ છે. અને તેથી

જ્યાં સુધી અમુક સુધારો બરાબર પસાર થાય નહીં ત્યાં સુધી રાજી થવાને કાંઈ કારણ નથી. વાઇસરોએ એવું પણ જાહેર કીધું છે કે એક શરૂઆત તરીકે જે હિંદી અમલદારોએ લડાઇમાં નામના કરી છે તેમાંના નવને કમીશનો આપવામાં આવ્યાં છે. ઘણા નામાંકિત સિપાઇઓના હકોનો સ્વીકાર ઘણો માંડો ને તે પણ નહીં જેવો, આ વિશ્વવ્યાપી યુદ્ધ પછી ત્રણ વર્ષે કરવામાં આવ્યો છે. આવું છતાં લંડન ટાઇમ્સના લશ્કરી ખબરપત્રીએ ચેતવણી આપવા પણ મંડી ગયો છે. "આ ફેરફાર એવો છે કે એક વખત દાખલ કર્યા પછી તે વધતો જ જવાનો. આ ફેરફારનું એક અનિવાર્ય પરિણામ તો એ આવવાનું કે બ્રિટિશ અમલદારો હિંદીઓના હાથ નીચે મૂકાવાના. માટે તેને નજીવો ગણવાનો નથી." આ મહાન યુદ્ધથી મોટા ફેરફારો થઇ ગયા છે. પણ તેનાથી હિંદીઓના હકોના સંબંધમાં બ્રિટિશ લશ્કરી અમલદારોના વિચારો ફર્યા છે કે કેમ, તે જોવાનું અદ્યપિ બાકી રહે છે. છતાં આજે સ્થિતિ તદ્દન પલટાઈ ગઇ છે. ભવિષ્યમાં સામ્રાજ્યના રક્ષણમાં હિંદ મહત્વનો ભાગ લેશે, અને વર્તમાન યુદ્ધમાં તેને જે મહાન ભાગ લીધો છે તેનાથી સામ્રાજ્યમાં તેની સ્થિતિ કાયમી થઇ ગઈ છે. ભવિષ્યમાં હિંદને લડવું પડે એવો દુશ્મન કેવળ રૂસિઆજ નથી. જો હિંદ સામ્રાજ્યમાં એક પરાધીન રાજ્ય તરીકે રહેવાનું હોય, તો લશ્કરી વ્યવસ્થાનો આખો સવાલ કાંઈ જુદાજ દૃષ્ટિબિન્દુથી વિચારવો પડશે. દેશમાં યુરોપીઅન લશ્કરને કાયમ માટે રાખવું એ પરદેશી રાજ્યનું આવશ્ય લક્ષણ છે; પણ જો સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ હિંદમાં સ્થાપન થવાની હોય, અને દેશનો મૂલકી અમલ લોકના હાથમાં મૂકાવાનો હોય, તો હાલના ધોરણ ઉપર લશ્કરી સંસ્થામાં પરદેશીઓની જે ગોઠવણ થાય છે તે ચાલુ રાખી શકાય નહીં. માટે સ્વરાજ્ય ભોગવતા દેશ તરીકેની સાધારણ સ્થિતિઓ ઉભી થવા પામે એ વાસ્તે શરૂઆત થવી જોઇએ. સામ્રાટની બીજી પ્રજાઓ માટે કમીશનો જે સરતો ઉપર ખુલ્લાં છે તેજ સરતોથી હિંદીઓ માટે ખુલ્લાં મૂકવાં; લશ્કરી કવાયત સંપાદન કરવા માટે ઊંચામાં ઊંચું શિક્ષણ મળી શકે,

એવી જાતની લશ્કરી શાળાઓ ઉઘાડવી; અને દરેક જાતનાં લશ્કરી ખાતાંઓમાં હિંદી લશ્કરી માણસોને વિશ્વાસુ, સત્તાવાળી અને જવાબદાર જગાઓ આપવી—આ દિશાઓમાં શરૂઆત થઇ શકે.

## ભરતી કરવાની રીતો.

લૉર્ડ કિચનરની લશ્કરી યોજના અમલમાં આવવાથી ઘણા દૂરંદેશી ફેરફારો દાખલ થવા પામ્યા છે, પણ મારા મત પ્રમાણે આધુનિક અનુભવના પ્રકાશથી હવે તેને ફરીથી તપાસવા પડશે. લૉર્ડ કિચનર ને તેના વખતની સરકાર એવા નિર્ણય ઉપર આવી કે હિંદી લશ્કરનું મુખ્ય કામ સરહદના પ્રાન્તો સાચવવાનું છે. તે વખતે એવું માનવામાં આવતું કે હિંદનું સામ્રાજ્ય ભોગવવાની રૂસિયાને મહત્વાકાંક્ષા છે. એટલા માટે આ મહાન સત્તા જોડે બાથ ભીડવા સૈન્ય તૈયાર કરી તેને સુવ્યવસ્થિત કરવાની લૉર્ડ કિચનરની ઉમેદ હતી. તેની લશ્કરી યોજનાને પરિણામે કેટલાંક લશ્કરી સ્થાનો ત્યજી દેવામાં આવ્યાં. સૈન્યનો મોટો ભાગ લશ્કરી મોટી ટુકડીઓ તરીકે એકઠો કરવામાં આવ્યો ને સરહદની પેલી પારના પ્રદેશોમાંથી માણસોની ભરતી ઘણા ભાગે કરવામાં આવી. હાલમાં લશ્કરી ખાતામાં મુખ્ય જાતિઓ દાખલ કરવામાં આવે છે તે આ છે—પઠાણો, પંજાબીઓ, મુસલમાનો, સિખો, ડુગ્રાઓ, ગુર્ખાઓ, હિંદુસ્તાનના મુસલમાનો, બ્રાહ્મણો, રજપૂતો, જાટ, ઘરવલીઓ, મોપ્લાઓ, તામિલો, દક્ષિણના રજપુતો તથા મુસલમાનો, બલુચિઓ ને મરાઠાઓ. હિંદી અમલદારોને તથા માણસોને જે રીતે નોકરીમાં લેવામાં આવે છે તથા તેમને ખુદ સૈન્યમાં નોંધાવાનો જે હક છે, તેમાં સુધારો થવાની જરૂર છેઃ જાત, દેશ કે જન્મના બંધનો સિવાય ફક્ત શારીરિક લાયકાતના ધોરણો ઉપર નોકરીઓ મળવી જોઈએ. અંગ્રેજી સિપાઇઓને તેમજ આ દેશની દીવાની નોકરીઓને જે પગાર મળે છે તેની સરખામણીમાં વાજબી ધોરણ ઉપર પગાર, પેન્સન તથા ભથ્થુ અને પ્રોમોશન

મળવાં જોઈએ. લડાઈ પછી કેટલોક સુધારો કરવામાં આવ્યો છે, છતાં હજુ ઘણું કરવાનું બાકી છે. જો કે હિંદને પોતાને મોટા લશ્કરની જરૂર કદાચ નહીં પડે, પણ સામ્રાજ્યના રક્ષણ અર્થે હિંદને ઘણું મોટું અનામત લશ્કર પુરૂં પાડવું પડશે, જે કટાકટીના પ્રસંગે એકદમ એકઠું થઈ શકે ને અસંખ્ય સૈન્યમાં વિસ્તરી શકે. આવા કારણોને લીધે નવા સંજોગો ધ્યાનમાં લઇ કઈ કઇ જગાઓ માણસોની ભરતી માટે અનુકૂળ છે, તેની પૂરી તપાસ કરવી પડશે. હિંદના રક્ષણનો બોજો સરહદની પેલી પારની જાતો ઉપર બને તેટલો ઓછો પડે તથા બને તેટલો હિંદના શેહેરીઓ ઉપર વધારે પડે એમ થવું જોઇશે. આ સિવાય હાલની લડાઇમાં દેશી બુદ્ધિનો વધારે ખપ પડે છે. લડાઇને અંતે આવા ધોરણો ઉપર હિંદની લશ્કરી રાજનીતિમાં ફેરફાર થશે, એ સ્પષ્ટ છે. લશ્કરી સાધનો તથા સરંજામ વિશે ખુદ સામ્રાજ્ય પરિષદના શા નિશ્ચયો થયા છે, તે અદ્યપિ પૂરેપૂરી જાણમાં નથી. પણ એક વાત નક્કી છે,—કે અત્યાર લગી આ સવાલ ઉપર જે દૃષ્ટિથી ધ્યાન આપવામાં આવતું હતું, તેથી કાંઇ જુદી જ જાતની દૃષ્ટિથી હવે તે તપાસાશે.

## શહેરી સૈન્ય.

ખુદ સૈન્યની ભરતી શી રીતે થાય છે એ સવાલ ઉપર મેં અત્યાર લગી વર્ણન કર્યું છે. લાંબા સમયથી શહેરી સૈન્ય ઉભું કરવાની બુમ હિંદમાં ચાલી રહી છે. જાણે અત્યારના બનાવો બનવાના હોય તેવી ભવિષ્ય દૃષ્ટિથી ૧૮૮૭ માં હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસે એવો ઠરાવ પસાર કરેલો કે “ યુરોપના જાહેર કામોમાં ચાલતી અશાન્તિને લક્ષમાં લેતાં, ન કરે નારાયણને એવો કોઈ અકસ્માત બનવા પામે, અને જો આ દેશના લોકો બરાબર રીતે તૈયાર હોય તો આવા મામલામાં ગ્રેટ બ્રિટનને લોકો અપૂર્વ મદદ કરી શકે . એ વાતને ધ્યાનમાં લેતાં, આ કોન્ગ્રેસ સરકારને એવી ભલામણ કરે છે કે આ દેશના હિંદી વતનીઓ સ્વૈચ્છીક સૈન્ય તરીકે જોડાઇ શકે એવી પદ્ધતિ દાખલ કરવી. ( એ માટે યોગ્ય નિયમો ને પ્રતિબંધો ભલે કરવામાં આવે.)”

લશ્કરી શિક્ષણ લેવાનો દરેકને હક છે, ને હિંદમાં રાષ્ટ્રીય સૈન્ય હોવું જોઇએ. એ માટે હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસના પ્લેટફોર્મ ઉપર ઘણી વાર ઉત્સાહ ને જોરથી કહેવામાં આવ્યું છે. જો હિંદના લોકોને હથિયાર શિખવવાની તથા ધારણ કરવાની છુટ આપવામાં આવે, તો આખી દુનિયામાં એવી જોરાવર એકે પ્રજા નથી, જે ઇંગ્લંડ સાથે સરખામણી કરી શકે; અને આવું રાષ્ટ્રીય સૈન્ય સામ્રાજ્યને તથા આન્તરની સલાહ શાન્તિને ભયરૂપ થઇ પડશે, એવી બીક રાખવાનું પણ કાંઇ જ કારણ નથી. લશ્કરી તાલીમ લેવાની મનાઇ કરવામાં આવી ને તેની સાથે લશ્કરી કાયદાનો કડકપણે અમલ કરવામાં આવ્યો, તેથીજ આખી પ્રજા પૂરેપૂરી અપંગ બની ગઈ છે. ૧૯૧૫ ની હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસમાં આ વિષય ઉપર બોલતાં, સર સત્યેન્દ્ર સિંહાએ ચાલુ પદ્ધતિ સામે ઘણા ગંભીર આરોપો મૂકયા હતા. તેણે કહેલું કેઃ—

"ઇંગ્લંડને આ દેશ ઉપર રાજ્ય કર્યાને આજે ૧૫૦ વર્ષ થયાં; જો આટલા લાંબા સમયના રાજ્ય પછી તે એકાએક પોતાના હાથ પાછા ખેંચી લે ને તેની પાછળ અંધકાર ને રાજ્યાભાવ પ્રવર્ત્તે, ને કોઈ પણ પરદેશી રાજ્યો આગળ આ દેશ ભક્ષરૂપ થઈ પડે, જો આમ બને તો તે બનાવ ખરે ! તેમને મગરૂર બનાવનારો નથી. આપણા કેટલા ટીકાકારો કહે છે કે જો અંગ્રેજો આજેજ આ દેશ છોડી ચાલ્યા જાય, તો તેઓ એડન સુધી પહોંચે નહીં તે અગાઉ તો તેમને પાછા બોલાવવા આપણે તાર મૂકવો પડે. વળી કેટલાક એવી બરછટ મશ્કરી સુદ્ધાં કરે છે, કે જો અંગ્રેજો હમણાં છોડી ચાલ્યા જાય, તો દેશના કેટલાક ભાગોમાં તો એક રૂપીઓ કે કુમારિકા જોવા જડે નહીં. અંગ્રેજી રાજ્યનાં પરિણામો આવાં નીવડે તે માટે વધારે સખ્ત આરોપો મારી કલ્પનામાં આવી શકતા નથી. જે કોઇ માણસથી પર હોય તે ભલે ન્યાય તથા ધર્મ ઉપર સત્તાનો અમલ થતો જોઇ રાજી થાય, પણ જે અંગ્રેજ પ્રજા હાલ ન્યાય તથા સ્વતંત્રતા તથા છૂટકારા માટે આ લડાઇ લડે છે તે, આ બાબત પોતાને લાંછન લગાડનારી ગણે જ, એમ માનવામાં હું ભૂલ કરતો નથી. જેવી રીતે પાંચમા સૈકાની શરૂઆતમાં રોમન લશ્કરો બ્રિટિશ કિનારાઓને છોડી ચાલ્યા જતાં હુંન, ગોથ તથા બીજી જંગલી જાતો સામે અંગ્રેજોને નિરાધાર મૂકેલાં એવી સ્થિતિ અંગ્રેજોએ તેમના બસેં વર્ષના અમલ પછી હિંદને અપંગ બનાવવામાં કરી છે.

"માટે લશ્કરી તાલીમ મેળવવાના હક માટે માગણી કરવી તે આવાં પરિણામો સુધારવા અર્થેજ છે. આપણે આપણું ગૌરવ જાળવવું છે, ને શહેરીપણાની જવાબદારી મજબુત બનાવવી છે. આ દેશમાંથી જો કોઈ પણ કાળે ઇંગ્લાંડનો રક્ષક હાથ વિરામ પામવાનો હોય તો ચઢી આવનારાઓ સામે આપણે આપણાં જાનમાલનું રક્ષણ કરવા સશક્ત થઇએ, એવો હક પાછો મેળવવા આપણે મથન કરીએ છીએ. મનુષ્ય જાતિનો આ અત્યાજ્ય હક મેળવવા પુરતી કેવળ આ એક મનોવૃત્તિ નથી, જો કે દરેક રાજ્યની યોજનામાં મનોવૃત્તિને પણ ચોક્કસ સ્થાન છે. એવા પણ વખત આવે કે આપણાં વ્હાલાંઓના રક્ષણ માટે આપણા જમણા હાથની જરૂર પડે. ભવિષ્યમાં હાલ આખા દુનિયામાં જેવું યુદ્ધ સળગી રહ્યું છે, તેવું બીજું યુદ્ધ ફાટી નીકળે, ને તે વખતે નવાં સહાયકારી રાજ્યો ને નવાં સંયોગો ઉભાં થવા પામે—હાલ જે મિત્રરાજ્યો છે તે તે વખતે ન પણ હોય—આવું ભવિષ્ય થવાય પામે—એવું ભવિષ્ય કથન કહેવાની કોણ હીંમત ધરશે!"

હિંદમાં ઘણાજ માનનીય નેતામાંના એકે આવી વસ્તુસ્થિતિ રજુ કરી છે અને આમાં આખા દેશના ભાવો પ્રદર્શિત થાય છે.

## સંયુક્ત રાજ્યમાં વિદ્યાર્થીઓ.

લશ્કરી તાલીમ લેવાની નાલાયાકાત ફક્ત હિંદીઓ ઉપરજ નાંખવામાં આવી નથી, પણ સંયુક્તરાજ્યમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓ ઉપર પણ તે નાંખવામાં આવી છે. વિશ્વવિદ્યાલયની ટુકડીઓમાં હિંદી વિદ્યાર્થીઓને વિશ્વવિદ્યાલયો વર્ષો થયાં દાખલ કરતાં નથી. યુદ્ધ જાહેર થયા પછી ઓકસફર્ડ તથા કેમ્બ્રીજના હિંદી વિદ્યાર્થીઓએ નોકરી માટે પોતાની જાત અર્પણ કરેલી. તેઓએ અમલદારોની તાલીમ લેવાની ટુકડીઓમાં દાખલ થવા માગણી કરેલી, પણ આ માગણી નામંજુર કરાએલી. પછીથી ૧૯૧૫ના જુનમાં તેઓએ નીચેના ઠરાવો પસાર કરેલા અને સત્તાવાળાઓને મોકલી આપેલા.

"વિશ્વવિદ્યાલયની અમલદારોની તાલીમ લેવાની ટુકડીઓમાં હિંદી વિદ્યાર્થીઓને તેના સંસ્થાના સભાસદો તરીકે દાખલ કરવાની સત્તાવાળાઓ હાનાકાની કરે છે બલ્કે ના પાડે છે, તે ઉપરથી અમને અચંબો ઉપજે છે તથા લાગણી થાય છે.

" યુરોપીઅન યુદ્ધના ફાટી નીકળવાની સાથેજ હિંદે જે ભાગ ભજવ્યો છે અને સંયુક્તરાજ્યમાં રહેતા હિંદી વિદ્યાર્થીઓએ મોટી સંખ્યામાં જે સેવા કરી છે, તે જોતાં સત્તાવાળાઓની વર્તણુક અવિચારી તથા ગેરવાજબી લાગ્યા વિના રહેતી નથી.

" હિંદમાં જન્મેલી બ્રિટિશ રૈયતને ખાસ નાલાયાક ગણવામાં આવે છે. લડાઇ અગાઉ વતની બનેલા જર્મનો તથા ઑસ્ટ્રિઅનો પણ નાલાયાક ગણાતા નથી: તેમજ વિશ્વવિદ્યાલયના હાલના બીજા વિદ્યાર્થીઓ નાલાયક ગણાતા નથી. અમારે ઉમેરવાની જરૂર નથી કે વિશ્વવિદ્યાલયના સભાસદો તરીકે હિંદી વિદ્યાર્થીઓને લગતો આવો ભેદભાવ ગણવામાં આવે એ કમનશીબી છે. "

આ ઠરાવોનું શું થયું તેની ખબર નથી. નિયમો ઢીલા કરાયા હોય તો આશ્ચર્યજનક કહેવાય. જાતિભેદની લાગણી ઘણીજ મજબુત છે. શિક્ષણસ્થળોમાં પણ આવો જાતિભેદ રાખવામાં આવે તે, ને તે ખાસ કરીને યુદ્ધનાં જુદાં જુદાં મથકોમાં હિંદીઓએ શૌર્યને વફાદારીની પ્રકાશવંત સાબીતી આપ્યા પછી પણ રાખવામાં આવે, તે હિંદીઓની લાગણીને ઘણી દુઃખવનારી બીના છે.

## પ્રકરણ ૧૯ મું.

### દેશી રાજ્યો.



"એવો વખત આવે કે હિંદ તાબેદાર દેશના દરજ્જેથી સંસ્થાનના દરજ્જે મૂકાય તો આવી રીતના નવીન રાજ્યદ્વારી ફેરફારથી રાષ્ટ્રમંડળની રાજ્યપદ્ધતિ અસ્તિત્વમાં આવશે; તેમાં વંશજ રાજાઓ તથા મોટા તાલુકદારો તેના ભાગરૂપ બની શકશે."

**-મી. એમ. એ. એલ. ફિશર, કેળવણી પ્રધાન, સંયુક્ત રાજ્ય.**

બ્રિટિશ હિંદ ઉપર સ્વરાજ્યની ભાવનાની શી અસર થાય, એ ઉપર મેં અત્યાર લગી વર્ણન કર્યું છે. પણ સ્વરાજ્યની યોજનામાં દેશના મહારાજાઓ તથા તાલુકદારોને બરાબર શું સ્થાન છે; તથા હિંદની સરકાર જોડે તેમનો રાજ્યદ્વારી શો સંબંધ છે, એ વિશે નિર્ણય કરવાનો ગંભીર યત્ન થએલો નથી. દ્વેશબુદ્ધિથી ટીકા કરનારાઓએ તેમજ યોજનાના બંધારણમાં સહાયક થવાની સમભાવ વૃત્તિથી ટીકા કરનારાઓએ, એમ જાહેર કર્યું છે, કે આ સંબંધમાં યોજનાનું મૌન એ યોજનાની એક ખોડ છે. હિંદ માટે નજીકના ભવિષ્યમાં ગમે તે પ્રકારની સ્વરાજ્યની યોજના હયાતીમાં આવે; તેનાથી નાનાં મોટાં ૬૮૦ જેટલાં દેશી રાજ્યો તદ્દનજ અસ્પૃષ્ટ રહે, એવી કલ્પના પણ થઇ શકે નહીં. દોઢસો વર્ષથી જેમ બનવા પામ્યું છે તેમ, દેશી રાજ્યોના રાજ્યકર્તાઓ તથા હિંદની પ્રજા બન્ને એકબીજાથી અલગ રહે, એ બનવા જોગ નથી. તેઓ ઉપર પણ કાળની અસર થએલી છે. કેટલાંક આગળ વધેલાં દેશી રાજ્યોમાં પ્રતિનિધિમંડળો દાખલ થએલાં છે. ધારાસભાઓ પણ રચવામાં આવી છે. કેટલાંક રાજ્યોમાં ગ્રામ્ય પંચાયતો, સમાધાન મંડળો, મ્યુનિસિપલ સભાઓ, તાલુકા ને જીલ્લા બોર્ડો

પણ ઉભી કરવામાં આવી છે. રાજ્યદ્વારી બંધારણ ઉપર દેશી રાજ્યોની પ્રગતિ કેવી ત્વરાથી થતી જાય છે, એ ઉપર બીકાનેરના મહારાજાએ હમણાંજ ઉલ્લેખ કર્યો હતો ને કહ્યું હતું, કે "રાજ્યવહીવટ કરવામાં અને ધારાઓ ઘડવામાં લોકોનો યોગ મારા રાજ્યમાં તેમજ અન્ય રાજ્યોમાં ત્વરિત વધતો જાય છે." "માઇસોર નિવાસીઓની" સહી નીચે હમણાં થોડા વખત ઉપર બીકાનેરના મહારાજા ઉપર સંખ્યાબંધ પત્રો પ્રસિદ્ધ કરવામાં આવેલા. તેમાં લોકોની દૃષ્ટિથી દેશી રાજ્યોને લગતા કેટલાક સવાલોનો ફૂડચો કેમ આણી શકાય, તથા દેશી રાજ્યો પ્રજાકીય કેવી રીતે બની શકે, એ વિશે ઉત્સાહથી ચર્ચા કરવામાં આવી હતી. દેશી રાજ્યોમાં સાધારણ લોકમત કઇ ભણી વળેલો છે તે આ લખાણો ઉપરથી જણાય છે. ગ્રામ્ય પંચાયતથી માંડી મ્યુનિસિપાલિટી સુધી, પ્રજાનિયુક્ત પ્રતિનિધિમંડળો, કારોબારી રાજ્યની પ્રજા પ્રત્યેની જવાબદારી, ભાષણ તથા ટીકા કરવાની પૂર્ણ સ્વતંત્રતા, આ અને આવા સુધારાઓ આગળ ધરવામાં આવેલા છે, અને પ્રજાકીય સ્વતંત્રતાનાં કાર્યક્ષેત્રો વિસ્તૃત થાય એવી જાતનાં પગલાં ભરવા પ્રતિપાદન કરવામાં આવ્યું છે. લેખક મહારાજાને ઉદ્દેશી હૃદયસ્પર્શી ભાષામાં લખે છે ને કહે છે:—

"દેશી રાજ્યોની પ્રજાને બ્રિટિશમાં વસતા એમના ભાઇઓ જોડે છૂટથી હાથ મેળવવા દો, અને સ્વરાજ્ય માટેની તેમની લડતમાં મદદ કરવા દો. કોન્ગ્રેસ, સામાજીક પરિષદ્, રાષ્ટ્રીય કેળવણીની યોજનાઓ, બોય સ્કાઉટસ સંસ્થાઓ તથા અન્ય હિતકર પ્રવૃત્તિઓ જેવી કે, રાષ્ટ્રીય ચળવળ માટેની પ્રજાકીય સંસ્થાઓમાં ભાગીદાર બનવા દો. કારણ કે અંતે તો પ્રજાઓની સમાજમાં હિંદ એ માત્ર એકજ ઘર છે. દેશી રાજ્યો અને બ્રિટિશ હિંદની પ્રજાઓને સાંકળનારો આધ્યાત્મિક સંદેશ એકજ છે. ઉપરાન્ત, બ્રિટિશ હિંદની સ્વરાજ્ય માટેની લડતમાં ફતેહ મળે, તેનાથી દેશી રાજ્યોમાં સ્વરાજ્ય માટે ઉશ્કેરણી મળશે. રાષ્ટ્રીય હિંદના આગેવાનો સામ્રાજ્ટની સરકાર કને હિંદનો રાજકીય આદર્શ સ્વરાજ્ય છે એવી મતલબનો રાજનીતિસૂચક ઢંઢેરો બહાર પાડવા માગણી કરી રહ્યા છે. આપ નામદાર જેવા સુશિક્ષિત અને સ્વદેશાભિમાની રાજાઓ,

હિંદ જે મહાન સ્વતંત્રતા માટે ચળવળ કરી રહ્યું છે તે ખાતે શ્રીમાન સમ્રાટને ભલામણ કરો. સાથે સાથે એવી પણ વિનંતિ કરો કે હિંદનાં સર્વ જોડીદાર રાજ્યો શ્રીમાન્ સમ્રાટે પોતે રાજ્યના જે સિદ્ધાન્તો અને અને માર્ગો સ્વીકાર્યા છે, તેવાજ સિદ્ધાન્તો ને માર્ગો તેઓ પણ સ્વીકારે. તોજ તેઓ પ્રશંસા તેમજ પ્રતિષ્ઠાને પાત્ર થશે, એવી જાતની ઇચ્છા શ્રીમાન પોતે જાહેર કરે,—જો આમ થવા પામે તો આપણી આ માતૃભૂમિના સર્વોપરી હિતો માટે કેવું સારૂં !"

રાષ્ટ્રીય રાજ્યપદ્ધતિ માટે તેમજ રાષ્ટ્રીય પ્રગતિ માટે દેશી રાજ્યોમાં કેવી ચળવળ ચાલી રહી છે, તે આ ભાવો ઉપરથી પ્રદર્શિત થાય છે.

આમ જે મોટા ભાગને સર વિલિયમ વાર્નર "દેશી રાજ્ય નીચેનું હિંદ", અને એથી પણ વિશાળ ભાગ જે "સ્વરાજ્ય" તંત્ર નીચે નજીકના ભવિષ્યમાં આવનાર છે ને જેની ઘણી જ ઉત્કંઠાથી રાહ જોવાય છે, બન્ને વચ્ચે સંયોગની તેમજ ભેદની ઘણી બાબતો ચાલુ રહેવાની. "પૂર્વ દુનિયા ધસી આવતા વંટોળ આગળ ઊંડી નિરાશામાં ધૈર્ય ધારી નમણુંજ આપી શકતું." એ દહાડા વહી ગયા છે. "અદ્યપિ સેનાઓની ગર્જના નજીકમાં ગર્જે રહે પણ પૌવાત્યો ભૂતકાળ તરફ પાછા ફરવાના નથી. જેવું ગઈ કાલે થયું તેવું આવતી કાલે થનાર નથી. ચાલતા સૈકામાં બ્રિટિશ રાજ્યનો ને દેશી રાજ્યના સંબંધોનાં ફેરફારો થશે, એ નિર્વિવાદ છે." હાલમાં જે બનાવો બનવા પામ્યા છે, તેની પૂર્વે જો સર વિલિયમ લી વાર્નરે આવા રાજકીય ફેરફારો માટે આગાહી આપે છે, તો વર્તમાન સંજોગો જોતાં, તો તેઓ ફક્ત સંભાવ્ય છે એટલુંજ નહીં પણ સિદ્ધપ્રાય છે. આવા ફેરફારોથી આ સનાતન ભૂમિની પ્રગતિ શાન્ત ને કાયમ થવાની. એથી સંગીન પ્રતિનિધિ સંસ્થાઓ સ્થાપિત થશે. જો આવું થશે તો દેશી રાજ્યો ને બ્રિટિશ સરકાર વચ્ચે જેવી જાતનો સંબંધ હાલ છે, તેવોજ સંબંધ ચાલુ રાખવો, એ બસ ગણાશે નહીં. હિંદમાં હયાતીમાં આવનાર રાષ્ટ્રીયમંડળનાં અન્ય અંગો જોડે દેશી રાજ્યો જોડી દેવાં.

આમ થવાથી જ હિંદની રાજ્યકીય યોજનામાં તેઓ કાયદેસર સ્થાન પ્રાપ્ત કરી શકશે.

## લોર્ડ ઇરવીંગટન.

દેશી રાજ્યો તથા બ્રિટિશ હિંદ વચ્ચે કાંઇ સાહજીક સંબંધ હોવો જોઇએ, એમ લોર્ડ ઇરવીંગટને પણ સ્વીકાર્યું છે. ઓક્સફર્ડમાં ભાષણ આપતાં હિંદ માટે સ્વરાજ્યની નવી યોજનામાં દેશી રાજ્યોનો સમાવેશ કરવો જોઇશે, એવો ઉલ્લેખ તેણે કર્યો હતો. તેણે કહ્યું હતું કે:

" હિંદમાં તેના ⅔ ભાગ જેટલાં ક્ષેત્રફળવાળાં તથા તેટલી વસ્તીવાળાં દેશી રાજ્યો આવેલાં છે. હિંદુસ્થાનની કાયદેસર વ્યાખ્યામાં બ્રિટિશ હિંદમાંથી તેઓને બાતલ કરવામાં આવ્યાં છે અને શ્રીમાન સમ્રાટની સંસ્થાના તેઓ ભાગરૂપ નથી. તેમના રાજકર્તાઓ બ્રિટિશ રાજ્યનું સાર્વભૌમપણું મગરૂરીથી કબુલે છે. તેઓ દેશની અંદરનું રાજ્ય ચલાવવાના પૂર્ણ રાજકર્તા તરીકેના હકો ભોગવે છે. આ હકોની અમુક બંધનો સાથેની ગેરંટી લેખી તહનામામાં સરકારે આપેલી છે, જેને વળગી રહવામાં બ્રિટિશ રાજ્યની આબરૂ છે. જો કે ઇતિહાસની દૃષ્ટિથી તથા રાજબંધનની દૃષ્ટિથી તેઓ બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થામાંથી છૂટાં પડેલાં છે, છતાં તેઓ એવી રીતે આવેલાં છે કે તેઓનો સંબંધ ઓતપ્રોત બનેલો છે. આથી બહારની અસરો તેમના પર થયા વિના રહી શકતી નથી. રેલ્વે, તાર, ને ટપાલથી હજુ પણ કૃત્રિમ બંધનો વધારે ને વધારે તૂટતાં જશે ને સર્વસામાન્ય લખાણની વૃદ્ધિ વધારે પ્રમાણમાં પોષણ પામશે. આવી રીતે તેઓ જો કે બ્રિટિશ હિંદને લગતી બાબતોમાં પોતાનું માથું મારતાં નથી અને તેમના કામોમાં દરમ્યાનગીરી થાય તો તે પસંદ કરતાં નથી છતાં તેઓ બ્રિટિશ સામ્રાજ્યના બચાવમાં ભાગ લેવાને હક કરે છે. ને જ્યાં જ્યાં હિંદનાં લશ્કરો લડયાં છે, ત્યાં ત્યાં બ્રિટિશ અને હિંદી ભાઇબંધ સિપાઇ જોડે ઇમ્પીરીઅલ સર્વીસનાં લશ્કરો પણ ઉભાં રહ્યાં છે. એટલા માટે દેખીતી રીતે જ આપણી કોઇ પણ યોજનાઓમાં તેમને અગત્યનું સ્થાન છે."

એટલા માટે સ્વરાજ્યની યોજનામાં આ રાજ્યોનો રાષ્ટ્રમંડળની ભાવના ઉપર સમાવેશ થઇ શકે કે કેમ, એ વિચારવા

બ્રિટિશ સરકાર સાથે તેમનો બરાબર સંબંધ કેવા પ્રકારનો છે, તે ટુંકામાં જોઇશું. બલુચિસ્થાન, નેપાળ ને શાનનાં રાજ્યો બાદ કરતાં, હિંદનાં દેશી રાજ્યોનું ક્ષેત્રફળ ૬૩૦,૦૬૮ ચોરસ મૈલનું તથા ૬ કરોડ ૬૦ લાખની વસ્તીવાળું છે. તેમની સંખ્યા ૬૮૦ ની છે, જેમાં ૨૬૧ વધારે ઉપયોગી છે. હિંદની સરકાર ૧૮૦ રાજ્યો ઉપર સીધી રીતે અમલ ચલાવે છે. મદ્રાસની સરકારના હાથ નીચે ૬ રાજ્યો છે. મુંબાઈ ઇલાકામાં ૩૫૪, પંજાબમાં ૩૪, બંગાળામાં ૩૦, ને સંયુક્ત પ્રાન્તમાં ૫૨ એમ જુદા જુદા રાજકર્તાઓ છે. જો કે આમાં કેટલાંક રાજ્યો ને ખાસ કરીને મુંબાઈમાં, ઘણાં નાનાં રાજ્યો છે, છતાં રિવાજ, વસ્તુસ્થિતિના તથા શુદ્ધ બુદ્ધિથી અપાએલ ગેરંટીને લીધે વડી સરકારના પરરાજ્ય સંબંધી ખાતાએ બ્રિટિશ રાજ્યની અદાલતની કોર્ટોથી તે સર્વ રાજ્યોના સ્વતંત્ર ને અલગ હકો સ્વીકારેલા છે. તહનામાથી દેશી રાજ્યોના શહેનશાહી સત્તા સાથેના સબંધો નિયમિત થએલા છે, ને રિવાજો તથા ઇતિહાસના બનાવોથી વિકસેલા છે. બેશક, જુના તહનામામાં કર્તવ્યો ને ફરજોની નોંધ કરવામાં આવેલી, પરંતુ પછીથી તેમાં વધઘટ થયેલી છે, અને તહનામાં બદલાતા સંજોગને અનુકૂળ કરવામાં આવ્યાં છે. આમ અત્યારે દેશી રાજ્યોના સરકાર જોડેના સંબંધો લેખી કરારો રિવાજો ને કાયદાઓથી જે અદૃશ્ય ઉમેરો થયેલો તેના પરિણામરૂપ બનેલા છે. શાહી સરકાર પ્રત્યે દેશી રાજ્યોએ કેટલીક ફરજો અદા કરવાની છે, તથા સામ્રાજ્યના સર્વ સામાન્ય બચાવ માટે પણ ફરજો બજાવવાની છે. શાહી સરકાર અને તાબેદાર રાજ્યો વચ્ચેના હકોનો હેવાલ એ એક ચાલુ પ્રવાહ છે; છતાં તે ખરડાના મુખ્ય મથાળાઓ નીચે વર્ણવી શકાશે.

આપણો હેતુ પાર પાડવા દેશી રાજ્યોની શી શી ફરજો છે, તે જરા વધારે વિસ્તારથી તપાસવાનું ઠીક પડશે. તેના પાંચ ભાગ પાડી શકાશેઃ—(૧) સામાન્ય બચાવને લગતી ફરજો, (૨) બહારના સંબંધને લગતી, (૩) આન્તરિક સંબંધને લગતી, (૪)

શાહી સરકાર પ્રત્યે વફાદારીને લગતી અને (૫) અમુક ન્યાય-ખાતાના કરારોને લગતી.

## સામાન્ય બચાવ.

લૉર્ડ હાર્ડિંજે જે કરારપત્રો નક્કી કર્યા છે, તેનાથી બ્રિટિશ સરકારને બધાં રાજ્યો તેમની શક્તિ અનુસાર લશ્કર પુરાં પાડવાને બંધાએલાં છે. મદદનીશ સેનાની પદ્ધતિ, જે કોઇ વખતની બેવફાઇને લીધે, યાતો દેશી રાજ્યોનાં લશ્કર બરાબર કાર્યસાધક છે કે નહિં તેના અવિશ્વાસને લીધે દાખલ કરવામાં આવેલી, તે અદ્યપિ કેટલાંક રાજ્યોમાં જીવતી રહી છે. અમુક રાજ્યોએ સારી રીતે સજ્જ થયેલા તથા પગારદાર અંગ્રેજી અમલદારોવાળું અને તેમની અમુક સંખ્યાની ભરતીવાળું લશ્કર મદદનીશ સેના તરીકે આપવું, એવી જાતનો અખતરો કરવામાં આવ્યો હતો. એક અપવાદ સિવાય બીજે બધે ઠેકાણેથી તે નાબુદ કરવામાં આવ્યો હતો. અવિશ્વાસ અને અલગપણાની રાજનીતિમાં ફેરફાર કરવામાં આવ્યો છે. અંગ્રેજોના શરૂઆતના વખતમાં જે પદ્ધતિ વર્તમાન હતી, તે નવા અખતરારૂપે દાખલ કરવામાં આવી છે, ને હવે ઈમ્પીરીઅલ લશ્કરની માગણી કરવામાં આવે છે. હાલ ૨૧ રાજ્યો કુલ ૨૧૦૦૦નું લશ્કર રાખે છે. બીજાં રાજ્યોના રાજકર્તાઓ આ લશ્કરમાં ભરતી કરવાને આતુર હોય છે. સામ્રાજ્યના બચાવ અર્થે એક તરફથી દેશી રાજ્યોને મદદનીશ, જરૂરજોગું, સ્થાનિક તથા સામ્રાજ્યક લશ્કર પૂરૂં પાડવાનું હોય છે, તો બીજી તરફથી તેમની નિયમવશ રાજ્યકરણી સત્તાને લીધે તેઓ સેના કેટલી રાખી શકે એ ઉપર પણ બંધનો હોય છે; આવાંજ બંધનો કિલ્લાઓ, સરંજામ તથા હથિયારોની બાબતમાં પણ હોય છે. દેશી રાજ્યો ઉપર એવી ફરજો નાંખવામાં આવી છે કે લડાઈના વખતમાં તેઓએ યથાશક્તિ પૂરેપૂરી સહાય્ય કરવી. આ ઉપરાંત દેશી રાજ્યના રક્ષણ માટે જે ઇમ્પીરીઅલ સેના રાખવામાં

આવી હોય, તેને લગતી કેટલી નોકરીઓ શહેનશાહના મિત્રોએ પોતે કરવાની છે. આમાં રસ્તો આપવાના તેમજ કિલ્લા સ્વાધીન કરવાના હકનો, કેન્ટોન્મેન્ટના હકનો, જરૂરીઆતો પુરી પાડી મદદ મેળવવાના હકનો, તેમજ રજા વગર લશ્કર છોડી ભાગી જનાર સિપાઇઓને પાછા સોંપવાના હકનો સમાવેશ થાય છે. આવી જાતનાં છુટાંછવાયાં થઇ પડેલાં લશ્કરો વચ્ચે સંબંધ કાયમ રાખી શકાય એ માટે બ્રિટિશ સરકારે રેલ્વે, તાર, ટેલીફોન તથા ટપાલ ઉપર પોતાનો કાબુ રાખ્યો છે. દેશી રાજ્યોમાં ખાનગી રેલ્વે નાંખવામાં આવે તે માટે સરકારની મંજુરી માગવી પડે છે. શાહી સરકારની યોજના અનુસાર તે રેલ્વેના ભાગરૂપ હોય, પણ દેશી રાજ્યની સ્વતંત્ર અલગ ન હોય, તોજ તે માટે સરકારની આવી મંજુરી જોઈએ છે. હકુમતની તથા રસ્તાની તથા અંદર અંદરના જીવમાલને લગતી તકરારોમાં સતત ભંગાણ ન પડે, એ માટે આવાં અનિવાર્ય કારણસર હકુમતની સત્તા બંધ કરવામાં આવી છે. દેશી રાજ્યોમાં આવી મોટી રેલ્વે બંધાવવાથી જે ફાયદાઓ થાય તેને સટે દેશી રાજ્યોને જરૂરજોગી જમીનનો લાંબો ટુકડો મફત આપવો પડે છે; તથા રેલવે બાંધવાનાં સાધનો અગર માલ અંદર લાવવામાં આવે તેની ઉપર જકાત માફ કરવી પડે છે.

પરદેશ ખાતાનાં કામોને લગતું દેશી રાજ્યોને કાંઈ સ્થાન જ નથી. એક બીજા સાથે અગર બીજાં પરરાજ્યો સાથે તેઓ પત્રવ્યવહાર કરી શકતાં નથી. શાહી સરકારની પરવાનગી વગર તેઓ વેપારી એજન્ટોને તેમજ સાધારણ પરદેશીઓને પણ મળી શકતાં નથી. તેઓ પરદેશી રાજ્યો કનેથી અગર એક બીજા કનેથી ઇલકાબો ગ્રહણ કરી શકતાં નથી, તથા સાથે મળી અરજ પણ કરી શકતાં નથી. ખરી વાત છે કે ૬૮૦ પૈકી ૫૫ તહનામામાંજ પરદેશીઓ જોડે કોલકરારો કરવાની મનાઈ કરેલી છે, પણ આ મનાઈ સાચી રીતે બધાંને લાગુ પડે છે. તેની સાથે સર્વોપરી

રાજ્યસત્તા ભાજ્ય છે, એ અર્થમાં દેશી રાજ્યો સંપૂર્ણ રીતે તેમની સર્વોપરી સત્તાને જતી કરે, તો પરદેશોમાં તેમની રૈયતનું રક્ષણ બ્રિટિશ સરકાર કરે એવો હક તેમને છે. એવી જગાઓ ઉપર સદરહુ રૈયત ગુન્હાઓ કરે તો તે માટે શિક્ષા કરવાને તેમને ફરજ પાડવામાં આવે છે. બ્રિટિશની હિંદી રૈયત પરદેશોમાં જે હકો ભોગવે છે તેમાં દેશી રાજ્યોની રૈયત ભાગીદાર છે. આમ હોવાથી દેશી રાજ્યોની રૈયત જોઇતા પાસ તથા સર્ટીફીકેટ પાસે રાખે તો અંગ્રેજ કોન્સલો તથા તેના તાબેદારો તરફથી રક્ષણ મેળવી શકે છે. બ્રિટિશ સરકારે પરદેશી પ્રજાઓને રક્ષિત દેશી રાજ્યો જોડે કોલકરારો કરવાના તથા ખંડણી લેવાના હકોની મનાઈ કરેલી હોવાથી, યુરોપીઅનોએ અગર અમેરિકનોએ દેશી રાજ્યોમાં ગુન્હાઓ કર્યો હોય, તો તેમનું કામ ચલાવવાનો હક તેમને પોતે અનામત રાખેલો છે. મસુર સાથેના કોલકરારમાં યુરોપવાસી અંગ્રેજ ઉપર ફોજદારી કામ ચલાવવાની સત્તા લેખિતવાર અનામત રાખેલી છે; જ્યારે બીજી પરદેશી પ્રજાઓની યુરોપીઅન રૈયત વિશે ઉલ્લેખન કરવામાં આવ્યું નથી. આની ખોટ મસુર સાથે સમજણ કરી પૂરવામાં આવી છે, કે મૈસુરે ન્યાયનો હકુમતમાં વડી સરકારની સલાહ અનુસાર ચાલવું. હિંદના સાથી મોટા હૈદ્રાબાદના રાજ્યે જે યુરોપીઅનો હિંદમાં જનમ્યા હોય ને મહારાજાના દેશમાં રહેતા હોય, તેમના ઉપરની ફોજદારી હકુમત રેસિડન્ટને સોંપેલી છે. આમાં ફક્ત સરકારે નીમેલા તથા તેમના તાબેદારો હોય તેઓજ બાદ. બ્રિટિશ હિંદમાં બીજા રાજ્યોમાંથી અગર બ્રિટિસ સરકાર જોડે જોડાયલ પરદેશી રાજ્યોમાંથી નાસી છુટેલા તહોમતદારોને દેશી રાજ્યોએ પરત શરણ કરવા પડે છે. પરદેશી પ્રજાઓ દેશી રાજ્યો સાથે કોલકરાર કરી શકતી નથી, આ હક બ્રિટિશ સરકારના હાથમાં હોવાથી, આવી સર્વ બાબતોમાં દેશી રાજ્યોએ હાથ મિલાવી ચાલવું પડે છે. અંગત સ્વાર્થને લગતી બધી બાબતો સંબંધી વ્યવહાર હિંદની સરકારની માર-

ફ્રૂત વગર રાખવાની મનાઇ કરવામાં આવેલી છે. આ નિયમોમાં, સમજણોમાં તથા ફ્રરજોમાં ખલેલ થાય તો સલામીઓ બંધ રાખી, કમી કરી તથા પાછી ખેંચી લેઇ શિક્ષા કરવામાં આવે છે.

## અંદર અંદરનો વહીવટ.

હિંદના રાજારજવાડાઓએ, સલાહ ને લડાઇ કરવાનો હક છોડી દેવાથી, તથા કૌલકરારના, સંમેલનના ને એલચીના હકો શરણ કરવાથી, રાજપણાનાં ઘણાં લક્ષણોને તિલાંજલિ આપેલી છે. આથી જે દેશી રાજ્યોએ પોતાના રાજપણાના હકોને ત્યજી દીધા છે, તેમના દેશની અંદરની બાબતો માટે દરમીયાનગીરી ન કરવા સર કરવામાં આવી છે. તેઓ તેમની અંદરના કામકાજને લગતી બાબતો માટે સર્વોપરી સત્તાને પરાધીન હોય, એ અણધાર્યું ને ગેરવાજબી લાગે છે. વારસાઓને કબુલવાનો તથા નક્કી કરવાનો હક, રાજ્યની છિન્નભિન્ન થતી સ્થિતિ અટકાવવા દરમીયાનગીરી કરવાનો હક, અગર કાયદેસર રાજકર્તા સામે થતો બળવો દાબી દેવાનો હક, રાજ્યની ગેરવ્યવસ્થા અટકાવવાનો હક, તથા કુદરતી કાયદા વિરૂદ્ધનાં તેમજ જાહેરનીતિ વિરૂદ્ધનાં ક્રૂર તહોમતો થતાં બંધ કરવાનો હક, તથા ધાર્મિક સમભાવ પ્રાપ્ત કરવાનો હક—આ સર્વે હકો રાજ્યોના તથા તેના રાજકર્તાઓના ભલા માટે છે, ને બ્રિટિશ સરકારે અનામત રાખ્યા છે. આ સાથે શહેનશાહના હિતમાં પ્લેગ તથા દુકાળ જેવી સામાન્ય આફ્રતો સામે થવાની, બ્રિટિશ રૈયત ઉપર કાયદાનો અમલ કરતાં જે પગલાં ભરવાં પડે તેમાં સહાય લેવાની, બ્રિટિશ હિંદના ચલણનું રક્ષણ કરવાની, તેમની હકુમતમાં થઇ રેલ્વે જતી હોય તો એકજ જાતનો પાટો ચાલુ રાખવાની તથા બ્રિટિશ હિંદમાં ન્યાયખાતાનું કામ બરાબર ચાલે તેમાં મદદ કરવાની ફરજો દેશી રાજ્યો ઉપર નાંખી શકાય છે. એવું નક્કી કરવામાં આવ્યું છે કે દેશી રાજ્યોમાં ટંકશાળો સ્થાપવી અને બરાબર સંભાળ હેઠળ તથા રાજકર્તાની દેખરેખ નીચે રાજ્યનાં નાણાંથી ચલાવવી. તેમના

દેશમાં તથા તેમના હાથ નીચેના તાલુકદારોના દેશોમાં જેટલાં નાણાંની જરૂર હોય તેટલાંજ નાણાં તેમાં પાડવાં. વળી અબાધિત વેપાર પણ સ્વતંત્રપણે ન થઈ શકે એવું વલણ જોવામાં છે. નાણાંને લગતા સુધારાઓ ઉપર કોલકરારની માઠી અસર થયેલી છે, ને તેથી સર્વોપરી સત્તાના કહેવા માત્રથીજ સુધારા દાખલ થઈ શકતા નથી.

## ન્યાયને લગતી ગોઠવણો.

હિંદુસ્તાનના દરેક દેશી રાજ્યમાં વસતી બ્રિટિશ રૈયત ઉપર તેમજ પરદેશોમાં આવેલાં કેન્ટોન્મેન્ટો અંદરની સઘળી વસ્તુઓ તથા સર્વ માણસો ઉપર બ્રિટિશ સરકારની સીધી હકુમત છે. કેટલાંક રક્ષિત રાજ્યોની બાબતમાં હિંદી સરકાર ને તેના રાજકર્તાઓ રૈયત ઉપર સહીયારી હકુમત ભોગવે છે, જ્યારે કેટલાંક રાજ્યોની બાબતમાં ગર્વનરજનરલ--ઇન--કાઉન્સિલે દીવાની તેમજ ફોજદારી કોર્ટો નીમેલી છે ને તેમના હાથમાં ન્યાયનો સંપૂર્ણ અમલ હોય છે. કેટલેક ઠેકાણે દેશી રાજ્યોની રૈયતની બાબતમાં દશારાજ્યોએ મનુષ્યવધની શિક્ષા કરી હોય તો તેના કેસોની અપીલ પોલીટીકલ એજન્ટ સાંભળે છે. કેટલીક વખત દેશી રાજ્યોની અમુક રૈયત ઉપર બ્રિટિશ સરકાર પોતાની હકુમત ચલાવે છે, જેવી કે કુચ્છના બરેની ઉમરાવો અગર કોમાપુરની ઠકરાતો. પરદેશમાં કેન્ટેન્મેન્ટો પરદેશી તત્વોવાળી હોય છે. તેમાં બ્રિટિશ લશ્કરો હોય છે. સાથે સાથે દારૂ, ગુન્હાના બનાવો તથા અનારોગ્યથી સિપાઇઓનો બાંધો તુટી ન જાય એ વાસ્તે ગવર્નરજનરલે નક્કી કરેલા નિયમો ને કોર્ટો હોય છે. રેલ્વે ઉપરની બ્રિટિશ હકુમત વિશે ઉલ્લેખ કયારનોય કરવામાં આવેલો છે. આવી જાતની હકુમત પ્રાપ્ત કરવામાં વડોદરા જેવાં રાજ્યો જમીનનો આખો ટુકડો આપી દે છે, યાતો સાધારણ રીતે બને છે તેમ રાજસત્તાઓ પૈકીની હકુમત તથા તેને લગતી વહીવટની સત્તાઓ ગવર્નરજનરલને આપી દેવામાં આવે છે. કેટલીક વખત શહેનશાહી નહેરકામનાં મુખ્ય સ્થળો તથા વેપારનાં મધ્યસ્થળો

પરદેશમાં આવેલાં હોવાથી, તથા બ્રિટિશ રૈયતનો અવરજવર ઘણાજ પ્રમાણમાં હોવાથી, અમુક જગાઓની મૂલકી હકુમત માટે જરૂર પડે છે. આવી જાતની જગાઓ બ્રિટિશના તાબાની નથી ને તે ઉપર ૧૮૭૯ ના હિંદના ફોરેન જ્યુરિસ્ડિકશન એકટ પ્રમાણે કામ ચલાવવામાં આવે છે. બ્રિટિશ હિંદી કોર્ટો તથા પરદેશી હકુમતવાળી કોર્ટો દેશી રાજ્યોમાં યુરોપીઅનોએ ગુન્હાઓ કર્યા હોય તેનો ન્યાય આપે છે. જ્યારે હિંદની બ્રિટિશ રૈયતે પરદેશમાં ગુન્હો કર્યો હોય તો રક્ષિત રાજ્યોની કોર્ટોને સોંપી દેવામાં આવે છે. કોઈ યુરોપીઅન બ્રિટિશ રૈયતે તેજ દેશના કાયદાને લાગુ પડે એવો ગુન્હો કર્યો હોય ને તે ગુન્હા માટે બ્રિટિશ હિંદમાં શિક્ષા થઇ શકે એવું ન હોય, ત્યારે ઘણી મુશ્કેલીઓ ઉપસ્થિત થાય છે. ગુન્હેગારોની અદલીબદલી કરવાનો હક સામસામો નથી; નિયમ પ્રમાણે બ્રિટિશ સરકાર યુરોપીઅન ગુન્હેગારને દેશી રાજ્યને સ્વાધીન કરતી નથી, જ્યારે તેવા ગુન્હેગારો માટે તે માગણી કરે છે. એવીજ રીતે શાહી લશ્કરમાંથી ભાગી જનાર ગુન્હેગારો તેમને પાછા સોંપી દેવામાં આવે તેવી બ્રિટિશ સરકાર અપેક્ષા રાખે છે, જ્યારે દેશી રાજ્યમાં ભાગી આવેલા ગુન્હેગારને તે પાછો સોંપતી નથી.

સર્વોપરી સત્તા તથા તાબેદાર રાજ્યો વચ્ચે કેવી જાતના સંબંધો છે, તેનું ટુંકુ વર્ણન આ રીતનું છે. રાજ્યબંધારણની દૃષ્ટિથી સર વિલિયમ લી વોર્નરે તેના પુસ્તકમાં પૂરેપૂરી રીતે આ વિષયને ચર્ચ્યો છે.

## રાજ્યબંધારણ સ્થિતિ.

દેશી રાજ્યોનું રાજ્ય બંધારણમાં બરાબર સ્થાન શું છે, તેનો સર્વગ્રાહી ખ્યાલ લીધા પછી સર વિલિયમ લી વાર્નર તે સંબંધમાં કેટલાક નિર્ણયો ઉપર આવેલો છે. દેશી રાજ્યોની બ્રિટિશ સરકાર જોડેની સંબંધગાંઠ પ્રજાઓના કાયદા અનુસાર નથી. તેમની સ્વતંત્રતા ઉપર જે પ્રતિબંધો નાંખવામાં આવેલા

છે તથા તેમની બાહ્ય પ્રવૃત્તિઓના સંબંધમાં તથા કેટલેક અંશે તેમના આન્તર વહીવટના સંબંધમાં પણ જે ફરજો સ્વાભાવિકપણે લાગુ કરવામાં આવી છે, તે જોતાં, એમ નક્કી થાય છે કે તેમનું ખરૂં જીવન છીનવી લેવામાં આવ્યું છે. ૧૮૯૧ માં હિંદના ગેઝેટમાં એક જાહેરાત પ્રકટ કરવામાં આવી હતી. તેમાં વડી સરકારે ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું હતું કે "શહેનશાહતના પ્રતિનિધિરૂપ વડી સરકાર અને તે શહેનશાહતના તાબાનાં દેશી રાજ્યો વચ્ચે પ્રજાઓના કાયદાના સિદ્ધાન્તોને કાંઈ લાગતું વળગતું નથી. પહેલાના સર્વોપરીપણામાં જ બીજાનું તાબેદારપણું આવી જાય છે." વળી સદરહુ સંબંધ ખંડીયા રાજ્યના જેવો પણ નથી. બ્રિટિશ સરકારની હકુમત હેઠળનાં માણસો તથા સ્થાનોને લગતો કાયદો ઘડવાની સત્તા પાર્લામેન્ટ તથા વડી સરકારને નથી. સર હ્યુઝ ટપ્પરે એવો મત ગ્રહણ કર્યો છે કે તેઓ ખંડીયાં રાજ્યો છે. પણ સર હ્યુઝ ટપ્પરની દલીલ ગ્રહણ કરીએ, તો એવા ધોરણ ઉપર આવવું પડે, કે દેશી રાજ્યો એ સરકારના તાબાનાં રાજ્યો છે. આ મત પ્રમાણે તો આની વિરૂદ્ધ શુદ્ધબુદ્ધિથી જે ખાતરીઓ આપવામાં આવી છે, તે સંપૂર્ણ રીતે નાબુદ થઇ જાય. આ ઉપરથી એવો પ્રશ્ન ઉભો કરવામાં આવ્યો છે,—કે હિંદમાં શહેનશાહના અમલદારો તથા દેશી રાજ્યોના રાજકર્તાઓની વચ્ચેનો સંબંધ રાજ્યબંધારણાનુસાર છે કે કેમ?—બહારની દુનિયાને તો બ્રિટિશ સરકાર એ એકજ આખા હિંદના પ્રતિનિધિરૂપ છે. સર વિલિયમ લી. વાર્નરે વર્તમાન સ્થિતિનો સાર આ પ્રમાણે તારવ્યો છે. આ સંબંધ પ્રજાઓના કાયદા અનુસાર નથી, તેમજ ખંડીયા જેવો પણ નથી. તે રાજ્ય બંધારણાનુસાર નથી. તેના કહેવા પ્રમાણે "બ્રિટિશ સરકારે દેશી રાજ્યોની કુલ બાહ્ય રાજસત્તાનો અમલ પોતાના હસ્ત કર્યો છે અને કેટલાંક મોટાં રાજ્યોની કેટલીક આન્તર રાજ્યસત્તા પણ પોતાના હાથમાં લઇ લીધી છે." આ ઉપરથી દેશી રાજ્યો અર્ધ-સ્વતંત્ર રાજ્યપદ્ધતિના નમુનાઓ તરીકે ગણવામાં આવેલા છે. સદરહુ રાજસત્તાનું પાલન હિંદની સરકાર કોલકરારો તેમજ ચાલ્યા આવતા રિવાજો અનુસાર કરે છે.

હકીકત ઉપર પ્રમાણે હોવાથી બ્રિટિશ સરકાર તેમજ દેશી રાજ્યો વચ્ચે રાજ્યદ્વારી સંબંધ સ્થાપિત કરવામાં મુશ્કેલીઓ રહેલી છે. જો આખા હિંદમાં ખંડીયા રાજ્યપદ્ધતિ ઉપર રાજ્યસંસ્થા સ્થાપવામાં આવે તો, તેજ રાજ્યસંસ્થામાં કેટલાં દેશી રાજ્યોને તેમજ બ્રિટિશ સરકાર બન્નેને લાગુ પડે તેવાં, યુદ્ધ ને સલાહને લગતાં તથા પરરાજ્યો જોડેના સંબંધોને લગતાં, પગલાં ભરવાં પડે. દેશી રાજ્યોને લગતાં નાણાં સંબંધી પગલાં પણ આજ સંસ્થા નક્કી કરે. સિક્કા પાડવાનો તેમજ તેની કિંમત નક્કી કરવાનો હક પણ માગવામાં આવે. હિંદનો કોપીરાઈટ તથા પેટન્ટનો કાયદો દેશી રાજ્યોને પણ લાગુ કરવો પડે. દેશી રાજ્યો તેમજ બ્રિટિશ હિંદનાં ટપાલ, તાર ને રેલ્વેનાં ખાતાંઓ એકજ સત્તા હેઠળ આવે. આ અને આવી અન્ય રાષ્ટ્રમંડળની પદ્ધતિની બાબતોમાં દેશી-રાજ્યોને પોતાના ચાલુ હક જતા કરવા પડે. જો કે તેમના અંદરના વહીવટમાં દરમ્યાનગીરી ન થાય તેવી રીતે સ્વતંત્રતાનું રક્ષણ કરવામાં આવે, છતાં રાષ્ટ્રમંડળની રાજ્યસંસ્થામાં દેશી રાજ્યો પોતાની સ્વેચ્છાથીજ જોડાઇ શકે. હિંદમાં રાષ્ટ્રમંડળની રાજ્યપદ્ધતિ રચવામાં નીચેના સિદ્ધાન્તો લોર્ડ ઇરવીંગ્ટને વર્ણવ્યા છે:

પહેલો—દેશી રાજ્યો સ્વેચ્છાથીજ આપણી યોજનામાં જોડાઇ શકે. આપણા કોલકરારોથી વિરોધી દબાણ આપણે લાવી શકીએ નહીં.

બીજો—કોલકરારોથી જે હકોની ગેરંટી તેમને પ્રાપ્ત થએલી છે તેનું રક્ષણ થતું ન હોય, તો તેવી કોઇ યોજનામાં જોડાવાને આપણે તેમને કહી શકીએ નહીં. આપણે માટે તથા સગવડ ખાતર માગણી ગમે તેટલી દબાણકારક હોય, છતાં કોલકરારોથી મળેલા હકોને બરાબર માન આપવું પડશે.

ત્રીજો—તાજ જોડે જે સીધા સંબંધથી તેઓ સંધાયા છે, તે ખંડિત થવો જોઇએ નહીં.

દેશી રાજ્યો સ્વતંત્રપણે વર્તી શકે તે માટે આ શરતો જરૂરની છે. દેશી રાજ્યો હિંદની રાષ્ટ્રમંડળની રાજ્યસંસ્થાના સંવર્તક ભાગીદારો તરીકે હોય. એવી રાજ્યસંસ્થા હિંદમાં વખત જતાં ઉભી થવા પામશે.

## રાષ્ટ્રમંડળ પદ્ધતિ.

આમ બને તો બેશક રાષ્ટ્રમંડળ પદ્ધતિ એ પ્રજાશક્તિના આધારરૂપ બનશે: તે એક બાજુએથી દેશી રાજ્યોના રાજ્યકર્તાઓ વચ્ચે, તેમજ બીજી બાજુએથી બ્રિટિશ હિંદના લોકો તથા બ્રિટિશ સરકાર વચ્ચે ઉપયોગી અંકોડાથી સંધાશે. દેશી રાજ્યોની રૈયત તેમજ બ્રિટિશ હિંદની રૈયત તો સનાતન કાળના સંબંધોથી તેમજ વિચાર તથા જાતિ તેમજ સંસ્કૃતિના એકપણાથી સંકળાએલી છે. તેમના સામાજીક, રાજ્યદ્વારી તેમજ આર્થિક સવાલો એકજ છે. રાષ્ટ્રમંડળની હયાતીથી આ બધામાં પ્રગતિ થશે. એટલા માટે હિંદની સ્વરાજ્યની યોજનામાં દેશી રાજ્યો બ્રિટિશ હિંદ જોડે રાષ્ટ્રમંડળના ધોરણ ઉપર જોડાય એ માટે ગોઠવણ થવી જોઇએ.

દેશી રાજ્યો અને હિંદી સરકાર વચ્ચે આવો યોગ રચાય, તો પોતાની અંદરનાં કામકાજોને લગતી પ્રોન્તોની જેવી સ્થિતિ છે, તેવી સ્થિતિ દેશી રાજ્યોની થાય. દેશી રાજ્યોના આન્તર કારભારમાં દરમ્યાનગીરી નહીં કરવા વાસ્તે કોલકરારો તેમજ ચાલ્યા આવતા રિવાજોથી બ્રિટિશ સરકાર બંધાઈ ગઈ છે. બ્રિટિશ હિંદના આન્તર વહીવટમાં માથું મારવાનો દેશી રાજાઓનો મનસુબો પણ નથી. ૧૯૧૬ ની દેશી રાજારજવાડાઓની પરિષદમાં વડોદરાના મહારાજે સ્પષ્ટજ કહી દીધું હતું, કે બ્રિટિશ સરકારે દેશી રાજ્યોના અંદરનાં કાર્યોમાં દરમિયાનગીરી કરવી નહીં. અને દેશી રાજારજવાડાઓને પણ બ્રિટિશ હિંદના કામોમાં એવી જાતની દરમિયાનગીરી કરવાની મરજી નથી. આન્તર કારભારને લગતી રાજસત્તા અખંડિત રહે, એવી ઇચ્છા ઘણી

વખતે પ્રગટ કરવામાં આવી છે, અને કેટલાંક વર્ષો થયાં ને ખાસ કરીને લોર્ડ હાર્ડિંજના અમલ પછી દેશી રાજ્યોના આન્તર વહીવટમાં બને તેટલી ઓછી દખલ કરવામાં આવી છે. એટલા માટે હિંદમાં થનાર પુનર્ઘટનાની કોઇ પણ યોજનામાં દેશી રાજ્યોના અંદર અંદરના વહીવટમાં દરમ્યાનગીરી કરવામાં નહીં આવે, એવી તેમને વાજબી ખાતરી મળવી જોઇએ, ને તેની સાથે કોઇ પણ જાતની રાષ્ટ્રમંડળની રાજ્યયંત્રણા હયાતીમાં આવે તેમાં, યોગ્ય પ્રમાણમાં તેમનું પ્રતિનિધિપણું પણ અસ્તિત્વમાં લાવવું જોઇએ. થનાર સંયુક્ત વહીવટી ખાતાને તેમજ સંયુક્ત ધારાસભામાં સંયુક્ત દેશી રાજ્ય તરફથી કેટલા પ્રમાણમાં પ્રતિનિધિઓ આવવા જોઇએ, તે સંબંધી તેમના હકોને તેમજ સંયુક્ત ખાતાને લગતી બાબતો ઉપરના અંકુશને ધ્યાનમાં લેવી પડશે. રાજારજવાડાઓની પરિષદ ભવિષ્યમાં દેશી રાજ્યોના લગતા સવાલોનો ફડચો આણવા માટે રાજ્યદ્વારી સંસ્થામાં વિકાસ પામે તો સારૂં, એવી સુચના કરવામાં આવી છે. આ રાજપરિષદ એવી જાતની રાજ્યદ્વારી સરકારના અંગો તરીકે વિકાસ પામે એવો સંભવ મને લાગતો નથી. છેલી રાજપરિષદોનો હેવાલ ધ્યાનમાં લેતાં એવું લાગ્યા વિના રહેતું નથી કે તે એક નામનીજ સભા માત્ર છે. સભાએ કાંઇ પણ ચોક્કસ ચર્ચા ચલાવી નહોતી અગર તો દેશી રાજ્યોને તેમજ બ્રિટિશ હિંદને લગતા મોટા સવાલોનો વિચાર સરખોય કર્યો નહોતો. જરૂરનું તો એ છે, કે આ દેશના રાજ્યદ્વારી ચેતન લક્ષ્ય સાથે દેશી રાજ્યોને જોડવાં. અને આ વાત આખા હિંદને રાષ્ટ્રમંડળમાં સાંકળવાથી સિદ્ધ થઇ શકે. આવા રાષ્ટ્રમંડળમાં બ્રિટિશ હિંદના પ્રાન્તો જોડે દેશી રાજ્યોને સામાન્ય હકો તેમજ ફરજોમાં સંવર્તક ભાગીદારો બનાવવા. હિંદના રાજારજવાડાઓ હવે તો હિંદની ધારાસભાઓમાં સભાસદ તરીકે નીમવામાં આવે એવી, સુચના કરવામાં આવી છે, અને કાયદાની મુશ્કેલી હવે દૂર કરવામાં આવી છે. આવા પગલાથી કેવળ ફાયદો થવાનો નથી. જરૂરનું તો એ છે કે સંયુક્ત ધારાસભામાં દેશી

રાજ્યોના કાયદેસર પ્રતિનિધિઓને નીમવા ને તેમનો સંબંધ અંગભૂત કરવો. હાલ તો હિંદની ધારાસભા બ્રિટિશ હિંદની પ્રજાના પ્રતિનિધિઓની બનેલી છે ને આવી સભામાં દેશી રાજાની સભાસદ તરીકે નિમણુક કરવી એ ખરેખર બેહુદુ ગણાય. આ સભાના સભાસદ તરીકે દેશી રાજા મોભાદાર પદ ધારણ કરી શકે; પણ સભામાં બ્રિટિશ હિંદના કામોને લગતી જે ચર્ચા થાય તેમાં તેને કાંઇ હિત નથી હોતું, કે તેને નથી હોતું કાંઇ લેવાદેવા—ધારાસભામાં થતા કામકાજ સાથે દેશી રાજ્યોને દૂરનીજ નીસબત હોઇ શકે. પણ હાલના હિંદના ધારાસભાના બંધારણ પ્રમાણે તો દેશી રાજ્યો દેશી રાજ્યોને લગતા સવાલો ઉપર વિવેચન કરી શકતાં નથી. સ્વરાજ્યની યોજનામાં વડી સરકારના કામોને લગતા કાયદાઓ કરવા અર્થે તેના અંગની બે ધારાસભાઓ જેવી કે—અમીરવર્ગ સભા તથા પ્રજાજનસભા—સ્થાપવામાં આવે તો તેવી યોજનાથી દેશી રાજ્યોનું યોગ્ય પ્રતિનિધિત્વ હયાતીમાં લાવવાનું બની શકે. અત્યારે રાષ્ટ્રમંડળની આવી યોજના ઉપર વિવેચન કરવું નકામું છે. પણ એક નોંધ તો લઈ શકાય કે બીજે ઠેકાણેની કેટલીક રાષ્ટ્રમંડળ સંસ્થાઓમાં રાજ્યો પ્રતિનિધિઓ તરીકે પહેલી અમીરવર્ગ સભામાં બેસે છે, જ્યારે બીજી પ્રજાજન સભામાં કેવળ પ્રજાનાજ પ્રતિનિધિઓ બેસે છે. જ્યાં આવી દ્વિધા પ્રકારની પદ્ધતિ હયાત છે, ત્યાં સંયુક્ત ધારાસભાના બંધારણ માટેની ઘણી સરખામણીઓ જડી આવે છે. સ્વરાજ્યની પાકી યોજનામાં દેશી રાજ્યો આવવા ખુશી હોય તો, વર્તમાન ધારાસભાનો આખો પાયો ફરીથી વિચારવો પડશે. પણ ખરૂં જોતાં આ સવાલ ઘણે ભાગે તો ભવિષ્યનો સવાલ છે.

## દેશી રાજ્યો ને હિંદી સરકાર

મૈસુરના દીવાન સર એમ. વિશ્વેશ્વરાયે આ બાબતમાં દેશી રાજ્યોની ઇચ્છા પ્રદર્શિત કરી છે. કરવામાં આવનાર સુધા-

રાજ્યોને લગતાં બોલતાં પ્રતિનિધિ મંડળ આગળ તેમને નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો:—

પાર્લામેન્ટમાં જાહેર વચનો ઉચ્ચારવામાં આવેલાં છે તથા હિંદી પ્રધાનની પધરામણી થોડા વખતમાં થનાર છે તે જોતાં, દેશી રાજ્યોનું દૃષ્ટિબિન્દુ શું છે, તે તરફ યોગ્ય લક્ષ આપવું ઉપયોગનું છે. આખા સામ્રાજ્યના ક્ષેત્રફળનો ⅖ તથા કુલ વસ્તીનો ⅕ ભાગ દેશી રાજ્યોનો બનેલો છે, તે સુપ્રસિદ્ધ છે. ચલણ, નાણાં, વેપાર, આવક, જાવક, મીઠાનો કર, પરદેશવસન, સેના, નૌકા, પરદેશી રાજ્યો જોડેનાં કાર્યો વગેરે સર્વ બાબતોને લગતા સવાલો દેશી રાજ્યોની તેમજ બ્રિટિશ હિંદની પ્રજાને સરખી રીતે લાગુ પડે છે. ઘણાં દેશી રાજ્યો ખંડણી આપે છે; કેટલાંક હિંદી સરકારને આડકતરી રીતે કરમાં ભાગ આપે છે. તેઓ સામ્રાજ્ય, સેના તેમજ સ્થાનિક સેનાનું પાલણ કરે છે, જેથી સામ્રાજ્યના લશ્કરી બળમાં ઉમેરો થાય.—ચાલતા યુદ્ધમાં સરકારના કામને માણસની તેમજ પૈસાની મદદ કરવાનો મુગરૂર હક આપણને તેમજ બીજાં ઘણાં રાજ્યોને મળેલો છે. સરકાર તેમજ મૈસુરના લોકો કનેથી સીધી તેમજ આડી વાર્ષિક મદદ જે હિંદી સરકારની તીજોરીમાં પડે છે, તે આપણુ રાજ્યની કુલ ઉપજ ના ⅓ ભાગ જેટલી છે.

હમણાં લંડનમાં સામ્રાજ્ય યુદ્ધ પરિષદ ભરાઈ હતી. તેમાં બીકાનેરના મહારાજે હિંદી રાજ્યના બીજા બે ભાઈબંધ પ્રતિનિધિઓ જોડે દેશી રાજ્યોના પ્રતિનિધિ તરીકે માનપદ ભાગ ભજવ્યો હતો. અમને ખાતરી છે કે કોઈ પણ ભવિષ્યની પરિષદમાં દેશી રાજ્યોના પસંદગી પામેલા પ્રતિનિધિઓ મોકલવામાં આવશે. વળી આપણે એવી પણ આશા રાખી શકીએ કે ભવિષ્યની કારોબારી સભામાં અગર વાઈસરોયની પ્રધાનમંડળીમાં પણ દેશી રાજ્યોના પ્રતિનિધિઓ બેસશે. અત્યાર લગતના વિવેચનો ઉપરથી દેશી રાજ્યોના પ્રતિનિધિપણાના હક પ્રત્યે વાજબી લક્ષ અપાયું

લાગતું નથી. એક મત એવો છે કે થનાર કોઈ પણ હિંદી સામ્રાજ્યની ધારાસભામાં અગર સભાઓમાં દેશી રાજ્યોના પ્રતિનિધિઓને સ્થાન મળવું જોઈએ. વ્યક્તિગત રાજ્યોમાંથી અગર રાજ્યમંડળોમાંથી પ્રતિનિધિઓનું પ્રમાણ વસ્તીના ધોરણ ઉપર અને જરૂર પડે તો કેળવણી તેમજ મહેસુલના ધોરણો ઉપર ફેરવાવું જોઈએ. સભાના સભાસદો તરીકે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ ચર્ચામાં ભાગ લઈ શકે તથા મત આપી શકે, પણ આવો ભાગ તેઓ દેશી રાજ્યોને લગતી બાબતોમાંજ બાકીના હિંદ સાથે લઈ શકે.

થનાર તપાસના જીવતા મુદ્દાઓ સાથે દેશી રાજ્યોને નિકટનો સંબંધ છે. હાલમાં તો આખા હિંદને તેમજ તેમાં દેશી રાજ્યોને લગતા સવાલો ઉપર હિંદી સરકારના નિર્ણયો પ્રત્યે અમુક જાતનું દબાણ સ્વાભાવિક રીતે જાહેર અભિપ્રાય મારફત લાવી શકાય છે. ભવિષ્યમાં થનાર સુધારાઓનું વલણ પણ આ તરફજ રહેશે, એટલે કે, સરકાર ઉપર પ્રજામતની અસર વધવા પામશે. એટલા માટે વધારે જરૂરનું તો એ છે કે નવીન બંધારણમાં એવી સુશ્લિષ્ટ રાજ્યયંત્રણા ગોઠવવી કે તેથી દેશી રાજ્યોનાં દૃષ્ટિબિન્દુ બહાર આવે ને તેમનાં હિતો જળવાય, અને હિંદી સામ્રાજ્યની સભાઓમાં તેમને યોગ્ય પદ પ્રાપ્ત થાય.

સામ્રાજ્યની સંસ્થા જોડે દેશી રાજ્યોને જોડવાની રાજનીતિના ઉત્તમ પ્રપાદકોમાંના એક સર એમ વિશ્વેશ્વરાય છે. દેશી રાજ્યોના રાજ્યચાલકો પ્રતિના એક જવાબદાર માણસના પાકા અભિપ્રાય તરીકે ઉપરનું કથન ધ્યાન આપવા જોગ છે.

# પ્રકરણ ૧૭ મું.

## અંત

## ટુંકો સાર.



હિંદ ને ઇંગ્લાંડમાં હિંદી રાજ્યનું યંત્ર કેવી રીતે ચાલે છે, તેનું મેં આગલાં પાનામાં વર્ણન કર્યું છે. હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસ તથા મુસ્લીમ લીગની સુધારાની યોજનામાં જે જે ઠરાવો કરવામાં આવ્યા છે, તે તરફ પણ મેં ધ્યાન ખેંચ્યું છે, ને ચાલતા રાજ્ય વહીવટ જોડે સહરહુ ઠરાવોનો કેટલો સંબંધ છે, તે બતાવવાનો પણ યત્ન કર્યો છે. હિંદના રાજ્યતંત્રનો વિકાસ કરવા માટે હાલમાં સુચવવામાં આવતા ઘણા સુધારાઓની ચર્ચા તો હિંદના પ્રજાનાયકો, ઍંગ્લો-ઇન્ડિયન રાજ્યકર્તાઓ તથા રાજ્યદ્વારી સુધારકો હિંદુસ્થાનમાં તેમજ સંયુક્ત રાજ્યમાં ઘણાં વર્ષોથી કરી રહ્યા છે. ઠેઠ ૧૮૮૫ માં હિંદની રાષ્ટ્રીય સભાએ હિંદી પ્રધાનની કાઉન્સિલ નાબુદ કરવા ચળવળ કરી હતી. આવશ્યક સુધારાના પગલા તરીકે રાજ્ય વહીવટ ઉપર ધારાસભાઓનો કાબુ ૧૮૮૬ માં મૂકાયો હતો તે વર્ષે કોન્ગ્રેસે ઠરાવ પસાર કર્યો હતો કે અંદાજપત્રો સાથેના સર્વ નાણાંને લગતા સવાલો તથા સઘળા ધારાઓને લગતાં બીલો ધારાસભાઓ સમક્ષ રજુ થઈ ફેંસલ થવાં જોઇએ; અને જો કારોબારી સરકારને એમ લાગે કે ધારાસભાનો ફેંસલો સ્વીકારવાથી જાહેર હિતને નુકશાન થશે, તોજ ધારાસભાની બહુમતિએ કરેલો ઠરાવ ફેરવી નાંખવાની સત્તા તેને હોવી જોઇએ. ધારાસભાઓ વિસ્તૃત કરવાની તથા જે પ્રાન્તોમાં ધારાસભાઓ ન હોય ત્યાં નવી ઉભી કરવાની માગણીઓ દર વર્ષે કરવામાં આવે છે.

દીવાની તથા લશ્કરી નોકરીઓમાં દેશીઓને બહોળા પ્રમાણમાં કામે લગાડવાની બુમ આ દેશમાં સતત ચર્ચાનો વિષય થતી આવી છે; ખરૂં જોતાં કોન્ગ્રેસની એવી એકે બેઠક પસાર નહીં થઇ હોય, જેમાં જાહેર નોકરીઓમાંથી દેશીઓના બહિષ્કાર સામે ફરિયાદ કરવામાં ન આવી હોય. ન્યાયખાતું ને કારોબારીખાતું જુદાં પાડવા, સ્થાનિક સ્વરાજ્યનો વિસ્તાર ને જીલ્લાના અમલમાં સુધારો, કારોબારી સભાઓમાં હિંદી સભાસદોની નિમણુક–આ અને આવા દરેક સુધારા જે હાલની યોજનામાં દાખલ કરવામાં આવ્યા છે, તે માટે નિરર્થકપણે લાંબા વખતથી માગણી કરવામાં આવી છે; ને પરિણામ એ આવ્યું કે આ સુધારકોમાંના કેટલાકનો કાયદેસર ચળવળની ભાવનામાંથી વિશ્વાસ સુદ્ધાં ઉઠી ગયો. શાહી સરકારે હમણાં જાહેર કર્યું છે તે પ્રમાણે જો હિંદની ચાલુ અમલદારી શાસનપદ્ધતિ બદલવી હોય તથા આ દેશમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ દાખલ કરવાની હોય, તો હિંદી રાજ્યતંત્રની આખી શાસનપદ્ધતિ બદલાવી જોઇએ. અત્યારે સંપૂર્ણરીતે વિકાસ પામેલી વડી સરકાર તથા સુરચિત પ્રાન્તિક સરકારો કુલ અમલદારી આલમના હાથમાં છે. આવું છતાં, હિંદી અમલ ઉપરની સામાન્ય નિયામક સત્તા બ્રિટિશ પ્રજા પાસે છે. તે હિંદની પ્રજા પાસે નથી. અર્થાત્ રાષ્ટ્રીય ભાષામાં હિંદમાં સ્વરાજ્ય સ્થપાવું એટલે સંયુક્તરાજ્યની પ્રજા કને રહેલી આ સત્તા ત્યાંથી ખસી હિંદની પ્રજા કને આવવી. આવા અન્તિમ લક્ષ્ય અર્થે સુધારાની યોજના પ્રથમના પગલા તરીકે સ્વીકારવામાં આવે, તથા અમલદારી વર્ગની જગાએ પ્રજાકીય રાજ્ય પદ્ધતિને હયાતીમાં આવતાં સુગમતા થાય, એવી ધારણા રાખવામાં આવે છે.

## પ્રજાકીય અંકુશ તથા પ્રાન્તિક સ્વરાજ્ય.

ફેરફારો ઉચ્છેદક નથી. ઉલટું, હિંદમાં જે શાસનપદ્ધતિ હયાતીમાં છે, તેના ઉત્ક્રમણમાં વર્તમાન સુધારાની યોજના એ પછીનું સ્વાભાવિક પગલું છે. લોર્ડ મોર્લીએ ધારાસભાઓમાં જે બીનઅમલદારી બહુમતિ ઉભી કરેલી, તે

નકામી નીવડી. હવે આપણે એવી માગણી કરીએ છીએ કે ધારાસભાઓમાં પ્રજાકીય તત્વ સંગીન હોવું જોઇએ. લોર્ડ મોર્લીનો એવો ઇરાદો હતો કે પ્રાન્તોને લગતા નાણાંના વહીવટમાં બીનઅમલદારી સભાસદોનો અવાજ હોવો જોઇએ. જે રીતે નાણાં સંબંધી કામકાજ ચલાવવાની પદ્ધતિ નક્કી કરવામાં આવી છે, તે એવી છે કે તેથી પ્રજાકીય પ્રતિનિધિઓની હાલત નિરાધાર બની ગઈ છે. અંદાજપત્ર તૈયાર કરવામાં અગર લોકોના પૈસા ખર્ચવામાં તેમનો જરા પણ હાથ નથી. જે લોકો કનેથી કરો લેવામાં આવે છે તેજ લોકોને અસરકારક કાબુ મળે, એવી ઇચ્છાથી હાલના સુધારાઓ નિયોજવામાં આવેલા છે. લોર્ડ મોર્લીએ ગવર્નરોની તેમજ ગવર્નર–જનરલની કારોબારી સભાઓમાં દેશી તત્વ દાખલ કર્યું હતું: આપણો ઇરાદો આ તત્વને મજબુત બનાવવાનો તથા રાજ્યનાં કામો સાથે જોડવા દેશના જાહેર જીવનમાંથી માણસો આકર્ષવાનો છે. વળી વડી સરકારના રાજ્યકારભારનો તેમજ નાણાંને લગતા એકહથ્થુ થઈ પડેલા કાબુને એંગ્લો–ઇન્ડીઅન રાજ્યકર્તાઓએ પણ ઘણા વર્ષોથી વખોડી કાઢયો છે. આપણી ઇચ્છા એવી છે કે પ્રાન્તો સ્વતંત્ર બને, તેમજ સ્વતંત્રતા એજ રાજ્યવહીવટની દરેક સાખાની મુખ્ય ચાવીરૂપ બને. જીલ્લાના અમલમાં પ્રજા સાથેનો અમલદારોનો સંબંધ છુટી ગયો છે; આ અનિષ્ટ પારણામ માટે બુમ પડી રહી છે ને તેનો ઉપાય કરવાની જવાબદાર અમલદારોએ જરૂર સ્વીકારી છે. સત્તાવિભાગ શાહી કમીશન આગળ સંખ્યાબંધ સાક્ષીઓએ જીલ્લાની સલાહકાર સભાઓ ઉભી કરવી, અગર જો એ ન બને તો તેને બદલે, જીલ્લાબોર્ડોના કાર્યક્ષેત્રમાં સામાન્ય અમલને લગતા સવાલોનો સમાવેશ થાય, એવી રીતે તેમને વિસ્તૃત કરવાની, સુચના કરેલી. ૧૯૦૮ માં વડી ધારાસભાની બાબતમાં સરકાર અધિકારોની બહુમતિ કાઢી નાંખવા તૈયાર હતી. જોડીયા સુધારાની યોજના નાણાં ઉપર કાબુ ધરાવનારી પ્રજાકીય બહુમતિની સુચના કરે છે. પણ લશ્કરી ખાતાને તથા પરદેશી સંબંધોને લગતાં કામ-

કાજોમાં દખલ કરવા ઇચ્છતી નથી. પ્રજાએ અને વડી સરકારે પણ વારંવાર દબાણ કર્યું છે કે નાણાંને લગતી રાજનીતિ નક્કી કરવાની પૂર્ણ સ્વતંત્રતા હિંદને પ્રાપ્ત થવી જોઈએ. આ ઉપરથી એવો આગ્રહ કરવામાં આવ્યો છે કે કેવળ આન્તરિક અમલને લગતી આ અને આવી બાબતોમાં વડી ધારાસભાના પ્રજાકીય સભાસદોનોજ અવાજ પ્રવર્ત્તવો જોઈએ. માર્કિવસ ઓફ ક્રુએ કબુલ કર્યું હતું કે હિંદી પ્રધાનની કાઉન્સિલ કાઢી નાંખવી કે કેમ, એ સવાલ ઘણીવાર ચર્ચાયો હતો; અને ૧૯૧૪માં તે એવા મતનો હતો કે તે વખતે તે સવાલ એક વ્યવહારૂ રાજનીતિરૂપ નહોતો. આ દેશમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓને સ્થાપવાની તરફેણમાં ઠરાવ થયો છે, તે ઉપરથી આપણે એવી ઇચ્છા રાખીએ છીએ કે હિંદી પ્રધાનની સત્તા બને તેટલી ઓછી કરવી જોઇએ. હિંદના રાજ્યબંધારણમાં પ્રજાકીય કાબુનો વિકાસ કરવો, એ એક મહત્વનો ફેરફાર છે અને આ બાબત ઉપર શહેનશાહની સરકાર હવે હિંદના પ્રજામત સાથે મળતી છે. બ્રિટિશ સામ્રાજ્યના એક પોતાના ભલા તરીકે આ દેશમાં જવાબદાર રાજ્યની સ્થાપના થાય એ હેતુથી, જો હિંદમાં સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ સ્થાપવી હોય, તો હિંદની રાષ્ટ્રીય કોન્ગ્રેસે જે દિશા બતાવી છે, તે દિશામાંજ થઇ શકશે. પ્રથમના પગલા તરીકે ઉદાર ને સંગીન સ્વરાજ્યાંશ આપવામાં આવે તે માટે આખો દેશ ઉત્કંઠાથી રાહ જુએ છે. હિંદની રાષ્ટ્રીય સભા તથા મુસ્લીમ-લીગ સુધારાની યોજના ઘડી જે માગો દર્શાવે છે તે રસ્તે શહેન-શાહી સરકારની રાજનીતિ દોરાઇ શકે.

## લોર્ડ મેકોલેની ભવિષ્યવાણી.

૧૮૩૩ ના ચાર્ટર એકટ ઉપર બોલતાં લોર્ડ મેકોલેએ દૃષ્ટાની નજરથી કહેલું,–કે એવું પણ બને,–કે હાલ જે શાસનપદ્ધતિ પ્રવર્તે છે તે નીચે વસતાં હિંદનું જાહેર મન એટલું બધું વિકાસ પામે કે તેને આ પદ્ધતિનો ખપ ન રહે; યુરોપિયન જ્ઞાનનું શિક્ષણ લઇ તેઓ યુરોપિયન સંસ્થાઓ માટે માગણી કરવા પ્રેરાય –આવો દિવસ આવશે કે કેમ, તે હું અત્યારે કરી શકતો નથી,

પણ આવો દિવસ આવવાનો હોય ને તેવા દિવસને હું અળગો કરૂં કે પાછો હડસેલું નહીં. જ્યારે એવો દિવસ આવશે, ત્યારે બ્રિટિશ ઇતિહાસમાં એક સોનાનો દિવસ ઉગશે." મેકોલેની ભવિષ્યવાણી બહુધા ફળી છે. એકત્ર થયેલું હિંદ આજે પાશ્ચાત્ય પદ્ધતિની પ્રતિનિધિઓવાળી સંસ્થાઓ તથા રાષ્ટ્રીય સ્વતંત્રતાનો સંગીન ભાગ માગે છે. સામ્રાજ્યની રચનામાં હિંદનું અત્યંત ઉપયોગીપણું સામ્રાજ્યના રાજનીતિજ્ઞ પુરૂષોએ સ્વીકાર્યું છે. રોમન મહારાજ્યનો પાયો નંખાયો તે પૂર્વે આ સનાતન ભૂમિમાં રાજ્યો ઉભાં થયાં છે ને પડયાં છે. મહાન ધર્મોના, વિજ્ઞાનના, જાતિના, કાયદા ને રાજનીતિના મંદિરરૂપ હિંદ સંસ્કૃતિની કળાઓને તેમજ વિચારવિશ્વોમાં પોતાના સ્થાનને નિભાવી રહ્યું છે. તેના સનાતન ઋષિમુનિઓએ દુનિયાને પૂર્વનું ડહાપણ તેમજ તત્વજ્ઞાન ભણાવેલાં છે. પાશ્ચાત્ય શિક્ષણની ઉત્તેજક અસર નીચે રાષ્ટ્રીય એકતા જન્મ પામી છે ને હરેક પ્રવૃત્તિમાં સંયોજક તેમજ પ્રજાકીય પ્રાણ દર્શન દેવા લાગ્યો છે. રાજકીય ને રાષ્ટ્રીય એકતા જીવન્ત બની છે ને રાષ્ટ્રીય પ્રજામત ઉદ્ભવ પામ્યો છે. આ સઘળાં બળો હાલ પ્રવર્ત્તમાન છે. જે અંગ્રેજો આખી દુનિયા ઉપર સ્વતંત્રતા માટે લડ્યા છે, તેઓ હિંદની સ્વતંત્રતાની મર્યાદા વિસ્તૃત કરવા હાનાકાની કરશે નહીં, એવી આશા છે.

## ઍંગ્લો–ઇન્ડીઅનનો વિરોધ.

આવું છતાં કેટલેક ઠેકાણેથી એવું કહેવામાં આવે છે કે સ્વરાજ્ય તરફ ગતિ કરવાને હિંદ લાયકજ નથી. હિંદની શાસનપદ્ધતિમાં કોઇ પણ જાતનો સુધારો કરવામાં આવે તેની સામે સંયુક્તરાજ્યમાં તેમજ અહિંયાં વિરોધી બળો એકઠાં થતાં જાય છે. સુધારાઓ સામે પૂરેપૂરા થવા અર્થે સંયુક્ત-રાજ્યમાં લોર્ડ સિડનહામ, સર જોન હયુવેટ તથા તેવા વિચારના બીજાઓ ક્યારના પ્રવૃત્તિ કરી રહ્યા છે. હિંદમાં રાષ્ટ્રીય કોન્ગ્રેસે તથા મુસ્લીમ લીગે જે સુધારાઓ પ્રતિપાદન કરેલા છે; તે સામે યુરોપીઅનો તથા એંગ્લો ઇન્ડીઅન સમાજ સામો પડયો છે; અને આમ થાય એ અનિવાર્ય છે. હિંદમાં રહેનાર બીજ-

અમલદારી યુરોપીઅન રાજકર્ત્રી વર્ગનો હોવાથી પોતાને ખાસ હક ધરાવનાર માણુસ ગણે છે. સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ સ્થાપન થવાથી, જો યુરોપિઅન અમલદારી વર્ગની કેટલીક સત્તાઓ લઇ લેવામાં આવે, તો બીનઅમલદારી યુરોપીઅનની માન્યતા પ્રમાણે તેના ખાસ હકને પણ નુકશાન પહોંચે. આવા અણીના વખતે હિંદી પ્રધાન તરીકે મી. મોન્ટેગુની નિમણુક કરવામાં આવી છે, તે જોઈ અહિંયાં યુરોપીઅનો તથા એંગ્લો-ઇન્ડિયનો ભડકી ગયા છે. અને મેસોપોટેમિયા કમીશન પ્રસંગે હાલની હિંદની બીનજવાબદાર રાજ્યપદ્ધતિ તુચ્છકારી કાઢનારૂં જે ભાષણ કરેલું તે તેમને અસહ્ય થઇ પડયું છે. આ દેશના રાજ્યવહીવટમાં જવાબદાર રાજ્યનો વિકાસ થાય, એવી જાતની ચળવળ તેમને ગમતી નથી; તેઓ તેમનાં હિતોનું રક્ષણ થાય એવી જાતનો હક માગી સંતોષ પકડતા નથી; પણ તેઓ તેમના અને પ્રજાને કેવા સુધારા આપવા જોઈએ એ માટે સરકારને ભણાવવાનો હક માગે છે. અદ્યપિ કોઇપણ જાતના નિર્ણિત ઠરાવો તૈયાર કર્યા વગર અચોક્કસ સમભાવ બતાવવાનું તેઓએ પસંદ કર્યું છે. આ દેશના કેળવાયલા માણુસો પોતાના અસંખ્ય દેશજનોના વિચારો જાણી શકે તે કરતાં વધારે સારી રીતે જાણુવાનો તેઓ ઢોંગ કરે છે, અને એવું જાહેર કરે છે કે તેમના ભલા માટેજ તેઓ પ્રવૃત્તિ કરે છે. કલ્કત્તાની વેપારી મંડળીનો તારો સર આર્ચિ બર્કમિઆર એવું કહે છે કે ચળવળ કારનારાઓના બડબડાટ આગળ હિંદની સરકારે પોતાનાં સઢ નમાવી દીધાં છે, ને પ્રજાકીય સભાસદોએ રજુ કરેલી નોંધમાં અશક્ય અને મોંફાટ માગણીઓ કરવામાં આવી છે. હિંદમાં સ્વરાજ્યની સ્થાપનાનો તિરસ્કાર કરવાથી સર માઇકલ ઓડીઅર તો તેથી દરેક યુરોપીઅનના ઉપકાર નીચે આવ્યો છે. કલકત્તાના બીજા વેપારી કોમના માણુસ મી. જોન્સે સુધારાઓ પ્રત્યે લોર્ડ ઇલ્ફિંગટનને તથા બીજાઓએ ઉદારતા દર્શાવી ઘણા ગંભીર મુદાઓ ઉભા કર્યા છે, તે સામે વાંધો ઉઠાવ્યો છે. તે

કહે, "હિંદ ઉપર વડીલપો દાખવતાં તેઓ દેવાળું કાઢી બેસશે." તે કહે છે કે વડી ધારાસભાના સભાસદો પ્રજાના ખરા ને સાચા પ્રતિનિધિઓ છે, એમ માનવું એ જબરી ઠગાઈ છે. એક ઠંડા પહોરે આ સદ્‌ગૃહસ્થાઓ એક નવીન જ જાતનું રાજ્ય-બંધારણ ઘડી કહ્યું છે. તેઓ હિંદી પ્રજાના નામમાં તથા તેમની વતી બોલે છે, એવું માનવું અસંભવિત છે. તેમના મતે ધારાસભાઓ હાલમાં જમીનદારો વકીલો તથા સાહુકારોની બનેલી છે, ને હિંદનો અસંખ્ય ગરીબવર્ગ ખેડુતવર્ગ હોવાથી તે જમીનદારો તથા સાહુકારો સાથે સારા સંબંધમાં નથી, અને "બ્રિટિશ પ્રજા આગળ જે વિચિત્ર દલીલ મૂકવામાં આવી છે તે આ છે, કે આવા જમીનદારોની દયાના ભોગ હિંદના કરોડો માણસોને બનાવવા કે કેમ?" અને એવો પણ ભય રહે છે કે પ્રાન્તિક સરકારના ખર્ચ પેટે "ચાહના બગીચાઓ ઉપર, કોલસાની ખાણો ઉપર અને સણની મીલો ઉપર પણ કર નાંખવામાં આવશે, ને એક વખત કર નંખાવો શરૂ થયો એટલે તેની ગતિ અટકવાનીજ નહીં, ને એવો વખત આવી પહોંચશે, જ્યારે યુરોપમાં નાસી જવા માટે તેમને કોરી ટીકાટો આપવી પડશે." નામદાર મી. આયર્નસાઈડ કહે છે કે જો સુધારાઓનો સ્વીકાર કરવામાં આવશે તો દેશનું રાજ્ય કકડા ભુકડા થઈ જશે; આથી તો "સંયુક્ત રાજ્યના જવાબદાર પ્રધાનોને મૂર્ખ બનાવવામાં આવે છે. આ બીના રૂદન માટે પુરતી છે." મોન્ટેગુને ઉદ્દેશીને કહેતાં તેણે કહ્યું કે "યુદ્ધની ફતેહ કરવા માટેના નિશ્ચિંત ઈરાદાથી તેને ખાતામાં લેવામાં આવ્યો. જો તે જરા પણ ઉપયોગનો હતો, તો તેને ત્યાંજ રહેવા દેવો જોઇતો હતો. પણ માથું મારનારા વર્ગમાંનો તે એક હોવાથી તરતજ તેણે ઈન્ડીઆ ઓફીસમાં પગપેસારો કર્યો, અને ખરે અફસોસની વાત છે કે એના જેવી માણસ હિંદને માથે ધકકેલવામાં આવ્યો છે." મદ્રાસમાં યુરોપીઅન એસોસિએશનના પ્રેસિડન્ટ મી. થોન્ડારે જણાવ્યું છે કે હિંદની આન્તર રાજનીતિના સંબંધમાં હિંદી પ્રધાન

હિંદની મુલાકાતે આવે છે, તેથી યુદ્ધને મોખરે લડતા માણસો ઉપર માઠી અસર થવા પામશે. તેની માન્યતા પ્રમાણે આવાં રાજ્યદ્વારી વિચલણોનું કારણ બેવકૂફ અલ્પ માણસોની ચળવળ છે ને આને દેખીતી રીતે હિંદી પ્રધાનની સંમતિ ને ટેકો મળ્યાં છે. તે સુચના કરે છે કે આપણે હિંદી પ્રધાનને એમને એમ રહેવા દો, ને આ વિષય ઉપર યુદ્ધ પરિષદના મુખ્ય પ્રધાનને તથા સ્વરાજ ભોગવનારી સંસ્થાનોના મુખ્ય પ્રધાનોને મળીએ. મી. થોન્ડરે આવું પગલું ભરતાં એવું પ્રસિદ્ધ કરેલું કે "ચળવળ કરનારાઓની ટોળી"ને હિંદી પ્રજાનો જન્મહક વેચાણ કરી દેવામાં ન આવે, એવી યુરોપીઅન એસોસિએશનની ઇચ્છા છે. મુંબાઈની યુરોપીઅન અસોશિએશન પણ આવીજ સખત હતી. મી. વાર્ડલો મીને કહેલું કે હિંદમાં એકે યુરોપીઅન બચ્ચો તેના હકોને મચડી નાંખવા નહીં દે; તેનો અવાજ સંભળાવોજ જોઈશે. કોઈએ કહ્યું નથી કે યુરોપીઅનો પ્રત્યે દુર્લક્ષ થવું તથા તેમના વિચારોને માન ન આપવું. યુરોપીઅન એસોસિએશનોની માફક મુંબાઈની એસોશિએશન પણ હિંદના રાજ્યવહીવટમાં અત્યારે મોટાં પરિણામ લાવનારા ફેરફારો કરવામાં આવે તે ભયભરેલું છે, એમ ગણે છે. આ મંડળોનું તણા અંગ્રેજી છાપખાનાનું વલણ કેવું છે, તે જોવા આથી વધારે લંબાણની જરૂર નથી. તેઓ એવું બતાવવાનો યત્ન કરે છે કે જાણે મોટી રાજ્યક્રાન્તિ થવાની હોય ને રાજ્યનું આખું બોખું ભયમાં આવી પડયું હોય નહીં! ને જાણે રાજ્યાભાવ ને અનવસ્થા વૃદ્ધિ પામ્યાં હોય અને વધતાં જતાં હોય નહીં! તેઓ પોતે આવો વખત આવે એ માટે જાણે પોતાથી બનતું કરે છે ને યુરોપીઅનો તથા દેશીઓમાં જાતિભેદ ને કડવાશ વધારે છે. ખરી હકીકત આ છે. આ દેશના યુરોપીઅનોનો દૃષ્ટિકોણ આ દેશના લોકથી તદ્દન જુદો છે. સાધારણ યુરોપિયનને હિંદની રાષ્ટ્રીયતામાં શ્રદ્ધા નથી, કે રાષ્ટ્રીય પાયા ઉપર હિંદનો ઉદ્ધાર કરી શકાય એવી સંભાવિતતામાં પણ શ્રદ્ધા નથી. રાજ્યવહીવટમાં દેશી લાગવગ વધવા પામે એવા કોઈ પણ જાતના ઠરાવોના તે દુશ્મન છે.

## મદ્રાસનો લોર્ડ બિશપ.

અત્યારની સ્થિતિ કેવી છે તે મદ્રાસના લોર્ડ બિશપે હમણાંજ બતાવી છે. તે કહે, "હિંદમાં કેટલા પ્રસિદ્ધ અપવાદો સિવાય અંગ્રેજો કેળવાયલા દેશીઓની લાગણી તથા ભાવનાઓની સામે છે, એટલુંજ નહીં, પણ તેમનાં કામ તથા રાજનીતિની વિરૂદ્ધ વર્તન કરવાનું અનિવાર્ય વલણ પણ ધરાવે છે. આમાં વર્તમાન સ્થિતિનો ઘણોખરો ભય રહેલો છે. પ્રજાની સંમતિ વગરના બીજા પાયા ઉપર અગર તેમના શેઠીઆ તરીકે આપણે હિંદનું રાજ્ય હવે બાંધી શકીશું નહીં, એનું ભાન આપણને હોવું જોઇએ; પરદેશી અમલદારપ્રધાન રાજ્ય કેવળ અલ્પ સમયનુંજ રાજ્ય હોઇ શકે; અને બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદ સ્વરાજ્ય ભોગવતો દેશ કેવી રીતે બને તથા તેની સંસ્કૃતિને તેના પોતાને માર્ગે કેવી રીતે ખીલવી શકે, એ જોવાનું આપણું લક્ષ્ય હોવું જોઇએ." હિંદનો સામાન્ય અંગ્રેજ આવા દૃષ્ટિબિંદુથી જોતો નથી. યુરોપીઅન સમાજ વફાદારીનો અમરપટ્ટો લીધાનો દાવો કરે છે. પણ રાજ્યવહીવટના કોઈપણ જાતના સુધારાને દુશ્મનાવટથી વધાવી લેવા સિવાય બીજો ધંધો તેઓએ કર્યો નથી. હિંદ તેની દરેક રાષ્ટ્રીય પ્રવૃત્તિની દરેક શાળામાં યુરોપીઅનોનું સહકારીપણું માગે છે. સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓની સ્થાપનાથી યુરોપીઅનોનો વેપાર કે ધંધો ભયમાં આવી પડશે, એવો ભય રાખવાને કાંઈ પણ કારણ નથી. હિંદના સવાલો પ્રત્યે તેમનું વલણ ભવિષ્યમાં બદલાશે કે નહીં, એ કહેવું સંભવિત નથી. આવા કટોકટીના પ્રસંગે સંયુક્તરાજ્યનો તથા હિંદનો રાજકારભાર કરનાર રાજકીય પુરૂષોને માથે આ દેશનું ભાવિ દોરવાની ઘણી ભારે જવાબદારી આવી પડેલી છે. એવી આશા આપવામાં આવે છે, કે આ દેશની રાજકીય સ્થિતિને બ્હીકણ ને ધડકતા હૃદયે નહીં, પણ ધૈર્યથી, દીર્ઘદૃષ્ટિથી તથા વિશાળ સમવૃત્તિથી ગ્રહણ કરવામાં આવશે.—આ ગુણો ભૂતકાળના સર્વ મહાન પ્રસંગોએ બ્રિટિશ રાજવંશજોમાં પ્રગટ થયા છે.

---